## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | | |
|---|---|---|
| આવા હતા બાપુ—૧ ૨·૩ દરેકના | .... | ૦–૫૦ |
| ગાંધી-ગુરૂ | .... .... | ... ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | .... | .... ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | .... | .... ૦–૩૭ |
| મસ્તીની પળોમાં .... | .... | .... ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | .... | .... ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | .... | .... ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | | (છપાય છે) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | | .... ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | | .... ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | | .... ,, |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | | .... ,, |
| આવા હતા બાપુ—૪ | .... | .... ,, |

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨-માર્ચ-૧૯૬૦ ] અંક ૧ લો

આપણે જે બીજાના દોષો જોવાનું છોડી દઈએ તો ઘણું મેળવીશું. અને અનેક વિટંબણાઓમાંથી બચી જઈશું.

—બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક

# બાપુના પત્રો



પૂ. ગાંધીજી સાથે યરવડા જેલમાં પાંચ માસ સતત રહેવાથી લાડકા દીકરાની માફક કાગળો લખતી વખતે હું વધારે પડતી છૂટ લેતો. પૂ. બાપુજીએ ૧૯૩૪–૩૫માં ગ્રામોદ્યોગ સંઘની સ્થાપના કરી. પોતે પ્રમુખ બન્યા અને હાથકાગળ બનાવવાનું કામ વર્ધા મગનવાડીમાં શરૂ કર્યું. શરૂઆતમાં હાથકાગળ ઘણાં જ ખરછટ, જાડા, કદરૂપા, શાહી ફૂટે એવા નીકળતા હતા. કાગળો પર પૂ. બાપુજીના પ્રેમથી નીતરતા અક્ષરો ઉકેલવા કઠણ કોયડો ને લહાવો હતો. મેં તેવા કાગળ વાપરવામાં ટપાલ ખર્ચ વધુ પડતું થાય છે એવી દલીલ કરી હતી. તેના જવાબમાં વર્ધાથી ૧૧–૧૦–૩૫ના રોજ નીચે પ્રમાણે લાંબો કાગળ લખી ધીરજથી હાથકાગળ વાપરવાનું મહત્ત્વ સમજાવ્યું હતું.

૨૫ વરસ પહેલાં આપેલી આ શીખ સ્વરાજ મળ્યા પછી કેટલી બધી સાચી છે. છતાં આપણે ગ્રામસેવકો ખાદીના વપરાશ માટે જેટલા જાગૃત રહીએ છીએ તેટલા હાથકાગળ, શાહી, સીસાપેન, બ્લેઇડ, ચાખા, સાબુ ટેવ વાપરતી વખતે જાગૃતિ સેવતા નથી જ. એ તો બાપુનું શ્રાદ્ધ સમજપૂર્વક ઉજવ્યું ગણાય — છગન જોશી

ચિ. છગનલાલ

ગામઠી કાગળ વાપરવા વિષેની તમને શંકા આવી છે એ આવવી નહોતી જોઈતી. એવી જાતની દલીલ ખાદીને વિષે ઘણીવાર થાય છે. અને તેનો ઉકેલ આપણે એક જ રીતે કર્યો છે. ખાદી મોંઘી છતાં જેઓ તેનું રહસ્ય સમજ્યા છે તેણે તેને પોતાને, મારૂ મોંઘી કરી મૂકી છે. જેમ આપણામાંના ઘણાએ મોંઘી ખાદી લીધી તો કપડાંનો વપરાશ ઓછો કર્યો અને સરવાળે પૈસા બચાવ્યા. જો વપરાશ ઓછો નથી થઈ શક્યો તો બીજા ખર્ચમાંથી પૈસા બચાવ્યા પણ હાર ન ખાધી, એમ ગામઠી કાગળ વાપરવાનો આગ્રહ શરૂ કર્યો કે તુરત લખવાનું ઓછું કર્યું. તેટલા જ કદમાં વધારે લખાણ સમાવ્યું. પાંચ પૈસામાં કે ચાર પૈસામાં જવાને બદલે ત્રણમાં પ્રવેશ કર્યો. અહીં પણ જેલમાં કાપલીઓ લખાતી તેમ શરૂ કરી સરવાળે ટપાલ ખર્ચ વધતું નથી. દિલ્હીમાં કેમ ચાલે છે એ હું જાણતો નથી પણ મલકાનીએ બચાવ શરૂ કરી દીધો હતો. સરકારને આપીએ તે પણ આપણને આપ્યા બરાબર છે. એટલે ટપાલમાં વધારે ખર્ચ ન કરવાનું, પરાધાને આપવું પડે છે એવી દૃષ્ટિએ વિચારવું આવશ્યક છે, રાજસત્તા આપણા પોતાના હાથમાં હોય તો પણ ટપાલનું ખર્ચ ઉડાઉપણે જેઓ સેવક હશે તેઓ થોડું જ કરી શકવાના છે? જેટલા આપણે બધી ચીજોનો વપરાશ ઓછો કરવાનો પ્રયત્ન કરતા હતા તે આપણે પોતાની મિલકત સમજીને કરતા હોઈએ કે રાજ્યસત્તા ગમે તેના હાથમાં હોય છતાં મિલકત તો આપણી જ છે ને? સરકારમાં પૈસો ભરીએ તે સરકારી ખર્ચમાં જ વપરાય છે, પરદેશીઓના હાથમાં સત્તા હોય ત્યારે ઉડાઉપણે વપરાય તેથી કંઈ તેનો વપરાતો પૈસો આપણો મટી જતો નથી. એ ઉડાઉપણું દૂર કરવાનો પ્રયત્ન કરવો ધર્મ છે. પણ જ્યાં સુધી ચાલ્યા કરે છે ત્યાં સુધી એક નહિ પણ બીજી રીતે પણ એ ખર્ચ આપણે જ ચલાવીએ છીએ તેથી ટિકિટવાળી દલીલ ગામઠી કાગળને લાગુ ન પાડી શકાય. એ કાગળનો પ્રચાર કરતા આરંભ કાળમાં કદાચ ટિકિટનું ખર્ચ વધી પડતું હોય તો પણ તેથી છેવટે ગામઠી કાગળનો પ્રચાર વધી શકતો હોય તો વધારાની ટિકિટનો ઢેપ કરવાનું સુદ્ધાં કારણ નથી.

૧૧–૧૦–૩૫ બાપુના આશીર્વાદ

# મીરાંનાં ભજનો

વિમળા પટેલ

હો જી મહારાજ છોડ મત જ્યાજો ॥
મૈં અબલા બલ નાહિં ગુસાઈં
તુમહિં મેરે સિરતાજ ।
મૈં ગુણહીન ગુણ નાહિં ગુસાઈં
તૂમ સમરથ મહારાજ ॥
થારી હોઈ કે કિન રે જાઉં,
તૂમ હી હિ બડા રો રાજ ॥
મીરાંકે પ્રભુ ઔર ન કોઈ
રાખો અબ કે લાજ ।

હે મહારાજ, આમાય છાડિયા જાઈયો ના। આમિ અબલા, પ્રભુ (ગોસ્વામી), આમાર કોન બલ નાઈ; તુમિઈ આમાર માથાર ભૂષણ। આમિ ગુણહીન, હે પ્રભુ આમાર કોન ગુણ નાઈ, તુમિ સકલ ગુણેર આકર। આમિ તોમાર, તોમાર હઈયા આર કાહાર કાછે જાઈબ। તુમિઈ આમાર હૃદયેર ભૂષણ। મીરાર પ્રભુ ત આર કેહઈ નય, (તમે) તુમિઈ આમાર લજ્જા રાખ।

હે મહારાજા, મને ત્યજીને ના જાઓ, હું એક અબળા, મારું બીજું કોઈ બળ નથી. હે પ્રભો, હે ગોસાંઈ, તમે મારા માથાનો મુગટ છો. હૈયાના હાર છો. સર્વ આભૂષણ તમે જ છો અને હું. એક નિર્ગુણ પામર છું ને તમારે ચરણે આવી છું. હવે બીજા કોની પાસે જાઉં?

હે મારા પ્રભુ, હે ગુણોના સાગર, મારી લાજ તમારા હાથમા છે ને તમે જ રાખો, મહારાજ!

*

પિયા અબ ઘર આજ્યો મેરે,
તુમ મોર હૂં તોરે ॥
મૈં જન તેરા પંથ નિહારૂં,
મારગ ચિતવત તોરે ॥
અવધ બદીતા અજહું ન આયે,
દુતિયન સું નેહ જોરે ॥
મીરા કહે પ્રભુ કબરે મિલોગે,—
દરસન બિન દિન દોરે ॥

હે પ્રિય, આમાર ગૃહે એસ। આમિ જે તોમાર ઈ, તુમિ જે આમાર। આમિ જે તોમાર પથ ચાહિયા આછિ, તોમાર પથ દેખિતે છિ।

જે સમયે આસિબે બલિયાછિલે સે સમય ચલિયા ગેલ, તુમિ આજિઓ આસિલે ના; અન્યેર પ્રેમે બદ્ધ હઈયા આછ।

હે મીરાર પ્રભુ, તોમાર દર્શન બિના જે દિન કાટે ના, કખન આસિયા મિলিবে?

"વહાલા, મારે ઘેર પધારો. તમારી હું છું, મારા તમે છો. તમારો માર્ગ જોઈ રહી છું. માર્ગમાં બેસીને વાટ જોઉં છું.

આવવાનો સમય આપીને ગયો! પણ હજી યે ના આવ્યો! લાગે છે કે કોઈના પ્રેમમાં બંધાઈ પડ્યા છો!

પણ મારા પ્રિયતમ, તમને ક્યાં ખબર છે કે તમારાં દર્શન વિના મારો દિવસ જતો નથી! ત્યારે હવે બોલો ક્યારે પધારવું છે. હે, મીરાના પ્રભુ, તમારો સંગ કરાવો એ જ છે મારી આશ.

*

મતવારો બાદલ આયો રે,
હરિ કો સંદેશ કછુ નહિં લાયો રે।
દાદુર મોર પપીહા બોલે,
કોયલ શબ્દ સુનાયો રે।
કારી અંધિયારી બિજલી ચમકે,
બિરહન અતિ ડર પાયો રે ॥
ગાજે બાજે પવન મધુરિયા,
મેહા અતિ ઝડ લાયો રે।
કૂકે કાલી નાગ બિરહ કી જારી,
મીરા મન હરિ ભાયો રે ॥

મત્ત બાદલ આસિયા છે, કિન્તુ હરિર સંવાદ કિછુઈ આસિલ ના। દાદુર મયૂર પાપિયા ডাকিতে છે, કોકિલ গান শুনাইতে છে; আঁধার নিবিড় અন્ધકાર,

બિજલી ચમકાઈતે છે. બિરહિની ભયાતુરા હઈયા ઉઠિતે છે। મધુર પબન બહિતે છે, બજ્ર ડાકિતે છે, મેઘ ઝડ આનિતે છે। કાલીય નાગેર જેન બિરહેર જ્વાલા ઉદ્‌ગાર કરિતે છે।

આજ મીરાર મન હરિ-અનુરાગિની હઈયા છે।

ઘનઘોર વાદળ ઊમટ્યાં છે. ચારેકોર અંધારું થઈ ગયું છે. વિજળી ચમકારા મારે છે. સુસવાટા મારતો પવન ચારે દિશાએ ફૂંકાય છે. કાળા નાગનાં ડાઠલાં વાગે છે. એ ય જાણે વિરહે તાગતો ના હોય, એમ ફુંફાડા મારે છે! ગાજવીજ સાથે વંટોળિયો ચડી આવ્યો છે. પતિ વિરહિણીઓ ભયભીત થઈને આમતેમ જુએ છે. મોર, પપૈયા, દાદુર, કોકિલ વગેરેના ઠંઠગાન કાને પડે છે. પણ સારા હરિનો સંદેશો કોઈ લાવતું હોય એમ જણાતું નથી!...

આજે મીરાંનું મન હરિમિલન માટે વ્યાકુળ બન્યું છે...

*

દરસ બિન દૂખન લાગે નૈન ॥
જબસે તૂમ બિછરે મેરે પ્રભૂજી,
　　કબહું ન પાયો ચૈન ।।
સબદ સૂનત મેરી છતિયાં કંપે
　　મીઠે લગે તૂમ બૈના ।
એક ટકટકી પંથ નિહારૂં
　　ભઈ છમાસી રૈન ॥
બિરહ બિથા કાસું કહું સજની,
　　બહ ગઈ કરવત ઐન ।
મીરા કે પ્રભુ કબ રે મિલોગે,
　　દૂખ મેટન સુખ દેન ॥

"દર્શન બિના મોર નયન વ્યથિત હઈયા ઉઠિયા છે। હે પ્રભુ, જે દિન હઈતે તુમિ આમાકે ત્યાગ કરિયા છ સેઈ દિન હઈતે આર શાન્તિ પાઈ નાઈ। શબ્દ શુનિયા આમાર બૂક કાઁપિયા ઉઠે (ભાબિ બુઝિ તુમિ આસિલે); તોમાર બાણી જે આમાર મિષ્ટ લાગે।

એક દૃષ્ટે પથેર દિકે ચાહિયા આછિ; રાત્રિ જેન તોમાર બિરહે છય માસેર મત દીર્ઘ બોધ હઈતે છે।

હે સ્વજનિ, આમાર એ બિરહ બ્યથા કાહાર કાછે બલિબ? સે બ્યથા આમાર બૂકે કરાતેર ધારેર મત આઘાટ દિતે છે।

હે મીરાર પ્રભુ, આમાર દુઃખ દૂર કરિબાર જન્ય, આમાકે સુખ દિતે કખન આસિયા મિલિબે!"

"દર્શનને કાજે તાકીતાકીને મારી તો આંખો દુઃખવા આવી. જ્યારથી તમે મને તમારાથી અળગી કરી, ત્યારથી મારી શાન્તિ હણાઈ ગઈ છે! જાણે તમે આ ઘડી જ આવશો, એ ભણકારે તો મારી છાતી ધડક ધડક થાય છે! તમારા બોલ મને મીઠા લાગે છે.

વહાલમ, એકી ટશે તારી વાટ જોઉં છું. તારા આવવાનો માર્ગ જોઈને હવે તો થાકી! રાત્રિઓ છ છ મહિના જેવડી લાંબી લાગે છે!

હે સ્વજનિ, મારી આ વિરહવ્યથા કોની પાસે કહું? એ વ્યથા તો કરવતની ધાર જેવી ભોંકાય છે!

હે મીરાના પ્રભુ, મારું આ દુઃખ હણવા અને સુખ આપવા ક્યારે પધારો છો?...

*

મને આશ્ચર્ય થાય છે કે માછલીઓ સમુદ્રમાં કેવી રીતે જીવે છે? કેવી રીતે! જેમ માણસ પૃથ્વી પર જીવે છે, મોટા નાનાને ગળીને.

—શેક્સપિયર.

અવગુણ નાવમાં પડેલ કાણા સમાન છે. જે નાનું હોય કે મોટું એક દિવસ અવશ્ય ડુબાડી દે છે.

—કાળીદાસ.

આપત્તિઓને જે આપત્તિ નથી સમજતા, તે આપત્તિઓને જ આપત્તિમાં મૂકીને પાછી ધકેલી દે છે.

—તિરૂવલ્લુર.

# ભગવાનનાં અને મનુષ્યનાં રમકડાં

સુમેરસિંહ હાડયા

અને આજે વળી પાછું જાનકીએ બાબાને એક નાનકડું માટીનું સુંદર રમકડું લાવીને આપ્યું.

મેં જાનકીને બોલાવીને કહ્યું: 'જાનકી, પાછી તું રમકડું લઈને આવી છો! આ તો ઠીક ન કહેવાય.'

જાનકીએ જરાક સ્મિત કર્યું અને તેના કૃષ્ણવરણાં મોં પર બેદરકારીનો ભાવ સ્પષ્ટ દેખાયો. બોલી: 'શેઠજી! હું બાબાને માટે લાવી છું. જુઓ, તે રમકડાંને જોઈને કેવો રાજી થઈ રહ્યો છે!'

'એ બધું તો ઠીક છે.' મેં ઉડતી નજર બાબા પર નાખી અને પછી કહ્યું: 'પણ તું આ રમકડાંના પૈસા કેમ નથી લેતી? બહેન આ રીતે કેમ ચાલશે?'

જાનકીની આંખોમાં મમતાની છાયા તરવરી ઉઠી તેણે ધીમા અવાજે જવાબ આપ્યો: 'બાબાને મેં પાળીપોષીને મોટો કર્યો છે. તે મારા ખોળામાં રમ્યો છે. હું તેની આયા છું. આ નાતે મારો તેના પર શું કશો ય અધિકાર નથી?'

પ્રશ્ન પૂછીને જાનકીનું હૈયું ભરાઈ ગયું. તેણે મોં ફેરવી લીધું અને દબાતે પગલે બીજા ઓરડામાં પોતાના કામે ચાલી ગઈ. હું અવાક્ ઊભો રહ્યો.

બાબો એ રમકડાંથી રમી રહ્યો હતો. તેની બાલસુલભ ક્રિયાઓ અત્યંત મનોહર અને ચિત્તાકર્ષક હતી. હું તેની પાસે ગયો. ને મારું ધ્યાન તરત પેલાં રમકડાં પર કેન્દ્રિત થયું.

તે રમકડું એક સિદ્ધહસ્ત કલાકારની કૃતિ હોય એમ લાગ્યું. નૃત્ય-મગ્ન મોરની એક ભાવ પૂર્ણ ઝાંખી તેમાં હતી. હું કોઈ કલા વિવેચક તો છું જ નહીં, કે તેમાં અભિવ્યક્ત થતી સુક્ષ્મ કલાની વિવેચના કરી શકું. તેની પ્રત્યેક રેખામાં સંતાયેલા ભાવોનો અર્થ સમજી શકવાની ગૂઢ બુદ્ધિનો પણ મારામાં અભાવ છે તો પણ તેમાં એવું હૃદયગ્રાહી આકર્ષણ હતું કે હું ગાંડો બની તેને એકીટશે જોઈ રહ્યો. તેમાં રંગોની મિલાવટ પણ બરોબર નહોતી. તે ફક્ત માટીમાંથી જ બનાવેલું હતું. છતાં તેની સાદાઈમાં જે કલાત્મક સૌંદર્યના દર્શન થતાં હતાં તે બીજે મળવા દુર્લભ છે. આ જ કલાકારની પોતાની એક ખાસ વિશેષતા હતી જેના પર હું મુગ્ધ થયો.

આમ હું આ રમકડાંની સુંદરતા પર મુગ્ધ થઈને ઊભો હતો.

ત્યાં જાનકી આ બાજુ આવી એટલે મેં ખૂબ વિચારીને પૂછી લીધું: 'કેમ, આયા! આ રમકડાં બનાવનાર કારીગર ખૂબ કમાતો હશે ખરું?'

જાનકી જાણે પવનની ઝાપટથી દીવો ઠરી જાય તેમ ઠરી ગઈ. તેની આંખો નિરાશા અને વેદનાથી ભરાઈ ગઈ. તેનું મોં એકદમ નિસ્તેજ થઈ ગયું તેણે આહ્ કરીને દુઃખિત સ્વરે બોલી: 'શેઠજી, આ રમકડાંને કોઈ એક આનામાં પણ નથી ખરીદતું.'

ને જાનકી પાછી પોતાને કામે ચાલી ગઈ. પણ તેના કંપિત સ્વરમાંથી જે કડવી વાસ્તવિકતાનું અનાવૃત રૂપ મારી સામે ખડું થઈ ગયું હતું, તેણે મારી આખી પૂર્વધારણાઓને નિર્મૂળ કરી દીધી. જે અત્યંત માર્મિક અને ક્ષોભજનક હતું.

આ તદ્દન સત્ય છે કે આજકાલ રબ્બર, પ્લાસ્ટીક અને પતરાંનાં રમકડાં જ વધુ સંખ્યામાં વેચાય છે. અરે મેં પોતે આ માટીનાં રમકડાંની ઉપેક્ષા ક્યાં નથી કરી? અને જોઈ?

ને હું વિચારના પ્રવાહમાં તણાયો – કદાચ આપણે આવાં રમકડાંને પ્રેમપુર્વક ખરીદીએ તો સાથે જ દેશનું ખૂબ મોટું હિત થઈ શકે છે. પહેલું, તો આ ફૂટપાથ પર બેસવાવાળા અજ્ઞાત કલાકાર સુંદર કલાના સર્જનમાં પૂર્ણ યોગદાન કરી શકે અને બીજું તેના વેચાણથી તેના પરિ-

વારનું ભરણપોષણ સહેલાઈથી થઈ શકે.

અચાનક મારા મનમાં એક વિચાર આવ્યો કે શા માટે આ કલાકારનાં દર્શન ન કરું? તેનાં થોડાં રમકડાં ખરીદીને મિત્રોને બતાવીશ તો તેઓ આ તરફ વળશે.

જાનકીએ પોતાનું બધું કામ પૂરું કરી લીધું અને રજા લઈને ચાલવા માંડ્યું. ત્યારે મેં તેને બોલાવી:

'જાનકી!'

'જી.'

'મને આ કારીગરનું ઘર બતાવીશ?'

'શું?' જાનકી ડઘાઈ ગઈ અને તરત બોલી: 'ત્યાં તમારા જેવા મોટા માણસે જવું સારું નહીં.'

'શું કામ?' મેં આશ્ચર્યથી પૂછ્યું!

'જી....જી!' જાનકીની જીભ થોથવાઈ ગઈ. તેને કંઈ યોગ્ય જવાબ ન મળ્યો.

'હું, જરૂર તેને મળવા આવીશ. ચાલ મને તેનું ઘર બતાવ.' મેં દૃઢતાથી કહ્યું.

'ઠીક!' જાનકીનો રૂંધાયેલો સ્વર બહાર આવ્યો.

લગભગ પોણા કલાક પછી અમે એક ભાંગી-તૂટી ઝૂંપડીના દરવાજે પહોંચ્યાં. એક બાજુની દિવાલ પડી ગઈ હતી. અને અરધું છાપરું કદાચ આ ગયા વરસાદમાં પડી ગયું હશે. આખા ઘરમાં ભેજની દુર્ગંધ પથરાયેલી હતી. જેનાથી માથું ફાટી જાય.

તો પણ હું જાનકી સાથે અંદર ગયો. પહેલાં ત્યાં શ્વાસ લેવો જ મુશ્કેલ થઈ ગયો. ત્યાંથી જાએ મેં જોયું કે જુનાપુરાણા ફાટેલાં ચીથરામાં વિંટળાયેલો એક આધેડ ઉમરનો એ માણસ પોતાની કુશળ આંગળીઓથી ચીકણી ભીની માટીથી રમકડાં બનાવી રહ્યો છે. તેની ગરદન ઢળેલી છે. અને તે તન્મય થઈ પોતાનું કામ કરી રહ્યો છે.

તે ચૂપ બેઠો હતો અને અમારા આવવાનો અવાજ પણ તેની તન્મયતાને ચળાવી ન શક્યો.

જાનકી તરત જ ભાંગીતૂટી માચી ઉપાડીને લઈ આવી અને મને તેના પર બેસવાને માટે આગ્રહ કરવા લાગી. તેણે સંકોચથી ધીરેથી કહ્યું: 'આ મારું ઘર છે.'

'સાચે!' હું ચકિત થઈ ગયો. ખરું પૂછો તો મારે માટે આ ન માની શકાય એવી વાત હતી. એટલું તો સ્પષ્ટ થયું કે આ જાનકીનો પતિ છે, ઘરની જર્જરિત દશા જોઈને સમજી ગયો કે, કલાકારનો આ ધંધો ચાલ્યો નથી. રાત દિવસ કઠોર પરિશ્રમ કરીને તેણે રમકડાં બનાવ્યાં પણ લોકોએ આની લગન, કલા અને મહેનતનું કંઈ જ મુલ્યાંકન ન કર્યું. તેણે કલાની નિષ્ઠાપૂર્વક સેવા કરી, પણ તેને યોગ્ય પુરસ્કાર ન મળ્યો. અને આખરે જાનકી કામ ધંધો કરીને ઘરનું ખર્ચ ચલાવે છે. કેવું દુર્ભાગ્ય છે! કેવી વિડંબના છે!

કારીગર હજુ સુધી પોતાના સંપૂર્ણ અસ્તિત્વથી અનભિજ્ઞ થઈને કામમાં જ ખોવાયેલો હતો. મેં પણ તેને તેના ધ્યાનમાંથી અળગો કરવાનું યોગ્ય ન માન્યું. તેની રમત કરતી મસ્ત નિપુણ આંગળીઓને હું જોતો જ રહ્યો.

પણ જાનકીથી ન રહેવાયું. તેણે ઊંચા અવાજે બૂમ પાડતાં કહ્યું: 'જુઓ તો, આ બાજુ. શેઠજી આપણે ઘરે તમને મળવા આવ્યા છે.'

'હેં!' કલાકારે ઊંચું જોયું.

'અરે!' મારા મોંમાંથી અચાનક નીકળી ગયું. અને શરીરમાં ધ્રુજારી પ્રસરી ગઈ. મેં પ્રશ્નભરી આંખે જાનકી તરફ જોયું. જેનાં મોં પર વિષાદનાં કાળાં વાદળાં છવાઈ ગયાં હતાં

'હા, શેઠજી! રાત દિવસ કામ કરવાથી તેમની આંખો ચાલી ગઈ છે અને કાનથી બહેરાં પણ હવે થતાં જાય છે.'

અને તેનો દબાયેલો ડૂમો આંખો વાટે બહાર ધસી આવ્યો. [હિંદીપરથી]

# નાનાંને પણ સમજાય એવું 

એક વાર એક મંડળી વિનોબાજી પાસે ચર્ચા કરવા આવી. વાર્તાલાપ ચાલ્યો. અને એક જુવાન ભાઈ ઊભા થયા અને શણગારેલી ભાષામાં બોલ્યાઃ 'બાબા! આપની ગ્રામદાન, સંપત્તિદાન, ભૂમિદાન, શ્રમદાન વગેરેની વાતો ખૂબ સુંદર અને પ્રેરક છે પરંતુ લોકોનાં સમજમાં, હૃદયમાં ઉતારતા યુગ વીતી જશે. આજે તો આ બધું સમજાય તેમ લાગતું નથી.

વાર્તાલાપનો પ્રવાહ ચાલી રહ્યો હતો, વિનોબાજી આ ભાઈની વાત સાંભળીને મીઠું હસ્યા. અને દૂર બેઠેલા બે ત્રણ બાળકોને ઇશારો કરી પોતાની પાસે બોલાવી અને એક બાળકને હસતાં હસતાં પૂછ્યું.

'તારું નામ શું?'

બાળકે વિનયથી જવાબ આપ્યોઃ 'સતીશ.'

વિનોબાજીઃ 'તારે કેટલા હાથ છે?'

આ સાદા અને સરળ પ્રશ્નથી બાળક જરા પહેલાં વિચારમાં પડી ગયો છતાં તરત જવાબ આપ્યોઃ 'બે.'

'અને પગ?'

'બે.'

'અને આંખ?'

'બે.'

'અને તારા ભાઈ બહેનને હાથ પગ, અને આંખ કેટલી?'

'બબ્બે.'

'અને આ તારા ભાઈબંધને?'

'એને પણ બબ્બે.'

'અને આ બધા લોકો બેઠા છે તેમને?'

'એમને ય બબ્બે.'

વિનોબાજીએ બાળકને માથે હાથ ફેરવતાં પૂછ્યું: 'બધાંને બબ્બે; એમ કેમ હશે?'

બાળક જરા મુંઝાયો પણ ચાલાક હતો એટલે આજુબાજુ જોતા બોલ્યોઃ 'ભગવાને આપણને બધાને એક જ સરખા બનાવ્યા છે માટે.'

'હં', બરાબર. હવે કહે જોઉં તારે ઘરે વરસાદ પડે છે?'

'હાજી, પડે છે.'

'તારા આ ભાઈઓને ઘરે?'

બાળક આવા સાદા પ્રશ્નોથી હસવા લાગ્યો અને બોલ્યો. 'વરસાદ તો બધે જ પડે ને.'

'અને આ જો, ઉપર સૂરજ. તેનું અજવાળું પણ બધે પડે?'

'હાસ્તો વળી.' એમ કહીને બાળક ખૂબ જોરથી હસ્યો. વિનોબા પણ તેના હાસ્યમાં ભળતા બોલ્યાઃ 'તો આ બધું બધાને ઘરે શા માટે પડે? કોઈના ઘરે ન પડે એમ બને ખરું? ખેડૂતને ઘરે પડે એ તો બરાબર પણ વાણિયાને ઘરે શા માટે? બ્રાહ્મણને ઘરે શા માટે? અને ભગત ને ઠગતને ઘરે શા માટે? હરિજનને ઘરે પણ શા માટે?

હવે બાળક મુંઝાયો. હાસ્ય બંધ થયું અને વિચારમાં પગ ખોતરવા લાગ્યો. પણ જવાબ જડતા તરત બોલ્યોઃ 'ભગવાનને તો બધા સરખા એટલે એ તો બધાને સરખું જ દે ને?'

વિનોબાજી બાળકના જવાબોથી ખુશ થતા હતા તેથી વધુ પૂછવા લલચાયા અને બોલ્યાઃ 'અલ્યા છોકરા, હવે આ કહે, આ બધી જમીન કોણે બનાવી?'

પેલો બાળક હવે ખીલ્યો હતોઃ 'કેમ વળી, ભગવાને.'

'તો આ જમીનનો માલિક કોણ?'

'ભગવાન સ્તો.'

'ઠીક, હવે કહે, આ ભગવાનની ભૂમિ પર કામ કોણ કરી શકે?'

બાળક હવે ખીલતો જતો હતો. અને તેને

મજા પણ પડતી હતી તેથી તેણે તરત જ જવાબ આપ્યો.

'જેને બે હાથ હોય તે સહુ.'

'સાચું. તો હવે એક છેલ્લા પ્રશ્નનો ઉત્તર આપતો જા, કે એમાંથી ઉત્પન્ન થતો પાક કોણ ખાય?'

બાળકને કશી ગતાગમ નહતી કે બાબા આવા પ્રશ્નો શું કામ પૂછે છે. અને પેલી વિદ્વાન મંડળી; આ વાર્તાલાપ આશ્ચર્યપૂર્વક સાંભળી રહી હતી તે પણ જરા વિચારમાં પડી ગઈ. બાળક તો જાણે પરીક્ષાના જવાબ આપતો હોય એમ કડકડાટ જવાબ આપતો હતો. તે આકાશ તરફ જોતાં બોલ્યો:

'આ ભગવાને આપણને વરસાદ આપ્યો, જમીન આપી, તડકો આપ્યો. અને આપણને સહુને પણ એણે જ ઘડયા. અને આપણે સહુએ કામ કર્યું એટલે પાક પણ આપણા બધાયનો જ કહેવાય ને!'

વિનોબાજી બાળકના આ જવાબથી ખુશ ખુશ થઈ ગયા. તેને પાસે ખેંચી પીઠ થાબડતા થાબડતા બોલ્યા: 'અલ્યા છોકરા, તું તો ભારે ચાલાક દેખાય છે! મારા શ્રમદાનનું તત્ત્વજ્ઞાન તું કેટલું સહજ રીતે જાણે છે! પણ આ વિદ્વાન મિત્રો હજી આ વાત નથી સમજી શકતા એ કેવું! આ બધું ભગવાનનું છે. આ બધાના આપણે સરખા હકદાર છીએ, આપણી મજિયારી મિલકત છે એટલું આપણે સમજી જઈએ તો કેવું સારું!'

બાળકની ફરી પીઠ થાબડતા બાબા બોલ્યા: 'જાઓ છોકરાઓ. રમો, કૂદો અને સંપીને કામ કરજો."

હવે પેલા વિદ્વાન મિત્રોને કંઈ સમજાવવાની જરૂર રહી ખરી! સહુ બાબાને વંદન કરતા ઊઠયા.

☆

એક વાર ચાચા બેઠા હતા અમસ્તાં જ. નિરાંતની ઘડીઓ હતી. ટોળ ટપ્પા ચાલતા હતા. ચાચાજી એમની વાતો કહેતા હતા. એમાં એક પ્રસંગ—વાણી બોધપાઠ જેવી લાગી.

"ઊભા રહો. ખોલો તમારો સામાન. અમારે તપાસ કરવી છે. તમે કાંઈ લાવ્યા તો નથી ને!"

ચાચાજી ઘણાં વર્ષો પર અહીં આવ્યા, તે વખતનો એમનો અનુભવ છે. સ્ટેશને એક રેલવે અધિકારીની સામે તેના કર્મચારીઓનું ફરમાન થયું.

"(રમુજી ભાષામાં, લાક્ષણિક ઢબે ચાચાજી વર્ણન કરે છે: પહેલાં તો મને અંદરથી રોષ આવ્યો. સાહેબ—ટોપામાં સંતાડીને કેટલીય આડી અવળી ચીજો ચાલી જાય છે! એને કોઈ રોકનાર નથી ટોકનાર નથી ત્યારે મારા જેવાની એક એક કરીને ચીજો ખોલાવે છે! તપાસે છે!)

હું ના બોલ્યો, ચૂપ રહીને મારો સામાન ખોલાવતો હતો. મને પૂછવામાં આવ્યું: "તમે કોણ છો? ક્યાંથી આવો છો?" મેં જવાબ આપ્યો, "ઇન્સાન છું!"

સાહેબનો જરા પિત્તો ગયો, "ક્યાં જાઓ છો?"

મારે જ્યાં જવાનું હતું તે આશ્રમનું નામ આપ્યું. સાહેબ ઢીલા પડી ગયા. પોતાના કર્મચારીઓને સંબોધીને બોલ્યા: 'જવા દો. જવા દો. જરા વિવેકથી કામ લો.'

મેં (ચાચાજી) કહ્યું: નહિ નહિ ભાઈ. તપાસો મારો સઘળો સામાન. એટલું જ નહિ પણ મારી જાતને તપાસો. એમાં તો કાંઈ સંતાડીને લાવ્યો નથી ને! અરે, એથીય આગળ મારું દિલ તપાસી લો... એમાં શું શું મેં છુપાવ્યું છે!"

કર્મચારીઓ અને સાહેબ ઠંડાગાર થઈ ગયા. —દિ. પ.

# કેવા મુસાફર બનશું ! ———— રામનારાયણ ના. પાઠક

એક હતો વાંદરો. એને રાજા થવાનું મન થયું. પોતાની યોગ્યતા ન હોય તે વસ્તુ કે પદ મેળવવા માટે માણસને આડા રસ્તા લેવા પડે છે. વાંદરાએ કોઈનાં રેશમી કપડાં ઉઠાવ્યાં, કોઈનાં ઘરેણાં લૂંટ્યાં, કોઈનો રાજદંડ તો કોઈનું સિંહાસન પડાવ્યું. અને વાંદરીને બનાવી મહારાણી! એને માટે પણ હીરામોતીના નવ લખા હાર અને ભાતીગળ વસ્ત્રો રત્નજડિત સિંહાસન અને છત્રચામર મેળવ્યાં.

આ કામમાં સહાય કરનારને વાનરરાજે પ્રધાન અને સેનાપતિ બનાવ્યા. બીજાઓને તેમની મદદના પ્રમાણમાં શિરપાવ તરીકે નાની મોટી પદવીઓ એનાયત કરી. અને પછી વાનરરાજની સભા દીપી ઊઠી. રોજ સવારે સૂર્યોદય થતાં સભા પૂરબહારમાં એકઠી મળે, નાના મોટા કાયદાઓ ઘડાય, ન્યાય તોળાય, શિક્ષા થાય, માફી અપાય, રાજવહીવટ ચાલે, બજેટોની ચર્ચા થાય, પણ રાજાજીને આટલાથી કંઈ સંતોષ ન વળે. માત્ર આસન મેળવવાથી, સુંદર વસ્ત્રાભૂષણથી, વિલાસ વૈભવથી માનવીને સંતોષ વળતો નથી. એને પોતાની વાહવાહ કરનાર પણ જોઈએ

રાજાજીનો હુકમ છૂટ્યો "જાઓ. રસ્તે જતા કોઈ પણ મુસાફરોને પકડી લાવો "

પ્રધાનજીએ સિપાઈઓને હુકમ કર્યો. બે જોરાવર વાનરો હાથમાં મજબૂત ડાળીઓ લઈ રસ્તો આંતરીને ઊભા. એટલામાં બે મુસાફર નીકળ્યા. બન્નેને પકડીને રાજા સાહેબ આગળ હાજર કર્યા.

વાનરરાજે બન્નેનું સ્વાગત કર્યું. એક મુસાફરે નીચા નમી, રાજા સાહેબને પ્રણામ કર્યા. એટલે તેને પ્રધાનજીએ પૂછ્યું: "કેમ તમને આ સભા કેવી લાગે છે?"

મુસાફર બોલ્યો: "અમ,'આનું નામ રાજ્યસભા, આવી સભા મેં કદી જોઈ નથી. તુલસીદાસજીએ સુગ્રીવની સભાનું વર્ણન કરેલું છે પણ તે સભા આવી નહીં હોય. વાનરરાજ સિંહાસને બિરાજ્યા છે, બાજુમાં મહારાણી શોભી રહ્યાં છે, પ્રધાનજીનો રૂઆબ કેવો છે, અને સેનાધિપતિની તો સામે જોઈ શકાતું નથી."

આમ કહ્યું એટલે રાજાસાહેબ બહુ ખુશ થયા. તેમણે પ્રધાનજીને હુકમ કર્યો કે "આ મુસાફરને સુંદર આસન આપો, ફળફૂલ આપો, વસ્ત્ર અને આભૂષણ આપો. તેમને આરામ માટે ઉપવનમાં આવાસ આપજો."

મુસાફરને એની જરૂર હતી. એ થાકેલો હતો, ભૂખ્યો હતો. તેને જોઈતું મળી ગયું.

રાજાજીને એક મુસાફરે વખાણ કર્યાં એટલાથી સંતોષ ન વળ્યો. ઊલટું આ વખાણ સાંભળી તેને થયું, સાચે જ હું મોટો ચક્રવર્તી રાજા છું. અને સૌએ મારી પ્રશંસા કરવી જોઈએ. એકની ખોટી ખુશામતથી દુનિયા આખીની ખુશામત સાંભળવાનું મન થાય છે વાનરરાજનું પણ એમ જ બન્યું. તેમણે બીજા મુસાફરને પૂછ્યું, "કેમ, તમને આ સભા કેવી લાગે છે?"

બીજો મુસાફર વિચાર કરતો હતો. એને થયું. મારા સાથીએ તદ્દન ગપ્પાં માર્યાં, ખોટી ખોટી વાતો કરી છતાં એને આસન ફળફૂલ, કપડાં લત્તાં, આરામ બધું મળ્યું. તો હું જેવું છે તેવું સાચું કહીશ તો મને એથી વિશેષ લાભ મળશે. પણ લાભ મળે કે ન મળે જેવું છે તેવું કહેવું. આમ વિચારી એ બોલ્યો: "આપની જાતિ નકલ કરવામાં કુશળ છે. આપે રાજાની સરસ નકલ કરી છે. માથે છત્ર ચામર ઝૂલી રહ્યાં છે, ભલે કોઈની પાસેથી પડાવી લીધેલાં હોય પણ આભૂષણ અને વસ્ત્રોથી મહારાણીની જેમ વાનરી દીપે છે અને ડાબી બાજુમાં લાકડાની તલવાર કેડે લટકાવીને સેનાપતિ જેવા બુઢ વાનર સરસ દેખાય છે, પ્રધાનની પેઠે, ડાહ્યાડમરા થઈને

જમણી બાજુ બેઠેલા હનુમાન જેવા વાનર પણ મજાનાં છે.''

બે ત્રણ વાર 'વાનર' કહ્યું એટલે રાજાસાહેબનો મિજાજ ગયો. પ્રધાનજી ને સેનાપતિની આંખ ફરે એટલી જ વાર હતી. બીજા વાંદરાઓ તૈયાર જ હતા. રાજાજીએ પડઘું ખંજવાળ્યું. પ્રધાનજીએ દાંતિયાં કર્યાં, સેનાપતિએ કિકિયારી કરે અને બે પાંચ વાંદરા ઝપટ કરીને મુસાફર ઉપર કૂદી પડયા. જોતજોતામાં એને હતો નહતો કરી નાંખ્યો. સાચી વાત કહેવાનો એને સિરપાવ મળ્યો!

આ ઈસપની નીતિકથા છે. જગતની તમામ ભાષાઓમાં આ કથાઓ મશહૂર છે. સત્ય સારું ને સરળ છે. નાનું બાળક પણ કહેશે સાચું બોલવું જોઈએ. જૂઠું બોલ્યા છતાં કહેશે મેં ખોટું નથી કહ્યું. હિટલર પણ કહેતો; 'મારી વાત સાચી છે.' એમાં માનવજાતની સત્ય ઉપરની શ્રદ્ધા દેખાય છે. અસત્યની પ્રતિષ્ઠા નથી. જૂઠાને પગ નથી. સાચું બોલનારને આપણે જોયું તેમ સહન કરવું પડે છે, પણ જગત તેને આધારે જીવે છે.

અઢી, પોણાત્રણ હજાર વર્ષ ઉપર ગ્રીસ દેશના મહાજને પોતાના સત્યવાદી, સત્યવીર ડાહ્યા પુરુષ સોક્રેટીસને ઝેરનો પ્યાલો આપ્યો. અમેરિકાને ઉગારનાર મહામાનવ અબ્રાહમને સાચને માટે ગોળી મળી, ધર્માચાર્યોનાં પાખંડ ઉઘાડાં પાડનાર ઈશુને શૂળીએ ચડાવ્યો અને ભાઈભાઈને સંપીને સાથે રહેવાનું કહેનાર ગાંધીબાપુ ગોળીનો ભોગ બન્યા.

જગતને રાજી રાખનાર એશઆરામ કરી શકે છે. સત્તાનાં સર્વોચ્ચ આસન મેળવી શકે છે. એ પ્રકારના મુસાફરો આપણે સૌ છીએ. પણ બીજા પ્રકારના નર્યું સત્ય કહેનાર મુસાફરો આંગળીને વેઢે ગણાય તેટલા જ હોય છે છતાં જગત તેમને આધારે જ ટકી રહ્યું છે. માનવજાતના એ ધ્રુવતારક છે.

માનવજાત પેદા થઈ ત્યારથી એવા મહાન મુસાફરો જન્મતા આવ્યા છે અને જન્મશે. જેઓ જગતને સત્યનો રાહ બતાવતા, નશ્વરદેહ છોડી સદાય આત્મપ્રકાશ પાથરતા રહેશે.

*

## પૂર્વ—પશ્ચિમનો ભેદ

શ્રી ગિજુભાઈ બધેકા નૈરોબી (આફ્રિકા)માં એક સ્ટીવન્સન નામના વકીલની ઓફિસમાં કામ કરતા હતા. મિ. સ્ટીવન્સનની ઓફિસમાં જાતજાતના અસીલો આવતા. એક વાર એક આરબ આવેલો. શરીફ અબીબીન અહમદ તેનું ના હતું. સુંદર લાંબી દાઢીવાળો, ઊંચા પહોળા કપાળવાળો, ઉજળા રંગનો આ આરબ ગિજુભાઈને બહુ ગમતો. થોડા વખત પછી શ્રી ગિજુભાઈને ખબર પડી કે તે શરીફ કસાઈનું કામ કરે છે એક દિવસ ગિજુભાઈએ પૂછ્યું: 'શરીફ! આ ઘેટાંબકરાં મારવાથી તમને પાપ નહિ લાગે? એનામાં પણ જીવ છે.' બે કાન પકડી તોબાહ અલ્લાહ! કરીને તે રડી પડ્યો. ફરી વાર ગિજુભાઈએ તેને આવો પ્રશ્ન ન પૂછ્યો.

થોડા જ દિવસ પછી એક યુરોપિયન ગિજુભાઈના સાહેબની સલાહ લેવા આવ્યો. પેલો આરબ યાદ આવવાથી શ્રી ગિજુભાઈએ તેને પૂછ્યું: 'મિસ્ટર! રોજ ઘેટાંબકરાં કાપો છો તો તમને પાપ નહિ લાગે?' તેણે કાન પકડ્યા નહિ એક પણ આંસુ પડ્યું નહિ. તેણે ઉત્સાહથી કહ્યું: 'એ જ મારું કામ છે. એમાં પાપ શાનું? એ સ્વાભાવિક છે.' શ્રી ગિજુભાઈએ તેને કહ્યું: 'મરીશ ત્યારે તને ઈશ્વર પૂછશે.' તેણે કહ્યું: 'આ પૃથ્વી ઉપર ઈશ્વર છે એવું મેં કદી જાણ્યું નથી. મંગળની પૃથ્વી ઉપર ઈશ્વર કદી હોય તો કોણ જાણે?' આરબ અને યુરોપિયન બંને કસાઈઓની માનસિક સ્થિતિનો તફાવત શ્રી ગિજુભાઈને વિચિત્ર લાગ્યો, છતાં તેઓ સમજી શક્યા કે આખરે આરબ એશિયાનો હતો, પેલો યુરોપનો હતો. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો આ મને સાચો ભેદ લાગ્યો.

# દુશ્મન મિત્ર કેવી રીતે બને છે? 'ગિરિરાજ'

ખૂબ ખૂબ જૂની વાત છે. એક રાજા હતો. તેની પાસે બે સુંદર ઉમદા કૂતરા હતા. બંને દેખાવડા અને શક્તિશાળી હતા. આમ છતાં રાજા આ બંને કૂતરાથી પ્રસન્ન રહેવાને બદલે દુખી રહ્યા કરતો. બંને કૂતરાને જ્યારે જ્યારે ભેગા થવાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે ખૂબ લડયા કરતા હતા અને પોતાના દાંત તથા નહોરોથી એક બીજાને લોહીલુહાણ કરી દેતા રાજા આથી ખૂબ ચિંતિત રહેતો. છેવટે કંટાળીને તેણે હુકમ કર્યો કે બંનેને હંમેશ સાંકળથી બાંધી રાખવા.

નોકરોએ રાજાની આજ્ઞા પ્રમાણે તે બંનેને સાંકળથી બાંધી રાખવાનું શરૂ કર્યું. પરંતુ આથી પણ રાજા ચિંતાથી મુક્ત ન થયો. તે બંને કૂતરા દુશ્મનો હોય તેમ એકબીજાને જોઈને જોરજોરથી ભસતા અને સાંકળ તોડી નાખવાનો પ્રયત્ન કરતા.

કેટલાક રાજદરબારીઓએ સલાહ આપી કે કૂતરાઓને જુદી જુદી વ્યક્તિને સોંપી દો ને આ ચિંતા અને ઝંઝટમાંથી છૂટકારો મેળવો પણ રાજાને કૂતરાઓ પર ખૂબ મમતા. તે કોઈને પણ આપવા રાજી નહોતો. તે હંમેશા કહ્યા કરતો કે હું આ બંનેને મારી પાસે જ રાખીશ અને બંનેને એકબીજાના મિત્ર બનાવીશ.

પણ મિત્ર કેવી રીતે બનાવવા? આ એક મોટો મુંઝવનારો પ્રશ્ન રાજાને હતો. આમાં કંઈ રાજશક્તિ કામ આવે! છેવટે તેણે મોટા મોટા વિદ્વાનોની સલાહ લેવાનો નિર્ણય કર્યો અને ગામે ગામ ઢંઢેરો પીટાવ્યો. નસીબજોગે તેને એક અનુભવી વિદ્વાન પંડિત મળી ગયો. તેણે કહ્યું:– "બંને કૂતરાને જંગલમાં લઈ જા. જ્યારે તને વરુ મળે તો એક કૂતરાને છૂટો કરી દેજે. વરુ એક કૂતરાને જોશે એટલે તે બીને ભાગી નહીં જાય પણ તેના પર તૂટી પડશે. કૂતરો જો કે તેનો પૂરો સામનો કરશે, પરંતુ વરુ તેનાથી વધુ શક્તિશાળી હોય છે. જ્યારે તને લાગે કે કૂતરો હવે હારવા પર છે તો બીજા કૂતરાને તરત છોડી દેજે. બંને મળીને વરુને મારી નાખશે. બસ પછી તો બંને મિત્રો બની જશે. એકબીજાના કટ્ટર દુશ્મન પણ સમાન દુશ્મનને માટે પરમ મિત્ર બની જાય છે."

રાજાએ એ વિદ્વાનની સલાહ મુજબ સાચે જ એમ જ કર્યું. બંને કૂતરાને જંગલમાં શિકારે લઈ ગયો. ત્યાં એક વરુ મળ્યું. એક કૂતરાને છોડયો. જ્યારે તે હારવાની અણી પર હતો ત્યાં બીજા કૂતરાને છોડયો. બંનેએ મળીને વરુને મારી નાખ્યું. અને ત્યાર પછી બંને કૂતરા એક બીજાના મિત્ર બની ગયા. અને કદી પણ ઝગડયા નહીં.

*

## સ્વામીનો સ્વામી

૧૯૫૬ના ડિસેમ્બરમાં જ્યારે વિનોબાજી દક્ષિણ ભારતની પદયાત્રામાં કલ્લુપટ્ટી પહોંચ્યા, ત્યારે શ્રી કુમારપ્પાજીએ તેમને પોતાની ઝૂંપડીએ આવવાનું નિમંત્રણ આપ્યું. અને ઉત્સાહની સાથે તેમણે પોતાની બધી નાની મોટી વસ્તુ દેખાડી. ત્યારે તેમણે જોયું કે વિનોબાજી ભીંત પર ટાંગેલી બાપુની તસવીરને જોઈ રહ્યા છે તો તેઓ બોલ્યા: "અમારા સ્વામી (માસ્ટર)ની તસવીર છે" આમ કહીને બાજુની બીજી તસ્વીરની તરફ ઇશારો કરતા કહ્યું: 'અને આ તસ્વીર મારા સ્વામીના સ્વામીની છે. (માસ્ટર્સ માસ્ટર)' વિનોબાજી તે જોતા જ રહી ગયા. તે એક ગરીબ ખેડૂતની તસવીર હતી. તે ભૂખ્યો હતો. અર્ધ નગ્ન હતો, તો પણ હસી રહ્યો હતો. દાસને મળીને દાસાનુદાસને નમીને.

# આવા હતા બાપુ

'ઈન્દુ'



આફ્રિકામાં બાપુએ ફીનિક્સ આ-શ્રમની શરૂઆત કરી ત્યારથી બાપુ સંયમ વિષે વધુ વિચારતા અને ઘણી વાર આશ્રમવાસીઓને કહેતા કે, "જેણે ઇન્દ્રિયો જીતી તેણે જગત જીત્યું પણ જેણે જીભ જીતી તેણે ઇન્દ્રિયો જીતી."

આથી બાપુ આશ્રમનાં બધાં બાળકો પાસે કંઈ ને કંઈ વ્રત પ્રસંગ આવ્યે લેવડાવતા. એક વાર ઘણાંખરાં બાળકોએ અલૂણાંનું વ્રત લીધું.

રસોડું બધાંનું એક તેથી મીઠું ખાવાવાળાં અને મીઠું ન ખાવાવાળાં જુદાં બેસતાં. હવે એક દિવસે ખીચડી અને કઢી કરી હતી. બાપુજી પીરસતા હતા. ત્યાં અલૂણાંવાળી પંગતમાંથી દેવદાસ (બાપુજીના નાનાપુત્ર) વાટકો ધરીને કઢી માગી. બાપુજીએ પૂછ્યું; "દેવા, તારું તો અલૂણાંનું વ્રત છે ને?"

જરા ગભરાતા દેવદાસ બોલ્યો, "હા બાપુ, પણ મને આજે કઢી ખાવાનું ખૂબ મન થઈ આવ્યું છે."

બાપુએ કહ્યુ: અલૂણાંનું વ્રત પૂરું થવાને કેટલા દિવસો બાકી છે?"

દેવદાસ: "હજુ દસેક દિવસ બાકી છે."

બાપુ કડક થતા બોલ્યા, "તો પછી તારાથી લીધેલ વ્રત તોડાય ખરું? જો વ્રત પાળી શકવાનો આગ્રહ ન રાખી શકાય તો લીધું જ શું કામ? તારી પ્રતિજ્ઞા તોડવામાં હું ભાગીદાર ન બનું."

દેવદાસ: આજે તો મને ખીચડી કઢી ખાવાનું બહુ જ મન થયું છે. બાપુ, પછી હું તે બદલ બીજા વધારે દિવસો અલૂણાંના લંબાવીશ."

બાપુ: "ના મારાથી ન અપાય, તારે રોટી, દૂધ, દહીં, ફળ વગેરે જે જોઈએ તે લે."

દેવદાસ રડી પડ્યો. બાજુમાં બેઠેલાં બીજાં બાળકો પણ વિચારમાં પડી ગયાં કે શું થશે!

બાપુજીની આ કસોટી હતી. દેવદાસ તો પોતાનો દીકરો. જો પ્રેમવશ બની કઢી આપે તો કાલે ઊઠીને બીજાં બાળકો પણ વ્રતથી ચળે. ત્યારે તેને કંઈ ન કહી શકાય. બાપુ વિચારમાં ડૂબ્યા, મુંઝાયા. મનની નબળાઈ પુત્રસ્નેહને લીધે પોષવી? ના, ના. ભલે હું કઠોર ગણાઉં. તો? ખૂબ અંદર અંદર અકળાયાં અને બધો ગુસ્સો પોતા પર ઠાલવતા પોતાના ગાલ પર જોરથી બે ત્રણ તમાચા ચોડી દીધા અને બોલ્યા, "દેવા, તારામાં આ નબળાઈ ક્યાંથી આવી? શું મારામાં ક્યાંય નબળાઈ તેં જોઈ અને શીખ્યો?"

અને દેવદાસ તરત શાંત થઈ ગયો ને દઢ સ્વરે બોલ્યો: "બાપુજી, હું ભૂલ્યો. મેં તમને દૂભવ્યા. મારે ખીચડી કઢી ન જોઈએ. હું મારું વ્રત બરાબર પાળીશ."

બાપુએ દેવદાસને છાતી સરસો ચાંપ્યો.

આ પણ ફીનિક્સ આશ્રમનો પ્રસંગ છે. ફીનિક્સથી સાતેક માઈલને અંતરે નાન્દા ધોધ આવેલો છે. આમ તો જો કે નાન્દા નદી છે. પણ તેનો પ્રવાહ એટલે ઊંચેથી પડે છે કે તેણે ધોધનું સ્વરૂપ લઈ લીધું છે. લગભગ સાઠ ફૂટ ઊંચેથી સીધો ધોધ પડે છે. દુનિયામાં સળંગ ધોધની દૃષ્ટિએ બીજા નંબરનો ગણાય, તેની ચારે બાજુ ઈશ્વરે સૌંદર્યને છૂટે હાથે વેર્યું છે. આવી સુંદર જગાએ એક વાર વનભોજન કરવાનું ફીનિક્સ આશ્રમના વિદ્યાર્થીઓને મન થયું.

રવિવારે રજા. તેથી એક રવિવારે જવાનું નક્કી થયું. રવિવારની સવાર પડી અને આકાશ કાળાં વાદળોથી ઘેરાવાં માંડ્યું. ધીમો ધીમો વરસાદ પણ શરૂ થયો. પણ એક વાર નક્કી થયું કે નાન્દા જવું છે તેથી પાછા તો પડાય નહીં અને એ પણ બાપુના વિદ્યાર્થીઓ. સહુ ઉપડ્યા. બાપુજી બહારગામ ગયેલા.

નાન્દા પહોંચ્યા. મઝા કરી. કુદરતની લીલામાં ખૂબ નાહ્યા. વરસાદમાં પણ પલળ્યા. આમ આનંદની મસ્તીમાં પાછા ફરતા મોડું થયું. અંધારું જાણે જલદી પોતાનો પંજો પાથરી રહ્યું ના હોય એમ લાગ્યું. વરસાદના પાણીએ રસ્તાને લપસણો બનાવી મૂક્યો હતો તેથી નાના બાળકોને મોટા ઊંચકી

લેતા. આમ ઉતાવળા ઉતાવળા આશ્રમ ભણી બધાંએ ચાલવા માંડ્યું.

બાપુજી બહાર ગામથી બપોરના આશ્રમમાં આવ્યા. હમણાં બધાં આવશે એમ કરતાં બપોર ઢળી, સાંજ નમી. અને અંધકાર પથરાયો. ને બાપુજીને ચિંતા થઈ. તરત નાન્દાને રસ્તે નીકળી પડ્યા. મનમાં કેટલીએ ચિંતા ભરાણી. કે નાનાં બાળકોને કંઈ થઈ તો નહીં ગયું હોય ને! આટલું મોડું કેમ થયું હશે! આમ ચિંતામાં એકાદ માઈલ ગયા હશે ત્યાં દૂરદૂરથી પરિચિત અવાજો સંભળાયા ને બાપુજીના પગમાં જોર આવ્યું. જેવા બાળકોએ બાપુને જોયાં કે દોડ્યાં અને તરત બાપુજી, બાપુજી કરીને વિંટળાઈ વળ્યાં અને વળગી પડ્યાં. બાપુએ તરત નાનાં બે બાળકોને ખભે ચડાવ્યા. અને બધાં બાપુની સાથે વિનોદ અને ગમ્મત કરતાં આશ્રમ ભણી ઉપડ્યાં.

આ દૃશ્ય સાંદીપનિ ઋષિ કૃષ્ણ અને સુદામાને રાત્રે જંગલમાં શોધવા નીકળી પડ્યા'તા અને ધૌમ્ય મુનિ આરુણીને ધોધમાર, વરસાદમાં બૂમો પાડતા નીકળી પડ્યા હતા તેની યાદ નથી આપતું!

*

ફીનિક્સ આશ્રમમાં જ્યારે બાપુજી બહારગામથી આવે ત્યારે બધાંને ઘરે જઈ ખબર અંતર પૂછે. બાપુજી ઘણે દિવસે બહારથી આવે તેથી આશ્રમનાં બાળકો વિંટળાઈ વળતાં અને વારાફરતી આંગળી પકડીને તેમની સાથે ફરતાં.

આમાં એક દિવસે બાપુ બાળકોની સાથે બધાંને ઘરે ફરવા નીકળ્યા, પણ ટોળીમાં રામદાસ ન દેખાયો તેથી એક બાળકે બૂમ પાડી: 'લામદાસભાઈ એ લામદાસભાઈ.' બાપુજીના કાન ચમક્યા: અને તે બાળકની સામું જોઈને હસતા કહ્યું: 'લામદાસ શું બોલે છે, રામદાસ કહે.' બાળક ફરી બોલ્યો: 'લામદાસભાઈ.' બાપુજીને તરત કંઈક સૂઝ્યું અને બધા છોકરાઓને કહે: બોલો બધા છોકરાઓ. 'હિપ્ હિપ્ હુર્રર્રર્રે.' બધા છોકરાઓ બોલ્યા: 'હિપ્ હિપ્ હુર્રર્રર્રે.' બાપુજી બોલ્યા: 'ધીમે શું બોલો છો. જોરથી બોલો: હિપ્ હિપ્ હુર્રર્રર્રે.' પછી છોકરાઓ કંઈ હાથમાં રહે. તાનમાં આવીને આખું આશ્રમ ગજવી મૂક્યું.

આમ છ સાત વાર જોરજોરથી બધાની પાસે બોલાવીને તરત પેલા બાળકને કહે, 'હવે તું એકલો બોલ જોઉં, 'હર્રર્રર્ર રામદાસભાઈ. બાળક બોલ્યો. 'હર્રર્રર્ર રામદાસભાઈ.' આમ થોડી વાર બોલાવીને તે બાળકને લ નો ર બોલતો કરી દીધો.

આવી હતી બાપુની નવી તાલીમ.

તમારે એકલા એકલા ખાવું છે? એમ બનતું હશે? તમારા ભાથામાંથી બીજાને પણ ભાગ આપો." એમ કહી જમવાની વ્યવસ્થા કરનાર ગૃહસ્થને બોલાવીને પૂછ્યું, "આ બધા વિદ્યાર્થીઓની જમવાની વ્યવસ્થા અહીં થશે ને?"

"હાજી તૈયાર જ છે. હમણાં જ બેસી જાય." તે ગૃહસ્થે જવાબ આપ્યો.

"પણ તમારી તૈયારીમાં આ સાદ જણનો એકાએક સમાવેશ શી રીતે થશે?" બાપુજીએ પૂછ્યું.

"બાપુજી અમે બધી વાતનો ખ્યાલ કરીને પહેલેથી તૈયારી રાખેલી હોય છે. આવા પ્રસંગે ઓછાવત્તા જમનારા થાય જ."

"ઠીક ત્યારે તેમને જમવા બેસાડી અને તેમનું ભાથું હોય તે બીજાઓને વહેંચી દેજો. બીજાઓ પણ તે પ્રસાદ જમે."

આમ બાપુજી નાનીશી બાબતમાં પણ કેટલી ભાવપૂર્ણ કાળજી રાખે છે તે સહેજે આપણે જોઈ શકીએ છીએ. બધા વિદ્યાર્થીઓ આ આનંદપૂર્ણ પાઠ શીખીને ઊઠ્યા અને બાપુજીને પગે લાગીને ત્યાંથી વિદાય થયા.

## 'હર કરે સો હોય'

પ્રેસના કામે હું ડરબન ગયેલો. પાછા વળતાં જે ડબામાં હું બેઠેલો તેની બેઠક પર કોઈક હથિયારથી ભરેલો કોથળો કોઈએ મૂકેલો. તે મૂકનાર ભાઈ તો બહાર ગયેલા. દક્ષિણ આફ્રિકાની રેલવેમાં હિંદી અને ત્યાંના દેશીઓ માટે બીજા વર્ગના અલગ મુકરર કરેલા વિભાગ હોય છે. તેમાં એક બહેન આવી ચડ્યાં. પેલા કોથળાએ જગ્યા ઘણી રોકેલી જેથી તે કોથળો મેં નીચે મૂકીને તે બહેનને બેસાડ્યાં. એટલામાં તો કોથળાવાળા ભાઈ આવ્યા. તે જાતે ઝૂલુ હતા. તે ભણેલા હતા. દક્ષિણ આફ્રિકાની યુનિવર્સિટીના પદવીધારી હતા. પૂરા યુરોપિયન લેબાસમાં હતા. નાન્દામાં જે સંસ્થા હતી તેના શિક્ષક હતા. તેમણે જોયું કે તેમનો કોથળો નીચે મૂકવામાં આવ્યો છે. તે જોઈ તે બહુ ગુસ્સે થયા. આવી નજીવી બાબતમાં એટલા બધા ગુસ્સે કેમ થયા હશે એ હું સમજી શક્યો નહીં. તે બરાડી ઊઠ્યા.

"મારો કોથળો નીચે કોણે મૂક્યો?"

મેં કહ્યું: "મેં મૂક્યો."

"કેમ નીચે મૂક્યો." તે ગુસ્સાના તોરમાં બોલ્યા.

આ બહેનને બેસાડવા માટે નીચે મૂકવો પડ્યો."

મેં જરા બેકાળજીથી જવાબ આપ્યો. તેના પ્રશ્નના જવાબમાં મેં સારી રીતભાત – વિવેક જેને અંગ્રેજીમાં એટીકેટ કહીએ છીએ તે પણ ન વાપરી. આમ મારી બેકાળજી અને અવિનય જોઈ તેમનો ગુસ્સો વધ્યો અને તે તડૂક્યા: "પણ તને તો નીચે નાખી દેવાની જરૂર પડે તો તેથી તું તેને નીચે પણ નાખી શકે?"

"નીચે નાખવાની જરૂર હોય તો તેમ પણ કરું."

મારા આ જવાબથી તેના ગુસ્સાનો પાર ન રહ્યો. ગાડી તો ચાલતી હતી. વાત વધી. તેણે રુદ્રરૂપ ધારણ કર્યું.

તે બેઠો હતો ત્યાંથી એકદમ ઊભો થયો. પિસ્તાલીસ પચાસ વર્ષનો આધેડ કદાવર ક્રોધનો માર્યો તે ઉછળ્યો.

"તું શું કહે છે? મારો સામાન તું નીચે નાખી શકે? અને તે મને પૂછ્યા સિવાય? એટલી બધી મગજમાં ખુમારી! હું તને બતાવી આપું કે તારી ખુમારી કેટલી કમજોર છે."

એમ કહી તેણે પેલા કોથળામાંથી સુતારી ઓજાર પૈકી વીંઝણો કાઢ્યો હાથમાં છૂરી માફક પકડ્યો. મારી પાસે આવી મારું ગળું પકડ્યું અને બોલ્યો:

"બોલ, શું કહે છે? મારો સામાન નાખી દેવો છે? કુલીને ચરબી ચડી છે. તને મારી જ નાખું, તારું ખૂન પીઉં."

હું બેઠક પર બેઠો હતો. તે મારી ઉપર ઝૂકી પેલું હથિયાર ઉગામી ક્રોધથી થરથરતો હતો. મેં ધીમે રહીને કહ્યું:

"મને મારવો છે? લો, મારો. તમને સંતોષ થતો હોય તો તેમ કરો." એમ કહીને મેં ગળું ધર્યું.

ક્ષણમાં જ રામ જાણે શું થયું! તે ભાઈએ મારું ગળું મૂકી દીધું. પાછા વળી પોતાની બેઠક બેઠા અને પેલું હથિયાર કોથળામાં નાખી દીધું.

હું પણ શાંત બેસી રહ્યો. ઘણા ઘણા વિચારો આવ્યા. 'જીવનદોરી'માંના પેલા સાધુનો પ્રસંગ યાદ આવ્યો. ભગવાન બુદ્ધના શિષ્ય જેતકુમાર અને તેના મારાનો પ્રસંગ યાદ આવ્યો. પ્રભુએ મારી લાજ રાખી એમ મને થયું. મેં તેનો ઉપકાર માન્યો. ઘડી પછી જાણે અમે પરિચિત હોઈએ તેમ વાત કરતા છૂટા પડ્યા. તે ભાઈ શરમિંદા થઈ ગયા હોય તેમ ચાલ્યા ગયા. આ બનાવ પછી હું મારી જાતને વધારે કસોટીમાં મૂકવાના વિચારમાં પડ્યો. પણ મારા વિચાર શા કામના? એ તો 'હર કરે સો હોય!'

# અવસરને આંગણે

વિમળા પટેલ

ચારેકોર ઉત્સવનો કોલાહલ થઈ રહ્યો છે શાળાના બાળકો મડ્યા છે પેલા આસોપાલવની પત્તર ધમવા' (ભૂલી 'પત્તર ધમવા ' કેમ કહેવાય? ઉત્સવ માણવો ને મણાવવો એ છે આસોપાલવનો ગુણધર્મ એ તો એની ડાળીઓ પસારીને એના બાળગોઠિયાને બોલાવી રહ્યો છે કહે છે 'આવો આવો લો લો મારા ખીલતા આ પાન એનાથી આંગણે આવેના ઉત્સવને આન કારો?" 'પત્તર ધમવા' એ ક્યારે બને છે કે જ્યારે ટોપનો ભરીને પાન ઉતારીએ વધેલા પાનને ઉકરડે ફેંકી દઈએ એમા માપ વગરનો બગાડ છે 'પત્તર ધમવા' જેવુ ત્યારે થાય')

એક નાનુ બાળક હશે છએક વર્ષનુ

એણે પૂછ્યુ 'બાહેન આ બધુ છે શુ ? આ તોરણ કેમ બધાય છે?" નિર્દોષ એની બે આખો ગોર રહીમકુ એનુ મો મારી સામે ગીટ માંડીને તાકી રહ્યુ

નાનુ સરખુ એનુ મગજ નાની શી એની નજર (ભલે ને એ જાણતુ હોય ભદ્ર ને ગોરુ—પણ એના પ્રશ્નમા જ્ઞાનની અહનની સચ્ચાઈ હતી.)

'ભાઈ આપણા દેશનુ નામ જાણો છો?

હા. હિંદુસ્થાન' બાળકે ગૌ રવભેર જવાબ આપ્યો

બસ એ આપણા દેશને ગોરાનાકના હાથમાથી છોડાવવાની વાત ગાંધી બાપુએ અને એમના સાથીદારો એ નક્કી કરી એ દિવસ છે આવતી કાને એ દિવસને "સ્વાતંત્ર્ય દિવસ" કહીને લોક ઉજવશે. સવારના ધ્વજ વંદન કરશે રાતના રોશની કરશે તમે વહેલા ઊઠજો. તૈયાર થઈને આવજો. હં '

બાળક એના ક પના પ્રદેશમા સતોષાયો પ્રસન્નતા બનાવીને આનંદ કરતો ચાલ્યો ગયો

બાળક સતોષાયો એનો મને જરૂર આનંદ થયો પણ એ આનંદ અપૂર્ણ રહ્યો. આભાસ માત્ર બન્યો સાચો આનંદ કે સંતોષ મને કેમે ના થયા મારા મનના પ્રદેશમા તો કોઈક આંદોલન જાગ્યા ને સવાર થયા બાળકને મન રોશની અને ધ્વજવંદન એ નધાન આ કર્ષણ બન્યા બને કાર્યક્રમો એના રઢિ રમિક્તાર્થ મૌ ગણાયા, પણ મારે મન સંવેદનની સપાટીએ પહોચાડનારા થઈ પડ્યાં ઉત્સવ છે સ્વાતંત્ર્યદિનનો—પ્રજાસત્તાકદિનનો ધ્વજને સલામી અપાશે એના ગાન ગવાશે સરકારી કચેરીઓએ, મકાનોએ અને કોટકિલ્લે રંગીન દીપમાળાઓ પ્રકટશે અને એ પ્રકાશના ઝળહળાટથી માનવી અંજાઈ જશે ગાંડો થઈ જશે.

પણ ' એમ નથી લાગતુ કે આ ઉત્સવ જેવો બહારને માટે બન્યૂ છે એવો આપણી અંદર હોવો જોઈએ સ્વાતંત્ર્ય કોણ કોનાથી સ્વતંત્ર બન્યુ છે ને બનશે? સંસારની ઘટમાળ જ એવી છે કે પરસ્પર સૌ અવલંબે છે એ તો છે માનવી જીવનની ખાસ સુગંધ. જીવનનો વ્યાપાર જીવનની મૂડી જીવનનુ બળ ગઈ ક્ષણે જેને આપણે આખે દીઠા નથી જેનો પરિચય શુદ્ધા નથી એને આપણે આ ક્ષણે મળીએ છીએ ને મૈત્રિગાંઠે બંધાઈએ છીએ એક કુમારિકા શ્વસુરઘેર જાય છે પતિસુખ પામવા તે પોતાના પિતૃપક્ષને ય એક કોરે મૂકી દે છે ગઈ કાલ સુધી જેને પડછાયે ય ઊભી રહેવા પામી નથી એ કુમારિકા આજે અપરિચિત દેશમા પહોચે છે ને ત્યાની માહિતગાર થઈને ઓતપ્રોત બની જાય છે એ અજાણ્યા કુટુંબમા ભળી જાય છે સંસારસુખ માણે છે ને નવી સૃષ્ટિ માંડે છે. સર્જનહારની આ છે એક અદ્ભુત સંકલના. એ છે એનો વ્યાપાર એવા કિમિયાગરના આપણે સૌ રમકડા એના નચાવ્યા નાચીએ છીએ

ત્યારે ! છે શુ બીજુ ?

સ્વતંત્રતાને નામે જે ઉત્સવ મનાય છે તે ઉત્સવની યથાર્થ અનુભૂતિ ક્યારે થશે? પ્રશ્ન છે આ મોટો

અને અંદરની સ્વતંત્રતા ક્યારે આવશે?

જાણો છો, અંદરનુ રાજ્ય મહાજબરૂ છે

કદિક બહારના સામ્રાજ્યો જિતી શકાય છે અંદરનાને જિતવા દોહ્યલા છે. ને કો જિતાય તો ખરા! પુરુષપરાક્રમ જ ત્યા છે!

જેને હુ સ્વજન ગણુ છુ એવો દાવો કરુ છુ તેની પાસે ખુલ્લા રહેવાય છે? મનની મોકળાશ પૂરેપૂરી અનુભવાય છે? એને ન ગમે એવા વાણી વર્તન દાખવી શકાય છે? સાચી વફાદારી કેળવી શકાય છે? જવાબ



: ૨

મોટેભાગે નકારમાં આવશે. તો તે શું બતાવે છે? કોની પરાધીનતા. કોનો ભય? ડાહ્યા પુરુષો કહે છે: "દ્વૈતભાવ"માંથી આ સઘળું પેદા થાય છે! ત્યારે "દ્વૈતભાવ" જન્મ્યો કેમ ને ક્યાંથી?

ત્યારે, આપણું જ વિચાર ને વાણી. છે હાથમાં? સવારે આંખ ઉઘડે છે. ઘણા ય મનોરથ ઘડાય છે. દિન ભરની પ્રવૃત્તિઓના આયોજન એક ચિત્રની જેમ આંખની દિવાલે ખડાં થાય છે. પણ...ઊઠતાં બેઠતાંમાં તો એમાંથી એકે પછી એક રેતીની જેમ સરતાં જાય છે. અને પછી દિવસને છેડે? એ આયોજનનાં તારણ કાઢીએ તો? એ આયોજનો કેટલાં પાર પડે છે? હા, અલબત્ત દિવસના સંજોગોમાં પરિબળ કેટલાંક કામ કરતાં હોય છે તે બાધક પણ બને છે. છતાં ય, અમુક વાત તો નક્કી જ છે કે આપણે તદ્દન સ્વતંત્ર નથી!

ઠીક, આપણે શું પૂરેપૂરી રીતે અલ્પાંશે પણ આપણી જાતને ઓળખીએ છીએ? આપણી અંદર વસતા દેવોને તથા દાનવોને દીઠા છે? ના. આપણને એમ અવકાશ છે જ ક્યાં? આપણી જંજાળ જ એવી ઊભી કરી દીધી છે કે અંદરનો પુલ જોઈ શકતાં નથી. જોવાની ઇચ્છા પણ થતી નથી. વૃત્તિ પણ જાગતી નથી.

તો પછી, આવા આવા કોડિબંધ ઉત્સવો આગળે કેટલા ય આવશે, કેટલાય જશે. એની આપણને કશી જ કિંમત રહેશે નહિ. એ તો કોઈ ધન્ય ક્ષણે આપણાં અંતર્ચક્ષુ ખૂલે અને આપણે ભવ્ય દર્શનને પામીએ તો જ કંઈક વળે. તો જ ઉત્સવોનો રસાસ્વાદ માણવા મળે.

બાળકના પ્રશ્ને મારી વિચારસૃષ્ટિમાં મણકો મૂકી મંથન જગાવ્યા!

☆

## કેવી સહનશીલતા!

શ્રી મોરારજીભાઈ જમશેદપુરમાં કારખાનામાં અમુક વધારો થયો હતો તેના ઉદ્ઘાટન પ્રસંગે મુખ્ય મહેમાન તરીકે ગયા હતા. કારખાનાનું નિરક્ષણ કરતાં ફરતા હતા ત્યારે ગળાઈ રહેલા ધગધગતા લોખંડના પ્રવાહ પાસેથી પસાર થતાં ચપચપતા લોખંડનો તણખો ઉડી તેમના ગરદન પર ચોંટ્યો. ડોક પર અમુક ભાગ દાઝ્યો પણ તે સમયે જરા પણ હો હા કર્યા વિના કશુંએ થયું નથી એમ કહી એ બળતાં લોખંડનો અંગારો હાથથી ફેંકી દીધો ને અરધો કલાક કારખાનું જોયું. ને ઉદ્ઘાટન વિધિ પૂરી થયા બાદ ડૉક્ટરને બોલાવી ગરદન પર મલમપટ્ટી વિગેરે લગાડયા.

બીજે દિવસે દિલ્હી પહોંચ્યા પછી વહેલી સવારે કુશળ ડૉક્ટરે ગરદનનો ઘા જોયો. મલમપટી ચોઢાઈ હતી તે ગરદન પર ચોંટી જવાથી ગરદન ચચરી ગઈ હતી. ઉપચાર ડૉક્ટરે મારી સમક્ષ કર્યા.

પણ આની પૂછપરછ ન થાય તે માટે ગરદન પર એવી રીતે પટી લગાડાઈ ને ઉપર જાકીટ પહેર્યું કે કોઈ ને કાંઈ શંકા જ ન થાય.

પહેરણમાં જરાક માંકડ કે જીવડું ઘુસી ગયું હોય તો આપણે અસ્વસ્થ થઈ જઈએ છીએ. પણ ગરદન જેવો નરમ ભાગ દાઝ્યા છતાં યજમાનને આઘાત ન પહોંચે તે દૃષ્ટિએ સૈનિકને શોભે તેવી રીતે મોરારજીભાઈએ ઘા સહન કર્યો.

આવું સમત્વ કેળવનાર બીજાને શાંતિ આપવામાં સફળ થાય એ તદ્દન સ્વાભાવિક છે.

—ઉ. ન. જોષી

☆

નોચ્છિષ્ટં કસ્યચિત્ દદ્યાત્ નાદ્યાચ્ચૈવ તથાન્તરા ।
ન ચૈવાત્યશનં કુર્યાત્ ॥ મનુસ્મૃતિ ૨-૫૬ ॥

કોઇને એઠું અન્ન ન ખાવા દેવુ, બપોરના ને સાંજના ભોજન વચ્ચે ખાવુ નહિ, બહુ ન ખાવું.

મૈત્રો બ્રાહ્મણ ઉચ્યતે । મનુ૦ ૨-૮૭ ।

સર્વ પ્રાણીઓ ઉપર જે મિત્રભાવે ઉપકાર કરે અને એને પ્રિય થઇ પડે તે બ્રાહ્મણ કહેવાય

ઇન્દ્રિયાણાં વિચરતાં વિષયેષ્વપહારિષુ ।
સંયમે યત્નમાતિષ્ઠેત્ વિદ્વાન્ યન્તેવ વાજિનામ્ ॥
મનુ૦ ૨-૮૮ ॥

વિષયભોગ માગનાર ઇન્દ્રિયેનો સંયમ કરવામાં માણસે પ્રયત્ન કરવો જેમ સારથિ રથમાં જોડેલા ઘોડાનો સંયમ કરે છે તેમ

ન જાતુ કામ કામાનામ્ ઉપભોગેન શામ્યતિ ।
હવિષા કૃષ્ણવર્ત્મેવ ભૂય એવાભિવર્ધતે ॥
મનુ૦ ૨-૯૪ ॥

વિષયવાસના વિષયના ભોગ ભોગવવાથી શાન્ત ન થાય પણ આહુતિ આપવાથી અગ્નિ વધે તેમ ઉલટી વધે

ન તદ્ લોકે દ્રવ્યમસ્તિ યત્ લોક પ્રતિપૂરયેત્।
સમુદ્રકલ્પ પુરુષો ન કદાચન પૂર્યતે ॥ મહાભારત।

જેથી કરીને માણસનુ પુરૂ પડે તેવુ આ જગતમાં કોઇ નથી, કેમ કે માણસનો જીવ સમુદ્ર જેવો છે સમુદ્રમાં ગમે તેટલા પાણી આવે તો યે તે પુરો ન ભરાય તેમ માણસને ગમે તેટલી પ્રાપ્તિ થાય તો યે તેને જીવ ધરાય નહિ.

તપ્યન્તે લોકતાપેન સાધવ પ્રાયશો જના ।
પરમ્ આરાધનમ્ હ્યેતત્ પુરુષાસ્યાખિલાત્મન ॥

પારકાનુ દુ ખ જોઇને સજ્જન દુ ખી થાય છે ને એ દુ ખ ભાંગવા પ્રયત્ન કરે છે આ પ્રયત્નનુ નામ જ સર્વ લોકોના અંતરમાં બિરાજતા ભગવાનનુ સર્વોત્તમ ભજન

તદ્ ધનુસ્ તાનિ ચાસ્ત્રાણિ સ રથ તે ચ વાજિન ।
સર્વમ્ એકપદે નષ્ટ વિના તેન મહાત્મના ॥

ધનુષ તે જ હતુ, શસ્ત્રઅસ્ત્ર તે જ હતા, રથ તે જ હતો, અને ઘોડા પણ તે ને એ જ હતા. પણ ભગવાન નહોતા, એટલે એ બધુ કાઇ કામ ન આવ્યું.

ચક્રિણો દશમીસ્થસ્ય રોગિણો ભારિણ સ્ત્રિયા ।
સ્નાતકસ્ય ચ રાજ્ઞશ્ચ પન્થા દેયો વરસ્ય ચ ॥
મનુ૦ ૨-૧૩૮ ॥

વાહનારૂઢ, ૯૦થી વધારે વર્ષનો (દસમા દસકમાં પ્રવેશ કર્યો હોય એવો) રોગી, ભારવાળી, સ્ત્રી નવો ભણી ઉતરેલો વિદ્યાર્થી, રાજા તથા વરરાજા— આટલાને મારગ દેવો.

યથા કાષ્ઠમયો હસ્તી યથા ચર્મમયો મૃગ ।
યશ્ચ વિપ્રો [અ]નધીયાન ત્રય તે નામ બિભ્રતિ
॥ ૧૫૩ ॥

લાકડાનો ઘડેલો હાથી ચામડાનો બનાવેલો મૃગલો, અને શાસ્ત્ર ન ભણતો બ્રાહ્મણ આ ત્રણે ય નામધારી જ છે હાથીમૃગબ્રાહ્મણનુ કામ કરવા અસમર્થ છે

યસ્ય વાઙ્ મનસી શુદ્ધે સમ્યક્ ગુપ્તે ચ સર્વદા।
સ વૈ સર્વ અવાપ્નોતિ વેદાન્તોપગત ફલમ્ ॥
મનુ૦ ૨-૧૬૦ ॥

જેનુ વચન શુદ્ધ છે એટલે જે સાચુ બોલે છે, અને જેનુ મન રાગદ્વેષથી અદૂષિત તથા નિષ્પાપ છે તથા જેના મનવચન આમ સુરક્ષિત છે તે વેદાન્તમાં દર્શાવેલ ફળ (મોક્ષ) પામે છે

નારુન્તુદ સ્યાત્ આર્તોપિ ન પરદ્રોહકર્મધી ।
યયાસ્યોદ્વિજતે વાચા નાલોક્યા તામ્ ઉદીરયેત્
॥ ૧૬૧ ॥

બીજા, માણસને પીડે નો યે તેને મર્મમાં ઘા લાગે તેવુ બોલવુ નહિ, અને બીજાનું બગાડવુ તો નહિ જ પણ બગાડવાનું મન પણ ન કરવુ. તથા જેથી બીજાને સંતાપ થાય એવી સ્વર્ગપ્રાપ્તિવિરોધિની વાણી બોલવી નહિ

વેદાભ્યાસો હિ વિપ્રસ્ય તપ પરમિહોચ્યતે॥૧૬૬॥

વેદનો અભ્યાસ જ બ્રાહ્મણાદિનુ શ્રેષ્ઠ તપ છે એમ મુનિ કહી ગયા છે

યોનધીત્ય દ્વિજો વેદં અન્યત્ર કુરુતે શ્રમમ્।
સ જીવન્ એવ શૂદ્રત્વ આશુ ગચ્છતિ સાન્વય
॥ ૧૬૮ ॥

જે બ્રાહ્મણ વેદ ન ભણે અને બીજું ભણવા જાય તે જીવતાં જ પુત્રપૌત્રાદિસહિત તરત જ શૂદ્રત્વને પામે છે.

ન પ્રમાદ્યન્તિ પ્રમદાસુ વિપશ્ચિતઃ ॥ ૨૧૩ ॥

જ્ઞાની લોકો સ્ત્રીઓ વિષે અપ્રમત–સાવધાન–રહે છે.

યં માતાપિતરૌ ક્લેશં સહેતે સંભવે નૃણામ્ ।
ન તસ્ય નિષ્કૃતિઃ શક્યા કર્તું વર્ષશતૈરપિ ॥૨૨૭॥

માણસના જન્મ પહેલાં તથા પછી એનાં માતપિતા જે ક્લેશ સહન કરે છે તેનું ઋણ અનેક સો વર્ષે પણ વાળવું અશક્ય છે.

તયોર્ નિત્યં પ્રિયં કુર્યાત્ આચાર્યસ્ય ચ સર્વદા ।
તેષ્વેવ ત્રિષુ તુષ્ટેષુ તપઃ સર્વં સમાપ્યતે ॥ ૨૨૮॥

માબાપને અને વિદ્યાગુરુને પ્રિય હોય તે નિત્ય કરવું. આ ત્રણ તુષ્ટે એટલે માણસને તપમાત્રનું ફળ મળી જાય છે.

અન્ત્યાદપિ પરં ધર્મમ્ [આદદીત] ॥ ૨૩૮ ॥

નીચ ગણાતા ચાંડાલ જેવા આગળથી પણ પરમ-ધર્મ (આત્મજ્ઞાન) લેવો.

અમિત્રાદપિ સદ્વૃત્તમ્ [ગ્રાહ્યમ્] ॥ ૨૩૯ ॥

શત્રુ પાસેથી પણ સદાચાર શીખવો.

એકમપ્યક્ષરં યઃ તુ ગુરુઃ શિષ્યે નિવેદયેત્ ।
પૃથિવ્યાં નાસ્તિ તદ્ દ્રવ્યં યદ્ દત્ત્વા [અ]નૃણી ભવેત્ ॥ લઘુહારીત ॥

ગુરુએ શિષ્યને ભલે એક અક્ષર જ ભણાવ્યો હોય તેના ઋણથી જે આપીને માણસ ઋણમુક્ત થઈ શકે એવી વસ્તુ આ પૃથ્વી ઉપર છે નહિ [ આ શ્લોક કુલ્લુક-ભટ્ટકૃત મન્વર્થમુક્તાવલીમાં ટાંક્યો છે ].

સહ ઉભૌ ચરતાં ધર્મમ્ ઇતિ વાચાનુભાષ્ય ચ ।
કન્યાપ્રદાનં અભ્યર્ચ્ય પ્રાજાપત્યો વિધિઃ સ્મૃતઃ ॥ મનુ૦ ૩–૩૦ ॥

'તમે બે સાથે રહીને ધર્મ કરો' એમ કન્યાદાનકાળે કન્યાનો બાપ વરકન્યાને કહે તે પ્રાજાપત્યવિવાહ કહેવાય.

ન કન્યાયાઃ પિતા વિદ્વાન્ ગૃહ્ણીયાત્ શુલ્કમણ્વપિ ।
ગૃહ્ણન્ શુલ્કં હિ લોભેન સ્યાત્ નરો (અ)પત્યવિક્રયી ॥ ૩–૫૧ ॥

કન્યાના [કે વરના] પિતાએ મુદ્દલ પૈસા ન લેવા; કેમ કે લ્યે તો તેણે પેટના છોકરાને વેચ્યું કહેવાય.

યત્ર નાર્યઃ તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ ।
યત્રૈતાઃ તુ ન પૂજ્યન્તે સર્વાઃ તત્રાફલાઃ ક્રિયાઃ ॥૫૬॥

જ્યાં સ્ત્રીને આપતા માન, તુષ્ટે ત્યાં દેવતા સદા।
જ્યાં તેને નાપતા માન, ત્યાં ક્રિયા સર્વ નિષ્ફલા॥

શોચન્તિ જામયો યત્ર વિનશ્યત્યાશુ તત્કુલમ્ ।
ન શોચન્તિ તુ યત્રૈતા વર્ધતે તદ્ધિ સર્વદા ॥ ૫૭॥

જ્યાં પત્ની ને વહુદીકરી દુઃખી હોય તે કુળનો તરત નાશ થાય છે; ને જ્યાં આ સૌ સુખી હોય તે કુળ નિત્ય વૃદ્ધિ પામે છે.

નૃયજ્ઞો (અ)તિથિપૂજનમ્ ॥ ૭૦ ॥

અતિથિની ભોજનાદિથી સેવા કરવી એનું નામ મનુષ્યયજ્ઞ.

[તથા] ગૃહસ્થમાશ્રિત્ય વર્તન્તે સર્વ આશ્રમાઃ ॥૭૭॥

ગૃહસ્થને જ આધારે વર્તે છે સર્વ આશ્રમ ।

અતિથિં પૂર્વમાશયેત્ ॥ ૯૪ ॥

ઘરના જમનારા પહેલાં અતિથિને જમાડવો.

ન વૈ સ્વયં તદશ્નીયાત્ અતિથિં યદ્ ન ભોજયેત્ ॥ ૧૦૬ ॥

અતિથિને ખાવા ન આપ્યું હોય તેવું પોતે ન ખાવું.

સુવાસિનીઃ કુમારીશ્ચ રોગિણો ગર્ભિણીઃ સ્ત્રિયઃ ।
અતિથિભ્યો (અ)ગ્ર એવૈતાન્ ભોજયેત અવિચારયન્ ॥ ૧૧૪ ॥

નવી પરણીને આવેલી વહુદીકરી, કુંવારી કન્યા, રોગી ને સગર્ભા સ્ત્રી, આ સૌને અતિથિ પહેલાં જમાડવાં.

ભુઞ્જીયાતાં તતઃ પશ્ચાત્ અવશિષ્ટં તુ દમ્પતી ॥૧૧૬॥

ભૃત્ય (દાસાદિ–નોકર) સહિત સૌ જમી ઉઠે પછી શેષ વધે તે દંપતી (ઘરનાં ધણી-ધણિયાણી) જમે.

... નિત્યમ્ અમૃતભોજનઃ [ભવેત્] ।
........યજ્ઞશેષં તથા (અ)મૃતમ્ ॥ મનુ૦ ૩–૨૮૫॥

માણસે નિત્ય અમૃતભોજન કરવું: અમૃત એટલે મનુષ્યયજ્ઞ કર્યો પછી એટલે મનુષ્યોને જમાડ્યા પછી વધે તે શેષ.

અઘં સ કેવલં ભુંક્તે યઃ પચત્યાત્મકારણાત્ ॥૧૧૮॥

જે પોતા જેટલું જ રાંધે ને બીજાને ન જમાડે તે કેવળ પાપ જ ખાય છે, અન્ન નહિ.

શ્રોત્રિયાયૈવ દેયાનિ હવ્યકવ્યાનિ દાતૃભિઃ ॥૧૨૮॥

દેવ તથા પિતૃને ધરેલું નિવેદ વેદાભ્યાસી બ્રાહ્મણને જ દેવું.

'પઞ્ચામ્રરોપી નરકં ન યાતિ ।'

પંચામ્રરોપી [ પાંચ આંબા રોપે તે ] નરકે ન જાય.

( મન્વર્થમુક્તાવલી ૨–૧૬૩)

ઐસી દીવાની દુનિયાં દેખો
ભક્તિભાવ ન બુઝે જી,
સાચે કો કોઈ ગાહક નાહીં
જૂઠે જગત પતીજે જી;
કહત કબીર સૂનો ભાઈ સાધો,
ઈન અંધો કો કયા કીજે જી.

મોહમઈ પ્રમાદ મદિરા પીધેલા ઉન્મત્ત ભૂત જગતની દીવાનગીની કેટલી શિકાયત કરવી? જગત-ભગતની રીત જ અનોખી ને ન્યારી. ઉંબર મૂકી ડુંગર પૂજનાર જગત ભવાટવીમાં ભમી ભૂલી અવતાર એળે ખુવે છે ને મોંઘામૂલો પારસમણિ, બોઈ-ગુમાવી ચણોઠી-પાંચીકા પર મોહી પડે છે.

દીવાના ને ડાહ્યા કરીને ડહાપણના ભંડાર સમા સંત, સતી જતી, પીર, પેગંબર, ઓલિયા, સાધુઓને ગાંડાં કહી નવાજવાનું કામ જ દુનિયા કરતી આવી છે. ઈસા મસીને ફાંસીને માચડે ચડાવીને બારબસાને ગાદીએ બેસાડી રાચનારી!

## દુનિયા દીવાની

(કાફી)

દુનિયા દીવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે;
કર્તા વસે પાસે રે, બાજી કાંઈ નવ બૂજે.

જીવ નહિ એને હરિ કરી માને, પૂજે કાષ્ઠ પાષાણ;
ચૈતન્ય પુરુષને પાછળ મૂકે, એવી આંધી જગત અજાણ;
અર્કને અજવાળે રે, પ્રસિદ્ધ મણિ નવ સૂઝે.

પાષાણનું નાવ નીરમાં મૂકે, સો વાર પટકે શીશ;
કોટી ઉપાયે તરે નહિ, એ તો ડૂબે બસો બીસ;
વેળુમાં તેલ ક્યાંથી રે, ધાતુની ધેનું શું દૂઝે?

અંતર મેલ ભર્યો અતિ પૂરણ, નિત્ય નિર્મળ જળમાં નહાય,
સદા મણિધર પેઠો રે દરમાં, તો રાફડો ટીપે શું થાય?
ઘાયલ ગતિ ઘાયલ રે, જાણીને જ્ઞાની ઘાવ રૂઝે.

સદ્ગુરુ શબ્દનું શ્રવણ કરીને, પ્રગટ પંડમાં પેખ;
દૂર નથી નાથ નજીક નિરંજન, દિલ શુદ્ધ દેદાર દેખ;
ધુરંધર બોલે ધીરો રે, જાહેર જગત આપે બૂઝે.

ધીરો ભગત

આમ ન હોત તો પછી હાથવગો સરજનહાર જ હોવા છતા લોક આ ખલકનો ખેલ કેમ નથી પામી જતા? બાજીગર આખો ખેલ ગોઠવી થડાથડ બેઠો છે, પણ કોઈ પામતું-પ્રીછતું નથી! લાકડા-પાણકા પૂજવામાંથી નવરા થાય ત્યારે ચેતનતત્ત્વને પામે પારખે ને? અને તત્ત્વ પામ્યા વિના અવતાર એળે ગયો જાણવો. નરસૈંયે ગાયું કે 'જ્યાં લગી આત્મા તત્ત્વ ચીન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી.' કબીરો એમાં શાખ પૂરે છેઃ 'આતમ તત્ત્વ ચીને બીન, સબસે જૂઠી સેવ, કરે સો તો ભ્રમણા, કયા તીરથ કયા દેવ?' કાવા નીર્જીવની સેવા-ચાકરીમાંથી ઊંચા આવતા નથી ને ઝળાંહળા સૂરજને અજવાળે ય પરમ પ્રસિદ્ધ મણિ નજરે ભાળતા નથી.

આ પથ્થરિયા હોડીને પાણીમાં તરાવવાની મૂર્ખાઈનું છોગું ફરકાવી તેમાં જ મહાનતા માનતી ઘેલછા. હજાર ઉપાયે ય એ કદી નહિ બને, એ તો સો ટકા ડૂબવાની જ હાલા કૂચે કા વળો? અત્યાઓ રેતીની રોટલી નો થાય તેમ રેતી પીલ્યે તેલે ય નો નીકળે. તાંબા-પીતળની રમકડાં-ગાય તે કદી દૂઝતી હશે કે ભલા?

અંદરખાનેથી કૂડા કરમી મરમી જણ છો ને રોજંદી ગંગાજળે નહાય, એથી કાંઈ વળશે નહિ. મૂળ મૂકીને ડાંખળા ડાળીએ બાથડચે નાહક શક્તિ વેડફાય. જ્ઞાની પાસે જઈ, કૂડ કપટ-ગુમાન મેલી દ્યો. તમારો સાચો ને મોટા વૈદ-રાહબર એ જ છે.

સદ્ગુરુનો શબ્દ ને કોલ એ છે કે પરભુજી પંડે પંડમાં વસે છે, ઠામોઠામ એનો જ વાસ ને એની જ લીના. જગત આખું એનું જ સર્જન ને એનો જ વિસ્તાર. મન-અંતર પવિતર-ચોખ્ખા રાખો ને કૂડ-કપટી અધર્મ તત્ત્વો સામે ઉઘાડે છોગ જુદ્ધ માંડો. એ જુદ્ધનો નાયક ધીરો જોઈ લ્યો જગ મોઝાર જૂઝે છે જ ને!

# ધર્મસંકટ

કિશોર હીરાચંદ પારેખ

મગનલાલ મુંબઈ જતા હતા. એ ખબર મગનલાલના પત્ની સુમિત્રાએ વિજયાને આપ્યા. વિજયાએ આ વાત રમણલાલને કરી. રમણલાલે કહ્યું. 'તેં ઠીક કહ્યું. મણિલાલ શેઠને આપણે પાંચસો રૂપિયા આપવાના છે તે તેમની સાથે મોકલી આપીએ.' વિજયા બોલી, 'મણિલાલ શેઠ ક્યારના ઉઘરાણી કર્યા જ કરે છે. પરંતુ ઘર જેવો સગાથ ન મળે તો કોની સાથે રૂપિયા મોકલું? બાર મહિને આટલી કરકસર કરી ત્યારે આટલા રૂપિયા ભેગા થયા.'

રમણલાલ ને મગનલાલ બે પાડોશી. બન્નેની પત્નીઓને સારો મનમેળ. એ ન્યાયે બંને વચ્ચે સંબંધ પણ ઠીક. રમણલાલ સાંજે સાત વાગ્યે મગનલાલને ત્યાં ગયા. 'કેમ તમે મુંબઈ જાઓ છો?'

'હા. મારી ભાણેજના લગન છે અને ઘરમાંથી કોઈક તો જવું જ જોઈએ એટલે ગયા વિના ચાલે તેમ નથી.'

'મારું થોડું કામ કરશો?'

'જરૂર શા માટે નહિ?'

'મણિલાલ શેઠને ઓળખો છો?'

'કાલબાદેવી પર દુકાન છે તેજ ને. હા, તેમને કંઈ કહેવાનું છે?'

'ભાઈ, મારે વચ્ચે પૈસાની ખૂબ ખેંચ હતી તેમની પાસેથી વિજયા પાંચસો રૂપિયા લાવી હતી. હવે તેઓના ચાર પાંચ કાગળ આવી ગયા. મારે શું મોઢું બતાવવું? તમે સાથે લઈ જઈ રૂબરૂ આપી દો એટલે પત્યું. પહોંચ લઈ લેજો.'

મગનલાલે પાંચસો રૂપિયાનું કવર હાથમાં લીધું, કવર ખોલી રૂપિયા ગણી લીધા અને ફરી કવરમાં બીડી એ પરબીડિયું બીડી દીધું. વધારે સલામતી માટે બંડીના અંદરના ગજવામાં મગનલાલે એ કવર રાખ્યું. એ પર ખમીસ અને કોટ પહેર્યાં હતા.

રમણલાલે મણિલાલને પત્ર લખી નાખ્યો કે શ્રી. મગનભાઈ સાથે રૂપિયા મોકલ્યા છે. મણિલાલ મગનભાઈની રાહ જોવા લાગ્યા.

મગનલાલે વીરમગામ ગાડી બદલાવી. પણ સૌરાષ્ટ્ર મેઈલમાં ગીર્દી ખૂબ. માંડ માંડ સામાન મૂકી ઊભા રહેવાની જગ્યા મેળવી. આસ્તે આસ્તે ઘુસતા બેસવાની જગ્યા કરી લીધી પણ એ ધમાલમાં બંડીનું ખીસું ક્યારે કતરાઈ ગયું તે શરત રહી નહિ. ટીકીટ કાઢવા જ્યારે કોટના ખિસ્સામાં હાથ નાખ્યો ત્યારે સ્વાભાવિક બંડીના ખિસ્સા ઉપર તેમનો હાથ ફર્યો અને એ ખાલી લાગતાં જ તેઓ હાંફળાફાંફળા થઈ ગયા. બધા ખિસ્સા જોઈ વળ્યા બૂમાબૂમ કરી મૂકી, રેલવે પોલીસને ખબર આપી. ગાડી કલાકેક મોડી કરી મૂકી. પરંતુ એમ ગયેલા રૂપિયા ક્યાંથી પાછા આવે?

તેઓ કાંઈ શ્રીમંત નહોતા. પોતાના રૂપિયા જાય તેનું એમને દુઃખ નહોતું પરંતુ રમણલાલના રૂપિયા પોતાને આપેલ તે ગયા તેથી તેમને ખૂબ જ દુઃખ થયું.

હવે શું કરવું?

રમણલાલની એવી સ્થિતિ હતી જ નહિ, માંડ માંડ તેણે પાંચસો રૂપિયા એકઠા કર્યા હતા પોતાને તો આમાં કાંઈ જ લેવાદેવા નહોતી છતાં ય ધર્મસંકટ આવી પડ્યું હતું. શું રમણલાલે આપેલ પૈસા તેણે મણિલાલને ભરપાઈ કરવા જોઈએ? મગનલાલથી પણ તુરત એ બની શકે એમ હતું જ નહિ? મણિલાલ શેઠને વાત કરે તો એ આ માનશે કે પછી રમણલાલે બનાવટ કરી છે અને મને હાથો બનાવ્યો છે એમ માનશે! વિશ્વાસ કરશે ખરા? હવે કરવું શું?

રમણલાલે મગનલાલને પૈસા આપ્યા, ટ્રેઈનમાં એ પૈસા ચોરાયા, સાથે મગનલાલના પણ સોબસો રૂપિયા ગયા તો એ પૈસા કોના ગયા રમણલાલના, કે મગનલાલના?

મગનલાલે વાત કરી જે મણિલાલ શેઠે માની નહિ અને ગુસ્સે થયા ને રમણલાલ ઉપર સખત કાગળ લખ્યો. રમણલાલે પણ મગનલાલની વાત ન માની. તેમણે કહ્યું, "કદાચ ભાણેજનાં લગનમાં વધારે ખર્ચ થયો હોય અને વાપર્યો હોય તો ભલે પણ આમ જૂઠું શા માટે કહો છો!"

મગનલાલ સ્તબ્ધ થઈ ગયા. ધરમ કરતાં ધાડ આવી. કાપો તો લોહી ન નીકળે. અને વરસે ગમે તેમ કરી તેમણે રમણલાલના રૂપિયા પાંચસો ચૂકવી દીધા. પરંતુ એ બન્ને કુટુંબો વચ્ચેની મીઠાશ અને સંબંધ કાયમ માટે ગયા.

મણિલાલ કોઈને રોકડા રૂપિયા એક દિવસ માટે પણ આપતા નથી; રમણલાલ કોઈનો વિશ્વાસ કરતા નથી! અને મગનલાલ ત્યારથી કોઈનું સંપેતરું લેતા જ નથી!! એ કુટુંબો વચ્ચેની સ્નેહની સાંકળના ટુકડા થઈ ગયા હતા!!!

# ચાચાજીની વાતો

'ચાલો ભાઈ, તમે ઘરપાઠ લાવ્યા છો?'

તે વખતના અમારા મલ્લિકજી. અમારો વર્ગ લે. અમને અંગ્રેજી લખતાં વાંચતાં શીખવે. નાના નાના એવા બાળકો. શાન્તિનિકેતનની વાત છે.

ચાચાજીએ એક વિદ્યાર્થીને ઘરપાઠ માટે પૂછ્યું.

જવાબમાં એણે ના પાડી.

'ઠીક છે. હવે આવી ભૂલ ના કરતા!'

સમય પૂરો થયો. મુવાન ચાચાજી ગયા. બીજે દિવસ. એ જ વિદ્યાર્થી. એ જ પ્રશ્ન. 'ચાલો ભાઈ, ઘરપાઠ લાવ્યા છો ને?'

અબુધ બાળક. મસ્તીમાં જ જાણે એનો જીવ. કશાની પડી ના હોય. અભ્યાસ પરત્વેની ગંભીરતા લગીરે મળે નહિ. બંગાળી એ બાળક. 'મલ્લિકદાદા, આજ ઓ આમિ ભૂલે ગેલ!' કહીને ઓશિયાળો બનીને બોલ્યો.

મલ્લિકદાદા શું બોલે? કોઈને ય જીવડું ય હોય એ તો પોતાને ઝાટકો વાગે. શંકરભગવાન હળાહળ ઝેર પી શક્તા. એવી પૌરાણિક લોકકથા આપણે બધા સાંભળતાં આવ્યા છીએ. મલ્લિકજીની રીત પણ એવી જ. કંઈ જ બોલ્યા નહિ. માત્ર આંખમાંથી દડ દડ આંસુની ધારે બાળકને નવરાવી દીધો. પછી બોલ્યા: 'દિલગીર છું, કે તમને ઘરપાઠ કરવાનું મન થાય એવું શિક્ષણ આપતું નથી!'

બાળક દોડ્યો. મલ્લિકદાદાના ખોળામાં પડી ગયો. આખો વર્ગ સ્તબ્ધ બનીને આ અલૌકિક પ્રસંગ નિહાળી રહ્યો.

વાતને ઘણાં બધાં વર્ષો વહી ગયાં. ત્યાર પછી તો આ ધરતી પર 'આકાશ-સરજનું' ઉગવું, આથમવું ય ઘણું થઈ ગયું, સીંગી મુકી પણ છાગી થઈ ગઈ. એ મલ્લિક દાદા આજે 'ચાચાજી' થઈ ગયા. પણ પ્રસંગની ફેમ-રત એમની એમ જ રહી.

મલ્લિકજીનો વર્ગ.

હું એમના વર્ગનો બડો તોફાની-મસ્તીખોર છોકરો. ડાહ્યા થઈને કે ડાહ્યો બનીને કદિ બેસું, એ તો મારાથી બને નહિ.

એક દિવસ મારા મનમાં ધૂન જાગી. બસ. આજે નથી ભણવું. મલ્લિકદાદા ભણાવ્યે જ રાખે છે. કોઈ દિવસ છુટ્ટી નથી રાખતા. ચાલ આજે હું જાતે જ ભાગી છૂટું. હું ઊઠ્યો. આસન ને પુસ્તકો લીધાં હાથમાં ને મંડ્યો ચાલવા.

'એ ભાઈ મોહન ક્યાં જાય છે! નથી જવાનું. બેસી જા' મલ્લિકદાદા પ્રેમથી બોલાવતા રહ્યા. હું તો ચાલ્યો. 'બસ, આજે નથી ભણવું.' કહીને મેં ચાલવા જ માંડ્યું.

બીજે દિવસ થયો હું વર્ગમાં ગયો. મલ્લિકદાદાએ મને એમની નજીકમાં બોલાવ્યો. વહાલથી બોલ્યા: 'કાલે તારે જવું જ હતું તો જતો રહેને ગયો; પણ મેં પાછો બોલાવ્યો, તે વખતે જવાબ આપીને ગયો હોત, તો? એ માર્ગ નહિ! હું તને રોકત નહિ!'

તુરત જ હું સમજી ગયો મનમાં ખેદ થયો. મારી ભૂલ મને સમજાઈ હું શરમિંદો થઈ ગયો.

આખા આશ્રમમાં મારી જબરી રાડ હતી. આખા આશ્રમમાં મારા નામની ભારે સોભા હતી. સૌ મારાથી કંટાળ્યા હતા. માત્ર ચાચાજી જ એવા હતા કે જે મારા જેવા છોકરાને સંઘરી રાખતા હતા. એવા એ (મા જેવા) ચાચાજીને કેમ ભૂલાય!

(તે વખતનો નાનો એક વિદ્યાર્થી આજે મોટો બનેલો અધ્યાપક એ પોતાની બાળકથા બોલતાં બોલતાં આ વાત બોલી ગયા. એમાં આધુનિક શિક્ષકનો મુકાબલો જડ્યો મુક્તિની વાતો કરતા ડાહ્યા પુરુષો દેખાયા. મુક્તિમાં સાચો પ્રેમ છે. એ બોધપાઠ વાંચવા મળ્યો. (૨.)

✲

મારી પાસે એક દીવો છે, જે મને માર્ગ દેખાડે છે. તે છે મારો અનુભવ.

પેટ્રિક હેનરી

અજ્ઞાન મનની રાત છે. પણ કેવી રાત, જેમાં ચાંદ કે તારા નથી

કન્ફ્યુશિયસ

ક્રોધ સમજશક્તિને ઘરની બહાર કાઢી મૂકે છે

'મૂરાડ'

# હિંદમાતા એટલે શું ? — જવાહરલાલ નહેરુ

ભારતનો ઇતિહાસ બહુ લાંબો છે. તમારામાંના કોઈએ તે જાણવાનો પ્રયત્ન કર્યો છે કે નહિ તેની મને ખબર નથી. પણ આપણે કોણ છીએ, આપણા દેશને ભારત શા માટે કહીએ છીએ અને "જય હિંદ"ના પોકારો આપણે શા માટે કરીએ છીએ તે વિશે આપણે બાળપણથી ઘણું ઘણું વાંચતા તેમ જ સાંભળતા આવ્યા છીએ, ભારત કહો, હિંદુસ્તાન કે ઇંડિયા કહો કે 'જય હિંદ' બોલો એ બધાનો અર્થ એક જ છે. હું તમને પૂછું છું કે "ભારત માતા" એ શબ્દ પાછળ શી ભાવના છે એ તમે જાણો છો? એક વખતે પંજાબના કેટલાક ધીંગા ખેડૂતો જોરશોરથી "જય હિંદ"ના પોકારો પાડતા હતા. તેઓ આ શબ્દનો અર્થ સમજે છે? એમ મેં તેમને પૂછ્યું. "જે ભૂમિ ઉપર અમે જન્મ લીધો તે અમારી મા છે," તેમણે જવાબ આપ્યો મેં ફરીને પૂછ્યું, "શું આ ભૂમિ જ માત્ર તમારી મા છે?" તેનો તેઓ કંઈ જવાબ આપી ન શકયા અને મને સમજાવવા કહ્યું. મેં કહ્યું, "લાંબા વાળવાળી એક દેવીના છબી તમે ઠેકઠેકાણે જુઓ છો તે "ભારત મા" નથી. તે તો તેનું પ્રતીક છે. આ વિશાળ દેશમાં વસનારાં આપણે બધાં. આપણામાંની એકેએક વ્યક્તિ કે જે આ દેશના અંગભૂત છે તે સૌ આપણે ચાળીસ કરોડ મળીને ભારત માતા બનીએ છીએ." ['પ્રબુદ્ધ જીવન'માંથી]

*

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

અનુક્રમણિકા ........................ ૧૨ માર્ચ ૧૯૬૦



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## સાભાર–સ્વીકાર

**શાંતિનો માર્ગ :** રીચર્ડ બી. ગ્રેગ. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ–૧૪. [મૂડીવાદ, સામ્યવાદ, સમાજવાદ અને ગાંધીજીના કાર્યક્રમની સમીક્ષા] કિં. ૨–૦૦

**જીવનનાં ઝરણાં :** [ભાગ ૧લો]: રાવજીભાઈ મણિભાઈ પટેલ. નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ ૧૪. કિં ૩–૫૦

**કુ. પ્રેમાબહેન કંટકને :** (બાપુના પત્રો–૫) સંપાદક : કાકાસાહેબ કાલેલકર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ–૧૪. કિં. ૩–૫૦.

**પ્રેમપંથ (૮) :** દેસાઈ વાલજી ગોવિંદજી. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ–૧૪ કિં. ૦–૪૦

**વિશ્વશાંતિનો અહિંસક માર્ગ :** ગાંધીજી નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ–૧૪ કિં ૦–૩૫

**સામ્યવાદ અને સામ્યવાદીઓ :** ગાંધીજી નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ–૧૪ કિં. ૦–૨૫

**ગિરિ પ્રવચન :** અનુવાદક વિઠ્ઠલદાસ પુરુષોત્તમ દેસાઈ. પ્રકાશક વિઠ્ઠલદાસ પુ. દેસાઈ. પારેખ કુંજ, બજાજ રોડ, વિલેપારલે. મુંબઈ–૫૭

**શ્રદ્ધાંજલિ :** સંપાદક 'લહરી' ૧૦૧ સેંટ જ્યોર્જીસ રોડ, ઈસ્ટ લંડન. સાઉથ આફ્રિકા.

**દિલની સગાઈ :** વિષ્ણુકુમાર પંડ્યા. પ્રકાશક પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા. કિં. ૩–૫૦

---

[પ રજીસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ના નિયમ ૮ મુજબ ફૉર્મ ૪માં રજુ કરવાની માહિતી]

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશન સ્થળ .... .... .... | રૂપાયતન, જૂનાગઢ |
| ૨ | ક્યારે ક્યારે પ્રસિદ્ધ થાય છે .... .... | દર માસની બારમી તારીખે માસિક તરીકે |
| ૩ | મુદ્રકનું નામ .... .... .... | ધીરેન ગાંધી |
| | રાષ્ટ્રીયતા .... .... .... .... | ભારતીય |
| | સરનામું .... .... .... .... | રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ |
| ૪ | પ્રકાશકનું નામ .... .... .... | ધીરેન ગાંધી |
| | રાષ્ટ્રીયતા .... .... .... .... | ભારતીય |
| | સરનામું .... .... .... .... | રૂપાયતન જૂનાગઢ |
| ૫ | તંત્રીનું નામ .... .... .... | નવીન ગાંધી |
| | રાષ્ટ્રીયતા .... .... .... .... | ભારતીય |
| | સરનામું .... .... .... .... | રૂપાયતન, જૂનાગઢ. (સૌરાષ્ટ્ર) |
| ૬ | માલિકનું નામ .... .... .... | રૂપાયતન, જૂનાગઢ. (સૌરાષ્ટ્ર) |

હું, ધીરેન ગાંધી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણસમજ મુજબ ખરી છે.

ધીરેન ગાંધી
પ્રકાશક

તા. ૧૨–૩–'૬૦



બાપે માર્યાં વેર, (ન) બેટા આવે ઝાટકે;
(ર્ભ) વેર કે કાળો કેર, રેહ ખમે ઈ. રામના.

નીહાકાને નાતરાં, અભ્રમનાં એંધાણુ;
આંતરડીને ઠારવે, ભ્રમનાં ગડે નિશાણુ.

તન ખટકે ડાબોળિયું, મન ખટકે માયા;
(ત) ધોઈપછાડીને ઝીંકીએ, નામ ધોકા પાયા

ધરણી, કેરણી-ચાકરો, કસબ અને કુંભાર
કોક કાળનાં કરમ ઈ, ચાંથે મ ર જ ન કા ર.

(નાભ) હું હું થઈ હાલી મળો, પંચ ભયો કિરતાર
(એ) અંધારી આંખે જડી, દોપદ મૃગ અવતાર

કાગળ સોનૈયા થિયા, લોહ ઉડ્યાં આકાશ
શશિયર ગયા-સંદેશડા, (૫૧) માંયલો મોકળ પાશ.

તનસુખ ભટ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ • ૩ દરેકના .... | ૦—૫૦ |
| ગાંધી-ગુરૂ .... .... ... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... .... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ( છપાય છે ) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા .... | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ,, |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા .... | ,, |
| આવા હતા બાપુ—૪ .... .... | ,, |



૧૬ ] રેંટિયાને આંટે આંટે શાંતિના, પ્રીતિના, ને બંધુભાવના તાર કંતાય છે. —ગાંધીજી [ 'કુમાર'ના સૌ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૨૩ [ ૧૫ – એપ્રિલ – ૧૯૬૦ ] અંક ૨ જો

દુનિયામાં યુદ્ધ સદા રહેવાનું છે. આખી મનુષ્ય જાતિના સ્વભાવમાં એટલું પરિવર્તન થઈ જાય એની શક્યતા દેખાતી નથી. મોક્ષ અને અહિંસા વ્યક્તિઓ જ પામી શકશે. માલમિલકત તથા જમીન ધારણ કરવી અથવા સંતતિ પેદા કરવી એ અહિંસાના પૂર્ણ પાલન સાથે અસંગત છે.... —બાપુ



( ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક )

# બાપુના પત્રો



[બાળકોને સમજાય એવી ભાષામાં પ્રાર્થના વિષેનું મહત્ત્વ સમજાવવાની વિનતિ મેં પૂ. મહાત્માજીને કરી હતી, તેના જવાબમાં આ પત્ર છે.]

યરવડા મંદિર
૨૨-૧૨-'૩૦

ચિ. પ્રેમા,

તારો હકીકતથી ભરપૂર કાગળ મળ્યો. '<u>નિજનામગ્રાહી</u>'નો બેઉ અર્થ ઠીક છે. નારણદાસનો ગુજરાતી ભાષાને સારુ કદાચ વધારે અનુકૂળ હોય. પણ તારો અર્થ ન જ ચાલે એવું નથી.

તું જ બાળા છે એમ કલ્પીને પ્રાર્થના વિષેના પ્રશ્નનો ઉત્તર આપું છું. જેમ આપણી જનેતા માબાપ છે તેમ તેના પણ છે. એમ છેક ઊંચે જતાં જઈએ તો જે જનેતાની કલ્પના આપણે કરી શકીએ તે ઈશ્વર છે. તેનું બીજું નામ સર્જનહાર પણ તેથી જ પડ્યું છે. અને જેમ આપણાં માબાપ આપણી ઇચ્છાઓ વગેરે ઘણી વાર આપણા કહ્યા વિના જાણી જાય છે તેમ ઈશ્વરને વિષે આપણે સમજીએ. અને જો માબાપમાં આટલું જાણવાની શક્તિ હોય છે તો બધા જીવોના સર્જનહારમાં તો આપણું અંતર જાણવાની ઘણી ઘણી વધારે શક્તિ હોવી જોઈએ. <u>આથી ઈશ્વરને આપણે અંતર્યામી તરીકે પણ ઓળખીએ છીએ.</u> તેને જોઈ શકવાની જરૂર નથી. આપણાં ઘણાં સગાંને આપણે જોયાં નથી, કોઈનાં માબાપ બચપણમાં પરદેશ ગયાં હોય અથવા મરી ગયાં હોય તોયે તે છે કે હતાં એવું આપણે બીજાની ઉપર શ્રદ્ધા રાખીને માનીએ છીએ <u>તેમ ઈશ્વરને વિષે આપણી પાસે સંતજનોની સાક્ષી છે તેની ઉપર વિશ્વાસ રાખીને માનીએ કે અંતર્યામી છે જ. અને જો તે છે તો પછી તેનું ભજન કરવું, તેની પ્રાર્થના કરવી એ તો સહેલાઈથી સમજીએ.</u> માબાપને, આપણે સારો હોઈએ તો, સવારના ઊઠતાં અને રાતના સૂતાં સાષ્ટાંગ નમસ્કાર કરીએ છીએ તેમ જ ઈશ્વર પ્રત્યે કરવું જોઈએ. ને જેમ માબાપને આપણી ઇચ્છા જણાવીએ તેમ ઈશ્વરને પણ જણાવીએ. આજને સારુ આટલું બસ છે ના? આમાં કંઈ ન લાગે તો લખતાં સંકોચાતી નહીં.

*

બાળકોની સજા વિષે તારી દલીલ પુરાણી છે. એ '<u>દૂષિત વર્તુળ</u>' છે. તને માર પડ્યો તેથી તું <u>સુધરી વાસ્તે તારે માર મારવો.</u> છોકરાંઓ મોટાં થતાં એ જ શીખે. બરોબર એ જ દલીલથી લોકો હિંસાને માને છે. આ જૂના અનુભવની પેલી પાર જવું તે આપણું કામ છે. તેને સારુ ધીરજ જોઈએ એ કબૂલ કરું છું. એ ધીરજ કેળવવા આપણે ભેળા થયા છીએ. <u>છોકરાંઓને ભણાવવા જ, અગર શિસ્ત શીખવવી એ ધ્યેય નથી. તેઓને ચારિત્ર્યવાન કરવા એ ધ્યેય છે ને તેને સારુ ભણતર, શિસ્ત વગેરે છે.</u> ચારિત્ર્ય ઘડતાં શિસ્ત રખડે, ભણતર બગડે તો ભલે રખડે ને બગડે. એક સૂચના કરું. બાળકોની સભા કર. જોઓ કહે, 'અમે તોફાન કરીએ કે આજ્ઞાભંગ કરીએ તો અમને મારજો ને આવી રીતે મારજો,' તેને મારવા ને તે કહે તે પ્રમાણે. જે ના પાડે તેને ન મારવાં. <u>આમ કરતાં તું જોશે કે મારવાની જરૂર નહીં પડે.</u>

*

<u>કર્તવ્ય કર્મ જે સમજે છે ને</u> આચરે છે તેની <u>તૃષ્ણા તો મટી જ હોય છે. જેની તૃષ્ણા નથી મટી</u>

[જુઓ પૃષ્ઠ ૨૬]

# અનાસક્તિયોગની વિષયસૂચિ — તનસુખ ભટ્ટ

[ પૂજ્ય બાપુના શબ્દોમાં ]

[ 'અનાસક્તિયોગ'માંથી દરેક અધ્યાયની પ્રસ્તાવનાને જુદી તારવી છે ગીતાનો સાર કે વિષય સૂચિ પૂજ્ય બાપુના શબ્દોમાં મળે એમ અહીં મૂક્યું છે અંગ્રેજીમાં જેને Gita at a glance કહેવાય (ગીતાના વિષયનું આપાતદર્શન) તેવું સૂત્ર મૂકવાનો આશય છે કેટલીકવાર પ્રારંભકાર બાર અધ્યાય પૂરા કરે ત્યાં પ્રથમના અધ્યાયોનો વિષય ભૂલી જાય છે આમ ગીતાના વિષયની સળંગસૂત્રતા તેને મળતી નથી એથી ઊલટું એકંદરે ગીતામાંથી તેને ગીતાનો વિષયવિસ્તાર કે વસ્તુવૈવિધ્ય પ્રાપ્ત થતું નથી તેથી આ ગીતાના વિષયનું આપાતદર્શન જુદું તારવ્યું છે આશા છે કે જિજ્ઞાસુઓને તેથી આનંદ થશે ]

## ૧ અર્જુનવિષાદયોગ

જિજ્ઞાસા વિના જ્ઞાન નથી દુઃખ વિના સુખ નથી ધર્મસંકટ—હૃદયમંથન સહુ જિજ્ઞાસુને એકવખત થાય જ છે

## ૨ સાંખ્યયોગ

મોહને વશ થઈ મનુષ્ય અધર્મને ધર્મ માને છે મોહને લીધે પોતીકા અને પારકા એવા ભેદ અર્જુને કર્યો એ ભેદ મિથ્યા છે એમ સમજાવતાં શ્રીકૃષ્ણ દેહ અને આત્માની ભિન્નતા બતાવે છે દેહની અનિત્યતા અને પૃથક્તા તથા આત્માની નિત્યતા અને તેની એકતા બતાવે છે મનુષ્ય કેવળ પુરુષાર્થનો અધિકારી છે પરિણામોનો નથી તથા તેણે કર્તવ્યનો નિશ્ચય કરી નિશ્ચિંત રહી તેને વિષે પરાયણ રહેવું જોઈએ એવી પરાયણતાથી તે મોક્ષની પ્રાપ્તિને સાધી શકે છે

## ૩ કર્મયોગ

આ અધ્યાય ગીતાનું સ્વરૂપ જાણવાની કૂંચી છે એમ કહેવાય તેમાં કર્મ કેમ કરવું અને કયું કરવું, તથા ખરું કર્મ કોને કહેવું જોઈએ તે સ્પષ્ટ કર્યું છે અને બતાવ્યું છે કે ખરું જ્ઞાન પારમાર્થિક કર્મોમાં પરિણમવું જ જોઈએ

## ૪ જ્ઞાન—કર્મ—સંન્યાસ—યોગ

આ અધ્યાયમાં ત્રીજાનું વધારે વિવેચન છે અને જુદા જુદા પ્રકારના કેટલાક યજ્ઞોનું વર્ણન છે

## ૫ કર્મ—સંન્યાસ—યોગ

આ અધ્યાયમાં કર્મયોગ વિના કર્મસંન્યાસ હોય જ નહીં અને વસ્તુતાએ બન્ને એક જ છે એમ બતાવ્યું છે

## ૬ ધ્યાનયોગ

આ અધ્યાયમાં યોગ સાધવાના એટલે કે સમત્વ પામવાના કેટલાક સાધનો બતાવ્યા છે

## ૭ જ્ઞાન—વિજ્ઞાન—યોગ

આ અધ્યાયમાં ઈશ્વરતત્ત્વ અને ઈશ્વરભક્તિ શું છે તે સમજાવવાનો આરંભ છે

## ૮ અક્ષરબ્રહ્મયોગ

આ અધ્યાયમાં ઈશ્વરતત્ત્વની વિશેષ સમજ છે

## ૯ રાજવિદ્યા—રાજગુહ્ય—યોગ

આમાં ભક્તિનો મહિમા ગાયો છે

## ૧૦ વિભૂતિયોગ

સાતમા, આઠમા અને નવમા અધ્યાયમાં ભક્તિ ઈત્યાદિનું નિરૂપણ કર્યા પછી ભગવાન પોતાની અનંત વિભૂતિઓનું યત્કિંચિત્ દર્શન ભક્તોને અર્થે કરાવે છે

## ૧૧. વિશ્વરૂપ–દર્શન–યોગ

આ અધ્યાયમાં ભગવાન પોતાનું વિરાટ સ્વરૂપ અર્જુનને બતાવે છે. ભક્તોને આ અધ્યાય અતિ પ્રિય છે. આમાં દલીલ નથી પણ કેવળ કાવ્ય છે. આ અધ્યાયનો પાઠ કરતો મનુષ્ય થાકતો જ નથી.

## ૧૨. ભક્તિયોગ

પુરુષોત્તમનાં દર્શન અનન્ય ભક્તિથી જ થાય એમ હોવાથી ભગવાનનાં દર્શન પછી તો ભક્તિનું સ્વરૂપ જ આલેખાય.

આ બારમો અધ્યાય બધાએ મોઢે કરી લેવો જોઈએ. નાનામાં નાનામાંનો આ એક છે. આમાં આપેલાં ભક્તનાં લક્ષણ નિત્ય મનન કરવા જેવાં છે.

## ૧૩. ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ–વિભાગ–યોગ

આ અધ્યાયમાં શરીર અને શરીરી (આત્મા) નો ભેદ બતાવ્યો છે.

## ૧૪. ગુણત્રય–વિભાગ–યોગ

ગુણત્રયી પ્રકૃતિની થોડી ઓળખ કરાવ્યા પછી સહેજે ત્રણ ગુણનું વર્ણન આ અધ્યાયમાં આવે છે. અને તે કરતા ગુણાતીતનાં લક્ષણ ભગવાન ગણાવે છે. બીજા અધ્યાયમાં જે લક્ષણ સ્થિતપ્રજ્ઞનાં જોવામા આવે છે, બારમામાં જે ભક્તનાં જોવામા આવે છે, તેવા આમાં ગુણાતીતનાં છે.

## ૧૫. પુરુષોત્તમ–યોગ

આ અધ્યાયમાં ક્ષર અને અક્ષરથી પર એવું પોતાનું ઉત્તમ સ્વરૂપ ભગવાને સમજાવ્યુ છે.

## ૧૬. દૈવાસુર–સંપદ્–વિભાગ–યોગ

આ અધ્યાયમાં દૈવી અને આસુરી સંપદનું વર્ણન છે

## ૧૭. શ્રદ્ધા–ત્રય–વિભાગ–યોગ

શાસ્ત્રને એટલે કે શિષ્ટાચારને પ્રમાણ ગણવો એમ સાંભળતા અર્જુનને શંકા થઈ કે જે શિષ્ટાચારને કબૂલ ન કરી શકે પણ શ્રદ્ધાથી વર્તે તેની કેવી ગતિ થાય, તેનો જવાબ આપવાનો આ અધ્યાયમાં પ્રયત્ન છે. પણ શિષ્ટાચાર–રૂપી દીવાદાંડી છોડયા પછીની શ્રદ્ધામાં ભયો રહ્યા છે તે બતાવીને ભગવાને સંતોષ માન્યો છે. અને તેથી શ્રદ્ધા અને તેની ઓથે થતાં યજ્ઞ, તપ, દાનાદિનો ગુણ પ્રમાણે ત્રણ વિભાગ કરી બતાવ્યા છે ને અન્તે ૐ તત સત્‌નો મહિમા ગાયો છે

## ૧૮. સંન્યાસયોગ

આ અધ્યાય ઉપસંહાર રૂપે ગણાય. તેનો તેમ જ આખી ગીતાનો પ્રેરક મંત્ર આ કહેવાય: 'બધા ધર્મોને તજી મારું શરણું લે' એ ખરો સંન્યાસ છે. પણ બધા ધર્મોનો ત્યાગ એટલે બધા કર્મોનો ત્યાગ નહીં. પરોપકારી કર્મો પણ ઈશ્વરને અર્પણ કરવા અને ફલેચ્છા છોડવી, એ જ સર્વોત્કૃષ્ટ કર્મ છે; એ જ સર્વધર્મત્યાગ કે સંન્યાસ છે.



# કિશોરલાલ મશરૂવાળા — 'જયભિખ્ખુ'

## [ એક જીવનપ્રસંગ ]



દીવા ખુશી અને ગમ બન્નેના હોય છે

સ્વાતંત્ર્ય દિનના દીવા જોયા ત્યારે અમને ખુશી થઈ પણ ગમ પણ થયો

ખુશી એ માટે થઈ કે આખરે આપણું ભલું કે ભૂંડું કરવાની સ્વતંત્રતા આપણને સાંપડી જ ગઈ ! ગમ એ માટે થયો કે આ સ્વતંત્રતા જેઓના હાડ, ચામ અને રક્તના બલિદાનમાંથી આવી એને આપણે સાવ ભૂલી ગયા માણસને ભૂલી જઈએ એ સાવ સ્વાભાવિક છે પણ માણસના સતને ભૂલી જઈએ એ મોટી બિના છે

આજે એમ લાગે છે કે એ માણસો ચાલ્યા ગયા સાથે એમના સત તપ ને એમની વૈભવી ગરીબાઈ પણ ચાલી ગઈ

એક પુણ્યકથા અત્યારે અમને યાદ આવે છે સં ૧૯૩૪ની વાત છે એ વખતે સાબરમતીનો આશ્રમ સૂનો પડતો આવ્યો હતો અને વર્ધા આશ્રમ વસતો જતો હતો પૂ. મહાત્મા ગાંધીજીએ ત્યાં નિવાસ કર્યો હતો ગાંધીજી સાથે આત્મીય બનીને રહેનારા લોકો ત્યાં આવી ગયા હતા શ્રી કાકાસાહેબ ત્યાં વસવાનો વિચાર કરતા હતા આ વખતે શ્રી કિશોરલાલ મશરૂવાળાએ પણ ત્યાં જઈને નિવાસ કર્યો

આપણા દેશમાં વૈશ્ય નરવીરનું બિરુદ પામનાર શેઠ જમનાલાલ બજાજ આ સર્વને અહીં વસાવવામાં કારણભૂત હતા શ્રી જમનાલાલ બજાજ આ વખતે ગાંધી સેવા સંઘ નામની એક સંસ્થા ચલાવતા હતા ધીરે ધીરે આ સંઘમાં પોતાની રીતે અસ્પૃશ્યતા નિવારણ કોમી એકતા ગ્રામોદ્યોગ વગેરેનું કામ કરતા હતા. શ્રી જમનાલાલ બજાજે આ સંઘને વિશાળ રૂપ આપવાનો અને ગાંધી વિચારસરણીને સત્ય અને અહિંસાને વરીને કામ કરનાર લોકોને એમાં સમાવવાનો નિરધાર કર્યો

ગાંધી સેવા સંઘની પુનર્રચનાના વિચાર સાથે પ્રથમ પ્રશ્ન એ થયો કે આ સંઘના પ્રમુખ તરીકે કોની વરણી કરવી ? કોઈ ગાંધીવાદનો પરમ અભ્યાસી અને ત્યાગી અને વિવેકી પુરુષ પસંદ કરવો જોઈએ. આ માટે આખા ભારતવર્ષમાં ગાંધી વિચારસરણીને વરેલા સ્ત્રી પુરુષો તરફ દૃષ્ટિ કરી દૃષ્ટિ બધે ફરતાં ફરતાં શ્રી કિશોરલાલ મશરૂવાળા પર આવીને ઠરી શ્રી જમનાલાલ બજાજે આ માટે શ્રી મશરૂવાળાને વિનંતી કરી શ્રી મશરૂવાળાએ એ વિનંતીનો અસ્વીકાર કરતાં કહ્યું

'એક તો હું માંદો માણસ છું માણસના વિચાર પર એના રોગની થોડીઘણી અસર થાય જ છે બીજું મારા અને પૂ. ગાંધીજીના વિચારોમાં ક્યાંક ક્યાંક મતભેદ છે એટલે ગાંધીજીના આદર્શો તથા કાર્યક્રમોને વરેલી સંસ્થાના પ્રમુખ થવું મારે માટે મુનાસીબ નથી '

શ્રી કિશોરલાલ મશરૂવાળા આ સંઘના સભ્ય તો હતા જ તેઓએ આ વખતે ચેતવણી આપતાં કહ્યું

મને ભય રહે છે કે આ પ્રકરણમાંથી કદાચ ભવિષ્યમાં ગાંધી સંપ્રદાય નીકળશે તેમ થશે તો હું સંઘ સાથે નિકટનો સંબંધ રાખીશ નહિ

વળી ગાંધીજી એક માનવ છે સત્યશોધક છે એમના સત્યશોધનના પ્રયત્નમાંના અનુભવો આપણને મદદરૂપ થવા તેથી તેમના તત્ત્વજ્ઞાનનો પ્રચાર ભલે થાય પણ તેમાં અંધ વિભૂતિપૂજા ન હોવી જોઈએ મહાત્મા ગાંધીના મંડળને સત્યશોધક મંડળ એવું નામ રાખવું જોઈએ.

ગાધીજીને એક વિભૂતિ બનાવી દેવી ન જોઈએ તેમના સત્ય અને અહિંસાના તત્ત્વનું સશોધન કરવું એ તરફ આપણી દૃષ્ટિ હોવી ઘટે '

આમ હોવા છતા આ સઘના પ્રમુખ તરીકે વધાર યોગ્ય માણસ ન જડવાથી ફરી શ્રી મશરૂવાળાનું નામ આવ્યુ. પણ મશરૂવાળા તો ના પાડીને બેઠા હતા.

છેવટે સહુએ પૂ ગાધીજીને સમજાવ્યા. ગમે તેવા મતભેદ છતા શ્રી મશરૂવાળા ગાધીજીની આજ્ઞા માનનારા હતા ગાધીજીએ શ્રી મશરૂવાળા પર વૉરન્ટ બજાવતા શ્રી. મહાદેવભાઇ સાથે સદેશો મોકલ્યો

'મે તમારુ નામ પસદ કર્યું છે તમારે ના ન પાડવી '

શ્રી મશરૂવાળા માટે ગાધીજીની ઇચ્છા એ અમના અતર્યામીની ઇચ્છા બરાબર હતી તેઓએ ના પાડવા છતા હા પાડી

પૂ ગાધીજીએ તા. ૨૯–૧૧–૩૪ની સભામા પોતાના હાથે સૂતરનો હાર પહેરાવી ગાધી સેના સઘના તેમને પ્રમુખ જાહેર કર્યા.

થોડા વખત પછી ગાધી સેવા સઘનુ બધારણ ઘડવામા આવ્યું અને તેના અધિવેશનો જ્યા સારી રીતે રચનાત્મક કામ ચાલતા હોય, ત્યા રાખવામા આવ્યા ગ્રામસેવકોને પડતી મુશ્કેલીઓ ને મૂઝવણોનો વિચાર કરવામા આવ્યો અસ્પૃશ્યતા નિવારણ, કોમી એકતા, સ્ત્રીજાતિનો ઉત્કર્ષ, ખાદી અને ગ્રામઉદ્યોગ વગેરે પર ખૂબ જ લક્ષ કેન્દ્રિત કરવામા આવ્યુ

તેમણે આ બધા દોષ અને રોગનો ઉપાય શોધતા કહ્યુ : ' આપણી આધ્યાત્મિક દૃષ્ટિના સશોધનથી જ આપણો નવ જન્મ થશે, અને આ રોગ જશે '

ગાધી સેવા સઘના સભ્યોએ દેશમા સારુ રચનાત્મક કામ ઉપાડ્યું.

વહાણના કપ્તાનને વહાણ ચલાવવાનુ કે એન્જિનમા કોલસા નાખવાના હોતા નથી. એને તો વહાણ સારી રીતે ને સાચા રસ્તે ચાલે છે, એ જોવાનુ હોય છે

શ્રી મશરૂવાળા એ રીતે સઘને દોરી રહ્યા એ વખતે ધારાસભાની ચૂટણીઓ આવી. કોંગ્રેસે એમા ઝૂકાવ્યુ ઘણા પ્રાંતોમા કોંગ્રેસપક્ષ બહુમતિમા આવ્યો.

હવે કોંગ્રેસે પોતાનું પ્રધાનમડળ રચવુ કે નહિ, તેની વિચારણા ચાલી રહી

શ્રી મશરૂવાળાએ પોતાના સઘના સભ્યો જોગ નિવેદન કરતા જણાવ્યું :

'ગાધી સેવા સઘના સેવક કે સહયોગી ધારાસભા માટે ઉમેદવારી કરી શકે નહિ ' આ નિવેદને ભારે તરખાટ મચાવ્યો. ધારાસભાની ચૂટણીઓમા ભાગ લેનારાઓમા સરદાર વલ્લભભાઈ રાજેન્દ્રબાબુ, પ્રફુલ્લ બાબુ, ગગાધરરાવજી, જમનાલાલજી તથા શકરરાવ દેવ જેવા આ સઘના સેવકો ને ચારિત્ર્યવાન નેતાઓ હતા

'આ અગે સઘની એક બેઠક હતી. આ બેઠકમા આપણા મહાન લોકનાયકો એકત્ર થયા એમા રાજેન્દ્ર બાબુએ કહ્યુ '

'ધારાસભામા જવાવાળા સત્ય અને અહિંસાનુ પૂરેપૂરુ પાલન નહી કરી શકે, પણ એવા ભયને આપણે છોડી દેવો જોઈએ આપણા સભ્યોને ધારાસભામા જવાની પરવાનગી આપવી જોઈએ. '

સરદાર વલ્લભભાઈએ કહ્યુ

'ત્રણ કરોડ પ્રજાજનોને મત આપવાનો અધિકાર મળ્યો છે એ લોકોને એમ જ છોડી દેવા ઠીક નથી ધારાસભાઓનો કાર્યક્રમ એ પણ દેશનું જ કામ છે માટે સેવા સઘના જે સભ્યની ઇચ્છા જવાની હોય તને જવા દેવા જોઈએ

કેટલાક સભ્યોએ આમ મત આપ્યા

શ્રી જમનાલાલ બજાજે કહ્યુ 'આપણે ગાધી સેવા સઘમા એક પ્રતિજ્ઞા લઈએ, કોંગ્રેસમા બીજી લઈએ, ધારાસભામા જઈને ત્રીજી લઈએ એક તરફ સત્ય–અહિંસાની પ્રતિજ્ઞા કરીએ [બીજી તરફ ધારાસભામા જઈ વર્તમાન રાજને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લઈએ એમા મેળ ક્યા મળે? શુ આ બધુ 'સત્ય અને અહિંસાને છાજે તેમ છે ?'

આ વખતે પૂજ્ય ગાધીજીએ ધારાસભાપ્રવેશની તરફેણમા બોલતા કહ્યુ 'ગાધી સેવા સઘનો કોઈ પણ સભ્ય ધારાસભામા જઈને પણ પૂરું રચનાત્મક કામ કરી શકે તો આપણે તેને જરૂર મોકલવો જોઈએ, અને તેણે જવું જોઈએ '

બોર્ડના સભ્યો માલૂમ પડવાથી અને પંડિતજીના શબ્દોમાં કંઈક સત્યાર્થ લાગવાથી વિચાર કરવા બેઠા. ગાંધી સેવા સંઘની બધી પ્રવૃત્તિ આજે કોંગ્રેસ જેવી હતી. પછી તેની હયાતિની જરૂર ન લાગી. ને અંતે સંઘનું વિસર્જન કર્યું !

આ વખતે શ્રી. મશરૂવાળાએ ઉપસંહાર કરતાં કહ્યું કે,

'હિંદના કરોડો લોકોની ઉન્નતિ રચનાત્મક કામથી થઈ શકે, એમ સંઘ માને છે. રચનાત્મક કાર્ય એ એક એવું કાર્ય છે કે જેમાં આમજનતા સીધેસીધો ભાગ લઈ શકે છે. આ માટે સંઘ હવેથી હોદ્દા નહીં સ્વીકારે. એની પ્રવૃત્તિ રચનાત્મક રહેશે.'

સંઘ વિસર્જન થયો કારણ કે મોટા ભાગના સભ્યો રાજદ્વારી ક્ષેત્રમાં પડી ગયા હતા.

આ કહાણી એક સત્યચિંતક અને સત્યનિષ્ઠ પુરુષની સચ્ચાઈ પ્રગટ કરે છે. આવા જ લોકો વહાણને જાળવે છે. તે સારે રસ્તે ને સાચા રસ્તે લઈ જાય છે! આજ એવાની ખોટ છે! ગાંધી સેવા સંઘ જેવી સંસ્થાની આજે ખાસ જરૂર છે જે પદ, પ્રતિષ્ઠા ને ધન ત્યજી દેશની કરોડરજ્જુને મજબૂત કરે. આપણે આજે સોયથી ડરીએ છીએ ને કાતરનું સન્માન કરીએ છીએ. પણ સોય સાંધે છે, કાતર કાપે છે!!

ગાંધીજીની મહત્તા સોય જેવા સત્યનિષ્ઠ માણસોને પોતાની પાસે રાખવામાં અને રાખીને એમને એમના માનેલા માર્ગે જવાની સંમતિ આપવામાં હતી.

માટે જ ગાંધીજી વિભૂતિ હતા. 'પ્રસ્થાન'માંથી

☆

## આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેન

તમે જનમ્યા એક પંડિતના પરિવારમાં પણ જીવ્યા એક ભક્ત પ્રમાણે.

જો એમ ન હોત તો તમને વિશ્વ–વિદ્યાલયથી વધારે પ્રિય વિશ્વ–દેવાલય ન હોત.

તેથી તો આખી જિંદગી તમે આ વિશ્વ–દેવાલયમાં પૂજા કરી. એમ તો દેવાલયમાં તો ઘણા લોકો જાય છે અને ત્યાં રૂઢિવશ પદ્ધતિ પ્રમાણે પૂજા પણ કરે છે. પણ ઘણીએવાર તેમની દૃષ્ટિ અને ભક્તિ દેવાલયની ચાર ભીંતોની અંદર જ બદ્ધ હોય છે. તેથી તેમનો દેવ તેમના ઘર અથવા ગલીનો જ દેવ બની જાય છે. અને અખિલ બ્રહ્માંડથી તે દેવ અને દેવના ઉપાસકો અળગા બનીને વિચરે છે અને વર્તે છે.

પણ તમે તો વિશ્વ- દેવના એક ઉજ્જવળ ઉપાસક હતા અને વિશ્વ–દેવ બધાનો છે અને બધી જગાએ છે. તેથી તમે સદા પ્રભુપ્રિય અને માનવપ્રિય અને પ્રકૃતિ–પ્રિય એક સાથે જ હતા.

પણ આચાર્ય શ્રી, એવી દૃષ્ટિ તમને કોણે આપી? એવી દૃષ્ટિ તો પ્રભુના સાચા વહાલાઓ અને ભક્તો જ આપી શકે છે. અને આવા ભક્તો તો પ્રભુની કૃપાથી ભાગ્યે જ કોઈને મળે છે.

તો શું એવી ઉદાર દૃષ્ટિ અને પ્રીતિ તમને આવા ભક્તોની કૃપાથી દાનમાં મળેલી? તમે સાચે જ ધન્ય બન્યા.

પ્રભુના ભક્તો અને બાઉલોના સત્સંગથી તમે પંડિતના સ્વભાવ અને સંગ્રહવૃત્તિને તિલાંજલિ આપી, અને તમે વિહંગ દૃષ્ટિ અને વિહંગ–ગતિ બન્નેને પામ્યા. તેથી જ તો આચાર્યશ્રી, તમે કેવળ ભારતવર્ષના ખૂણા–ખૂણામાં જ નહીં પણ તેની બહાર પણ, ભક્તો અને બાઉલોની મૌલિક અને માર્મિક વાણીના વાહક બન્યા.

વિશ્વ–દેવાલયમાં તમારી ભક્તિની જ્યોત સદા જલતી રહેશે.

તમને, આચાર્યશ્રી, વિશ્વ–દેવાલયના આ એક અતિશય નમ્ર ઉપાસકના પ્રેમ–પ્રણામ, હોં કે!

—ગુરુદયાલ મલ્લિક

રમૈયા બિન નીંદ ન આવે।

નીંદ ન આવે બિરહ સતાવે
પ્રેમકી આંચ ઢૂલાવે ॥

બિન પિયા જોત મંદિર અંધિયારો,
દીપક દાય ન આવે।

પિયા બિના મેરી સેજ અલૂની
જાગત રૈણ બિહાવે।
પિયા કબ રે ઘર આવે ॥

દાદુર મોર પપિહિરા બોલે,
કોયલ સબદ સુણાવે।

ઘુમંદ ઘટા ઊલર હોઈ આઈ,
દામિન દમક ડરાબે।
નૈન ઝર લાબે ॥

કહા કરૂં કિત જાઉં મોરી સજની,
બેદન કૂણ બૂતાવે।

બિરહ નાગણ મોરી કાયા ડસી હૈ,
લહર લહર જિવ જાબે।
જડી ઘસ લાબે ॥

કો હૈ સખી સહેલી સજની, પિયા કું આન મિલાબે।

મીરાંકે પ્રભુ કબરે મિલોગે,
મનમોહન મોહિં ભાવે
કબૈ હંસ કર બતલાવે ॥

"પ્રિયતમ બિના જે નયને નિદ્રા આમે ના। નયને નિદ્રા નાઈ, બિરહ વ્યથા દિતે છે. પ્રેમેર આગુણ જ્વલિતે છે। પ્રિય બિના એ ઉજ્જ્વલ મંદિર અંધકાર, અન્ય દીપ એખાને સાજે ના, પ્રિયતમ બિના આમાર એ શય્યા વૃથા ઈ લાગિતે છે, જાગત (જાગિયા જાગિયા) રાત્રિ કાટાઇતે છે। પ્રિયતમ કબે ગૃહે અસિબેન। દાદુર ડાકિતે છે, મયૂર પાપિયા ગાન કરિતે છે, કોકિલ ધ્વનિ શુનાઈતેછે। ચારિદિકે ઘન ઘટા ઉન્મૂક્ત હઈયા આસિતેછે। દામિની ચમકિયા ભય દેખાઇતેછે। નયને બાદલ નામિયાછે। હે સ્વજનિ, કિ કરિ કોથાય જાય, આમાર એ બેદનાર આગુણ નિભાઈબે કે? બિરહ નાગિણી આમાર દેહ દંશન કરિયા છે, બિષે જે જીવન જાય। કે ઔષધ દિબે?

હે સ્વજનિ, કે આમાય આપન জন আছે જે પ્રિયતમકે આનિયા આમાર સહિત મિલન કરિયા દિબે।

આ ગો મીરાર પ્રભુ કબે આસિયા મિલિત હઇબે. આમાર મન તુમિઈ હરણ કરિયા છે, કખન આસિયા તુમિ હાસિયા કથા બલિબે?"

"પ્રિયતમ વિના મારી આંખ મળતી નથી. ઊંઘ જ ઊડી ગઈ છે. વિરહની વેદના તો ભારે પીડા કરી રહી છે પ્રેમની ભઠ્ઠીમાં આખી ય હોમાઈ જાઉં છું આ ઉજળું મંદિર દેવ (વહાલમ) વગર અંધારું લાગે છે. અંદર અજવાળું આપવા બીજા બધા જ દીવા નકામા થઈ પડ્યા છે. પ્રિયતમ વગર આ શય્યા ય શૂન્ય લાગે છે. જાગી જાગીને રાત કાઢું છું, કૂજા એના જ ભણકારા વાગે છે ક્યારે મારો વહાલીડો આવશે! દાદુર (દેડકાં) ડાઉં ડાઉં સઘળે કરી રહ્યાં છે. મોર બપૈયા ટહુકી રહ્યા છે. કોયલ એના મીઠાં ગીત ગાય છે. પણ મને તો અંદર કાંઈ કાંઈ અસુખ થાય છે! ચારે કોર અંધારું ઘોર જણાય છે. વીજળી ઝબકે છે ને હું છળું છું! આ આંખો વાદળોથી ઘેરાઈ જાય છે! હે સખી, હે સજનિ, ક્યાં જાઉં. શું કરું? મારી વેદના કોને કહું? ભડકે બળતી આ આગ કોણ ઓલવે! વિરહરૂપી નાગણી મને ડંખે છે! એનું વિષ આખે શરીરે વ્યાપી ગયું છે ને બળું બળું થઈ રહ્યું છે. જીવ નીકળું નીકળું થઈ રહ્યો છે! એની દવા કોના હાથમાં છે? સખી મારી આટલા બધાંમાં કોણ મારું એવું વહાલેશ્રી છે કે જે મારા પ્રીતમને બોલાવી લાવે અને ભેટો કરાવે.

ઓ મારા મીરાંના પ્રભુ! મનનું હરણ કરનારા તમે જ છો ને તમારે ક્યારે આવવું છે? ક્યારે હસીને વાત કરવી છે?"

રે પપઈયા પ્યારે, કબ કો બૈર ચિતારો ।
મૈં સુતી છી અપને ભવન મેં,
પિય પિય કરત પૂકારો ।

દાધ્યા ઉપર લુણ લગાયો, હિબડૈ કરબત સારી
ઊઠિ બૈઠી બૃચ્છ કી ડાલી, બોલ બોલ કંઠ સારી ।

મીરા કે પ્રભુ ગિરધર નાગર
હરિ ચરણૌં ચિત ધારી ॥

"હે પ્રિય પાપિયા કત દિનેર શત્રુતા આજ સ્મરણ કરિયા એમન કરિતે છે? આમિ આપનાર ગૃહે શયન કરિયા આછિ, તુમિ પ્રિય પ્રિય બલિયા ડાકિતેછ । એ દગ્ધ હૃદયેર ઉપર લવણ છિટાઇયા હૃદયે કરાત દિયા કાટિયા, બૃક્ષેર શાખાય ઉઠિયા કંઠ છાડિયા એકિ ગાન તોમાર! હે મીરાર પ્રભુ પ્રિયતમ ગિરધર, આમિ હરિર ચરણેઇ હૃદય અર્પણ કરિયા છિ!"

હે વહાલા બપૈયા, કહે તો ખરો કેટલા ભવનું વેર વાળવા માડયું છે? મારા ઘરમા હું સૂતી છું. તું 'પ્રિયે પ્રિયે' કહીને મંડયો છે પોકારવા! એ તો દાઝેલા હૈયા ઉપર મીઠું ભભરાવવા જેવું થાય છે. એમ કરીને તું વેદના વધારે છે આમ એક બાજુ તું હૈયાને સળગાવે છે બીજી બાજુ વૃક્ષોની ડાળે ગોઠવાઈને ગીતો લલકારે છે! એ તે કઈ તારી રીત? એ તે શું તારાં ગાન કહેવાય?

હે મીરાંના પ્રભુ! મેં મારું હૃદયસર્વસ્વ હરિના ચરણોમાં જ અર્પણ કર્યું છે!

*

હોલી પિયા બિન મોહિં ન ભાવો,
ઘર આંઘણુ ન સુહાબે ॥

દીપક જોય કહા કરૂઁ હેલી,
પિય પરદેશ રહાબો ।

સુણી સેજ જહર જ્યૂઁ લાગે,
સુસક સુસક જિય જાવે
નીંદ નૈન નહીં આબે ।

કબ કી ઠાઢી મૈં મગ જોઊઁ,
નિસ દિન બિરહ સતાવે ।

કહા કહૂઁ કૂછ કહત ન આબે,
હિબડો અતિ અકૂલાવે ।
પિય કબ દરસ દિખાવે ।

ઐસા હૈ કોઈ પરમ સનેહી,
તૂરત સંદેસા લાવે ।

બાવા બિરિયાં કબ હોસી મોકું
હઁસ કર નિકટ બુલાવે
મીરા મિલ હોલી ગાવે ।

પ્રિય બિના હોલી આમાર ભાલ લાગે ના। એ ગૃહ અંગનેર તો શોભા હય ના। હે સખી દીપ જવાલિયા કિ કરિબ, આમાર પ્રિયતમ જે વિદેશે। અ શૂન્ય શય્યા વિષેર મત લાગે, જેન (વિષ) શુષિયા શુષિયા પ્રાણ નષ્ટ કરિતે છે, નયને નિદ્રા આસે ના।

કતદિન આમિ દાંડાઇયા પથેર દિકે ચાહિયા આછિ; નિશિ દિન બિરહ વ્યથા દિતે છે। કિ બલિબ, કથા જે આસે ના, હૃદય જે અતિ વ્યાકૂલ હઇયા છે। પ્રિયતમ કબે દર્શન દિબેન। એમન કિ સ્નેહમય કેહ આછે જે અવિલમ્બે પ્રિયતમેર સંવાદ આનિયા દિબે? સે સમય કબે આમાર હઇબે જેદિન (પ્રિયતમ) હાસિયા આમાકે કા છે ડાકિયા લઇબેન, મીરા ર સહિત મિલિયા હોલી ખેલિબેન।

"હોળીનો ઉત્સવ પિયુ વિના જરા ય રુચતો નથી. આ આંગણું આખુ આંખુ લાગે છે. હે સખી, દીવો પ્રકટાવીને ય શું કરું? કોને અજવાળું દેખાડું? વહાલો વસે છે પરદેશ. આ શય્યા પડી છે સૂની ઝેર જેવી અકારી લાગે છે. પ્રાણ શોષાઈ શોષાઈ ને રૂંધાય છે. આંખમાં તો ઊંઘનું મટકું ય નથી આવતું.

કેટલા દિવસથી ઊભી ઊભી હું માર્ગ સામે મીટ માંડીને બેઠી છું. રાત ને દિવસ વિરહવ્યથામાં શેકાઉં છું. મારો વહાલીડો મને ક્યારે એના દર્શન દેશે! કોઈ મારો સ્નેહીજન એવો છે? જે મારા પ્રીતમની વાત તરત લાવે? અરેરે, એવો શુભ પ્રસંગ ક્યારે આવશે કે મારો હૃદયસ્વામી હસીને, હૈયાની સાથે હૈયું, બીડાવીને મારી સંગે હોળી ખેલશે!"

*

# આવા હતા બાપુ

'ઇન્દુ'



૧૯૩૪ના મે મહિનાની સખત ગરમીના દિવસોની વાત છે. જગન્નાથપુરીથી ગાંધીજીએ ઓરીસાની પદયાત્રા શરૂ કરી હતી.

એક દિવસે સખત તાપમાં ૧૦ માઇલ ચાલીને બાપુ વૈતરણા નદીને કાંઠે આવેલા બજપુર ગામે પહોંચ્યા. યાત્રીઓ માટે નાળિયેરના પાંદડાંની ઝૂંપડીઓ બાંધી હતી. બાપુ માટે પણ એક સુંદર ઝૂંપડી કરી હતી. ઓરીસાના ભક્તજનોએ નાળિયેરના પાણીથી યાત્રીદળનું સ્વાગત કર્યું.

હાથપગ ધોઇને બાપુ થાકોડો ઊતારવા જરા લાંબા થયા ત્યાં ઓરીસાના પાંચ છ પ્રખર પંડિતો મોટા મોટા ગ્રંથો લઇને આવી પહોંચ્યા અને કહ્યું: "ગાંધીજીને અમે મળવા ઇચ્છીએ છીએ. અસ્પૃશ્યતા વિષે અમે તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા માગીએ છીએ."

ગાંધીજીના અંતેવાસી એકભાઇએ પંડિતોને ખૂબ સમજાવ્યા કે ગાંધીજી ખૂબ થાકીને હમણાં જ આવ્યા છે અને આરામ લે છે. તમે જરૂર એમને મળી શકશો પણ અત્યારે નહીં પણ સાંજે આવો તો ઠીક અનુકૂળતા રહેશે. પણ પંડિતો માન્યા નહીં. તેઓને તો શાસ્ત્રાર્થ કરવાની તાલાવેલી લાગેલી તેથી ખૂબ જોરજોરથી અત્યારે જ ગાંધીજીને મળવાની રકઝક કરી મૂકી.

ગાંધીજીને કાને આ ગરબડ પહોંચી ગઇ તેથી તેમણે એ બધાને પોતાની પાસે બોલાવ્યા. અને હસતાં હસતાં બોલ્યા, "તમે બધા શું કામ આવ્યા છો?"

"તમારી સાથે શાસ્ત્રાર્થ કરવા માટે અમે આવ્યા છીએ. અનેક ગ્રંથોમાંથી પ્રમાણ કાઢીને તમારી પાસે અમે કબૂલ કરાવીશું કે અસ્પૃશ્યતા અધર્મ નથી

પ્ય ધર્મ છે." તેમાંના એક વૃદ્ધ પંડિત ગૌરવથી બોલ્યા.

ખૂબ મુક્તપણે હસીને બાપુ બોલ્યા: "તમે પોતપોતાને ઘેરથી આ મોટા મોટા ગ્રંથો લઈને નીકળ્યા હશો ત્યારે વિચાર તો કર્યો જ હશે ને કે ગાંધીને આજે પરાજિત કરવો છે. ખરું?"

દૃઢતાથી એક પંડિત બોલ્યા "ચોક્કસ, અમે તમને પરાજિત કરીને જ છોડશું."

"તો લ્યો. હું હાર્યો હવે તો તમને સમાધાન થયું ને! શાસ્ત્રાર્થ કરવાની મહેનત જ શું કામ કરવી" ગાંધીજી ખડખડાટ હસતાં હસતાં બોલ્યા પણ બીજી જ ક્ષણે દૃઢતાપૂર્વક ગંભીરતાથી બોલ્યા: "તમારા સમાધાન ખાતર હું પરાજિત થયો છું. પણ છેલ્લી ઘડી સુધી હું નિશ્ચયપૂર્વક કહેતો જ રહીશ કે અસ્પૃશ્યતા એક ઘોર પાપ છે હિન્દુધર્મનું એક મહાન કલંક છે મારા આ દૃઢ વિશ્વાસને કોઈ શાસ્ત્ર મારા હૃદયમાંથી દૂર કરી શકશે નહીં"

બિચારા શાસ્ત્રીઓ મૂંઝાઈ ગયા કેવો માણસ છે! પોતે જ પરાજિત થઈ ગયો. છતાં પણ પોતાના મતને દૃઢપણે વળગી રહે છે

એક વૃદ્ધ પંડિત ગદ્‌ગદ કંઠે હાથ જોડી બોલ્યા: "મહારાજ, પરાજિત તમે નહીં અમે થયા. આ મિથ્યા જ્ઞાનના બધા બોજ આજ અમે અમારા શિર પરથી ઉતારીને તમારા ચરણે મૂકીએ છીએ."

બાપુની આંખો પ્રેમથી ભરાઈ ગઈ અને પંડિતોના મો પર આનંદ છવાઈ ગયો

નમસ્કાર કરી મહાત્માના દર્શનથી કૃતાર્થ થઈને તેઓ ઊઠ્યા.

ત્યાં ગાંધીજીએ પંડિતોની સામે હાથ લંબાવ્યો અને હસીને બોલ્યા: "તમે તો [illegible] પરંતુ હરિજનોને માટે મને કંઈક તો આપતા જાઓ."

કૃપણ પંડિતોએ પોતાની ફાટીતૂટી ધોતીને છેડે બાંધેલા થોડા ત્રાંબાના ટુકડા આપ્યા

'પણ આટલાથી મારું કામ શું ચાલે! હું તો ઇચ્છું કે, તમારામાંથી એક શાસ્ત્રી આ પદયાત્રામાં અમારી સાથે રહે અને સભામાં લોકોને દૃઢતાપૂર્વક કહે કે અસ્પૃશ્યતા સરખું પાપ નથી. ધર્મ ફેલાવવાનું કામ તમારું છે આ મને તમારી પાસેથી દાન જોઈએ છે."

"જરૂર, હું ત્રણ ચાર દિવસ તમારી સાથે રહીશ" એક વૃદ્ધ પંડિતજીએ કહ્યું.

તે પંડિતજી ગાંધીજી સાથે ઘણો વખત રહ્યા અને સભામાં અસ્પૃશ્યતા નિવારણનું સમર્થન કર્યું.

અહિંસાનો આ મહાન ચમત્કાર ન કહેવાય?

પશુ પક્ષીઓની – ખાસ કરીને હિંસક પશુ પક્ષીઓની જાતિ જ નિર્વંશ ન થઈ જાય અને તેને પણ મનુષ્યના ઉપદ્રવ વગર રહેવાને સ્થાન મળે તે માટે આજકાલની સુધરેલી સરકાર અભયારણ્યોની સ્થાપના કરે છે આવા અભયારણ્યો વિષે હું ઘણું લખી ચૂક્યો છું. તો પણ આ સવાલ આપણા માટે જરૂરી બની ગયો છે એટલે ફરીથી લખવું પડે છે. આ વિષયને છેડું તે પહેલા ગાંધીજીનું એક સંસ્મરણ આપું કેમકે તેનો આ વિષય સાથે સંબંધ છે.

આશ્રમના શરૂઆતના દિવસો હતા. પશ્ચિમી વિદ્યાથી રંગાએલા એક આધુનિક સંન્યાસી અમારા મહેમાન હતા. રાતના અમારી વચ્ચે ઠીક ઠીક વાતો થતી. ઘણું કરીને વરસાદના દિવસો હશે દીવો કરીને વાર્તાલાપ માટે અમે બેસતા ત્યારે જાતજાતના નાના નાના જીવડા દીવાના પ્રકાશથી આકર્ષાઈને ભેગા થતા હતા તેમાના એવા પણ હતા કે જેને દૂર કાઢતા તો પોતાના શરીરમાથી દુર્ગંધ છોડતા હતા. થોડા જીવડાને પાંખો હતી તે ઉડીને કોઈ વાર અમારી આંખો તરફ પણ આવતા હતા આનો કંઈ ઈલાજ ન હોવાથી અમે દીવા જરા દૂર રાખતા હતા અને અપરિહાર્ય ઉપદ્રવને સહન કરતા હતા.

એટલામા ત્યા બે ત્રણ ઘરોળી આવી. તેને તો સરસ ખોરાક મળી ગયો બરાબર મોકો જોઈને તે જીવડા પર કૂદતી હતી અને જીવડાને ખાઈ જતી હતી.

અમારી મંડળીમા કોઈ દયા ધર્મ સજ્જન હતા એક બે જૈન પણ હતા. તેઓ પ્રાણી હત્યાને કેવી રીતે સહન કરી શકે ? તેઓ ઘરોળીને ભગાડવા લાગ્યા જીવડાને બચાવવા પ્રયત્ન કરવા લાગ્યા. આથી સંન્યાસી મહારાજ બહુ નારાજ થયા, 'આ ઘરોળીઓ તો ઉપકાર કરે છે આપણને ઉપદ્રવથી બચાવે છે તેને હેરાન શા માટે કરો છો ?' એક દિવસ સંન્યાસી મહારાજની અસાવધાનીને કારણે એક ઘરોળી તેના પગ નીચે આવી ગઈ અને મરી ગઈ સંન્યાસીને બહુ જ અફસોસ થયો કે ઉપકારી પ્રાણીની અજાણતા હત્યા થઈ ગઈ

હિંસા – અહિંસાની ચર્ચા તે દિવસોમા આશ્રમમા બહુ જ ચાલતી હતી આમયે ગાંધીજી સુધી પહોંચી ગયો. બધાને હતું કે ગાંધીજી સંન્યાસીને સંભળાવશે અને અમને જીવદયાના વિષયમા સરસ પ્રવચન સાંભળવા મળશે.

ગાંધીજીએ કહ્યું, 'આવા દશ્યો મેં મારી જીંદગીમા કોઈ દિવસ નહી જોયા હોય ? બિલાડી ઉંદરને મારે છે, સાપ દેડકાને ખાઈ જાય છે, ઘરોળી જીવડાને મારે છે, ચકલીઓ ખેતરના જીવડાને ખાઈ જાય છે. આવે સમયે જીવોને બચાવવાનો મેં મારો ધર્મ નથી માન્યો કુદરતનો કાયદો છે કે 'જીવો જીવસ્ય જીવનમ્.' કુદરતે સિંહને પેદા કર્યો છે ત્યારે તે પોતાનો ખોરાક શોધવાનો જ પશુને મારીને ખાવાનો જ. આ અહિંસક પશુ ઘાસ અને શાકભાજી ખાઈને થોડા જીવી શકે ? આપણો ધર્મ નથી કે આપણે જંગલમા જઈને નાના–મોટા પશુઓને સિંહ શિયાળ વિગેરે જાનવરોથી બચાવીએ

'આપણો ધર્મ મર્યાદિત છે. જે પ્રાણીઓને આપણે આપણા આશ્રિત બનાવ્યા હોય, જે પ્રાણી આપણી મદદથી જીવતું હોય, તેના દેખરેખ આપણે રાખીએ છીએ એટને તેને બચાવવાની જવાબદારી આપણી છે. આપણે આપણા માટે આ ધર્મ ઊભો કર્યો છે

'મનુષ્ય મનુષ્યની વચ્ચે કૌટુંબિક સંબંધ છે મનુષ્ય મનુષ્યને મારે નહી, તેને બચાવે તે સ્પષ્ટ ધર્મ છે'

ગાંધીજીનો આ જવાબ સાંભળી અમને નવી દષ્ટિ મળી અને અહિંસાધર્મની મર્યાદા પણ અમે સમજી ગયા તો પણ એટલાથી ચર્ચા પૂરી થઈ નહી અમે એકબીજા ચર્ચા કરવા લાગ્યા

'મારો કૂતરો જો કોઈ બિલાડીને મારવા દોડે છે ત્યારે તે બિલાડી મારી હોય કે ન હોય તેને બચાવવાનો પ્રયત્ન હું કરું છું. પણ તે જ બિલાડી જ્યારે ઉંદરને મારવા જાય છે ત્યારે હું તેને રોકતો નથી, રાજી થાઉં છું અને બિલાડી મારા ઘરની કેટલી સેવા કરે છે એટલે તેને દૂધ પણ પાઉં છું જેથી તે મારું ઘર છોડી ચાલી ન જાય. પણ તે બિલાડી કોઈ પોપટને પકડવા જાય ? ત્યારે હું તેને રોકવાનો પ્રયત્ન કરું છું '

મેં કહ્યું, 'આપણો સ્વાભાવ કોઈ વખત બદલ હોય છે, કોઈ વખત દબાઈ જાય છે આપણો સ્પષ્ટ ધર્મ શું છે તેનો કોઈ નિયમ હોવો જ એ આપણને એક સૂત્ર મળવું જોઈએ '

જ્યાં તળાવ, નદી અથવા તો નાળું છે ત્યાં પશુ પક્ષી અવશ્ય હોય છે. અભયારણ્યના કર્મચારી પ્રેક્ષકોને સલાહ સૂચના આપી શકે છે. પણ જનાવરોને પ્રેક્ષકોની સામે લાવી ઊભા નહિ કરે. જંગલની સ્થિતિમાં દખલ ન કરવી તે અભયારણ્યનો મુખ્ય કાયદો છે. આવા અભયારણ્ય અમે આફ્રિકામાં બહુ જોયા છે. આપણા દેશમાં તેનો ઉપક્રમ શરૂ થયો છે, પણ મારી પાસે જે એક પત્ર આવ્યો છે તેને વાંચીને મને ડર છે કે આપણે પશ્ચિમિ સભ્યતા પણ પૂરી રીતે સમજ્યા નથી. ભારતની જીવદયાની સભ્યતા કદાચ શાસ્ત્રોમાં તથા શાસ્ત્રીઓની અને સાધુઓની ચર્ચાઓમાં જ રહી ગઈ છે.

હમણાં જીવદયાની વાત અને ગાંધીજીની અહિંસાની વાત પછી વિચારશું. કોઈ જનાવરને ઝાડ સાથે બાંધીને લાચાર કરવું અને હિંસક પશુને તેને ફાડીને ખાઈ જવાની સગવડતા કરી દેવી અમારે મન કાયરતાની સીમા છે અને તેમાં ઘાતકતા તો છે જ. અમે તો કહેશું કે જંગલમાં ન રહેવાવાળા પશુઓને જંગલમાં લઈ જઈને છૂટા રાખવામાં પણ અભયારણ્યના નિયમનું પાલન નથી થતું. જંગલના જનાવરો જંગલની પરિસ્થિતિને જાણે છે અને આત્મરક્ષાની કળા પણ તેઓને આવડતી હોય છે. આ છતાં પણ જો તે પકડાઈ જાય અને મારી નંખાય તો તેના નસીબ. પરંતુ જનાવરને બાંધીને રાખવું અથવા જંગલનો જેને પરિચય નથી તેને જંગલમાં છોડી દેવું અથવા તેના દ્વારા હિંસક પશુઓને આકર્ષિત કરવા મનુષ્ય માટે શોભાસ્પદ નથી. આપણે જાણીએ છીએ કે આપણા દેશમાં અને બીજા દેશોમાં શિકારી ઝાડ નીચે પશુને બાંધીને પોતે ઝાડ ઉપર બેસી જાય છે અને પશુને ખાવા માટે આવવાવાળા હિંસક જનાવરને તે પશુ ઉપર આક્રમણ કરે તે પહેલા જ ખતમ કરી દે છે. પહેલાના વખતમાં શિકારી પશુને નીચે બાંધીને ઝાડ ઉપર સુરક્ષિત બેસતા નહિ. શિકારીનો આનંદ એમાં હતો કે પોતે કોઈને કોઈ જોખમ વહોરતા હતા. હવે તો તે બધું ચાલ્યું ગયું. નથી અહિંસા, નથી બહાદુરી. ફક્ત મજા માણવાનો હલકો રસ જ છે. ભારતમાં આવી વસ્તુને પ્રશંસા મળવી જોઈએ નહીં. બીજા કોઈ પણ દેશમાં પણ ન મળવી જોઈએ. આથી મનુષ્યનું ચારિત્ર્ય ભ્રષ્ટ થાય છે, તેની અભિરુચિ હીન બને છે. કાયર ક્રૂરતાને પ્રોત્સાહન મળે છે. અને મનુષ્યનું અધઃપતન થાય છે.

[ મંગળ પ્રભાત ]

✿

## આ દેશ ગરીબ નથી

એકવાર હું પટનાથી મારા આશ્રમે જઈ રહ્યો હતો. મારી સાથે જાપાનથી આવેલ એક ભાઈ હતા. અમે થોડા આગળ ગયા તો તે પૂછવા લાગ્યા: 'તમે તો કહેતા હતા ને કે ભારત બહુ ગરીબ દેશ છે!' મે કહ્યું: 'હા વળી, તમે નજરેનજર ન જોયું?' તેણે જવાબ આપ્યો કે 'ના, હું તો નથી માનતો, જે ગામની નજીકથી આપણે પસાર થયા ત્યાં મેં જોયું કે દિવસનો વખત છે છતાંયે લોકો આરામથી બેઠા છે. તો તો આ બધાં ખૂબ જ અમીર હશે. ખૂબ ખાતા પીતા હશે, લહેર, મોજમઝા કરતા હશે.' મને બહુ શરમ આવી. તોયે મેં કહ્યું: 'આ લોકો એટલા માટે બેઠા છે કે તેમની પાસે કંઈ કામ નથી, તેઓ બેકાર છે.' પેલા જાપાની ભાઈ તુરત જ બોલ્યા: 'કામ નથી! આપણે પાણી પીવા ગયા ત્યારે આસપાસ કેટલી બધી ગંદકી હતી? શું એને સાફ કરવાનું કામ નથી!' મારી પાસે આનો કંઈ જવાબ નહોતો. હું અવાક્ થઈ ગયો. સૌ વિચાર કરશે તો માણસનાં પચાસો કામ દેખાશે. આજે તો નરી અકર્મણ્યતા છે.

—જયપ્રકાશ નારાયણ

✿

યાત્રામાત્રપ્રસિદ્ધયર્થં...કુર્વીત ધનસંચયમ્ ॥
મનુ ૪-૩ ॥

શરીરની માત્ર સ્થિતિ અર્થે, – ભોગ અર્થે નહિ,– આવશ્યક હોય એટલો જ ધનસંગ્રહ બ્રાહ્મણે કરવો.

અશ્વસ્તનિક એવ વા [સ્યાત્] ॥ ૭ ॥

તેમાં યે શ્રેષ્ઠ તે કહેવાય કે જેના ઘરમાં આવતી કાલ જોગું અનાજ પણ ન હોય.

બ્રહ્મસત્રેણ જીવતિ ॥ ૯ ॥

અને તે બ્રહ્મસત્ર કરીને એટલે વિદ્યાદાન કરીને પોતાનો નિર્વાહ કરે.

ન સ્નાનં આચરેત્ ભુક્ત્વા નાવિજ્ઞાતે જલાશયે ॥ ૧૨૯ ॥

જમ્યા પછી ન્હાવું નહિ, અજાણ્યા નદી-તળાવમાં પણ ન ન્હાવું.

નાક્ષૈઃ ક્રીડેત્ કદાચિત્ તુ ॥ ૭૪ ॥

પાસાથી [કે બીજી રીતે] જુગાર રમવો નહિ [જુગારનિષેધ વિષે 'ઋગ્વેદસંહિતા'નો ચાળીસમો અધ્યાય જોવો ]

સત્યં બ્રૂયાત્ પ્રિયં બ્રૂયાત્ ન બ્રૂયાત્ સત્યમપ્રિયમ્ ।
પ્રિયં ચ નાનૃતં બ્રૂયાત્ એષ ધર્મઃ સનાતનઃ ॥
મનુ૦ ૪-૧૩૮ ॥

સાચું બોલવું અને તે એવી રીતે બોલવું કે સામા માણસને પ્રિય થઈ પડે ને એને ગળે ઉતરી જાય. એવી રીતે ન બોલવું કે જેથી એને અળગમો થાય અને એને ગમે એવું ખોટું ન બોલવું આ નિત્ય પાળવાનો ધર્મ છે

સર્વં પરવશં દુઃખં સર્વં આત્મવશં સુખમ્ ।
એતત્ વિદ્યાત્ સમાસેન લક્ષણં સુખદુઃખયોઃ ॥ ૧૬૦ ॥

બીજા આગળથી માગવું કે બીજી રીતે મળે તેમાં દુઃખ છે અને જે આપણા હાથની વાત છે તેમાં સુખ છે. આ સુખદુઃખનું ટૂંકું લક્ષણ છે

વિમર્શ:–'એપિક્ટેટસ નામે એક ગ્રીક જ્ઞા[ની] થઈ ગયા તે કહેતા કે અમુક વસ્તુ આપણા હાથમાં છે, અને બીજી અમુક આપણા હાથમાં નથી; આ બેનો ભેદ આપણે સમજવો જોઈએ. આપણા હાથની વાત કઈ? તો કે અનેક પદાર્થોને વિષે આપણે મત બાંધ્યા હોય તે, અને આપણી રુચિ અરુચિ. આપણા હાથની વાત નથી તે કઈ? તો કે આપણું શરીર, ધન, માન, પદ અધિકાર અને આ બધાની વિરોધી વસ્તુઓ. વ્યવહારમાં આનો પ્રયોગ એમ કરવો કે આપણને બહુ ધન કે ઉચ્ચ પદ મળે કે ન મળે તે આપણા હાથની વાત નથી. પણ ધન, ઉચ્ચપદ વગેરે વિષે અભિપ્રાય બાંધવો તે આપણા હાથમાં છે એટલે કે 'ધન કે ઉચ્ચપદ મળ્યું તો યે શું? ને ન મળ્યું તો યે શું?' એમ કરીને એને તુચ્છ કરીને કરીએ તો પછી તેના અભાવથી આપણને દુઃખ ન થાય (પ્રો. એલેકઝાંડર બેઈન કૃત માનસિક ને નૈતિક શાસ્ત્ર, ભાગ ૨, પા. ૫૧૭)

યસ્ય ચાપ્યનૃતં ધનમ્ ।
હિંસારતશ્ચ યો નિત્યં નેહાસૌ સુખમેધતે ॥૧૭૦॥

ખોટું બોલીને ધન ભેગું કરે ને બીજાની જે હિંસા કરે ને એને પીડા કરે તે સુખી ન થાય

નાધર્મશ્ચરિતો લોકે સદ્યઃ ફલતિ ગૌરિવ ।
શનૈઃ આવર્તમાન તુ કર્તુર્ મૂલાનિ કૃન્તતિ ॥
૧૭૨ ॥

• જેમ અધર્મ આચરે છે તો તે તરત ન ફળે, જેમ ભૂમિ તરત ન ફળે તેમ જમીનમાં બીજ વાવ્યા ભેગાં ફળ ન ઉગી જાય પણ કાળે કરીને ઉગે; તેમ કાળે કરીને અધર્મ અધર્મીના મૂળિયાં કાપે છે

અધર્મેણૈધતે તાવત્ તતો ભદ્રાણિ પશ્યતિ ।
તતઃ સપત્નાન્ જયતિ સમૂલસ્તુ વિનશ્યતિ ॥
૧૭૪ ॥

અધર્મથી એટલે કે બીજાનું બગાડીને માણસ મોટો થાય, બની વસ્તુઓ (નોકરચાકર, ગાયઘોડા, મોટર) પામે અને શત્રુઓને જીતે પણ પછી કાળે કરીને અધર્મ પાકે એટલે મૂળ સહિત, કુલક્ષય કરે છે તેમ દેહધન પુત્રાદિ સહિત, તે વિનાશ પામે છે

યત્કિંચિત્ અપિ દાતવ્યં ન દત્વા પરિકીર્તયેત્ ॥ ૨૨૮, ૨૩૬ ॥

થોડામાંથી થોડું જ ભલે પણ દાન કરવું અને દાનની વાત બીજાને ન કરવી, કેમકે (દાનં ક્ષરતિ કીર્તનાત્ .૨૩૭) તેથી દાનનો ક્ષય થાય છે.

આર્ધિકઃ કુલમિત્રં ચ ગોપાલો દાસનાપિતૌ ।
એ તે શૂદ્રેષુ ભોજ્યાન્નાઃ યશ્ચાત્માનં નિવેદયેત ॥ ૨૫૩ ॥

આપણું ખેતર ખેડનારો, આપણા કુળનો મિત્ર, આપણો ગોવાળ, દાસ કે વાળંદ અને 'હું દુઃખિયો છું; તારી સેવા કરીશ ને તારી આગળ રહીશ' એમ કહીને જે આપણી આગળ રહે,–શૂદ્રોમાં આટલાનું અન્ન ખપે.

નાકૃત્વા પ્રાણિનાં હિંસાં માંસં ઉત્પદ્યતે કવચિત્ ।
ન ચ પ્રાણિવધઃ સ્વર્ગ્યઃ તસ્માત્ માંસં વિવર્જયેત્ ॥ ૫-૪૮ ॥

પ્રાણીને માર્યા વિના માંસ ન મળે, અને પ્રાણીની હત્યાથી માણસ સ્વર્ગે નહિ પણ નરકે જાય છે, એટલે માંસ વર્જવું.

વર્ષે વર્ષે [અ]શ્વમેધેન યો યજેત શતં સમાઃ ।
માંસાનિ ચ ન ખાદેત્ યઃ તયોઃ પુણ્યફલં સમમ ॥ ૫૩ ॥

સો વર્ષ સુધી એક માણસ વર્ષે વર્ષે અશ્વમેધ કરે, અને બીજો જીવે ત્યાં સુધી માંસાહાર ન કરે તો એ બેને પુણ્યફળ સ્વર્ગાદિ સરખું મળે છે.

સર્વેષાં એવ શૌચાનાં અર્થશૌચં પરં સ્મૃતમ્ ।
યો [અ]ર્થે શુચિઃ હિ સ શુચિઃ ન મૃદ્વારિશુચિઃ શુચિઃ ॥ ૧૦૬ ॥

શૌચ(શુદ્ધિ, ચોક્ખાઈ)માત્રમાં અર્થશૌચ (પરધનની ચોરી પરહરીને કરેલી કમાણી) શ્રેષ્ઠ છે. શુદ્ધ રોટી કમાનારો જ શુદ્ધ છે; માટી ને પાણીથી શુદ્ધ પણ લુચ્ચાઈથી ધન કમાનારો અશુદ્ધ જ છે.

મનઃ સત્યેન શુદ્ધયતિ ॥ ૧૦૯ ॥

મેલું થયેલું મન સાચું બોલવાથી શુદ્ધ થાય છે.

ગૃહસ્થઃ તુ યદા પશ્યેત્ વલીપલિતમાત્મનઃ ।
અપત્યસ્યૈવ ચાપત્યં તદારણ્યં સમાશ્રયેત્ ॥૬-૨॥

પોતાને માથે પળિયાં આવ્યાં છે ને ચામડી કરચલિયાળી થઈ છે, અને પુત્રને ઘેર પુત્ર અવતર્યો છે એમ ગૃહસ્થ જુએ એટલે એણે વનનો આશ્રય લેવો.

'વનં પઞ્ચાશતો વ્રજેત્.'

પચાસ વર્ષે વનસ્થ બનવું. (કુલ્લૂક ૩-૫૦).

અપરાજિતાં વાસ્થાય વ્રજેત્ દિશં અજિહ્મગઃ
આ નિપાતાત્ શરીરસ્ય યુક્તો વાર્યનિલાશનઃ ॥૩૧॥

અસાધ્ય વ્યાધિ થઈ જાય તો ઈશાનદિશાએ સીધે માર્ગે યોગનિષ્ઠ થઈને તથા પાણી ઉપર રહીને માણસ દેહ પડે ત્યાં લગી ચાલ્યો જાય.

દૃષ્ટિપૂતં ન્યસેત્ પાદં વસ્ત્રપૂતં જલં પિબેત્ ।
સત્યપૂતાં વદેત્ વાચં મનઃપૂતં સમાચરેત્ ॥ ૪૬ ॥

આગળો ભૂમિભાગ જોઈને પગ મૂકવો; ગાળીને પાણી પીવું; સત્યથી પવિત્ર થયેલ વાણી બોલવી; અને મનને કુવિચારથી મુક્ત રાખવું.

ન ચેમં દેહમાશ્રિત્ય વૈરં કુર્વીત કેનચિત્ ॥ ૪૭ ॥

આ ક્ષણભંગુર દેહ ધારણ કરીને કોઈની સાથે વેર ન બાંધવું.

ક્રુધ્યન્તં ન પ્રતિક્રુધ્યેત આક્રુષ્ટઃ કુશલં વદેત્ ॥૪૮॥

કોઈ આપણા ઉપર તપી જાય તો તેના ઉપર વળતો ક્રોધ ન કરવો. અને કોઈ આપણી નિન્દા કરે તો પણ શુભવચન જ બોલવાં, નિન્દા ન કરવી.

☆

# બાપુ અને સરદાર

રામનારાયણ ઉપાધ્યાય

ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ પટેલ વચ્ચે અત્યંત મીઠો સબંધ હતો જેવી રીતે નદીની અંદર એક સરવાણી હોય છે જે નદીના પ્રવાહને સુકાવા નથી દેતી તેવી જ રીતે આ બન્ને મહાપુરુષોની વચ્ચે સ્નેહની એક એવી નિર્મળ ધારા વહેતી હતી જેને તેઓની જીવંત રસ ધારાને સુકાવા દીધી નહી રાજનૈતિક જીવનમાં ડૂબેલા હોવા છતા પણ બાપુ અને સરદાર વચ્ચે એક લાંબો પત્રવ્યવહાર ચાલતો હતો હમણા શ્રી મણિબહેન પટેલ દ્વારા સંપાદિત સરદાર વલ્લભભાઈ ઉપર લખેલા ગાંધીજીના પત્રોનો એક સંગ્રહ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ તરફથી પ્રકાશિત થયો છે તેમાથી પણ આ સંત અને સરદારની ઘનિષ્ઠ મૈત્રીની અને વિનોદી સ્વભાવની ઝાંખી થાય છે

ગાંધીજી સાથે જ્યારે સરદારનો પરિચય થયો ત્યારે પ્રારંભમા તેઓ તેમને 'ભાઈશ્રી' લખી સંબોધતા પણ પાછળથી તેઓનો સંબંધ 'ભાઈ' અને 'ચિરંજીવ' સુધી ઘનિષ્ઠ થતો ગયો

બાપુ સરદારને કેટના ચાહતા અને તેમના સ્વાસ્થ્યની તેઓને કેટલી ચિંતા રહેતી તેનો ખ્યાલ તેમના પત્રો વાંચવાથી આવે છે

તેઓએ એક પત્રમા તેમને લખ્યુ તમે શરીર ઉપર ખૂબ અત્યાચાર કરી રહ્યા છો પણ સરદારને કોણ કંઈ કહે કે કરી શકે છે? તબિયત બગાડી બેસશો તો બહુ સાંભળવુ પડશે '

બીજા પત્રમા પૂછાવ્યુ કે તમારુ વજન કેટલુ રહે છે? શુ ખવાય છે? દૂધ દહી કેટલા? કંઈ મોકલુ ? માગ્યા વિના માય ન પીરસે ને વળી મારા જેવી મા! પૂછવુ શુ ? હવે સવારની પ્રાર્થનામા જવાનો નંબર થયો એટલે બસ

એક વાર સરદાર બિમાર પડ્યા ત્યારે મીઠી મશ્કરી કરતા લખ્યુ કે 'તમે પથારીવશ થવાના હતા જ સરદાર બીજાના, તમારા પોતાના તો દાસ લાગો છો સાચા સરદાર તો એ જે પોતે પોતાની ઉપર સરદારી ભોગવે વખતની ઉપર કાબૂ રાખો ને બધી વસ્તુના નિયમ કરી નાખો તો ઘણુ જીવશો કથરોટ કૂંડાને હસે છે એમ માની આ વાત કાઢી ન નાખતા '

એક બીજા પત્રમા લખ્યુ. 'દવાઓથી ક્યા લગી ટકશો? કયુ રાજ્ય લેવુ છે? ધીમે ચાલો '

અહિંઆ બાપુએ પોતાને 'કથરોટ' કહીને પોતાની અસ્વસ્થતા ઉપર વ્યંગ કર્યો છે સાથે સાથે સ્વરાજ્યના સેનાપતિ દ્વારા 'કયુ રાજ્ય લેવુ છે' લખીને મધુર વિનોદ પણ કેવો સુંદર રીતે કર્યો છે?

બાપુ ઓછામા ઓછા શબ્દો વાપરી અને તેમા પણ વિનોદ કરીને ઝીણામા ઝીણી વાતો પર ટકોર કરવાનુ ચૂકતા નહી સરદારના જન્મ દિવસના ધન્યવાદ મોકલતા લખ્યુ 'આજે તમારો જન્મદિવસ છે એમ સાંભળ્યુ અત્યારે લેવાના વરસોમાથી એક વરસ તો ગયુ એવા ઘણા જાઓ એમ ઈચ્છવુ એટલે દીર્ધાયુ થાઓ એમ કહેવાયુ જોજો આપણે સ્વરાજ લઈને જ જવુ છે '

બાપુ સરદારને કેટલા ચાહતા હતા, તેનો ખ્યાલ નીચે આપેલી ઘટનાથી આવશે

સને '૩૩મા જ્યારે બાપુને ગિરફતાર કરી યરવડા જેલ મોકલવામા આવ્યા ત્યારે તેનાથી એક દિવસ પહેલાજ સરદારને તે જેલમાથી ખસેડીને નાસિક મોકલવામા આવ્યા હતા બાપુને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓને અત્યંત દુ ખ થયુ કહેવાય છે કે યરવડા જેલમા બાપુ ભર્તૃહરિ નાટકની એક પંક્તિ યાદ કરીને પ્રાય ગણગણ્યા કરતા હતા 'મેરે જખમ જોગે નહી મિટે' (જોગી બનવાથી દીલના જખમ નથી રુઝાતા )

સરદાર માત્ર નામના જ સરદાર ન હતા, પણ પોતાના દૃઢનિશ્ચયીપણાથી બાપુ પણ તેઓને કોઈ બાબતમા પોતાના ગુરુ માનતા હતા એક

પત્રમાં બાપુએ સરદારશ્રીને લખ્યું કે 'આવી બાબતમાં મારો બધો આધાર જે કહો તે તમે એટલે હું તો પેલા એકલવ્યની જેમ ઘણીવાર કરું છું. એકલવ્ય દ્રોણાચાર્યનું માટીનું પૂતળું બનાવતો ને પૂતળાની પાસેથી જ્ઞાન પામતો ને અર્જુનનો સમોવડિયો બન્યો. હું માનસિક પ્રતિમા બનાવી લઉં છું ને તેને પૂછું છું.'

બાપુના પત્રો ઉપરથી ખ્યાલ આવે છે કે તેઓનું જીવન કેટલું વ્યવસાયી હતું અને તેઓ કેવી રીતે પોતાના વ્યવસાયી જીવનમાંથી પણ પત્ર લખવા માટે સમય કાઢતા. એક પત્રમાં તેઓ લખે છે કે 'તમે ચિડાશો નહીં. આ કાગળ તમને ૨-૪૫ સવારે લખી રહ્યો છું. એલાર્મ ૩ વાગ્યા પર મૂકેલો. ૧૨ પહેલાં વાગ્યો હું ઊઠી નીકળ્યો. દાતણપાણી કરી લખવા બેઠો ને થોડું ચલાવ્યા બાદ ઘડિયાળ ઉપર નજર પડી તો ૧૨ વાગ્યા છે. કામ એટલું ચડ્યું છે કે સૂવાની હિંમત ન ચાલી એટલે થાય એટલું કરી નાખવાનું ધાર્યું. 'હરિજન'નું લગભગ પૂરું કરીને હવે તમારો કાગળ લખું છું. પછી બાને.' બીજા પત્રમાં લખ્યું કે 'અત્યારે સવારના ૨-૩૦ થવા આવ્યા છે. રાષ્ટ્રીય સપ્તાહ શરૂ થાય છે. હમણાં ઊઠવાનો આ વખત સામાન્યપણું થઈ ગયો છે.'

એક બીજા પત્રમાં લખ્યું, 'આજે સવારના એક વાગ્યે આવ તાળે ઊઠી નીકળ્યો છું. તેથી ભડકતા નહીં, ખિજાતા નહીં, ચિંતામાં ન પડતા. આ તો ઈશ્વરનો મહિમા છે.'

એક વાર પોતે અસ્વસ્થ હોવા છતાં પણ સરદાર પટેલને લખ્યું કે 'તમને પેલો કાગળ લખ્યા પછી તરત જ હાથે કાગળ લખવાનું બંધ કરવું પડ્યું હતું. મેં જોયું કે મને તેટલી શક્તિ નથી આવી. હવે શક્તિ આવી છે કે નહીં એ જાણવાનું મન થઈ ગયું છે. એ ગમે તે માટે તમારા ઉપર કાગળ લખીને જ કરાય ના?'

બાપુને ગજા ઉપરાંત કામ કરતા જોઈને કોઈ વાર સરદાર પણ મીઠી મશ્કરી કરી ટકોર કરવાનું ચૂકતા નહીં. એક વાર અસ્વસ્થ હોવા છતાં પણ બાપુના હાથનો પત્ર મળતાં સરદારશ્રીએ મહાદેવભાઈને લખ્યું કે 'બાપુના હાથનો પત્ર જોઈને આનંદ તો થયો, પરંતુ સાથે સાથે ફિકર પણ થવા લાગી. હમણાં હાથથી લખવાનો કે લખાવવાનો પણ, લોભ તેઓએ છોડી દેવો જોઈએ. લખવાનું શરૂ કરશે તો કોને લખશે ને કોને નહીં? વિશ્વને કુટુંબ બનાવી બેઠા છે એટલે કાજીને આખા શહેરની ફિકર. ને મહાત્માને આખી દુનિયાની. ત્યાં હમણાં બધાને ભૂલી જઈને એક પ્રભુજીને જ ભજતા રહેવામાં સાર છે.'

છે તે બાપુના વિનોદી સ્વભાવની એક બે ઝલક જોઈએ. પોતાને ત્યાં પૌત્રના જન્મની વાત સાંભળીને તેઓએ સરદારને લખ્યું હતું 'મણિલાલને ત્યાં પુનર્જન્મ થયો છે. મણિલાલે આજ સુધી ખબર જ ન આપી. આ વંશવૃદ્ધિમાં મને રસ જ નથી રહ્યો. અગર છે તો આંતરિક ઉદ્વેગ. છતાં પણ આમ કહેવાથી કુદરતને કોણ રોકી શકે છે? યુરોપની પદ્ધતિ (સંતતિ-નિયમનની) ગ્રહણ કરીને ચારુ લોચને 'ચાલો આનંદ મનાવીએ, મન તેનું પરિણામ રોકીએ'ની વૃત્તિ અપનાવવાથી શુદ્ધ જ્ઞાન મળી જ નથી શકતું.'

એક બીજા પત્રમાં લખ્યું છે કે 'હું આનંદમાં છું. મારી તમારી ને બધાની દોરી 'મીરાંના વાલમ'ના હાથમાં છે. તે જેમ નચાવશે તેમ નાચશું.' એક બીજું નાનું વાક્ય જુઓ: 'મને તો ફિકર કરવાની ફુરસદ જ નથી રહેતી. એટલે ફિકર ન કરવાની ભલામણ દેવાપણું નથી રહેતું.'

અને આ એક વાતથી તેઓના અંતિમ દિવસોની વેદનાનો ખ્યાલ આવે છે. લખે છે 'મારી પાસે કોઈ ન દોડે. મદદ કરનાર તો ઘણા પડ્યા છે. મારા જીવવાનો આધાર એ માત્ર હિંદુસ્તાનની પરમ શાંતિ છે. તમે આવવા બધું કરશો જ. મારા મૃત્યુની આગાહી ઉપર ભાર ન મૂકતા. કહેજો કે મારી ભૂલ હોય તો મને મારી દેવામાં કશી હાનિ નથી. હું આનંદમાં છું.'

જાય છે? સાચા આનંદનો તેને પત્તો લાગ્યો નથી તેથી. માણસ પડછાયાથી ભૂલીને તેની પાછળ પડ્યો છે. આજે પંચજ્ઞાનેંદ્રિયોના આનંદનો જ તે ઉપભોગ કરે છે. જોવાની આંખની ઇંદ્રિય ન હોત તો તે એમ માનત કે દુનિયામાં ઇંદ્રિયોના ચાર જ આનંદ છે. કાલે મંગળના ગ્રહ પરથી છ જ્ઞાનેંદ્રિયોવાળો માણસ પૃથ્વી પર ઊતરે તો આ પાંચ જ્ઞાનેંદ્રિયોવાળાં દિલગીર થઈને રડતાં રડતાં કહેશે, 'અરે! આને મુકાબલે આપણે કેટલા દૂબળા!'

સૃષ્ટિમાં રહેલો સંપૂર્ણ અર્થ પંચજ્ઞાનેંદ્રિયોને ક્યાંથી સમજાશે? તેમાંયે વળી પસંદગી કરી માણસ બિચારો તેમાં રમમાણ થઈ જાય છે. ગધેડાનું ભૂંકેલું કાનમાં પેસે છે તો કહે છે, અશુભ કાનમાં પેઠું! અને તારું દર્શન થવાથી તારું રૂપ જોઈ તે ગધેડાનું કંઈ અશુભ થશે ખરું કે નહીં? તેને માત્ર નુકસાન થાય છે, તારે લીધે બીજાને નુકસાન નહીં થતું હોય? માની લે છે કે ગધેડાનું ભૂંકેલું અશુભ છે! એક વખત હું વડોદરાની કૉલેજમાં હતો ત્યારે યુરોપિયન ગવૈયા આવ્યા હતા. સારા ગાનારા હતા. પોતાની કળા બતાવવામાં કમાલ કરતા હતા. પણ હું ત્યાંથી ક્યારે નાસવાનું મળે તેની વાટ જોતો હતો! તે ગાયન સાંભળવાની મને ટેવ નહોતી, એટલે તેમને મેં નાપાસ કરી નાખ્યા. એ જ રીતે જો આપણા ગવૈયા ત્યાં જાય તો કદાચ ત્યાં નાપાસ થાય. સંગીતથી એક જણને આનંદ થાય છે ને બીજાને થતો નથી. એટલે એ સાચો આનંદ નથી. આ નકલી, છેતરનારો આનંદ છે. ખરા આનંદનું દર્શન નથી થયું ત્યાં સુધી આપણે એ છેતરનારા આનંદ પર ઝોલાં ખાતા રહીશું. સાચું દૂધ મળ્યું નહોતું ત્યાં સુધી અશ્વત્થામા પાણીમાં ભેળવેલો લોટ દૂધ સમજીને પી જતો. તે જ પ્રમાણે સાચું સ્વરૂપ તમે સમજશો, તેનો આનંદ એક વાર ચાખશો એટલે પછી બીજું બધું ફીકું લાગશે.

એ ખરા આનંદને શોધી કાઢવાનો ભક્તિ ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે. એ રસ્તે આગળ જતાં જતાં 'પરમેશ્વરી કુશળતા સમજાશે. તે દિવ્ય કલ્પના આવ્યા પછી બાકીની બીજી બધી કલ્પનાઓ આપોઆપ ઓસરી જશે. પછી ક્ષુદ્ર આકર્ષણ રહેશે નહિ. 'પછી જગતમાં એક જ આનંદ ભરેલો દેખાશે. મીઠાઈની સેંકડો દુકાનો હોય છતાં મીઠાઈનો પ્રકાર એકનો એક જ હોય છે. જ્યાં લગી સાચી વસ્તુ મળી નથી ત્યાં સુધી આપણે ચંચળ ચકલાંની માફક એક દાણો અહીંથી ખાશું, એક ત્યાંથી ખાશું ને એમ ને એમ કરતા રહીશું. વહેલી સવારે હું તુલસીરામાયણ વાંચતો હતો. દીવાની પાસે જીવડાં એકઠાં થયાં હતાં. ત્યાં પેલી પરવલ્લી આવી. મારા રામાયણનું તેને શું? જીવડાં જોઈ તેના આનંદનો પાર નહોતો. તે જીવડું ઝડપી લેવા જતી હતી ત્યાં મેં જરા હાથ હલાવ્યો એટલે તે જતી રહી. પણ તેનું બધું ધ્યાન તે જીવડાંમાં ચોંટેલું હતું. મેં મારી જાતને પૂછ્યું, 'અલ્યા, પેલું જીવડું ખાશે કે? એને જોઈને તારા મોંમાં પાણી આવે છે કે?' મારા મોંમાં પાણી છૂટયું નહોતું. મને જે રસ મળ્યો હતો તેનો એ પરવલ્લીને થોડો જ ખ્યાલ હતો? એને રામાયણમાંનો રસ ચાખતાં આવડતું નહોતું. એ પરવલ્લીના જેવી આપણી દશા છે. તરેહતરેહના અનેક રસોમાં આપણે ખૂંપેલા છીએ, તલ્લીન થઈ ગયા છીએ. પણ સાચો રસ મળે તો કેવી બહાર આવે?

તેને કર્તવ્યકર્મનું ભાન જ નથી. તૃષ્ણાનો ડુંગર તો એવડો મોટો છે કે તેને કોઈ ઓળંગી શકતું જ નથી. તેને તો જમીનદોસ્ત કર્યે જ છૂટકો! તૃષ્ણા છોડવી એટલે કર્તવ્યનું ભાન થવું.

*

મારા પિતાની છબી હું સંઘરતો. ૯૦ આ૦ મા મારી ઓફિસમાં, દીવાનખાનામાં ને મારી સૂવાની કોટડીમા તેની છબી રાખી હતી. મારી પાસે અછોડો રાખતો ત્યારે લોકેટ પણ રહેતું. તેમાં પિતાની અને વડીલ ભાઈની છબી રહેતી. આજે એ બધાં મૂકી દીધાં છે. એનો અર્થ એ નથી કે હું એઓને ઓછા પૂજું છું. આજે તેઓ મારામા વધારે અંકિત છે તેઓના ગુણોનુ સ્મરણ કરી તેનું અનુકરણ કરવા મથુ છું, અને આવી ભક્તિ અસંખ્ય દેવોની કરી શકું છું પણ તેઓની છબી સંઘરવા બેસું તો મારી પાસે જગ્યા પણ ન મળે.

*

મારા સહવાસમા આવેલા બધા મારા જેવા જ થવા જોઈએ એવું મુદ્દલ નથી એ ઇષ્ટ પણ નથી. એ તો નકલ કર્યા જેવું થયું. મારામાં જેટલું સારું હોય તેમાંથી જે પચે તેટલું જ લેવામા સાર હોય બાકી સરદાર ચા પીએ છે તેને કોણ રોકી શકનાર છે? અને ચા તેને સારુ ઔષધરૂપ હોય તો? મારી સાથે રહેનારા એટલે મારા સાથીઓ માંસાહારી પણ છે તેનું કેમ? જેને ચા અનુકૂળ નથી અથવા જેણે ચા ન લેવા વિષે તેની ઉત્પત્તિ વગેરે વિચારો કર્યા છે તે જ નહીં લે. આ મારા સહવાસમા હોવા છતા ચા પીએ છે કોફી પણ લે છે. તેને હું પ્રેમપૂર્વક કરીને પાઉં પણ ખરો. એ કેમ? આવી બાબતોમા આપણામા થોડો ભ્રમ છે ને થોડી અસહિષ્ણુતા છે તે આપણે કાઢી નાખવાની જરૂર છે.

*

આપણી પાસે બધી અનુકૂળતા આવી પડે તો જ કરીએ એ કયું ન કહેવાય. ગમે તે લાકડાના કકડામાથી સુથાર આકાર ઘડે છે, ગમે તે પથ્થરમાંથી સલાટ મૂર્તિ ઘડે છે, તેમ જ ગમે તેવા માણસોની સાથે રહેતાં ને તેમની પાસેથી કામ લેતા આપણને આવડે ત્યારે જ માણસાઈ ગણાય. મને તો લાગે છે કે આપણે એ જ આ જગતમાં શીખવાનું છે. ને તેને સારુ આપણામાં સાગરની ઉદારતા હોવી જોઈએ. કોઈ ને મળતાં જ તેના દોષો જોઇ ડરવા મંડીએ તો કામ બગડે જ. દોષો તો છે જ — આપણામા ને સામેનામા. તેમ છતાં મળવું છે એ નિશ્ચય હોય તો જ કામ પાર ઊતરે. આ બહુ કઠણ કામ છે એ હું જાણું છું. ઘણાં વર્ષોનો મારો તો એ જ ધંધો છે, પણ હું પાર ઊતર્યો છું એમ ન કહી શકું. થોડીક સફળતા મળી લાગે છે એટલે બીજાઓને દોરવાની હિંમત કે ધૃષ્ટતા કરું છું

*

જેમ ઉદારતા વધશે તેમ લોકોની પાસેથી કામ લેવાની શક્તિ વધશે. સાચુંખોટું તો દેવ જાણે, પણ એમ કહેવાય છે કે માણસો પાસેથી હું બહુ વધારે કામ લઈ શકું છું. આ ખરું હોય તો કારણ એ છે કે તેને વિષે મને ચોરીનો શક જ નથી આવતો. તે આપે તેથી સંતોષ પામું. પણ બીજું માગું ને તે આપે કેટલાક એમ પણ કહેનારા છે કે મને જેટલે અંશે માણસો છેતરે છે તેટલે અંશે બીજા કોઈને ભાગ્યે છેતરતા હશે. આ પરીક્ષા ખરી હોય તોપણ મને પશ્ચાત્તાપ નથી થાય. હું જગતમાં કોઈને છેતરતો નથી એટલું પ્રમાણપત્ર મળે તો મને બસ થાય તે કોઈ ન આપે તો હું પોતે તો તે મને આપું જ છું.

*

'વધારેમાં વધારે લોકોનું વધારેમાં વધારે ભલું' અને 'બળિયાના બે ભાગ'ના નિયમને હું માનનો નથી. સહુનુ ભલુ, સર્વોદય અને 'નબળા પહેલાં' એ નિયમ મનુષ્યને સારુ છે. આપણે બે પગાં મનુષ્ય કહેવાઈએ છીએ. પણ આપણાં

પશુના સ્વભાવને હજુ છોડી શકયાં નથી. એ છોડવામાં ધર્મ રહ્યો છે.

દુનિયાની સામે ઊભા રહેવાની શક્તિને સારુ મગરૂરી કે તોછડાઈ કેળવવાની જરૂર નથી. જિસસ દુનિયાની સામે ઊભા, બુદ્ધ પણ પોતાના યુગની સામે થયા, પ્રહ્લાદે તેવું જ કર્યું. તેઓ બધા નમ્રતાની મૂર્તિ હતા. એને સારુ આત્મવિશ્વાસ ને પ્રભુ પર શ્રદ્ધા જોઈએ. મગરૂરીમાં સામે થનારા છેવટે પડ્યા છે. અંત સમે એકાકી ટકી રહેવાની શક્તિ આત્યંતિક નમ્રતા વિના અસંભવિત માનું છું.

ગજાઉપરવટ બોજો લેવો એ અધર્મ છે, તેમાં અભિમાન પણ છે, ગજાઉપરવટ ખાવામાં જેટલો દોષ છે તેના કરતાં વધારે ગજાઉપરવટ બોજો લેવામાં છે ભેદ આ છે ખરો : સેંકડે નવ્વાણું ગજાઉપરવટ ખાય છે; સેંકડે સાડી નવ્વાણું ગજા કરતાં ઓછો જ બોજો ઉપાડે છે. એટલે હમેશાં પોતાને જ ખબર નથી રહેતી કે ક્યારે વધારે ઊપાડ્યો ને ક્યારે ઓછો. આમ છતાં પરિણામ તો મેં કહ્યું તે જ છે. હું વધારે ખાઉં તેનું પરિણામ મારે જ સોસવું પડે. હું ગજાઉપરવટ હરિજનનું કામ લઉં તો તેનું પરિણામ ચાર કરોડ હરિજનને તો સોસવું જ પડે, પણ કદાચ આખા જગતને પણ સોસવું પડે.

એ તો સાચું જ છે કે હું મનુષ્યોને બરોબર નથી ઓળખતો પણ બીજા જે ઓળખવાનો દાવો કરે છે એ ક્યાં ઓળખે છે? એટલે મારા અજ્ઞાનને સારુ મને ખેદ નથી. મનુષ્યને નથી ઓળખતો તેથી વિશ્વાસ રાખું છું.*

*બાપુના પત્રો : ૫ : (કુ. પ્રેમાબહેન કંટકને) સં૦ કાકાસાહેબ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ : ૧૪ફિ. ૩-૫૦

✡


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ........................................ ૧૨ એપ્રિલ ૧૯૬૦




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

વાલજી ગોવિન્દજી દેસાઈના ગ્રન્થો

## ૧ વિશ્વસંહિતા મંડલ ૧

ગાંધીજીની પ્રસ્તાવના  લોકસંગ્રહની દૃષ્ટિએ લખાયા છે  સર ગ ઇચ્છનારને બહુ ઉપયોગી

શ્રી વિજયરાય વૈદ્ય  ગીતાની ધીરગંભીર બાલભગિની સમોવડી, ફરી ફરીને પઠનપાઠનયોગ્ય શ્રવણ મનન નિદિધ્યાસનની અધિકારિણી'

શ્રી નાનાભાઈ ભટ્ટ  બહુ ગમી આજનું વિશ્વ એ પ્રમાણે ચાલે તો કેવું સારું!'

પંડિત સુખલાલજી  સુગ્રથિત સુરભિ વિવિધરંગી પુષ્પોની માળા  હું તો એ સામગ્રી આકંઠ તૃપ્ત થયો જ પણ સંભળાવનારા ભાઈબહેન પણ નાચી ઊઠતા'

શ્રી હિમ્મતલાલ અંજારિયા  તમારા લખાણમાં નગદ સત્ય-સોનું અને સુગંધ-વિના બીજું શું હોય? અને તમારા વાચનનું માખણ તમારી સચોટ, હૃદયને હલાવી નાખે તેવી ભાષામાં આરોગવાનું હોય ત્યારે તો સંતૃપ્તિ જ થાય'

મૂલ્ય રૂા એક, ટપાલ આદિ ૦-૨૫

## ૨ બુદ્ધચરિતામૃત

પંડિત સુખલાલજી  તમારી વિશેષતા મહત્ત્વના ગૂંથણી અને રજૂઆતમાં છે  વિવિધ પુષ્પોમાંથી સંચિત રસમાંથી નીપજેલ મધુની યાદ કરાવે છે'

મૂલ્ય રૂા ૦-૮૪, ટપાલ આદિ ૦-૧૯

## ૩. ગીતસંહિતા

સંગ્રહકર્ત્રી ધીરજબહેન

આમાં વિવાહસીમંતાદિ પ્રસંગે વાણિયાબ્રાહ્મણમાં ગવાતાં ૨૨૪ ગીત છે

મૂલ્ય રૂા ૦-૯૪, ટપાલ આદિ ૦-૨૫

નવજીવન કાર્યાલય (અમદાવાદ ૧૪, મુંબઈ ૨)



ચાર્યાં વાછરુ ગાવડી, ઘમારિયા કેકાણ;
દીટાં ઝૂધમાં જાળવ્યા, એવા ભોળાના ભગવાન,

*

આડશ રુખડાની રચી, વીંધ્યો વાલી વીર;
(અને) પ્રભાસ કેડે 'તીર, ગણ ચુકવ્યાં ગણછોડિયા'

*

માત્યમા-પાચ મકોડલો, ચહચહ રુફ઼ેગ ચુહે;
(અને) જાકાગે નવ થે. (અના) પાડોળ ઘોઈ પીજીએ

*

ગરજાં, ગુણ્યકા, પારધી, ભીલ, રીંછ, ગજરાજ.
કેતા અધમ ઓધારિયા, મેર્ય કરો મારાજ

*

જતિ સતી ધા નવ કરે, (જેડ) જીવન છે જુગદીશ,
જીવ માતરમાં જદુપતિ, (અમા) ઊતાગ્વી ક્યાં રીશ?

તનસુખ ભટ્ટ

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

આવા હતા બાપુ—૧ ૨.૩ દરેકના .... ૦–૫૦
ગાંધી-ગુરુ .... .... .... ૧–૨૫
ગીતાંજલિ એક અધ્યયન .... .... ૧–૨૫
અલ્લાહના બંદાઓ .... .... ૦–૩૭
મસ્તીની પળોમાં .... .... .... ૦–૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા .... .... ૦–૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા .... .... ૦–૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા (છપાય છે)
શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા .... ,,
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... ,,
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... ,,
મા આનંદમયી સાથે જીવનયાત્રા .... ,,
આવા હતા બાપુ—૪ .... .... ,,

# [illegible]

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨ – મે – ૧૯૫૦ ] અંક ૩જો

રામરાજ અવશ્ય કાલ્પનિક છે, પણ તેને અનુસરતું કંઈક પૂર્વે હતું જ એ પણ આપણે સિદ્ધ કરી શકીએ છીએ. બાકી અસત્યનો કે કંગાળિયતનો છેક લોપ કોઈ કાળે ન હતો ને છેક લોપ હવે પછી પણ સંભવતો નથી. —બાપુ



( ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક

# બાપુના પત્રો



[ પૂ. મહાત્માજીની સંમતિ લઈને શ્રી રાજેન્દ્રબાબુની આજ્ઞા મુજબ હું રામગઢ કોંગ્રેસ માટે સ્વયંસેવિકાદલનું સંગઠન કરવા માટે બિહાર ગઈ. એકવાર ઓક્ટોબરનો પૂરો મહિનો ત્યાં રહી તે સમયમાં પ્રવાસ કરીને પ્રચારનું કામ કર્યું. પછી ડિસેમ્બર ૧૯૩૯માં ફરી ગઈ ને ત્યાં ચાર મહિના રહીને શિબિર ચલાવ્યો ને રામગઢ કોંગ્રેસનું અધિવેશન પૂરું થયા બાદ ૨૦ માર્ચના રોજ ત્યાંથી રવાના થઈ.

આ કાગળ મને ઓક્ટોબર ૧૯૩૯માં બિહારના પ્રવાસમાં મળ્યો હતો તેવું સ્મરણ છે. તે સમયમાં કોંગ્રેસની કારોબારી સમિતિએ (યુરોપમાં બીજું મહાયુદ્ધ શરૂ થયું તેને લીધે પરિસ્થિતિનો વિચાર કરી) કોંગ્રેસની નીતિમાં 'અહિંસા'ને પ્રથમ સ્થાન નથી એવી મતલબનો પ્રસ્તાવ મંજૂર કર્યો ને તેથી પૂ. મહાત્માજીનું નેતૃત્વ ખોઈ બેસવાનો ભય મારા મનમાં પેદા થયો! મારી તો અટળ શ્રદ્ધા હતી કે પૂ. મહાત્માજીનું અવતાર કાર્ય જ 'ભારતનું સ્વાતંત્ર્ય' છે; અને તેઓશ્રીના નેતૃત્વ નીચેજ કોંગ્રેસ તે મેળવી શકશે. હવે કોંગ્રેસ જો તેઓશ્રીનો ત્યાગ કરે, તો દેશને ને દુનિયાને પણ કેટલું નુકસાન ભોગવવું પડશે તેનો વિચાર મનમાં આવતા હું અકળાઈ અને પૂ. મહાત્માજીને કાગળ લખી મારી વેદના તેઓશ્રીને જણાવી. આ પત્ર તેનો જવાબ છે.' ]

સેગાંવ Wardha (C. P.)

ચિ. પ્રેમા,

તું શાને નાસીપાસ થાય? તારી શ્રદ્ધા કેવી છીછરી! આખું જગત વિરોધ કરે છતાં જે ટકે તેજ શ્રદ્ધા, તેનીજ કિંમત છે. એ વિના અહિંસા કેમ ટકી શકે? તું એમ કહે કે, તારામાં અહિંસા છે જ નહીં, તો એ જુદી વાત થઈ. એમ હોય તો તેમાં તું શું કરે? પણ એમ હોય તો નિરાશા શાને? તો તો જે થાય એ તારે જોયા કરવાનું. મારામાં ખરી અહિંસા હશે તો તમારામાંના કોઈકમાં તો એ ખરે ટાણે દીપી નીકળશે. પણ મારામાં નહીં હોય તો તમારા બધામાં ક્યાંથી આવશે? એટલે પરીક્ષા તો મારી થઈ રહી છે. એથી તારે તો નાચવું જોઈએ.

બિહારમાં તેં ઠીક શરૂઆત કરી છે. પણ હવે શું થશે? કરેલું કામ વ્યર્થ તો નહીં જ જાય, વળતાં તો આહીં ઉતરશે જ. —બાપુના આશીર્વાદ

અપૂર્ણમાંથી પૂર્ણની આશા કેમ રાખી શકાય? આંધળાએ આંધળાનો સંઘ એકઠો કર્યો છે. પણ આંધળો પોતાનો અંધાપો જાણે છે. તેનું ઔષધ પણ જાણે છે. એટલે આંધળાઓને સાથે રાખતાં છતાં તે વિશ્વાસ રાખે છે કે તેઓને કૂવામાં નહીં ઉતારે, પોતે ઉતરશે નહીં. તે સાથે લાકડી રાખીને ચાલે છે. લાકડી વતી આગળનો રસ્તો તપાસતો જાય છે ને પગલું ભરે છે. તેથી એકંદરે બધું કુશળ જ આજ લગી રહ્યું છે. લાકડીના ઉપયોગ છતાં કોઈ વાર સહેજ રસ્તો ભુલાયો છે તો તુરત ખબર પડી ગઈ છે ને પાછો વળ્યો છે. સાથીઓને વાળ્યા છે.

હું મારી ઉપર દોષ ઓઢું છું એમાં ખોટી નમ્રતા કે અતિશયતા નથી જ. એનો અર્થ એવો નથી કે બીજા દોષમુક્ત થાય છે. પણ જે મુખ્ય છે તે જેમ માનને સારુ યશ લઈ જાય છે તેમ જ ખરાબને સારુ અપયશનો ધણી બનવો જ જોઈએ.

બક્ષ જ્વા લાઈયા દિતે છે। દિને ક્ષુધા નાઈ, રાત્રે નયને નિદ્રા નાઈ, મૂખે આમાર કથા સરે ના। કોથાય બોલી, કિછૂઈ જે બલિતે પારિ ના; તુમિ આમાર સહિત મિલિત હઈયા એ આગુન નિભાઓ।

હે અંતરજામી આર કેન વ્યથા દાઓ, એસ, હે સ્વામી કૃપા કર। પ્રિયતમ તોમાર જન્મ જન્મેર દાસી મીરા તોમાર ચરણે પડિયા।

"હે વહાલા મારા, તારું મોં બતાવવા તો આવ. તારા વિહોણું રહેવામાં ઘણું કષ્ટ થાય છે. છે. જેમ જળ વિનાના કમળની, ચંદ્ર વિનાની રજનીની જેવી હાલત થાય છે, તેવી હાલત મારી સમજી લેજે.

રાત દિવસ તારે કાજે આકુળવ્યાકુળ થઈ ને આમ તેમ રવડ્યાં કરું છું. વિરહનો તાપ મને બાળી મૂકે છે. દિવસે ભૂખ જણાતી નથી. રાત્રે ઉંઘ આવતી નથી. મુખથી બોલ સરતા નથી. મારા નાથ, તારા વગર કંઈ જ ચેન પડતું નથી. એમ જ થાય છે, તું ક્યારે આવે ને ક્યારે આગ ઓલવે! હવે તો તું આવ્યે જ આ બધું ચાળે પડે.

હે અંતર્યામી, હજી ય શા માટે તલસાવે છે? હે સ્વામી, કૃપા કરીને આવ. તારી જન્મોજનમની દાસી, આ મીરા તારા ચરણોમાં આળોટે છે."

" તુમહારે કારણ સબ સુખ છોડ્યા,
અબ મોંહિ ક્યૂં તરસાવો।
બિરહ બિથા લાગી ઉર અંદર,
સો તુમ આય બૂઝાવો॥
અબ છોડ્યાં નહિં બને પ્રભુ
હંસ કર તુરન્ત બુલાવો॥
મીરા દાસી જનમ જનમ કી
અંગસૂ અંગ લગાવો॥

(પ્રભૂ) તોમાર જન્ય સબ સુખ ત્યાગ કરિલામ, આર કેન આમાકે તૃષિત રાખો! બિરહેર વ્યથાય હૃદય જ્વલિતે છે, તુમિ અસિયા (સે આગુન) નિભાઓ। હે પ્રભૂ એમન આમાકે ત્યાગ કરા (જે તોમાર) સાજે ના। એ બાર હાસિયા આમાકે પાશે ડાકિયા લઓ। તોમાર જન્મ જન્મેર દાસી મીરાર અંગ તોમાર સ્પર્શ બૂલાઈયા દાઓ।

"પ્રીતમ પ્યારા, તારે કાજે તો મેં મારું સર્વસ્વ ત્યજ્યું છે. છતાં ક્યાં સુધી તારે મને તલસાવવી છે? વિરહની વેદનામાં મારું આ હૈયું સળગી રહ્યું છે. તું આવ અને એ આગને બુઝાવ. તારું મલકતું મોં જોઈને મને શાન્તિ વળશે. માટે તું વહેલો આવ તને શોભતું નથી જરાય મને તરછોડવામાં. જલદી જલદી આવ અને હસતે મુખડે તારી પાસે લઈ લે. તારી આ જનમોજનમની દાસી મીરાને તારા અંગેઅંગમાં સમાવી લે. 'તારા છત્ર તળે લઈ લે.'"

☆

## ભક્તની શ્રદ્ધા

સ્વામી રામકૃષ્ણ પરમહંસ પોતાના શિષ્યોને વારંવાર આ કથા સંભળાવતા હતા:

'શ્રી ચૈતન્ય મહાપ્રભુ દક્ષિણની યાત્રાએ ગયા હતા. એક જગ્યાએ એક પુરાણિક ભગવદ્ગીતા વાંચીને સંભળાવતા હતા. શ્રોતાગણમાં એક ભક્ત પણ હતા;' પણ તેની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. ચૈતન્યદેવે તેને પૂછ્યું: "ભાઈ રડો છો કેમ? ગીતાજીમાં એવી કઈ વાત છે કે જેને તમને આટલા દ્રવીત કરી દીધા?"'

ભક્તે જવાબ આપ્યો: "મને એકે ય વાત સંભળાતી નથી. હું તો રથમાં બેઠેલા નર નારાયણને જ જોઈ રહ્યો છું અને મારા આંસુને રોકી નથી શકતો."

સહવાસ, વાતાવરણ અને ઉછેરને પરિણામે એ પોતાનું જન્મજાત સિંહપણું સાવ ભૂલી જ ગયું.

* * *

ચોમાસાના દિવસો આવ્યા. આભમાં મેઘની ગર્જના સંભળાઈ, નદી નાળાં ઉભરાયાં, વનરાઈ અને પહાડો પાણીથી તરબોળ બન્યાં, ભરવાડો ઘેટાં બકરાં ઘોળીને પોતાના નેસ તરફ ઉપડ્યા. એવામાં સિંહની ત્રાડ સંભળાઈ. મેઘ ગાજ્યો અને સામે કેસરીસિંહે બમણી ત્રાડ મારી. ડુંગર ઉપરથી ફલાંગો ભરતો, લાંબી ફાળે મોટો નરસિંહ નીકળી આવ્યો. પોણો પોણો હાથનાં ભુરિયા લટુરિયાં ઘુંટણની સાથે ઝપાટા દે છે, પૂંછડાનો ઝૂંડો રીસમાં માથે ઉપાડી લીધો છે, પહોળી છાતીમાં હુંકાર સમાતા નથી, ડુંગરા હલમલી રહ્યા છે, ભરવાડે ભલી સિસોટી વગાડી, ઘેટાંબકરાં એકદમ ભાગ્યા. સિંહે પહાડ પરથી નીચે ઉતરતાં એક નજર કરી. એણે ઘેટાંની સાથે સિંહના બચ્ચાને નાસતું જોયું, અને તેને પગથી માથા સુધી ઝાળ લાગી. બમણા વેગથી એ ધસી આવ્યો અને પેલા બચ્ચાને મોંમાં પકડી લીધું.

પણ કેવી રીતે પકડ્યું! બિલાડી ઉંદરને પકડે અને પોતાના બચ્ચાને પકડે તેમાં કેટલો બધો ફેર હોય છે? તેટલો ફરક એમાં હતો. સિંહનું બચ્ચું ધ્રુજવા લાગ્યું, એની છાતી થડકવા લાગી. તેમ તો સિંહની રીસ વધી. એણે ભરવાડ કે તેના ઘેટાં સામે નજર પણ ન કરી; બચ્ચાને પકડી એ બાજુમાં વહેતા નદીને કાંઠે ગયો. બચ્ચાને મોંમાંથી નીચે મૂક્યું અને પંજાથી એને ધીમે રહીને ઓચાએ ઝાલ્યું એની પીળી ભયંકર આંખોમાં વાત્સલ્ય ઉભરાયું. સાથે રોષમિશ્રિત કરુણા પણ હતી. સિંહે ઠપકાભરી નજરે પૂછ્યું: "તું શા માટે નાઠું? તું કેમ ધ્રુજે છે?" આમ કહી તેણે એને પાણીમાં મોઢું દેખાય તેમ આગળ ધર્યું અને કહ્યું: "આમ જો, તું કોણ છો?"

પોતાનો પંજો બતાવીને કહે "જો, તારા પંજામાં આવા જ નહોર છે, તારી આંખો મારી આંખો જેવી જ છે. તારી ગરદન ઉપર મારા જેવી જ કેશવાળી છે, તારા પૂંછડાનો ઝૂંડો મારી જેવો જ છે, તારી છાતી જો. તારું માથું જો, તારો વાન જો, તું સિંહનું બચ્ચું થઈ ને કેમ નાઠું?"

બચ્ચાએ જોયું, એને ભાન આવ્યું, આત્મવિશ્વાસ આવ્યો, એની ધ્રુજારી બંધ થઈ; એણે આળસ ખંખેરી નાખી, બીક ચાલી ગઈ, એ ટટ્ટાર થયું, એની આંખમાં ખુમારી આવી, એણે પૂંછડાનો ઝૂંડો ઊંચે ઉપાડ્યો અને ગળું ફુલાવ્યું, એટલામાં પેલા કેસરીસિંહે ત્રાડ મારી. એટલે બચ્ચાએ પણ એવો જ હુંકાર કર્યો.

સિંહ ગર્જના કરીને છલંગ મારી સામે પાર કૂદી ગયા, એની પાછળ એવી જ ત્રાડ મારીને બચ્ચું કૂદી ગયું. પોતાના સિંહપણાના ભાનથી નિર્ભય બનેલા એ બાલ વનરાજની ત્રાડે ડુંગર ડોલવા લાગ્યા અને આનંદ ભર્યા ગૌરવથી એ મુક્તપણે વનમાં વિહરવા લાગ્યું.

*

સૂરજ ભગવાન, તેની મા અને તેની પત્ની રન્નાદે—ત્રણે સાથે રહેતાં હતાં વહુ પ્રત્યે સાસુનો સ્વભાવ જરા કડક હતો. તે રન્નાદેને જુદી જુદી રીતે હેરાન કરવાં લાગી. સાસુ અને સૂરજ ભગવાનને તો બત્રીસ જાતના ભોજન મળતાં પણ બિચારી વહુને તો છાસમાં લોટ ડોઈ ને મીઠું નાખેલી રાબડી જ મળતી. વહુ બહુ જ ધીરજવાળી હતી, કાંઈ પણ ન બોલે. એક દિવસ આ વાતની સૂરજ ભગવાનને ખબર પડી. સૂરજ ભગવાને તેની માને સમજાવ્યા કે આ બરાબર નથી થતું. પણ માએ કહ્યું: 'બેટા, 'રાબડી' આપવાથી આળસ નથી ચડતી. ષટ્‌રસ ભોજન જમવાથી બહુ આળસ ચડે. એટલા માટે વહુને રાબડી આપું છું. તેમાં તેનું હિત જ જોઉં છું. બીજું હું હવે ઘરડી થઈ, જો વહુને આળસ આવવા મંડશે તો કામકાજ કોણ કરશે?' આ સાંભળી સૂરજ ભગવાન શું ઉત્તર દે? તો પણ થોડી વાર રહીને પૂછ્યું કે 'મા, શું બધી સાસુ પોતાની વહુને 'રાબડી' દે છે?'

મા કંઈ બોલી નહીં. નિરુત્તર રહી. સૂરજ ભગવાને લાગ જોઈ ને તરત કહ્યું.

'મા, ત્યારે તો તે વહુઓને બહુ જ આળસ ચડતી હશે ખરું? જેણે 'રાબડી' ચાખી જ નથી પણ ષટ્‌રસ ભોજન જ કર્યાં છે.'

આ સાંભળી મા શરમિંદી બની ગઈ. અને વહુ તરફનો પોતાનો વ્યવહાર બદલી નાખ્યો.

# ખાદીની થેલી

ગિરિબાળા

આજ મનુ નિશાળેથી આવતાવેત જ ફાટેલુ દફતર એક બાજુ મૂકી તેની મા પાસે દોડી ગયો. મા રસોડાના કામમા ગૂથાયેલી હતી ત્યા પાછળથી ગળે બાઝી બોલ્યો.

'મા, મારા માટે નવુ દફતર લાવી? મે કહ્યું હતુ તેવુ જ લાવી છો ને?'

માએ મનુ તરફ વહાલભરી નજર નાખતા કહ્યુ, 'હા બેટા લાવી તો છુ પણ પહેલા તુ હાથ પગ ધોઈને જમી લે પછી તને બતાવીશ.

મનુએ માની આજ્ઞા ધીરજ નહોતી છતા પાળી કેમકે ભૂખ કકડીને લાગી હતી.

જમી કરીને મા દિકરો પરવાર્યા મનુ તો રોજ વાળુ કરીને પછી અભ્યાસ કરવા બેસતો. પણ આજ તો તેનુ મન અભ્યાસમા ક્યાથી ચોંટે? ક્યારે મા કામમાથી પરવારે અને નવુ દફતર બતાવે! મનુ બાર વરસનો બાળક હતો. નાનપણમા જ બાપની છાયા ગુમાવી હતી. માએ જ મા અને બાપ બનીને તેને ઉછેર્યો હતો. મા સ્વમાની અને આદર્શવાદી હતી. પોતે હાથે કાંતીને પોતાનુ અને મનુનુ કાપડ પૂરુ કરતી. મનુ જેમજેમ મોટો થતો ગયો તેમ તેમ બીજા બાળકોના શરીર પર મીલના અને હેન્ડલુમના કપડા જોઈને તેને પણ તેવા કપડા પહેરવાનુ મન થઈ જતું અને કોઈવાર મા આનંદમા હોય તો તેને ગળે બાઝીને કહી દેતો ; ખરો કે 'મા મને પણ બીજા બાળકો જેવા મિલના કપડા કેમ નથી લઈ દેતી!

ત્યારે મા તેના માથા પર હાથ ફરવતી ફેરવતી ખાદીનો મહિમા બહુ સરસ રીતે સમજાવતી અને એવુ ચિત્ર ખડુ કરતી કે મનુને મીલના કપડા પહેરવાનુ મન જ ન થાય.

પણ ગમે તેમ મનુ નાનો બાળક એ બધાના હાથમા મીલના સુવાળા દફતર જોતો ને મન ચળી જતું તેથી આજે તો મનુએ માને ખાસ ભાર દઈને કહ્યુ હતુ કે, 'મા, તુ મને મીલનુ કાપડ ન પહેરવા દે તો કઈ નહી. પણ હમણા હમણા મીલની એવી સુદર થેલીઓ નીકળી છે, એજ લાવી દે જે અમારા વર્ગના બધા બાળકો એવી જ થેલી વાપરે છે તોમા, તુ મને ચોકક્સ એવી થેલી જ અપાવી દે જે હો.'

તેથી જ મનુ થેલી જોવા ઊચોનીચો થઈ રહ્યો હતો.

મા ઠાકોરઢો કરી પરવારીને મનુ પાસે આવી.

મનુએ એકદમ માના હાથમાથી થેલી ઝડપી લીધી. પણ તે થેલી ખાદીની જોતા જ ઢીલો પડી ગયો અને દૂર ફેકી ગળગળે સાદે બોલ્યો, 'મા તને મે મીલની સુદર, સુવાળી થેલી લાવવાનુ કહ્યુ હતુ તોય તુ તો આ જ લાવી! હવે તો આપણને સ્વરાજ્ય મળ્યુ છે, છતાંય તુ ખાદી ખાદી જ રટયા કરે છે. એક થેલી પણ મીલની વાપરવામા શુ થાય?' આમ કહેતા મનુની આખમા જળજળીયા આવી ગયા.

મા એ મનુને પોતાની પાસે ખેચીને તેના આસુ લુછતા હેતથી સરખો ચાંપ્યો અને બોલી બેટા જો આજે તને એક સુદર દાખલો ગણાવુ તને ગણિત તો બહુ જ સરસ આવડે છે કેમ? આ દાખલામા તને ખૂબ જ ગમ્મત પડશે.'

મનુએ વિચાર્યું કે મા કોઈ દિવસ નહી ને આજે જ ગણિતનો દાખલો શીખવવા કેમ બેઠી પણ તેનુ મન તો થેલીમા જ હતુ તેથી બોલ્યો મારે કઈ નથી શીખવુ ? તુ એમ કરીને મને

થેલીની વાત ભુલાવવા માગે છે ખરુ ? હુ આ થેલી નહી જ વાપરુ  તારે મિલની થેલી મને લાવી દેવી જ પડશે '

મા મનુનો વાસો થાબડતા બોલી, હા બેટા, હુ તને જરૂર મિલની થેલી લાવી દઈશ બસ, પણ પેલા તુ આ દાખલો તો કર, તને એમાથી ઘણુ જાણવાનુ મળશે અને સાથે સાથે મજા પણ પડશે  જા પાટી પેન લાવ

' મનુ આમ ડાહ્યો અને પ્રેમાળ બાળક હતો અને આજ્ઞાંકિત પણ હતો  તરત પાટી પેન લઈને આવ્યો અને માના ખોળામા બેસી ગયો ને બોલ્યો 'ચાલ લખાવ '

'તને ભુગોળ તો આવડે છે ને ? તો કહે કે હિંદુસ્તાનની વસ્તી કેટલી ?'

મનુ વર્ગમા હોશિયાર બાળકોમાનો એક હતો તરત બોલ્યો, '૩૫ ૬૯,૦૦,૦૦૦ '

'શાબાશ, એ રકમ લઈ અને કહે કે દરેક કુટુબમા ૫ માણસ હોય તો કેટલા કુટુબ થાય?'

તરત ભાગાકાર કરીને મનુએ કહ્યું  ૭,૧૩, ૮૦,૦૦૦,'

'હવે કહે, આટલા કુટુબ દર વરસે બે થેલી ખાદીની ખરીદે તો કેટલી થેલી ખરીદાય ?'

ગુણાકાર કરીને પટ દઈને જવાબ આપ્યો '૧૪,૨૭,૬૦,૦૦૦ થેલી ખરીદાય '

મા મનુના આ સાચા જવાબોથી ખુશ થતી બોલી 'જો બેટા, દરેક થેલીમા ૦॥ વાર ખાદી જોઈએ તો ૧૪,૨૭,૬૦,૦૦૦ થેલીમા કેટલા વાર ખાદી જોઈએ ?'

મનુ હવે આવા લાબા ચોડા ગુણાકાર, ભાગાકાર કરતા કટાળ્યો હતો છતા મા શુ કહેવા માગે છે તે ખાતર તેણે હિસાબ કરવા દશુ કે, '૧૦૭૦,૭૦,૦૦૦ વાર ખાદી જોઈએ '

મા પણ સમજુ અને ચાલાક હતી  તે સમજી ગઈ કે હવે જો વધારે ગુણાકાર, ભાગાકાર કરાવીશ તો મનુ કટાળીને ભાગી જશે એટલે પોતે જ હિસાબ કરતા બોલી કે, 'મનુ, તે ખાદી કેટલા રૂપિયાની થઈ તે તને કહુ  તે ખાદી ૮,૦૩,૦૨, ૫૦૦ રૂપિયાની થઈ હવે મનુ તે જોયુ ને કે ખાદીની થેલી જેવી નજીવી ચીજ પણ જો આપણા દેશના બધા કુટુબો ખરીદે તો લોકોપકારી બની શકે છે '

મનુએ આશ્ચર્યથી પૂછ્યુ, 'પણ મા, તે લોકોપકારી કેવી રીતે બને ?

માએ ઉત્સાહથી જવાબ આપ્યો, 'બેટા, આ રૂપિયા મિલ માલિકો અને શ્રીમતોના ખિસ્સામા નથી જતા પણ ગરીબમા ગરીબ વણકરો, અને કાતનારાઓના ખિસ્સામા જાય છે લાખોને બેકારીમાથી બચાવે છે તને ખબર છે? લાખો લોકો એટલા બધા ગરીબ છે કે તેઓને એક પૈસો એક રૂપિયા જેવો લાગે છે  ખાદીની ગમે તે ખરીદીમાનો એકએક પૈસો ભૂખ્યા, નાગા અને નિસહાય લોકોને રોટી અને કપડા દેવામા મદદ કરે છે અને ખાદી ખરીદનારને તેઓના આશિષ મળે છે '

મનુ તો મા સામુ તાકીને જોઈ રહ્યો  માએ પાછુ બોલવુ શરૂ કર્યું, બેટા, મિલના કાપડમા મિલ માલિકો ખૂબ નફો કરે છે જ્યારે પ્રમાણિત ખાદીમા કઈ નફો નથી રખાતા '

'અને જો આ ૮,૦૩ ૦૨ ૪૮૯ કોને કોને મળે છે,'

૧ ૦૫ ૪૬,૦૬૦ ખેડુતોને, કપાસ ઉત્પન્ન કરવાના

૫૦,૧૮ ૮૦૬ પિંજારાઓને

૨,૮૮,૦૬ ૬૮૪ કાતવાવાળાઓને

૨,૦૦,૬૫ ૬૭૫ વણકરોને

૬ ૫૨ ૪૫,૭૮૧

'આમ ખાદી દરેક કુટુબ વર્ષે ફક્ત બે થેલી

ખાદીની ખરીદ઼ે તો લગભગ ૩ લાખ નિરાધારોને ઘર બેઠા રોટી આપી શકે છે આમ તેઓના કેવા આશીર્વાદ મેળવે?

'અને પ્રમાણિત ખાદી ભંડારો તેનુ વ્યવસ્થા ખર્ચ રૂપિયે ત્રણ આના રાખે છે એ રીતે ૧,૫૭,૫૯,૭૧૮ થયા તે પૈસા હવે આપણી સરકાર થેલી ખરીદનારને ઉત્તેજન આપવા રીબેટ તરીકે પાછા આપે છે

'આમ ખાદીની થેલી ખરીદનાર બે રીતે સેવા કરે છે એક તો પોતાની સેવા કરે છે અને બીજી ગામડાના લાખો બેકારોને રોટી આપીને તેમનો આશીર્વાદ મેળવવા ભાગ્યશાળી બને છે

'બોલ, હવે ખાદીના કપડા સિવાય બીજું કયું કપડું આ મહાન લોકોપકારી કાર્ય કરી રહ્યું છે?'

મનુ તો આ વાત સાભળીને માને ગળે બાઝી પડીને કહેવા લાગ્યો, 'મા, હવે હું મિત્રની ભભકાદાર થેલી માટે ફરી ઝઘડો નહીં કરૂ અને મારી નિશાળના બધા ભાઈબ઼ેનોને આ ખાદીની થેલીની વાત કરીને ખાદી થેલી ખરીદવા કહીશ અને મા, મા હું મોટો થઈશ ત્યારે આપણા દેશના બધા કુટુંબો ખાદીની થેલી ખરીદે તે માટે મથી રહીશ'

માની આંખોમાથી હર્ષાશ્રુ આવ્યા અને વાંસો પંપાળતા બોલી, બેટા, તને ખબર છે બધા આ થેલી વાપરતા ક્યારથી થયા?'

મનુએ નકારમા ડોકુ ધુણાવતા કહ્યું કે 'ના મા, મને ખબર નથી તે વાત પણ કહે, આજ તો મને આવી આવી વાતો સાભળવાનુ જ ગમે છે ઊંઘ પણ ક્યાક ભાગી ગઈ,'

માએ વાત શરૂ કરી "૧૯૨૧ની સાલની વાત છે અસહયોગનો જમાનો હતો રાષ્ટ્રીય કોંગ્રેસ મહાસભાથી જુદી પરિષદ હતી કોંગ્રેસની બેઠક અમદાવાદમા ભરાવામા આવી હતી. બેસવા માટે ખુરશીઓની વ્યવસ્થા રાખી નહોતી પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો હજારોની સખ્યામાં ભેગા થવા લાગ્યા બધા આ વિચારથી ચિંતાતુર હતા કે બેસશું ક્યા ને કેમ? પોતાના જોડા, ચપ્પલ ઉતારવા ક્યા?

'આ બધાની ચિંતા ગાંધીજી જાણી ગયા. તેઓના હાથમા ખાદીની થેલી હતી તેમા પોતાના ચપ્પલ હતા તેઓએ કહ્યુ, 'જેઓને અધિવેશનમા સામેલ થવુ હોય તે નીચે બેસે, તે ખાદીની થેલી ખરીદે ને તેમા પોતાના જોડા રાખે ને થેલી પોતાની પાસે હાથમા રાખે

'ગાંધીજીની આ સીધી સાદી વાત બધાના દિલમા વસી ગઈ અને હજારોની સખ્યામા ખાદીની થેલી વેચાઈ ગઈ

ત્યારથી આ થેલીએ દરેકના ઘરમા પ્રવેશ કર્યો નિશાળે જતા બાળકના હાથમા, શાક લેવા જતા યુવક કે વૃદ્ધના હાથમા, રાશન લેવા જતી બહેનોના હાથમા, મદિરે જતી વૃદ્ધાના હાથમા અને મુસાફરીએ જતા મુસાફરોના હાથમા, ચાહે ગરીબ હો કે તવગર બધાના હાથમા થેલી જ જોઈશે કેવી એકતા બતાવે છે તેમા નથી વર્ગ, જાતિ કે ધર્મ ભેદ

'બોલ હવે હુ જે થેલી તારે માટે લાવી છુ તે ગમશેને?'

અને મનુ દૂર ફેંકેલી થેલીને ઉપાડીને પોતાની છાતી સરખી ચાંપીને સૂઈ ગયો તેના મો પર કંઈ જુદી જ રેખાઓ દેખાવા લાગી જાણે, સ્વપ્નામા તે દરેકને કહેતો હોય, ખાદીનુ બીજુ કંઈ ન ખરીદો તો કાંઈ નહીં પણ વર્ષે એ થેલી તો જરૂર ખરીદો એ થેલીમા તમે સુદર સુદર વસ્તુ ભરશો પણ તે દ્વારા તમે લાખો લોકોના પેટ પણ ભરશો

---

સુધારો

ઉદ્દેના અકમા સત્તમે પાને ૧૧૦મા નોકની નિમ્નમગળાને છેડે 'મ' ને ઠેકાણે 'મા' અને આઠમે પાને બીજા ખાનામા ફ્રેન્ચીસરા 'નોકમા પડેલા અર્ધોના પાછલા ભાગમા પડેલા ચાર અક્ષરને બદલે મજેતૂ દિશ વાચવા વિનતિ છે

## (ભાત છઠ્ઠી)

**ભજન ભરોસે રે, નર નિરભે હુવા રે, એને કાંઈ કરમ ન લાગે કાળ.**

એક અંગ્રેજ ચિંતકે પૂછ્યું છે What shall it profit a man if he gains the whole world but losses his soul?—દુનિયા આખીની દોમદોમ સાહ્યબી આત્મતત્ત્વના સાટામાં મળે તો તેથી જણ કમાયો શું? જાતને વફાદાર રહેવું, આત્માની આરજુ ને ઝંખના ઝૂરણા ઝૂરવી એમાં જ માનવ જીવનની ચરિતાર્થતા છે.

કઠક ઉપનિષદના ઋષિએ આ જ વિચાર પરમ ઉત્કટરૂપે મૂક્યો છે. ભાતભાતની શોભીતી—સોહામણી—લલચાવનારી જણસો ચીંધીને નચિકેતાને જમરાજ આત્મજ્ઞાનથી વેગળો રાખવા મથે છે, ફરી જુએ છે, પણ નચિકેતા તો પાધરો જ સાફ સુણાવી દે છે કે: યોઽયં વરો ગૂઢમનુપ્રવિષ્ટો નાન્યં તસ્માન્નચિકેતા વૃણીતે। આતમતત્ત્વ વિષયક ગૂઢ વર જે માગ્યો છે તેથી બીજો નચિકેતા પસંદ કરનાર નથી (કઠ. ૧-૨૯)

### આત્મ શોધન

આત્મા શોધ્યા વિના રે, જે જન સાધન સાધે;
સાથે પ્રભુ જૂઠાના રે, જશ કેમ જગે વાધે.
રવિ રવિ રટ રજની મટત નહીં, એમ તિમિર નવ જાય,
આત્મા અર્ક ઉગ્યો અંતરમાં, ત્યારે અજવાળું થાય;
ભોજન ભોજન ભાખે રે, ભાંગે ન ભૂખ વિના ખાધે.
સાકર મેવા વખાણે મુખથી, તેને સ્વાદ ન આવે લગાર,
જલ જલ જંપે તૃષા નવ છીપે, પોકારે વાર હજાર;
અંધારે વસ્તુ શોધે રે, અજવાળા વિના ક્યાંથી લાધે.
પોતાના પિંડની ખબર નવ જાણે, વાતો શીખી વાતે બાઝે,
વ્યોમ ઉપરની તો આછી બનાવે, ભીતર નથી કેમ રાજે;
હદનો ભેદ નવ જાણે રે, બેહદ માંહે જઈ બાધે.
શીલ સંતોષ ને ક્ષમા ગરીબી, ગુરુ જ્ઞાન નિજ નામ,
એ કામ ક્રોધ લોભ મોહ ત્યજે ત્યારે, ધીરા વાસા થાએ કામ
ધીર મરજીવા રે, તુંહી તુંહી આરાધે.

ધીરો ભગત

અન્ય આડાન—ચાહે તેટલી પ્રેય હો કે સોહામણાં હો—થી સંતોષાવાની સાફ ના ભણીને, વિગટને તળગવા, આતમને જાણવા—મેળવવા દુનિયા આખીના મહાત્માઓએ મથામણ કરી છે, અખો ભગત કહે જ છે: **'આતમ જાણે તે નર જતિ.'**

ધીરો ય એમ જ કહે છે. આત્મ ગોચન પામ્યા ના ને જણ લાખ વસત સાધીને અબલખ મતાનો ધણી થાય, પણ તે ધૂળગજાની સાધના જ કહેવાશે ને એનો જશ દુનિયામાં કેમે કર્યો નહિ વધે. મોટી કીમતે ય એની નહિ ગણાય.

સૂરજ—સૂરજ રટીએ કાંઈ અંધારું અળગું નો થાય, અંતરમાં અજવાળાં તો ત્યારે પથરાય જ્યારે 'મનેર માણેક' (ગુરુદેવ) હરે, આંખના પડળ પાતળા થઈ પડી જાય ને આત્મદર્શન રૂપ સૂરજનો ઉદય થાય. પ્રકાશ-પ્રકાશની મોંપાટ લીધે કાંઈ દી ન વળે.

મેવા—મીઠાઈના વખાણથી નહિ, તેના સ્વાદથી આનંદ આવે. પાણી પાણીની નકરી ઝંખનાથી તરસ નો છીપે. અજવાળા વિના કાળાડીંબાણ અંધારે ક્યાંથી જણસ ક્યાંથી હાથ લાગે?

પંડનો બૂજ લગીરે ય નથી ને વાંચી—શીખી વિવાદે ચડતાં સજાવતા નથી? અગમ તત્ત્વની વાતને આછી પાતળી જેવી બનાવી ચર્ચા કરો છો, પણ માન્યતાનો તો ભેદ એક જ છે, હદની છાંટો ય ગમ નથી ને બેહદનો વાદ વદો છો? આ તે કેવી અવળ ચંડાઈ?

મન – અતરના અણુએ અણુમા બેહદ – અસીમની ઝખના વ્યાપી વળે તો જ આત્મદર્શન થાય સાચી ઝખનાને ઘવાયેલી જોઈએ મિર્ઝા ગાલિબ કહે જ છે

ઈશરતે કતરા હૈ દરિયામે ફના હો જાના
દર્દકા હદસે ગુજરના હૈ દવા હો જાના

હદમા રહ્યા એ જ હદની નિશાની પણ હદની ગમ તો જોઈ એ જ પછી તો બેહદના બાદશાહ થવા સાધના કરે સોજ્ઞ શીતવાન ઇવન ગાળો ને કિંચિત માત્ર કાપી નાખો તુહી તુહી આરાધો વીશ વસા આત્મદર્શન થશે આડવાતે ન ચડતા મનને સાધ્ય માની લીધ તો મૂના પડ્યા રેવા ગણી મરશો

☆

એ વખત બ્રહ્મજ્ઞાનની ઇચ્છાથી કેટલાક બ્રાહ્મણો જનકપુરી પધાર્યા જનકરાજાને વિનતી કરી કે 'રાજન્ અમે તમારા મુખેથી ઉપદેશ સાભળવાની પ્રબળ ઇચ્છાથી ચડી આવ્યા છીએ અમને કૃતાર્થ કરો '

રાજા જનકે કહ્યુ 'હુ બીજાને ઉપદેશ દેવાને યોગ્ય નથી, હુ તો મારા મનને જ ઉપદેશ આપ્યા કરુ છુ મારુ મન જ મારો ઉપદેશ નથી માનતુ જ્યારે માનવા લાગશે ત્યારે જ બીજાને ઉપદેશ આપીશ ' છેવટે બ્રાહ્મણોના બહુ આગ્રહવશ થઈને જનકે કહ્યુ

"ઉપદેશક બે પ્રકારના હોય છે એક વાણીથી ઉપદેશ આપે છે, બીજો આચરણ દ્વારા જે ઉપદેશક પોતે ધનનો પુજારી હોઈ બીજાને ત્યાગનો ઉપદેશ આપે તે પાખડી જ કહેવાશે સાસારિક ભોગોથી વિરક્ત મનુષ્ય જ ત્યાગનો ઉપદેશ આપી શકે છે ભોગોનો સર્વથા ત્યાગ જ પુરુષને ઉપદેશનો અધિકારી બનાવે છે સન્યાસીએ પણ કોઈ કોઈ વાર જ ઉપદેશ આપવો જોઈએ શાસ્ત્રોમા લખ્યુ છે કે

ન શિષ્યાનનુબધ્નીત ગ્રન્થ નૈવાભ્યસેદ્બહૂન ।
નવ્યાખ્યા મુ યુર્ં જીત નારભાન્તારભેત્ક્વચિત્ ।'

અર્થ શિષ્ય સગ્રહ ન કરો મોટા ગ્રથોનો અભ્યાસ ન કરો, વ્યાખ્યાન ન આપો અને નવા કાર્યોનો આરભ ન કરો આ ચારેય નિષેધોનો ઉપયોગ શુરુ લોક પોતાની સેવા શુશ્રૂષા માટે કરે છે વિશાળ ગ્રથોનો અભ્યાસ વિદ્વાનો પણ પોતાના આનદ માટે કરે છે વ્યાખ્યાનકાર શ્રોતાઓની પ્રશસા મેળવવા માટે સત્ય વાત ન કહેતા રૂચીના દાસ બની જાય છે અને ત્યારે પ્રતિદિન નવા કાર્યોનો આરભ – યશ-લિપ્સા વશ કરવામા આવે છે કલ્યાણ ભાવનાથી નહી

એટલા માટે શાસ્ત્રોએ અભ્યાસકાળમા ઉપદેશ આપવાની મનાઈ કરી છે ઉપદેશ દેવો જ હોય તો પોતાના મનને જ ઉપદેશ આપો મનુષ્યનુ આચરણ જ ઉપદેશ આપી રહે છે એટલે જ ગાધીજી કહેતા કે મારુ જીવન એ જ મારી વાણી છે

# આભા ઊંચા બાપુ

'ઈન્દ'



દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ ૧૯૦૯ માં સત્યાગ્રહ શરૂ કર્યો હતો ત્યારની આ વાત છે. તે વખતે ગાંધીજી હજુ 'મહાત્મા' નહોતા બન્યા છતાં ગાંધી તરીકે તેમનું નામ બધે જાણીતું થઈ ગયું હતું. આ લડત દરમિયાન તેમને લંડન જવાનું બન્યું. લંડનમાં તે વખતે હિંદી યુવાનો સારી સંખ્યામાં રહેતા હતા. તેમાંના કેટલાક ત્રાસવાદી પણ હતા. એ ત્રાસવાદીઓએ એક મંડળ રચ્યું હતું. અને તે દ્વારા હિંદને સ્વતંત્ર બનાવવાના મનોરથો ઘડતા હતા. તેના પ્રમુખ શ્રી સાવરકર હતા. ગાંધીજી લંડનમાં આવ્યા છે એમ જ્યારે આ મંડળને ખબર પડી ત્યારે આ તકનો લાભ લેવા સભા બોલાવવાનું વિચાર્યું. તમામ હિંદી યુવાનોને એકઠા કર્યા. સભાનો કાર્યક્રમ યોજ્યો. પહેલાં ભોજન અને પછી ભાષણ એ તે વખતનો સિરસ્તો હતો. સભાનું સ્થળ પણ એક હોટલમાં રાખ્યું. પણ પ્રમુખસ્થાને કોને નીમવા? ત્યાંના જે થોડા ઘણા હિંદી નેતાઓ હતા તેમણે પ્રમુખ થવાની ના પાડી. આખરે ગાંધીજીને જ પ્રમુખ બનાવવા એમ નક્કી કર્યું. ને ગાંધીજી પાસે વ્યવસ્થાપક મંડળ ગયું. ગાંધીજીએ પ્રમુખ થવાનું સ્વીકાર્યું પણ એક શરતે—કે ભોજન સમારંભમાં માંસ—મચ્છી—દારૂનો ઉપયોગ ન કરવો. હિંદમાં બને છે તેવું ખાણું જ પીરસવું.

શરત મંજૂર થઈ અને હોટલને બદલે એક મોટો ખંડ ભાડે રાખ્યો. બધાએ મળીને હાથોહાથ કામ કરવાનું નક્કી કર્યું. ઉત્સાહના વાતાવરણમાં સૌએ જુદું જુદું કામ વહેંચી લીધું.

કોઈએ વાસણ માંજવાનું, તો કોઈએ શાક સમારવાનું, તો કોઈએ રસોઈ કરવાનું, તો કોઈએ બહારની રચના કરવાનું વગેરે. આમ દરેક જણ પોતાનાં કામમાં પરોવાઈ ગયા. આ બધા યુવાનો ભારતના જુદા જુદા પ્રાંતના હતા તેથી એકબીજાને ઓળખતા નહીં. આ બધામાં એક દૂબળા પાતળા યુવાને પણ પોતાની ઇચ્છાએ થાળીઓ માંજવાનું અને શાક સમારવાનું કામ લઈ લીધું. બપોર થઈ, સાંજ નમવા આવી. પણ સૌ કામમાં મસ્ત હતા. કોઈને સમયનું ભાન ન રહ્યું.

સંમેલનના ઉપપ્રમુખ બધું કામ બરાબર ગોઠવાયું છે કે નહીં તે જોવા આવ્યા. ચારે બાજુ ફરતાં ફરતાં તેમની નજર દૂર કામ કરતા એક દૂબળા પાતળા યુવાન પર પડી. ઉપપ્રમુખ તો આ જોઈને થાંભલાની જેમ ખોડાઈ ગયા. ન હલે કે ચલે. આજુબાજુના બીજા યુવાનો આ જોઈને ચોંકી ઉઠ્યા. અને ઉપપ્રમુખને કહ્યું 'ચાલો સાહેબ, આગળ રસોડાની વ્યવસ્થા જુઓ.' પણ ઉપપ્રમુખ તો ન બોલે કે ચાલે.

છેવટે એક યુવાન હિંમત કરીને પેલા દૂબળા પાતળા યુવાન પાસે ગયો અને વિનયથી પૂછ્યું 'આપ કોણ છો?'

યુવાને કામ કરતાં જ જવાબ આપ્યો. 'ગાંધી.'

અને આખો ખંડ હચમચી ઊઠ્યો. અને બધાના મોંમાંથી શબ્દો સરી પડ્યા 'ગાંધી' ને ખંડ ગાંધીના નામથી ગાજી ઊઠ્યો.

ગાંધીજી આજની સભાના પ્રમુખ! આફ્રિકાના સત્યાગ્રહી વીર! તેઓ સવારથી સાંજ સુધી આપણા દરેક કામમાં મદદ કરતા રહ્યા! બધા યુવાનો આશ્ચર્યમાં ડૂબી ગયા. સૌની આંખો તે યુવાન તરફ મંડાઈ રહી અને હૈયાં ભરાઈ આવ્યાં અને માથાં નમી પડ્યાં.

બધાએ હાથ જોડી ગાંધીજીને વિનંતી કરી કહ્યું કે હવે અમને વધુ ન શરમાવો. અમે બધું કામ કરી લઈશું. પણ ગાંધીજી તો ગાંધીજી. જેવું વિચારતા તેવું જ ઉચ્ચારતા. અને જેવું ઉચ્ચારતા તેવું જ આચરતા. તેથી તેમણે છેવટ સુધી બધાની સાથે રહીને કામ કર્યું અને ભોજન પછી સભાના પ્રમુખ તરીકે આફ્રિકાની લડત વિષે સમજણ પણ આપી

આવા પુરુષની વાતો લોકોને કેમ હૈયે ન વસે?

*

વર્ધામાં બાપુ મગનવાડીમાં રહેતા હતા ત્યારે ત્યાં ગામડાંના ઉદ્યોગો શીખવવાનું પણ ચાલતું હતું. કુમારપ્પાજી

એ બધું સંભાળતા હતા. એ વખતે દરેક કામમાં ત્યાં રહેતાં ભાઈબહેનો ભાગ લેતાં. રસોઈનાં વાસણથી માંડી પાયખાનાં સફાઈનું કામ પણ હાથે કરવું પડતું.

બધાં ભાઈબહેનોને વારાફરતી કામ આવતું. એક દિવસ વાસણ માંજવાનો વારો ગાંધીજી અને કુમારપ્પાનો આવ્યો. બંને વાસણોનો ઢગલો નાળિયેરના છોતાંથી સાફ કરતા હતા. લાકડાંના ધૂમાડાની મશ વાસણોને સારા પ્રમાણમાં લાગતી તેથી ખૂબ ભાર દઈને બંને જણા વાસણો ઘસતા હતા. વાસણો મોટા હોવાથી કોણી સુધી હાથ માટી તથા રાખથી ખરડાયા.

ગાંધીજી અને કુમારપ્પાજી વાતો કરતા વાસણો માંજતા હતા. ત્યાં કસ્તૂરબા આવી ચઢ્યાં બાપુને આ ઉંમરે વાસણ માજતા એકીટશે જોઈ રહ્યાં અને પછી તેમનો પિત્તો ઉછળ્યો અને બાપુ પર ઊતરી પડ્યાં. 'તમારા જેવાને આ કામ શોભતું નથી. આટઆટલા દેશનાં મોટાં કામ પડ્યાં છે ને અહીં વાસણ મંજવા બેઠા છો! આ કામ મને સોંપવું હતું ને? ઊઠો, લાવો હું માંજી નાખું.'

અને બાપુની પાસેથી વાસણ આંચકી અને બા માંજવાં બેસી ગયાં.

બાપુના હાથમાં નાળિયેરનું છોતું રહી ગયું ને કુમારપ્પા સામે જોઈને ખડખડાટ હસી પડ્યા અને બોલ્યા. 'કુમારપ્પા સારું છે તમે પરણ્યા નથી. તમે બહુ સુખી છો, કોઈના તાબેદાર તો નહીં. મારે તો ઘરમાં શાંતિથી રહેવું છે તેથી બાનું કહ્યું માનીને હું તો ચાલ્યો. તેથી તમે ખોટું ન લગાડતા. મારે બદલે બા તમારી સાથે વાસણ માંજશે.'

કુમારપ્પાજી બા બાપુનો આ મીઠો ઝગડો જોઈને મલકી રહ્યા.

*

## અપૂર્વ ત્યાગવૃત્તિ

સ્વામી બાલાનન્દનો કિસ્સો છે, કે તેઓને તેમના એક શિષ્યે એક કિંમતી શાલ ભેટ આપી હતી સ્વામીજી તે દિવસે જ તે શાલ ઓઢીને ફરવા નીકળી પડ્યા. રસ્તામાં તેઓએ એક વ્યક્તિને ઠંડીથી ધ્રુજતો જોયો, અને તરત જ પોતાની તે શાલ તેને ઓઢાડી દીધી.

જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે શિષ્યે સ્વામીજીના અંગ ઉપર શાલ ન જોતા તે બાબત પૂછા કરી.

ગુરુજી હસીને બોલ્યા—ભલા, તું એ કહે કે તેં તે શાલ મને આપી હતી કે કેવળ મજૂરની જેમ ઉપાડવા સોંપી હતી. જો તે શાલ તેં મને આપી જ હોય તો તેનું શું થયું, શું નહીં તે પૂછવાવાળો તું કોણ?

# ટૉલસ્ટૉય અને ગાંધી

કાકાસાહેબ કાલેલકર

આટલા વરસોના અનુભવ પછી એ તો સ્પષ્ટ દેખાય છે કે આજની દુનિયા ન તો ટૉલસ્ટૉયને રસ્તે જવાવાળી છે કે ન તો ગાંધીજીને

ઝારના દિવસોમાં રશિયાને અને યુરોપને ટૉલસ્ટૉયે એક નવો રાહ ચીંધ્યો. સદાચારનું મહત્ત્વ સમજાવ્યું અને નૈતિક મૂલ્યો દ્વારા માનવી જીવનને ઉન્નત કરવાનું મહત્ત્વ સમજાવ્યું. મહર્ષિ ટૉલસ્ટૉયનું જીવનચિંતન મહત્ત્વનું હતું, આકર્ષક હતું, વિચારપ્રેરક હતું. ટૉલસ્ટૉયને રસ્તે જવાની જેની જરા પણ ઇચ્છા અથવા તૈયારી નથી તેવા લોકો પણ ટૉલસ્ટૉયના ચિંતનની અને પ્રેરણાની કદર કરે છે. તેઓ કહે છે ' ટૉલસ્ટૉયની વાતો તો સાચી છે પણ જે જીવનની તેઓ સિફારિશ કરે છે તે રસ્તે જતાં જીવન કઠણ બનશે. તેનાથી નૈતિક ઉન્નતિનું સમાધાન તો મળશે, ઘણે, પણ જે રસોથી અને સુખોથી આપણે ટેવાયેલા છીએ તેને છોડવાનું મન માનતું નથી. આપણા દૈનિક જીવનમાં શુદ્ધ નૈતિકતા ન હોય પરંતુ તેમાં સરળતા છે, થોડી મજા પણ છે અને ખાસ વાત એ છે કે જે મીઠાબોલા લોકોને આપણે પ્રાણથી પણ અધિક ચાહીએ છીએ અને જેઓ આપણા જીવનમાં ઓતપ્રોત છે તેઓને આપણે બીજા કોઈ પ્રકારથી સુખી કરી શકશું નહીં "

એવા લોકોને જો પૂછવામાં આવે કે જો તમે ટૉલસ્ટૉયનો રાહ પસંદ નથી કરતા તો તેઓનું સાહિત્ય આટલા પ્રેમથી કેમ વાંચો છો? તો તેઓ કહે છે કે ' એ તો ખૂબી છે. આપણે જાણીએ છીએ કે આપણો રાહ શુદ્ધ નથી. તે રાહ પર જો આપણે સંપૂર્ણપણે જશું તો તેના સમાધાન – સન્તોષ રહેશે નહીં. રંગમાં ભંગ પડશે અને આપણા ભાગ્યમાં નિ માગતા જ રહેશે. આપણે જશું તો આપણે જ રસ્તે. પરંતુ આપણે જોઈ શકયા છીએ કે આપણા જીવનમાં પાંચ દશ ટકા ટૉલસ્ટૉયનું હોવું પણ જરૂરી છે. જીવનમાં ટૉલસ્ટૉયને સો ટકા આવવા દેશો તો આપણે પરલોકમાં મોક્ષના અધિકારી જરૂર બની જશું. આ લોકમાં શુદ્ધ જીવનની આત્મ-પ્રતિષ્ઠા પણ આપણને મળી જશે. પરંતુ તેમાં આપણને પૂર્ણ સંતોષ નહીં મળે. આ લોક અને પરલોકનું મિશ્રણ જ સંપૂર્ણ જીવન છે. તે પૂર્ણપણે શુદ્ધ નથી હોતું. તે એક જ તેની ખામી અથવા ઊણપ છે. જેની ધર્મબુદ્ધિ આ ખામીને સહન નથી કરી શકતી તેઓ ભલે ટૉલસ્ટૉયના રસ્તે જાય. તેઓની સંખ્યા હંમેશા થોડી જ રહેશે. પરંતુ તેઓ વિશાળ માનવ-જીવન માટે આવશ્યક લૂણ અથવા નિમક બનશે. શું ક્યારે કોઈ પણ પોતાના આહારમાં ખૂબ નિમક નાખી શકે છે? નિમકને રામરસ કહેવામાં આવે છે. તેની માત્રા હદથી વધારે વધવી જોઈએ નહીં. લૂણ અથવા લવણ ઉપરથી જ લાવણ્ય શબ્દ આવ્યો છે. લવણ સ્વાદ માટે અત્યંત જરૂરી છે પરંતુ તે અમુક માત્રામાં જ. ટૉલસ્ટૉયની પરમાર્થિકતા હદથી વધારે હતી. એટલા માટે તો તેઓ પોતાનું દામ્પત્યજીવન, કૌટુંબિક જીવન અને આર્થિક જીવન બગાડી બેઠા અને અન્તે શારીરિક સ્વાસ્થ્ય પણ ખોઈને દુનિયાના દયાપાત્ર બન્યા "

આ છે તે દુનિયાની દૃષ્ટિ જેઓ ટૉલસ્ટૉયની કદર કરે છે. પરંતુ આ વ્યવહારકુશળ દુનિયા કદી પણ નિર્ણય નથી કરી શકી કે જીવનમાં કેટલા ટકા ટૉલસ્ટૉય દાખલ કરવાથી આપણું હિત થશે.

અને ખુદ ટૉલસ્ટૉય આજ પણ કહે છે કે અરે લોકો હું પણ તમારી જ દુનિયાનો એક પ્રાણી હતો. જેને તમે જિંદગીની મજા કહો છો તે બધું મેં ચાખી લીધું છે. પૂરેપૂરું ચાખી લીધું છે. તેમાંથી એક પણ ચીજ મેં છોડી નથી. પણ તેનાથી મને સાચી શાંતિ–સંતોષ ન મળ્યાં (યુરોપના આદર્શ પુરુષ સરકારી લોકોત્તર સાહિત્યિક જર્મન ગેટે પણ સંસારની બધી મજા માણી હતી. તેઓ પણ એક જગ્યાએ લખે છે કે જેનાથી હું સંપૂર્ણ સુખી કહી શકું તેવા દિવસો મારી આખી જિંદગીમાં આઠ–દસ પણ કદાચ મેં વ્યતીત નહીં કર્યા હોય) સુખ કેવળ સુખની પાછળ પડવા અને તેનો આસ્વાદ લેવા માટે પૂરેપૂરી ક્ષમતા—શારીરિક માનસિક આર્થિક અને કલાત્મક ક્ષમતા જેનામાં અધિકમાં અધિક હતી એવા લોકોના આ વચન છે

ટૉલસ્ટૉય કહે છે કે સુખની શોધમાં જાતા જાતા સુખને શોધતા–શોધતાં જે પરિણામ (નતીજા) ઉપર હું આવ્યો છું તે જ દુનિયાની સામે ધરી દીધું છે. મારી વાતો સો ટકા જીવનમાં દાખલ કરવાથી જ સાચે

આનંદ, અને સુખ મળશે અને જીવનની નિ:સારતા તમોને ખટકશે નહીં'. ટોલ્સ્ટોયની આ વાત દુનિયાને પસંદ ન પડી, ગમી નહીં.'

૨

ટોલ્સ્ટોય અને ગાંધીજીમાં ઘણું જ સામ્ય હોવા છતાં પણ ગાંધીજીનું જીવન-પ્રસ્થાન જુદું જ છે. ગાંધીજી પણ એવી જ શોધમાં નિકળ્યા કે માનવતાની દૃષ્ટિથી કયું જીવન બધાથી સરસ અને બધાથી શ્રેષ્ઠ છે. પરંતુ જીવનના અમુક નૈતિક મૂલ્ય બચપણથી જ તેઓએ અપનાવ્યા હતા. આના મૂલ્ય છોડી દેવાની થોડી કોશિશ તેઓએ કરી જોઈ પરંતુ તેઓ માટે આ પ્રયોગ અસફળ થઈ પડયો. તેઓ આગળ જઈ શકતા હતા, પાછળ જવું તેઓ માટે અશક્ય હતું. એક જ ઉદાહરણ આ વાત સમજવા માટે બસ છે.

બચપણના દિવસોમાં તેઓએ કેટલાક વખત સુધી માંસાહાર કર્યો. પરંતુ તે સ્વાદ ખાતર નહીં 'અંગ્રેજોએ આપણા દેશને જીતી લીધો. તેઓ શરીરમાં બહુ મજબૂત છે કેમકે તેઓ માંસ ખાય છે જો આપણે આપણા દેશને ફરીથી જીતવો હોય તો તાકાતવાન બનવા માટે આપણે પણ માંસ ખાવું જોઈએ.' આ સિદ્ધાંત બાંધીને તેઓએ માંસ ખાવું શરૂ કર્યું. જે મુસલમાન મિત્રો તેઓના માટે માંસ પકાવીને લઈ આવતા હતા, તે સ્વાદિષ્ટ બનાવીને જ લાવતા. સ્વાદમાં ઊણપ નહોતી, પરંતુ જે બકરીનું માંસ ગાંધીજીના પેટમાં પહોંચ્યું તેને ત્યાં રોતી ગાંધીજીએ સાંભળી. અને માંસ ખાવું તેઓના માટે કઠણ બની ગયું. અને ચોરી છૂપીથી, માંસાહાર કરવાથી, ઘરમાં ખોટું બોલવું પડતું તે બીજી કઠણાઈ તેઓની સામે ખડી થઈ અને તેઓએ માંસાહાર છોડી દીધો. સત્ય અને કરુણા ગાંધીજી માટે જીવનના અવિભાજ્ય અંગ હતા.

ટોલ્સ્ટોય વિચારશીલ હતા તો ગાંધીજી કર્મવીર હતા. સિદ્ધાંતને છોડયા વગર સિદ્ધાંતનો દ્રોહ કર્યા વગર વ્યવહાર સફળતાપૂર્વક ચલાવવાની કુશળતા તેમનામાં હતી. તેઓ કર્મવીર હતા, કર્મયોગી હતા. ટોલ્સ્ટોયને વારસામાં બધું મળ્યું હતું, પરંતુ તપસ્યા નહોતી મળી. ગાંધીજીને તપસ્યાની દીક્ષા બચપણમાં જ મળી હતી. માતાએ કરેલા તરેહ-તરેહના કઠણ વ્રત, પિતૃભક્ત-માતૃભક્ત ગાંધીજી માટે એક મહાન દીક્ષા હતી.

ટોલ્સ્ટોય લોકોની વચમાં રહી જીવનનો દરેક જાતનો આનંદ લઈ શકતા હતા. પરંતુ લોક સમુદાયની સાથે તેઓ એક રૂપ થઈ શકતા નહીં. જીવન અને સમાજ ટોલ્સ્ટોય માટે ભોગભૂમિ હતી, ગાંધીજી માટે કર્મભૂમિ. ગાંધીજીની આખી પૂરેપૂરી જીવનસાધના સમુદાયની સાથે ચાલી છે. જે ધ્યેયે પોતાના જીવનના ઉત્તરાર્ધમાં ટોલ્સ્ટોય પહોંચ્યા તે ધ્યેયથી ગાંધીજીએ પ્રારંભ જ કર્યો હતો.

ટોલ્સ્ટોય પોતે પોતાની આત્મકથામાં લખે છે કે તેઓની અર્ધી જીંદગી ખતમ થઈ ત્યાં સુધી આત્મતત્ત્વનો, ઈશ્વરતત્ત્વનો, પરલોકનો અને ધર્મનો સાચો ખ્યાલ ન હોતો. જીવનની તે બાજુ તેઓ માટે જાગૃત ન હોતી. સાચું જીવન આત્મકેન્દ્રિત જ હોઈ શકે આ વાતનો જ્યારે તેઓને સાક્ષાત્કાર થયો ત્યારે તેઓ ઉગ્ર રૂપથી ચિંતન કરવા લાગ્યા અને આશ્ચર્યની વાત છે કે ત્યારથી તેઓને મોતનો ડર લાગવા લાગ્યો.

ગાંધીજીનું જીવનચિંતન તેઓની સેવાવૃત્તિમાંથી જાગ્રત થયું. બીજાના દુઃખે દુઃખી થવું, પોતાના પુરુષાર્થનો ચેપ બધાને લગાડવો અને સેવા દ્વારા આસપાસના લોકોની સાથે આત્મૈક્યનો અનુભવ કરવો તે હતો ગાંધીજીનો સહજ ધર્મ. સ્વભાવથી જ કર્મવીર હોવાથી જીવનસિદ્ધાંતને કાર્યાન્વિત કરવાની ખૂબી તેઓ શોધવા લાગ્યા એટલા માટે તેઓ વ્યવહાર કુશળ આદર્શવાદી (Practical idealist) બની શકયા.

અને તેઓના પુરુષાર્થનો વિસ્તાર પણ કેટલો? દુનિયાના સૌથી મોટા સામ્રાજ્યના સામર્થ્યને પડકાર દઈને અહિંસક ઉપાયથી (યુક્તિથી) અજબ યુદ્ધ ચલાવીને લોકોત્તર વિજય મેળવ્યો અને તે વિજય દ્વારા ચાર ખંડની નિર્વીર્ય બનેલી માનવતાને નિરાશાની કબરમાંથી ઉગારીને આશાના રસ્તે, યાત્રા કરવાનો ગજ બતાવ્યો.

યુરોપ માટે, પશ્ચિમની દુનિયા માટે સાચા ગદ્યની કલ્પના ટોલ્સ્ટોયે આપી. તે જ નૈતિક મૂલ્યોનો સ્વીકાર કરીને ગાંધીજીએ દબાઈ ગયેલી દુનિયાને આઝાદીનો રસ્તો બતાવ્યો, એટલું જ નહીં, તે રસ્તે જવાની યુક્તિ સુઝાડી અને આ રીતે નાસ્તિક દુનિયાને આસ્તિક બનાવી.

ટોલ્સ્ટોય અને ગાંધીજી બન્નેએ મળીને ઇતિહાસ-

# પછી આ પૈસો ખપે

ગમનારાયણ ના. પાઠક



મહાત્માજી ઓરિસ્સા પ્રાન્તમા પગપાળો પ્રવાસ કરતા હતા તેમની સાથે ઠક્કરબાપા અને ગોપબંધુદાસ હતા. બપોરના બે વાગ્યાનો સમય હતો એક નાની ઝૂંપડીમા બાપુ રેંટિયો કાતતા બેઠા હતા એ વખતે એક કંગાળ ચીથરેહાલ ડોસો આવ્યો તેણે માત્ર લંગોટી પહેરી હતી તેના શરીર પર કપડું ન હતુ માથે એક ચીંથરું વીંટ્યો હતો તેના ઉઘાડા અંગ સામે બાપુએ નજર કરી એકેએક પાસળી ગણી શકાય તેવી દુર્બળ હતી બાપુના મુખમાથી એક ઊંડો નિશ્વાસ નીસરી પડ્યો ઠક્કરબાપા અને ગોપબંધુજી પણ કરુણાપૂર્ણ દૃષ્ટિએ નિહાળી રહ્યા એ ડોસાએ નીચા વળી સલામ ભરી માથામાથી ઘાસના તરણા કાઢી મોમા લીધા અને નમન કર્યું

મહાત્માજી એ જોઈ વિચાર કરતા તેમણે ડોસાને પૂછ્યુ તમે તરણુ શા માટે મોમા લીધુ ?"

મોટા માણસની એટલી મરજાદ ગણવી પડે બાપજી '' ડોસાએ સરળતાથી ઉત્તર આપ્યા અને પછી કમ્મરે બાધેલી ચીંદરડીમાથી એક પૈસો કાઢી બાપુના પગ પાસે ધર્યો

એ જોઈ બાપુની આખ ચમકી ઊઠી તમણે પૂછ્યુ આ પૈસો ક્યાથી લાવ્યા ?

'બાપજી, એક લાકડાની ભારી વેચી પાચ પૈસા મળ્યા ચાર પૈસાના ચણા લઈને ખાધા અને એક પૈસો તમારા માટે લાવ્યો

મારે તમારો આ પૈસો ન ખપે" મહાત્માજીએ કહ્યુ

મારી અંગ મહેનતનો છે બાપજી ' '

એ ખરુ પણ તમારે મને બીજી બે ચીજ પણ આપવી પડશે પછી આ પૈસો ખપશે'

આ માગણી ડોસાની આખમા કોઈ દૈવી તેજ ચમક્યુ માણસ કંઈક લેવા માટે આવે છે મતલબથી વાત કરે છે ત્યારે એની આખમા ગરજ અને જીભમા ખુશામત ભરી હોય છે જ્યારે બીજાને કંઈક આપવાની વાત આવે છે ત્યારે એની આખમા ત્યાગને કારણે આત્માનુ તેજ ચમકી ઊઠે છે ડોસાના અવાજમા ખુમારી આવી. એ ગરીબ ભિખારીને બોલ્યો ભલે, મારાથી અપાશે તો આપીશ બાપજી ''

પહેલી તમે આ મોમા તરણુ લીધુ તેમા મારુ તમારુ અને સરજનહારનુ અપમાન રહેલ છે મારા ને તમારા બન્નેના દિલમા આતમરામ એક જ વસી રહ્યો છે માટે હવેથી કોઈની પાસે મોમા તરણુ ન લેવાની પ્રતિજ્ઞા કરો" આમ કહી બાપુ એની સામે નીરખી રહ્યા

ઘડીભર ડોસો મહાત્માજીની આખમા આખ મેળવી નિહાળી રહ્યો પછી દૃઢ અવાજે બોલ્યો ભલે આજથી કોઈની પાસે મોમા તરણુ નહી લઉં" કહીને તેણે માથામા રહેલા ઘાસના તરણા ફેંકી દીધા

---

વિધાતાનું યુગકાર્ય શરૂ કર્યું હવે સપ્તખંડ વસુંધરાના માનવ પોતાની શક્તિ અને યુક્તિ અનુસાર નિર્ણય કરશે કે આ યુગના માનવ જીવનમા કેટલા ટકા રોલ્સરોય અને કેટલા ટકા ગાંધીજીને દાખલ કરવા છે આજની માનવતા જનેતુ પૂર્ણપણે સ્વીકાર કદાચ ન કરશે પરંતુ પોતાની યાત્રા માટે માનવતા આ બંનેને પોતાના પ્રેરતારા બનાવશે એવા ચિહ્નો સ્પષ્ટ દેખાય છે મનુષ્યનો સ્વભાવ જ છે કે સાવે-સીધ રસ્તે જતાં પહેલા વાંકાચૂંકા બધા રસ્તા તે અજમાવશે સરળ વસ્તુ ઉપર વિશ્વાસ તરત નથી બેસતો. [મગનભાઈ]



ई ३

એ જમાનામાં દેશી પરદેશી અમલદારો, નાના મોટા જમીનદારો સૌની આગળ તરણાં લેવાનો ત્યાં રિવાજ હતો. એ બધી ગણતરી કરતાં ડોસાને થોડી ક્ષણો લાગી. પણ ભારતને માનવતાના પાઠ ભણાવનાર મહાત્માના આત્મએ એણે સંકલ્પ કર્યો.

"હવે બીજું." બાપુ બોલ્યા, "તમારું મો ગંધાય છે, તમે છાંટોપાણી લીધાં જણાય છે." ડોસો તાકી રહ્યો. એણે ખુલ્લું મોં બંધ કર્યું. પણ એમાંથી ફેલાયેલી દુર્ગંધ આખી ઝૂંપડીમાં પ્રસરી ગઇ હતી. ડોસો નીચું ઘાલી ગયો.

"દારૂ શરીરની હાનિ કરે છે, પૈસાની ખુવારી કરે છે અને આત્માનું તેજ હણે છે. આજથી પાણી મૂકો કે દારૂ પીવો હરામ છે." બાપુ દર્દભર્યા અવાજે બોલ્યા. ફરી ગંભીર શાંતિ છવાઇ ગઇ. પ્રતિજ્ઞાનું મહત્ત્વ સમજનાર એ વૃદ્ધ મહાત્માજી સામે નિહાળી રહ્યો.

"તમારી કંગાળ હાલતનું એક કારણ આ લત છે." ફરી બાપુ બોલ્યા.

"જાણું છું બાપજી, પણ લત કેમ છૂટે?" કહીને ડોસો નીચું જોઈ માથું ખુણાવવા લાગ્યો.

"તો તમારો પૈસો મને નહિ ખપે." બાપુએ કહ્યું. ઝૂંપડીમાં એક પ્રકારનું ઘેરું વાતાવરણ છવાઈ ગયું. પળવાર સ્મશાન–શી શાંતિ પથરાઈ અને પછી ડોસાએ એકદમ ઊંચે જોયું: "પૈસો તો આપ્યો છે એ પાછો ન લેવાય. જાઓ બાપજી, આજથી છાંટોપાણી હરામ છે."

બાપુની આંખમાં અનેરું તેજ ચમક્યું. એમનો ચહેરો આનંદથી ખીલી ઊઠ્યો. "હવે, ત્રીજું એક માગી લઉં." હવે શું આપવાનું બાકી હશે એ વિચારે ડોસો ઊંચે જોઇ તાકી રહ્યો.

"આપણી કાયા એ ભગવાનનું રહેવાનું ધામ છે. જીભ રામનામ રટણ કરવા આપી છે એ જીભેથી કદી ખરાબ શબ્દ ન બોલવો."

"લત ગઈ એટલે બધું ગયું સમજો, બાપજી!"

"જાઓ ત્યારે આ તમારો પૈસો લીધો. પણ હું આ પૈસો ક્યાં વાપરીશ?"

"ધર્માદામાં. કોઈક ગરીબની મદદમાં વાપરવાના, બીજું શું!" બાપુ અને બાપા સાંભળી રહ્યા. પોતાથી વધારે ગરીબ, દીન દુઃખીને સહાય કરવી. પંડ કરતાં પાડોશીનો વિચાર પ્રથમ કરવો એ ભાવનાથી જ માનવ સમાજ ટકી રહ્યો છે એ વસ્તુનું ભવ્ય દર્શન એ કંગાળ જેવા દેખાતા ડોસામાં કરીને સૌ કૃતાર્થ બન્યા.

અને ડોસાના ચહેરા પર ત્યાગની અલૌકિક પ્રસન્નતા છાપી રહી.

☆

## સંતોની વાતો તો સંતો જ જાણે

પંજાબમાં પરિભ્રમણ કરતા આચાજી ત્યાંથી કાગળો લખે. એમાં નિત્યનવું કંઇક જાણવાનું મળે જ ગણે એક પંજાબના સંત. એમને માટે આચાજીને ભારે માન. ભારે આદર. ભારે પૂજ્યભાવ. સંતને સ્વપ્ન આવ્યું. સાપ જોયો. સંતે આચાજીને ચેતવ્યા: 'સાપથી ચેતજો.'

બીજે દિવસ. આચાજી નહાવા ઓરડીમાં ગયા. સાપ જોયો નમસ્કાર કર્યો. સાપ ચાલતો ચાલતો એને મધે પડ્યો! વાત સીધી સાદી. સ્વપ્નમાં સાપ દેખાયો. સંતે પૂ. આચાજીને ચેતવ્યા (સ્વપ્નમાં જ) બીજે દિવસે ખરેખર સાપ દેખાયો! આચાજીએ નમસ્કાર કર્યો. સાપ ચાલી ગયો. આ છે એક ઘટના. પણ એની ભીતરમાં કોઈ અજબ શિખામણ છે. બાઈબલમાં સર્પને સેતાન મનાવ્યો છે. એ એક વૃત્તિ છે. માનવીની એ ઇચ્છા છે. માનવીએ એનાથી ચેતવાનું છે. મનમાં જાગતી ઇચ્છા એ બધી જ હિતાવહ છે એ કેમ મનાય? એને તાત્કાલિક ચડાવીને જ અમલ કરાય. આચાજી માટે એવું જોયું છે. કદિ કોઈની ઇચ્છા અથવા આગ્રહને વશ થયા જોયા નથી. અંદરથી સ્ફુરે એ જ સાચું. એ જ સાચો ધર્મ તે સમજ્યા છે.

આ છે આખી એમની જીવન કિતાબ.

—વિ. પ.

કોઇ પણ દેશના માણસની બરાબરી કરી શકે છે. પણ જેમા સહકાર, સંગઠન ને શિસ્તની જરૂર પડે એવું કોઈ સામુદાયિક કામ કરવાનુ આવે છે ત્યારે જ બે જાણ વચ્ચે ફરક દેખાઈ આવે છે અગ્રેજોએ હિંદ પર જીત મેળવી એમ જે કહેવાય છે તેમા ખરેખાત હિંદીઓના એક સમૂહે બીજા સમૂહ પર પરદેશીઓના લાભને ખાતર જીત મેળવી હતી સાહસો ખેડનાર ફ્રેચ કે અગ્રેજ લોકોએ આ હિંદીઓને સગઠનશક્તિ પૂરી પાડી એટલુ જ કેટલીક વાર હિંદી રાજાઓ માહોમાંહે લડતા ત્યારે આ પરદેશીઓની સગઠન શક્તિને મદદે બોલાવતા ફ્રેંચ અથવા અગ્રેજના લશ્કરમા હિંદી સૈનિકો તેમના ગોરા સાથીઓ કરતા ઓછી બહાદુરીથી લડ્યા એવી નોંધ ઇતિહાસમા ક્યાયે થયેલી નથી એટલું તો પરદેશીઓ પણ જોઈ ગયેલા કે હિંદી સૈનિકને જ્યારે સગઠન ને શિસ્તની પૂરતી તાલીમ અપાતી ત્યારે તે ગોરા સૈનિક કરતા વધારે બહાદુરીથી નહી, તો પણ તેના જેટલી જ બહાદુરીથી તો લડતો જ આજે પણ એ જ સ્થિતિ છે જીવનના બીજા ક્ષેત્રોમા પણ એ જ વાત છે પરદેશી અમલે આપણી પ્રગતિના માર્ગમા જે અતરાયો ઊભા કર્યાં છે તે ઉપરાંત આપણામા સગઠન ને આયોજન કરવાની શક્તિનો આ જે અભાવ છે તેને લીધે આપણા સામાજિક, રાજકીય ને આર્થિક જીવનમા આપણે ઘણુ સોસવુ પડે છે એટલે આપણી પ્રજામા જો કોઈ ગુણનો અભાવ હોય તો તે પોતાનુ સગઠન રચવાની શક્તિનો છે અને તેણે જો પોતાનુ ગૌરવ દાખવવુ હોય ને સ્વરાજ મેળવવુ હોય, તો આ ગુણ તેણે કેળવ્યે છૂટકો છે સ્વરાજ મેળવ્યા પછી તે ટકાવવાની શક્તિ પણ દેશને બીજા કોઈ ગુણ કરતા વધારે આ એક જ ગુણમાથી મળી રહેશે

સગઠનનો અર્થ વીરજ, સહકાર, એકતા, સપ નેતાઓ વિષે આદર ને તેમની આજ્ઞાનુ પાલન, તથા બીજા અનેક નૈતિક ગુણો છે આ વ્યક્તિગત ને સામાજિક ગુણો ખીલાવ તે પછી જ આપણુ રાષ્ટ્ર સ્વરાજ મેળવી શકે ને બીજા રાષ્ટ્રો સામે સફળતાથી ટક્કર ઝીલી શકે એ ગુણો કેળવવાનો સારામા સારો ઇલાજ એ છે કે જેમા સામુદાયિક પ્રવૃત્તિ ને સગઠન શક્તિની જરૂર પડે એવુ હોય તેવુ કંઈક કામ ઉપાડવુ. પણ સગઠન બે જાતનુ હોઈ શકે છે તે કાં તો કોઈએ ઉપરથી પરાણે લાદેલ હોય, અથવા તો તમામ વર્ગોને કામ કરનારા વર્ગો કે સમૂહો સ્વેચ્છાએ કંઈક સમજૂતી પર આવીને સાથે કામ કરતા હોય. આ બીજા પ્રકારના સગઠનમા તે વર્ગો કે સમૂહો સંગઠનની જરૂર સમજે છે, ને તેને અગે જે ફરજો અદા કરવાની આવે તે અદા કરવા તૈયાર હોય છે. લોકોને સંગઠિત કરવાનુ કામ કાં તો જહાગીરી કરે, અથવા લોકશાસન કરે લોકશાસને કરેલું સગઠન નૈતિક ને રાજકીય બન્ને દૃષ્ટિએ, જહાગીરીએ કરેલા સગઠન કરતા ચડિયાતુ હોય છે ને લાંબે ગાળે તે આર્થિક દૃષ્ટિએ પણ ચડિયાતું નીવડે છે દરેક ઉદ્યોગ—પછી તે મોટો હોય કે નાનો, થોડાક મોટા મથકોમા ચાલનારો હોય કે ઘણા નાના મથકોમા ચાલનારો—પણ તે માણસોના મોટા સમૂહોનું સગઠન રચવાની કેળવણી તો આપે જ છે ફરક એટલો છે કે મોટા ને કેન્દ્રિત અર્થાત્ થોડાક જ મથકોમા ચાલતા ઉદ્યોગમા જહાગીરીની પેઠે સગઠન ઉપરથી લાદેલુ હોય છે—વ્યવસ્થાના હુકમો ઉપરથી છૂટે છે; જ્યારે નાના ને વિકેન્દ્રિત, અર્થાત ઘણા મથકોમા વીખરાઈ ગયેલા ઉદ્યોગોમા સગઠન કામ કરનારાઓ સ્વેચ્છાએ પેદા કરે છે, ને તેમા લોકશાસનનું તત્ત્વ હોય છે આ બીજા પ્રકારનુ સગઠન માણસને સંયુક્ત, સહકારી અને શિસ્ત તથા સ્વનિયમનવાળી પ્રવૃત્તિને માટે વધારે તાલીમ આપે છે લોકશાસનવાળી સસ્થામા કામ કરનાર માણસને યોગ્ય મહત્ત્વ આપવામા આવે છે કોઈ કામમા પહેલ કરવાની તેની વૃત્તિને પોષવામા આવે છે ને તેને માથે જવાબદારી વધારવામા આવે છે માણસ તરીકેના તેના સ્વાભાવિક ગૌરવ અને સ્વમાન સાચવવામા આવે છે એટલુ જ નહી પણ તેમા વધારો કરવામા આવે છે આને લીધે તે જે સસ્થાના કામ કરતો હોય તે સ્વેચ્છાએ ચાલતા ને સ્વનિયમનવાળા સઘનુ રૂપ ધારણ કરે છે, ને તેમાં જે કામો કરવાના પરસ્પર સમતિથી નક્કી કર્યા હોય તે કામો માણસો સ્વેચ્છાએ ને રાજીખુશીથી ઉપાડી લે છે એવી સસ્થામા માણસ જાણે પોતાના જીવનધર્મને જ અનુસરે છે વળી તેને એટલી પણ ખાતરી હોય છે કે તે જો પૂરતી ઇચ્છાશક્તિ ને કામની આવડત કેળવે, તો એને કહાડો, અનુકૂળ સજોગોમા નેતાનો અગત્યનો ભાગ ભજવવાની તક પણ તેને મળે એમ છે જે સગઠન જહાગીરી ઢબનુ હોય ને ઉપરથી લાદેલ હોય તેમા આ ને બીજા ઘણા લાભો માણસોને મળવા પામતા નથી

આજે 'હા......શ' કોઈને નથી થતી કેમ? જુદી જુદી પરિસ્થિતિમાં આજે આપણને અસંતોષ હોય છે એને એનાં કારણરૂપ સરકારને ગાળો દેતા હોઈએ છીએ. ખેડૂતો ખેતી કરે તો છે મજૂરો મજૂરીએ જાય છે પણ તેઓ જે ઉત્પાદક શ્રમ કરે છે તેમાં તેમને આનંદ કે સંતોષ નથી થતો. પરિસ્થિતિ એવી છે કે બીજો કોઈ ઉપાય નથી એટલે તેઓ ન છૂટકે શ્રમ કરે છે પણ ઈચ્છા તો એમ જ હોય છે કે એમના દિકરાને આ માટી ને છાણ ગૂંદવાં ન પડે તો સારું આનું કારણ શું? ખેડૂત, મજૂર કે દેશના બીજા માણસો મહેનત નથી કરતા એવું પણ નથી, ચિંતવન પણ નથી કરતા એમ પણ નથી. પણ કોઈ ચોક્કસ દિશાનો અભાવ હોય એમ લાગે છે. આજે જીવનધોરણ ઊંચું લાવવાની એક રોટ ચાલી છે. પણ ઊંચું એટલે શું? આનો ચોક્કસ ખ્યાલ નથી કોઇ કહે છે કે ગરીબી ઓછી કરવી છે. કોઈક કહે છે કે સુખ સગવડ વધારવાં છે. પણ એનું ચોક્કસ માપ શું? કાંઈક એવો પણ ભાસ થાય છે કે આપણે પણ કોઈ અદશ્ય સુખ મેળવવાના ફાંફાં મારતા ના હોઇએ? ભૌતિક સુખો આજે પહેલાં કરતાં કાંઈ ઓછાં છે, એમ તો ન કહેવાય પણ કોઈને 'હા... હાશ' થતું નથી. ગરીબી ઘટાડવી છે, પણ ગરીબી એટલે શું તેનો જ આપણને ખ્યાલ નથી એમ લાગે છે. દરેક જણ પોતાનાથી આગળની સ્થિતિવાળાને જુએ છે અને તેના જેવા થવાની કોશિષ કરે છે. પણ કોઈ પાછળ જોતા જ નથી. હું અમદાવાદમાં ફરતો હતો ત્યારે મેં શહેરની બહારના ભાગમાં ગરીબોનાં ઝૂંપડાં જોયાં ઝૂંપડાં પતરાં ટીપીને કે કંતાનથી બાંધેલાં હતાં, થોડા દિવસ પછી હું ત્યાંથી નીકળ્યો ત્યારે એકે ય ઝૂંપડું ન જોયું. મ્યુનિસિપાલીટીવાળાએ એ બધાંયે ઝૂંપડાં તોડી નંખાવ્યાં હતાં, શિયાળાના દિવસો હતા. બૈરાં-છોકરાં વગેરે ખુલ્લામાં ત્યાં જ પડેલાં હતાં. મારે એ રસ્તે કોઈ કોઈ વાર જવાનું થતું ત્યારે એમની સાથે મારે વાતો થતી. આ મેં જોયું ત્યારે સ્વાભાવિક મારાથી પૂછાયું કે, 'કયાં જશો?' તો સામેથી જવાબ મળ્યો 'કયાં જઈએ?' મેં ફરી પૂછયું, 'કયાં જવાના?' તો ફરી મને જવાબ મળ્યો, 'કયાં જઈએ?' હું સવાલ પૂછું તેનો જવાબ મળવાને બદલે સામેથી સવાલ જ મળતો હતો વાત એમ હતી કે એ લોકો જાય કયાં? કોઈ જગ્યા તો જોઈએ ને?

જ્યારે હું શહેરમાં ફરતો અને ત્યાં મને મધ્યમવર્ગના ભાઈઓ કહેતા કે અમે બહુ દુઃખી છીએ ત્યારે હું તેમને આ વાત કહેતો કે તમારાથી પણ વધુ દુઃખી લોકો છે. તમે તમારાથી આગળવાળાને જુઓ છો તેને બદલે પાછળવાળાને જૂઓ તો લાગશે કે એ લોકો કરતાં તો તમે વધારે સુખી છો આનો અર્થ એમ નથી કે માણસે પોતાની આજીવિકા સારી રીતે ન મેળવવી, સારી રીતે ખોરાક ખાવો જોઈએ, ઘી-દૂધ પણ લેવાં જોઈએ. કંજુસાઈથી, નહિ પણ કરકસરથી ખાવું જોઈએ. ધરાઈને ખાવું જોઈએ. દીન થયા વગર સો વરસ સુધી જીવવાની આશા રાખવી જોઇએ અને ઉપનિષદમાં કહ્યું છે તેમ,

'શતમ્ જીવમ્ શરદઃ

દૃઢ અંગો વડે તથા નિરોગી શરીર વડે સ્તવન કરતાં એમ દેવે નિર્માણ કરેલું છે તે આયુષ્યને ભોગવીએ જો આવી રીતે જીવન જીવીએ તો હા....શ થાય. અને જ્યારે મોત આવે ત્યારે હસતાં હસતાં જઈએ.

જે માણસ મહેનત કરે છે અને સંતોષ રાખે છે તેને હા...શ થાય છે. મહેનતુ માણસને જુઠ્ઠું બોલવું હોય તો પણ તેનાથી બોલી શકાતું નથી. પણ આજના દુઃખનું કારણ એ છે કે શ્રમની પ્રતિષ્ઠા ઘટતી જાય છે અને શ્રમ નહિ કરનારની પ્રતિષ્ઠા વધતી જાય છે. મહેનત કરનાર મનુષ્યની જરૂરિયાતો ઓછી હોય છે, જ્યારે બેઠાડુ મનુષ્યની જરૂરિયાતો વધતી જાય છે. જેમ જેમ જરૂરિયાતો વધતી જાય છે તેમ તેમ પાપ વધતું જાય છે. અને હંમેશા અસંતોષ રહ્યા કરે છે. માણસને ખાવા તો જોઈએ. ધરાઈને ખાવું જોઇએ. શક્તિદાયક ખોરાક ખાવો જોઇએ. કહેવત છે કે 'ધાન ધરપત ને ઘી દૂધ સંપત' ધાન તો ધરાઇને ખાવું પડશે, પણ ઘી અને દૂધ આપણી પહોંચ પ્રમાણે. બાકી વાનગીઓ હોય, ભાતભાતની ચટણીઓ, અથાણાંઓ હોય તે વધારે શક્તિ આપે એવું નથી. ખેડૂતોના શરીરો હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્ત હોય છે. તેઓ શેરની ૪૦ રોટલી બનાવીને નથી ખાતા પણ પોણા શેરના બે રોટલા, મરચું કે દાળ ખાય છે અને તોય એમને શહેરના લોકો કરતાં વધારે ભૂખ લાગે છે. જ્યારે શ્રમ નહીં કરનારને સાચી ભૂખ લાગતી નથી એટલે એને ખાવામાં સ્વાદ આવતો નથી એટલે ચટણી, અથાણાં અને શાક પાછળ-સ્વાદ મેળવવા એ ફાંફાં મારે છે. એને સાચી ભૂખ નથી તેથી તેને સંતોષ થતો નથી. સમાજમાં તેમની પ્રતિષ્ઠા હોવાથી તેમનું અનુકરણ કરવા દોડીએ છીએ અને તેથી અસંતોષી થઈએ છીએ.

આપણે યાદ રાખવું જોઇએ કે ભગવાને આપણને બે શરીર આપ્યાં છે. એક સ્થૂલ શરીર અને બીજું સૂક્ષ્મ શરીર, આપણને સંતોષ સૂક્ષ્મ શરીરને કારણે થાય છે પણ આપણે ફક્ત સ્થૂલ શરીરને જ નજર સમક્ષ રાખીએ છીએ આથી સૂક્ષ્મ શરીર ભૂખ્યું રહે છે. આ કારણે અસંતોષ આપણને રહ્યા જ કરે છે આનું કારણ એ છે કે આપણે શ્રમ ખોયો છે.

બુદ્ધિનો ઉપયોગ આપણે સ્થૂલ શરીરનો ખોરાક મેળવવામાં જ કરીએ છીએ, આપણે શરીરશ્રમ કરીને જીવીએ, જીવન સાદું બનાવીએ અને ખોટા ખરચા કાઢી નાખીએ તો જ આપણે સુખી બનશું. એને માટે આપણે આપણી આવક જાવકનો હિસાબ રાખવો જોઇએ અને 'બે ટાંટિયા મળે' (વેપારીની ભાષામાં) એવો પુરુષાર્થ કરવો જોઇએ. આમ આપણે ધર્મપૂર્વક જીવન જીવવું છે, અને જીવન જીવવા એવા ધંધા કરીએ કે જે કાંઈ આપણી પાછળ આવે તે પણ આપણને અનુસરે તો તે પણ સુખી અને સંતોષી થાય. આ માટે આપણે કેમ જીવવું તે માટે કેટલાક પ્રશ્નો પૂછવા પડશે કે, હું જે કાંઈ ખર્ચ કરું છું તે બરાબર છે? કેટલાક ખર્ચો ન કરતા હોઈએ પણ કરવા યોગ્ય હોય તે કરવા જોઇએ અને ન કરવા યોગ્ય ખરચા ન કરવા જોઇએ. અને જે કોઈ વ્યસનો હોય તે કાઢવાં જોઇએ. ઘડી યે કામ વગરના બેસી ન રહેવું જોઈએ. આપણને જે નુકસાન કરે અને જીવનમાં જે જરાય ખપ ના લાગતા હોય તેવા ખર્ચા બંધ કરવા જોઇએ.

(કલ્યાણયાત્રા)

✿

અહિંસા એ કેવળ વ્યક્તિગત સદ્‌ગુણ છે એવું હું માનતો નથી. એ સામાજિક સદ્‌ગુણ પણ છે ને બીજા સદ્‌ગુણોની માફક એને પણ પ્રયત્નપૂર્વક કેળવવો પડે છે. બેશક સમાજના માંહોમાંહેના વ્યવહારમાં મોટે ભાગે અહિંસાથી જ કામ ચાલે છે. એ અહિંસાનો વિસ્તાર કરીને તેનો વિશાળ, એટલે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ પ્રયોગ કરવો જોઈએ એટલી જ મારી માગણી છે.

—ગાંધીજી

# વિચાર, ઉચ્ચાર અને આચાર

મુનિશ્રી ચન્દ્રપ્રભસાગરજી

થોડા દિવસ પહેલાનો જ એક બનાવ તમને કહુ

મોઢામા સિગારેટ રાખીને દમ ખેચતા એક પ્રોફેસર સામેથી ચાલ્યા આવતા હતા હુ પણ ધીમે ધીમે ચાલ્યો આવતો હતો

પેલા પ્રોફેસર સિગારેટના 'ટેસ'મા મસ્ત હતા આથી સામેથી ચાલ્યા આવતા મને તેમણે જોયો નહી, અને મારી સાથે અથડાઈ પડયા

પછી મને કહ્યુ 'સોરી'

મે કહ્યુ કઈ નહી એ તો અજાણતા અથડાઇ પડાય એમા કઈ વાંધા જેવુ નથી પરતુ મને તો તમને જોઇને 'સોરી' થાય છે

'એમ કેમ?' ઉત્સુકતાથી તેમણે પૂછ્યુ

મે કહ્યુ 'રસ્તા વચ્ચે આધળા તો અથડાય, પરતુ જ્યારે દેખતા અથડાય ત્યારે વધારે કરૂણતા છવાય આધળો અથડાય એને તો દોરી શકાય પરતુ દેખતો અથડાય એને કેમ દોરી શકાય? કહો, આપ શુ કરો છો?'

'પ્રોફેસર છુ' ગૌરવપૂર્વક તેમણે કહ્યુ

મે કહ્યુ 'પ્રોફેસરના મોઢામા આ સિગારેટ શોભે ખરી? તમે જો સિગારેટ પીશો તો વિદ્યાર્થીઓને સસ્કાર ધન કયાથી આપશો? આજે તમે સિગારેટ પીતા હશો તો તમારા વિદ્યાર્થીઓ ચિરૂટ પીતા થશે કારણ કે શિષ્યો તો શુરુ કરતાય સવાયો જ હોયને?'

એ ભાઈ જરા શોભ પામ્યા અને ચાલ્યા ગયા

પરતુ મને ઊંડી ગમગીનીમા મૂકતા ગયા કે આપણી કહેવાતી કેળવણી આજે કયા જઈ રહી છે? સસ્કાર આપવાની જવાબદારી જેના શિરે છે તે અધ્યાપક-વર્ગમાજ જો સસ્કાર નહિ હોય તો એ વિદ્યાર્થીઓને કયાથી આપશો?

*

અમદાવાદના એક ભાઈ મારી પાસે આવીને મને કહેવા લાગ્યા 'મહારાજ, મે ઘણ પુસ્તકો વાચ્યા છે માણેકલાલ જેઠાલાલ (એમ જે) ની આખી લાયબ્રેરી હુ પૂરી કરી ગયો છુ'

આટલી વાત કર્યા પછી એમણે ગજવામાથી છીકણીની ડબી કાઢી અને એક સડાકો તાણ્યો પછી ખિસ્સામાથી ગદો રૂમાલ કાઢી નાક સાફ કર્યું

મને થયુ માણેકલાલ જેઠાલાલની આખી લાયબ્રેરી પૂરી કરી છે છતા તેમનુ છીકણીનુ વ્યસન ન છૂટયુ!

એટલે મે તેમને કહ્યુ 'તમે તો માણેકલાલ જેઠાલાલ લાયબ્રેરીના પુસ્તકો વાચી આવ્યા છો, તો તમને હુ એક વાત પૂછુ કહો, તે તમે લાયબ્રેરીનુ કબાટ તો જોયુ છે ને? એને પાયા કેટલા છે?'

એણે કહ્યુ 'ચાર'

એ ચાર પાયાના કબાટમા જેમ ચોપડા ભર્યા છે તેમ આ બે પગ ઉપર રહેલા મગજમા પણ તમે ચોપડા ભરી રાખ્યા છે એટલે વાચવા છતા વ્યસન ન છૂટે તો તમારુ આ મગજ પણ બે પગવાળુ બે પાયાવાળુ કબાટ જ ગણાયને?'

જેમ પેલા કબાટમા ચોપડીઓ ભરેલી છે તેમ આ મગજમા પણ ચોપડીઓ ભરેલી છે

ચોપડીઓ મગજમા ભરવી એનુ નામ વિદ્યા નથી ચોપડીઓના જ્ઞાનને જીવનમા ઉતારવુ એજ સાચી વિદ્યા છે

લાયબ્રેરીએ કબાટ ભર્યું અને આપણે આપણુ મગજ ભર્યું એ બને સરખા છે કારણ કે કબાટ જેમ ચોપડીઓના જ્ઞાનને આચરણમા મૂકતુ નથી, તેમ આપણે પણ આપણા મગજમા ભરેલા જ્ઞાનને આચરણમા મૂકતા નથી આવુ જ્ઞાન શા ખપનુ?

વિદ્યાનો હેતુ તો જીવનને બધનમાથી છોડાવવા માટેનો છે

એટલા માટે તો આપણે ત્યા વિદ્યાનો મુદ્રાલેખ 'સા વિદ્યા યા વિમુક્તયે' છે તમારી વિદ્યા જો તમને બધનમાથી ન છોડાવે વાસનામાથી ન છોડાવે, બદીમાથી ન છોડાવે વિલાસ તેમજ વિકારોમાથી ન છોડાવે તો એ સાચી

વિદ્યા નથી. વિદ્યા તો એનું નામ છે કે, જેનાથી વિચાર સુધરે, ઉચ્ચાર સુધરે અને આચાર સુધરે

ભણેલો માણસ તો એને કહેવાય કે, જેના વિચાર સુંદર હોય, જેના ઉચ્ચાર સુંદર હોય, જેના આચાર સુંદર હોય. બગીચામાં જેમ ફૂલ ખીલે છે તેમ ભણેલા માણસના મગજમાં પણ વિચારોનાં પુષ્પ ખીલવા જોઈએ. એના મગજમાં ઉકરડો નહીં, ગંદી નહીં, દુર્ગંધ નહીં. પણ સુંદર સુવાસ હોવી જોઈએ

સાચો વિદ્યાર્થી તો એનું નામ કે, જેના વિચારોમાં પણ ગંદી ન હોય.

બજારમાંથી ખરીદી લાવેલું કેળું કે જામફળ સડેલું નીકળશે તો શું તમે ખાઈ જશો ? ના. તો તો તરત જ તમે એને કાપશો, અને એનો સડેલો ભાગ ફેંકી દેશો, તો પછી, તમારા વિચારોમા આવેલો સડો કેમ દૂર કરત. નથી ?

આ પણ એક અજાયબીની વાત છે કે, માણસો સડેલાં ફળને કાપીને ફેંકી દે છે, જ્યારે સડેલા વિચારોને તો સંઘરી રાખે છે. અને વધારે ને વધારે સડવા દે છે.

આજે તો જેનો વિચાર વધારે સડેલો હોય છે તે વધારે મલકાય છે કે, હું મારા વિચારોને કેવા ગુપ્ત રાખી શકું છું !

તમારા વિચારો તો એવા હોવા જોઈએ કે કોઈ પણ જાણે તોય તમને વાંધો ન હોય.

માનવીનું મગજ જો બગીચા જેવું સુંદર અને સુવાસિત ન હોય, અને તેમાં અનેક જાતની ગંદીઓ અને ખરાબીઓ ખદબદતી હોય તો એ શાંતિ ક્યાંથી પામે, આનંદ ક્યાંથી મેળવે ?

જેની પાસે વિચાર સુંદર છે, જેની પાસે ઉચ્ચાર સુંદર છે, અને જેની પાસે આચાર સુંદર છે એવો મનુષ્ય જ જગતમાં કંઈ કરી શકે છે.

માનવી અળસિયું બનવા માટે આ જગતમાં નથી આવ્યો. માનવ તરીકે ગૌરવભર્યું જીવન જીવવા માટે એ આવ્યો છે. આ દુનિયા પર તમારા પ્રકાશની છબી મૂકી જવા માટે તમે આવ્યા છો.

*

પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૦. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

અનુક્રમણિકા ....... ....... ....... ....... ૧૨ મે ૧૯૬૦



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## વાલજી ગોવિંદજી દેસાઈના ગ્રન્થો

## ૧. વિશ્વસંહિતા મંડલ ૧

ગાંધીજીની પ્રસ્તાવના 'લોકસંગ્રહની દૃષ્ટિએ લખાયા છે .. સત્સંગ ઇચ્છનારને બહુ ઉપયોગી

શ્રી વિજયરાય વૈદ્ય 'ગીતાની ધીરગંભીર આત્મભગિની સમોવડી, ફરી ફરીને પઠનપાઠનયોગ્ય; શ્રવણ મનન, નિદિધ્યાસનની અધિકારિણી'

શ્રી નાનાભાઈ ભટ્ટ બહુ ગમી. આજનું વિશ્વ એ પ્રમાણે ચાલે તો કેવું સારું!'

પંડિત સુખલાલજી: 'સુગ્રથિત સુરભિ વિવિધરંગી પુષ્પોની માળા . . હું તો એ સામગ્રી આકંઠ તૃપ્ત થયો જ, પણ સાંભળનારા ભાઈબહેન પણ નાચી ઊઠતા'

શ્રી હિમ્મતલાલ અંજારિયા. 'તમારા લખાણમાં નગદ સત્ય-સોનું અને સુગંધ—વિના બીજું શું હોય? અને તમારા વાચનનું માખણ તમારી સચોટ, હૃદયને હલાવી નાખે તેવી ભાષામાં આરોગવાનું હોય ત્યારે તો સંતૃપ્તિ જ થાય.'

મૂલ્ય રૂા. એક, ટપાલ આદિ ૦–૨૫

## ૨. બુદ્ધચરિતામૃત

પંડિત સુખલાલજી 'તમારી વિશેષતા બહુશ્રુતના ગૂંથણી અને રજૂઆતમાં છે, . . .. વિવિધ પુષ્પોમાંથી સંચિત રસમાંથી નીપજેલ મધુની યાદ કરાવે છે.'

મૂલ્ય રૂા. ૦–૮૪, ટપાલ આદિ ૦–૧૯

## ૩. ગીતસંહિતા

સંગ્રહકર્ત્રી : ધીરજબહેન

આમાં વિનાકસીમ તાદિપ્રસંગે વાણિયાબ્રાહ્મણમાં ગવાતા ૨૨૪ ગીત છે

મૂલ્ય રૂા. ૦–૬૪, ટપાલ આદિ ૦–૨૫

**નવજીવન કાર્યાલય (અમદાવાદ ૧૪; મુંબઈ ૨)**

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ ૩ દરેકના | ૦–૫૦ |
| ગાંધી-ગુરૂ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા (છપાય છે) | |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ,, |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ,, |
| આવા હતા બાપુ—૪ | ,, |



નળરાજા જુગટું રમ્યા, જુગટું પાંડવ પાંચ;
રાણી સીતા રડવડ્યા, ચડ્યા મલકની ચાંચ.

*

સાટોદોઢાં સાલવે, ગરથ કરે બહુ ગાંઠ;
સંપત સંગ આવે નહિ, (જ્યે') દેહ ધરાણો કાઠ.

*

કૈકેયી ને મંથરા, પડ્યા કાળને પેટ;
રાજ રોડવી વન વસ્યા, (રાને) સંભારે સાકેત.

*

પંડિત પોથા લઈ ખડા, સરસતીને સંગ્રામ;
(એના) મરકલડે ' મત્ય પાલટી, મોહન જેનું નામ

*

ગન્યાન મીઠો મોરલો, ભગતિ ઢળકતી ઢેલ;
ખચળાં કરમકથા કરી, વનરાવનના ખેલ.

તનસુખ ભટ્ટ



"જેઓ મારે હસી રહ્યા છે તેમના માટે જ હું હસી શકું છું" —ગાંધીજી

# આરોગ્ય

ત્રિદેહાત્મનાત્માનમ

વર્ષ ૧૩ [ ૧૨-જૂન-૧૯૬૦ ] અંક ૪થો

શ્રદ્ધાળુ આગળથી ગોઠવણો
નથી કરતા આગળથી ગોઠવણ
કરે તે શ્રદ્ધા નથી અથવા છે તો
મોળી છે —બાપુ



# બાપુના પત્રો



તમારા કાગળોથી મને દુઃખ થયું છે. તમને મારાં ઉપદેશ-પ્રવચનો ગમતાં નથી. પણ તમે જ્યાં સુધી નિશાળે જતી બાળા જેવાં રહો ત્યાં સુધી શિખામણ આપ્યા વિના બીજું હું શું કરું? મારો પ્રેમ જો સાચો હોય તો જ્યાં સુધી તમે અપનાવેલા આદર્શને વાજબી ન માનો ત્યાં સુધી મારે ઉપદેશ આપતા જ રહેવું પડે ને? તમે જે જીવન સ્વીકાર્યું છે અથવા જે સ્વીકારવાનો પ્રયત્ન કરી રહ્યા છો તેની આવશ્યકતા વિષે તમે શંકા ઉઠાવો છો તે મને જરાયે ગમતું નથી. જીવને જોખમે પણ સદાસર્વદા સત્ય બોલવું અને આચરવું તેનો તે વળી બદલો શો હોઈ શકે? પોતાના દેશને માટે મરવું એના તે વળી બદલા હોતા હશે? પિયાનો વગાડવામાં પ્રવીણતા પ્રાપ્ત કરવામાં તમે વર્ષો આપ્યાં છે તેનો તમે બદલો ઇચ્છયો છે? અપનાવેલાં કાર્ય માટે આપણે સર્વસ્વ અર્પણ કરીએ છીએ કારણ આપણાથી તેમ કર્યા વિના રહેવાતું નથી. તમારો સંતોષ તમારા સંપૂર્ણ આત્મવિલોપનમાં રહેલો છે. જે વિલોપનથી તમને સંતોષ ન થાય એ ફરજિયાત શરણાગતિ છે. સ્વમાનવાળા માણસને એ ન શોભે. મારી સાથેની સંગતિથી આટલું સાદું સત્ય તમને ન સમજાયું હોય તો તમારા પ્રેમને હું નાલાયક હોવો જોઈએ. મારા જીવનમાંથી તમે આટલું પણ ન શીખ્યાં હો તો હું નાલાયક માણસ છું. અમર્યાદ આત્મવિલોપન અને સત્ય પરાયણતાની શક્તિ, એ સિવાય મારામાં બીજી કશી યોગ્યતા નથી. આ ગુણો સૌએ મારામાં જોયા છે અને તમે, જેઓ મારા જીવનમાં આટલાં ઊંડાં ઊતર્યાં છો તે ન જોઈ શક્યાં હો તો મારામાં કાંઈ ભારે ખામી છે. મારી કીમતીમાં કીમતી સંપતમાં ભાગીદાર બનાવવા ઉપરાંત બીજું હું તમને શું આપી શકું? એટલે મારાં ઉપદેશપ્રવચનોથી તમારે ખોટું ન લગાડવું જોઈએ, પણ જે પ્રેમથી હું એ આપું એ પ્રેમથી તમારે એ સત્કારવાં જોઈએ. તમે મને તમારો સ્મૃતિકાર ગણતાં હો તો, ભલે હું હમેશ તમારે માટે સ્મૃતિ ન આપું, પણ હું એટલું તો કહું ને કે શાશ્વત મહત્ત્વની વસ્તુઓ વિષે અથવા જે દેશને આપણે આટલો ચાહીએ છીએ અને જેને માટે જીવીએ છીએ તેને સારુ આત્યંતિક મહત્ત્વની વસ્તુઓ વિષે હું તમારી સાથે દલીલ કરું?

પણ આનો અર્થ એવો નથી કે તમને ભૂંડા વિચાર આવતા જ હોય તો એ તમે ન લખો. મારો આગ્રહ તો એ છે કે તમારે ભૂંડા વિચારોનું સેવન જ ન કરવું જોઈએ. પ્યાર.

—બાપુ

*

જેણે સંતાપ દિલે પોતાનો રોટલો ખાધો નથી, જેણે કાલને માટે રડીને અને જાગીને આજની રાત પસાર કરી નથી તે, હે ભગવાન, તને ઓળખતો નથી! —ગેટે

૨૧

ચિત નંદન બિછરાઈ, બાદરા ને ઘેરી આઈ।
ઈત ઘન લરજે ઉત ઘન ગરજે,
ચમકત બીજ્જૂ સવાઈ।
ઉમડ ઘૂમડ ચહું દિસસે આયા,
પવન ચલે પૂરબાઈ।
બિરહને તેરે પ્રાણ જૂલત હૈ
દમધ ભેલી સિયાઈ।
પ્રાણ રહત મોકો દરસન દીજે
પ્રાણ રખો ચરણાઈ।

ઓ ગો મા, પ્રિયતમ જે બડ બિલમ્બ કરિતે છેન। ચારિ દિકે બાદર ધિરિયા આસિતે છે એ દિકે મેઘ ગર્જન કરિતે છે, ઓ દિકે મેઘ ગર્જન કરિતે છે સકલ બિદ્યુત ચમકિયા ઉઠિતે છે। ચારદિકે મેઘ કરિયા આસિતે છે। આર પૂર્વ બાયુ બહિયા આસિતે છે।

હે નાથ તોમાર બિરહે પ્રાણ જે જ્વલિયા ગેલ। એ બક્ષસ્થલતાકે તોમાર કરુણા સિંચને બાંચાઓ। પ્રાણ થાકિતે આમા કે દર્શન દાઉ (પ્રભૂ) તોમાર ચરણે એ પ્રાણ રાખ।

"ઓ મા, આ પ્રીતમ કેટલી બધી વાટ જોવડાવે છે! કઈ વિરહને હદ હોય કે નહિ! ઘટાઘોર વાદળોથી આકાશ ઘેરાયુ છે આ કોર મેહ ગાજે છે પેલી કોર વાદળ ગડગડાટ કરે છે અને ચારે કોર વિજળી ચમકે છે ધોધમાર વરસાદ વરસે છે અને પૂર્વનો વાયરો સૂસવાટા મારે છે

હે નાથ, તમારા વિરહે આ પ્રાણ સળગી ઉઠ્યો છે બળુ બળુ થઈ રહ્યો છે હવે તો કૃપા કરો અને તમારા કરુણાજળના સિંચન વડે આ આ મારી ભભૂકતી વક્ષઃસ્થળ (છાતી)ને બળતી બચાવો દેહપીંજરામાથી ઊડી જતા પ્રાણ પખેરૂને પકડી રાખો અને તમારા દર્શનવડે તમારા શ્રી ચરણકમળમા એને લઈ લો. મારા પ્રભૂ!

*

૨૨

સુની મેં હરિ આવન કી આવાજ॥
મહલ ચઢિ જોઉં મોરી સજની,
કબ આવે મહારાજ।
દાદુર મોર પપીહા બોલે,
કોઈ મધુરે સાજ॥
ઉમગ્યો ચંદ્ર, દિસ બરસે,
દામિન છોડો લાજ॥
ધરતી રૂપ નવા નવા ધરિયા,
ઈન્દ્ર મિલન કે કાજ॥
મીરાકે પ્રભુ ગિરધર નાગર,
બેગ મિલો મહારાજ॥

આમિ હરિ ર આગમન ધ્વનિ શુનિતેછિ। હે સ્વજની આમિ પ્રાસાદ શિખરે ઉઠિયા દેખિતે છિ કખન મહારાજ આસિબેન। દાદુર મયૂર ડાકિતે છે, પાપિયા ?ન કરિતે છે કોકિલ મધુર ઉન્સન કરિતે છે। ઉન્મુખ મેઘ ચારિદિકે વર્ષન કરિતે છે। આજ દામિની લજ્જા ત્યાગ કરિયાછે (કુલવધૂરા જેમન લજ્જા ત્યાગ કરિયા બાતાયન પથે બાર બાર ઊંકિ મારિયા દેખે તેમનિ)। ધરિત્રી આજ પ્રભુરે મિલનેર જન્ય નব નব રૂપ ધારણ કરિયા છે। હે મીરા ર પ્રભુ પ્રિયતમ ગિરધર હે મહારાજ શીઘ્ર આસિયા તોમાર દાસીર આલિંગন মিলিত হও।

"કાને પડે છે સાદ હરિના આગમનના ભણકારા મહેલની અટારીએ ચડીને માર્ગ નિહાળુ છુ મહારાજા ક્યારે આવે દેડકા, મોર, બપૈયા, ટહુકા કરે છે કોયલ મધુર ગીત ગાય છે ઉમટેલો મેહ મન મૂકીને વરસી રહ્યો છે ઘરની કુળવધુઓ જેમ લાજ મૂકીને બહાર નજર કરે છે તેમ આ દામિની-નારી-મડી છે લાજ મૂકીને

જોવા. ધરતીએ પણ આજે પ્રભુના મિલન કાજે નવાં નવાં રૂપ ધારણ કર્યાં છે. ત્યારે હે મીરાંના પ્રભુ પ્રિયતમ ગિરધર, હે મહારાજ, ઝટ આવો ને તમારી દાસીને તમારા હૈયામાં સમાવી દો."

૨૩

ખાને કાહુઁ કાહુઁ કહ સમઝાઉઁ
મ્હારા વાલ્હા ગિરધારી।
પૂર્બ જનમ કી પ્રીતિ હમારી
અબ નહિં જાત નિબારી।
સુંદર બદન જોબતે સજની
પ્રતિ ભઈ છે ભારી।
મ્હારે ઘેર પંધારો ગિરિધર
મંગલ ગાવૈં નારી।
મોતી ચૌક પૂરાઉઁ વાલ્હા
તન મન તોં પરવારી।
મ્હારો સગપણ તોસું સાંવલિયા
જગ સનેહીં બિચારી।
મીરાં કહૈ ગોપિન કી વાલ્હો
હમસૂઁ ભયે બ્રહ્મચારી।
ચરણ સરણ હૈ દાસી તુમ્હારી
પલક ન કીજૈ નારી।

હે મેર પ્રિય, તોમાક કિ બલિયા બુઝાબ। આમાર પૂર્વ જન્મેર એ પ્રીતિ, ઇહાકે જે નિબારણ કરિતે પારિ ના। હે સ્વજની સે સુંદર અંગ દેખિયા આમાર મન જે દુખિયા છે। હે પ્રભુ એસ આમાર ગૃહે. નારીર મંગલ-ગીતે ગૃહ પૂર્ણ હઇબે।

હે પ્રિયતમ, તોમારા આગમને આમિ મુક્તાર আલ્પના દિબ, এ દેહ મન તોમાતે ઈ અર્પણ કરિબ!

આમાર તોમાર પ્રતિ એ પ્રેમ এ જે જગ જગાન્તેર। મીરા કહે હે ગોપી પ્રિય, બ્રહ્મચારિણી આમિ તોમાર ચરણ શરણ કરિયાછિ; તોમાર દાસી અપેક્ષા કરિતે છે, આર બિલંબ કરિઓ ના।

"હે મારા વહાલા મારા મનના ભાવ શી રીતે સમજાવું. વાણી ખુટી ગઈ છે એક પણ બોલ જડતો નથી. પેલા ભવનો મારો પ્રેમ એવો તો અખૂટ છે કે એને મારા મનમાં શમાવી શકતી નથી એવા એના ઉભરા છે. હે સ્વજન મારા, તમારો સુંદર દેહ જોઈને મારું મન પ્રેમસાગરમાં ગરકાવ થઈ જાય છે. આવો મારા પ્રભુ, આવો આવો. મારા ગૃહ આંગણે આવો પધારો. તમારા આગમનનાં મંગળગીતોથી મારું ગૃહઆંગણું પાવન થશે.

હે પ્રિયતમ, તમારા સ્વાગતમાં મોતીના ચોક પૂરીશ. આ તન અને મન તેમાં સમર્પણ કરીશ.

મારો તમારે માટેનો પ્રેમ આજનો નથી, કે કાલનો નથી જુગ જુગાન્તરનો છે. માટે મીરાં કહે છે હે ગોપીપ્રિય, બ્રહ્મચારિણી હું તમારા ચરણોમા શરણાગત થાઉં છું. હવે વિલંબ ના કરો, એટલી જ અપેક્ષા આ દાસી રાખે છે.

*

૨૪

પ્રિય મોહિં આરત તેરી હો।
આરત તેરે નામકી મોહિં સાઁઝ સબેરી હો॥
યા તન કે દિવલા કરૂઁ, મનસા કરૂઁ બાતી હો॥
તેલ જલાઉઁ પ્રેમકા, બાલૂ દિન રાતી હો॥
પડિયાઁ પાઈઁ જ્ઞાન કી, મતિ માંગ સવાઈઁ હો॥
પીયા તેરે કારણ ધન જીવન વારૂઁ હો॥
સેજડિયા બહુ રંગિયા બહુ ફૂલ બિછાયા હો॥
રૈણ ગઈ તારા ગિણત પ્રભુ અજહુઁ ન આયા હો॥
આયા સાબણ ભાદવા, બરષા રિતુ આઈ હો॥
મેહા ઘટા ઘન ઘેરિ નૈનન ઝરિ લાઈ હો॥
માતા પિતા તુમકો દિયા
તુમહિ ભલ ગેહો હો।
તુમ તજિ અઉર ભતાર કો મનમેં નહિં આનો॥
તુમ હો પૂરે સાઈયાઁ, પૂરા સુખ દીજે હો॥
મીરા વ્યાકુલ બિરહની, અપણી કર લીજે હો॥

હે પ્રિય (આમાર જીવને) তোমার આરતি હઉક; તોમાર નામેર આરતી મકાલ સંધ્યા આમાર અંતરે

હઉક। એ તનૂકે દીપ કરિ મનકે કરિબ બાતી, પ્રેમેર તૈલ જ્વાલાઈબ સે દીપ દિન રાત્રિ જ્વલિબે। જ્ઞાનેર પાટી (માદુર) બિછાઈયા બસિબ, હરિતે રતિ ભિક્ષા કરિયા સાજાઈયા લઈબ તોમાર જન્ય હે શ્યામ ન ધન જીવન ઉત્સર્ગ કરિયાછિ। એ શય્યા બહુ રંગેર, બહુ ફૂલ પાતિયાછિ તારા ગણિતે ગણિતે રાત્રિ પ્રભાત હઈલ, આજ ઓ પ્રભૂ આસિલેન ના। શ્રાવણ ભાદ્ર નામિયા છે, વર્ષા ઋતુ આસિયા છે મેઘ ઘનઘટા કરિયા ઘેરિયા આસિયા છે નયને જલ નામિયા છે। આમાર માતાપિતા તોમાકે દિયાછિ તુમિ ઈ ત જાન, તોમાકે છાડિયા અન્ન કોન સ્વામીકે સ્મરણ કરિ ના। તુમિ હે પ્રભૂ પૂર્ણ સુખ તૃપ્તિ દિતે પાર વ્યાકુલ વિરહિણી મીરા કે તોમાર આપન કરિયા લઉ।

હે પ્રિય મારુ આ જીવન તારે માટે આરતિ રૂપ બનો સવાર સાજ તારા નામની આરતિ મારા અતર દીપે પ્રકટો આ તનનો દીવડો બનાવીને એમા મૂકીશ મનની વાટ (બત્તી) પ્રેમની ઘાણીનુ તેલ પૂરીને એ દીવો આખી રાત જલાવીશ જ્ઞાનની સાદડી પાથરીને સામે બેસીશ અને હે મારા શામળા, એક રતીભાર પ્રેમ ભિક્ષા માગીને મારુ આ સારુ ય જીવન ધન્ય બનાવીશ

આ શય્યા બહુ રગે રગાએલી છે ફૂલની તો સેજ બિછાવી છે પણ આકાશના તારા ગણી ગણીને રાતની સવાર કરી, તો ય મારા પ્રભુ આવ્યા નહિ ! શ્રાવણ ઉતર્યો ભાદરવો બેસે વર્ષા ઋતુના પગરણ થયા મેઘ ઘટાધૂમ થઇને આવ્યો, આખો સજળ થઈ ગઈ મારા આ માત પિતાને ય તમને જ સોપ્યા તમે જ સર્વ જાણો પ્રીતમ તમારા વિના હુ કોઇને નથી ઓળખતી નથી પારખતી તમે જ સાચુ ખોડુ, જે છો, તે તમે છો તમને છોડીને હુ ક્યા ય જનારી નથી તમારા સિવાય અન્યનુ સ્મરણ પણ કરવાની નથી તમે જ હે પ્રભુ, મને સપૂર્ણ સુખી કરી શકો તેમ છો. માટે આ વ્યાકૂળ વિયોગણ મીરાને તમારી બનાવી લો બનાવી લો.

*

૨૫

મૈ તો મ્હાઁરા રમૈયાને
દેખબો કરૂઁ રી ॥

તેરો હી ઉમરણ તેરો હી સૂમરણ
તેરો હી ધ્યાન ધરૂઁ રી ॥

જહાઁ જહાઁ પાવ ધરૂઁ ધરણી પર,
તહાઁ તહાઁ નિરત કરૂઁ રી ॥

મીરા કે પ્રભુ ગિરધર નાગર,
ચરણાઁ લિપટ પરૂઁ રી ॥

હે સખિ આમિ તો આમાર પ્રિયતમ કે દેખિબઈ। (હે પ્રિયતમ) તોમાર સ્મરણ તોમાર ધ્યાને ઈ નિયુક્ત થાકિબ। ધરતીર ઉપર જેખાને તોમાર પદચિન્હ પડિબે સેઈ ખાનેઈ નિત્ય તીર્થ કરિબ। હે મીરાર પ્રભુ પ્રિયતમ ગિરિધર આમિ તોમાર ચરણેઈ લગ્ન હઈયા થાકિબ।

'હે સખી, બસ હુ તો મારા પ્રિયતમને જ જોખીશ એનુ જ રટણ રટીશ (હે પ્રિયતમ મારા) તારા ધ્યાનમા જ સદા મગ્ન રહીશ મારે માટે એ જ હવે તો રહ્યુ છે હે મારા પ્રભુ આ ધરતી ઉપર જ્યા જ્યા ચરણરજ તમારી દેખાશે ત્યા આ મારુ તીર્થસ્થાન લેખાશે હે મારા પ્રાણ વલ્લભ, તમને જ હુ વરેલી છુ અને ધ્યાન જપ વગેરે તમારા નામનુ જ કરીશ. એમા જ હુ લીન રહીશ '

સર્વેષામ્ અપિ ચૈતેષાં (આશ્રમાણામ્)
ગૃહસ્થ ઉચ્યતે શ્રેષ્ઠઃ સ ત્રીન્ એતાન્ બિભર્તિ હિ
॥ ૮૯ ॥

ચારે ય આશ્રમમાં ગૃહસ્થ શ્રેષ્ઠ કહેવાય છે, કેમ કે તે બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસીને પોષે છે.

દશલક્ષણકો ધર્મઃ સેવિતવ્યઃ પ્રયત્નતઃ ॥ ૯૧ ॥
ધૃતિઃ ક્ષમા દમો(અ)સ્તેયં શૌચમ્ ઇન્દ્રિયનિગ્રહઃ
ધીઃ વિદ્યા સત્યમક્રોધઃ દશકં ધર્મલક્ષણમ્
॥ ૯૨ ॥

દસ લક્ષણવાળો ધર્મ પ્રયત્નપૂર્વક સેવવો: ૧ ધૃતિ (સંતોષ, ધીરજ); ૨. ક્ષમા, બીજો આપણું બગાડે તો યે તેનું ન બગાડવું; ૩. દમ, મનઃસંયમ, સુખદુઃખ, ટાઢતડકો આદિ દ્વન્દ્વ સહેવાં; ૪. અસ્તેય, અન્યાયથી પરધન ન લેવું; ૫. શૌચ, શરીર તથા મનની નિર્મળતા; ૬. ઇન્દ્રિયનિગ્રહ, વિષયથી આંખઆદિને વારવાં; ૭. જ્ઞાન; ૮. વિદ્યા; ૯. સત્ય; અને ૧૦. અક્રોધ, ક્રોધનું કારણ હોવા છતાં ક્રોધ ન ઉપજવો.

(રાજા) વર્તેત પિતૃવત્ નૃષુ ॥ ૭-૮૦ ॥

રાજ્યકર્તાએ સ્વદેશવાસી લોકો પ્રત્યે પિતૃવત્ સ્નેહથી વર્તવું.

પરસ્વાદાયિનઃ શઠાઃ ।
ભૃત્યા ભવન્તિ પ્રાયેણ તેભ્યો રક્ષેત્ ઇમાઃ પ્રજાઃ
॥ ૧૨૩ ॥

રાજપુરુષો મોટે ભાગે પરધનહારી તથા લુચ્ચા હોય છે; તેનાથી પ્રજાની રક્ષા કરવી.

ધર્મ એવ હતો હન્તિ ધર્મો રક્ષતિ રક્ષિતઃ ।
તસ્માત્ ધર્મો ન હન્તવ્યો મા નો ધર્મો હતોવધીત્
॥ ૮-૧૫ ॥

માણસ ધર્મને હણે (એટલે અધર્મ કરે) તો ધર્મ એને હણે છે; અને તે ધર્મ પાળે તો ધર્મ એને પાળે છે. એટલે ધર્મને હણવો નહિ (અધર્મ ન કરવો).

ઇન્દ્રિયાણિ વશીકૃત્ય યત્ર યત્ર વસેત્ નરઃ ।
તત્ર તત્ર કુરુક્ષેત્રં નૈમિષં પુષ્કરાણિ ચ ॥ વ્યાસ
૪-૧૩ ॥

ઇન્દ્રિયોને વશ કરીને માણસ જ્યાં જ્યાં વસે ત્યાં ત્યાં કુરુક્ષેત્ર, નૈમિષારણ્ય, પુષ્કર સરોવર આદિ તીર્થ આવીને વસે છે.

પિતા(આ)ચાર્યઃ સુહૃદ્ માતા ભાર્યા પુત્રઃ પુરોહિતઃ
નાદંડ્યો નામ રાજ્ઞોસ્તિ યઃ સ્વધર્મે ન તિષ્ઠતિ ॥
મનુ૦ ૮-૩૩૫

પિતા, ગુરુ, મિત્ર, મા, પત્ની, પુત્ર કે પુરોહિત,–જે હોય તે હોય, પણ જો તે ધર્મથી ચલિત થાય તો તેને રાજાએ શિક્ષા કરવી.

કાર્ષાપણં ભવેદ્ દંડ્યઃ યત્રાન્યઃ પ્રાકૃતો જનઃ
તત્ર રાજા ભવેદ્ દંડ્યઃ સહસ્રં ઇતિ ધારણા ॥
૩૩૬ ॥

જે અપરાધમાં સામાન્ય માણસને એક તાંબિયો દંડ થાય તે જ અપરાધ જો રાજા કરે તો તેને હજાર તાંબિયા દંડ કરવો.

શસ્ત્રં દ્વિજાતિભિર્ ગ્રાહ્યં ધર્મો યત્રોપરુધ્યતે ॥૩૪૮॥

જ્યાં અધર્મ આચરાતો હોય ત્યાં બ્રાહ્મણવૈશ્યઆદિએ પણ તલવાર આદિ આયુધ ગ્રહણ કરવાં.

અરક્ષિતા ગૃહે રુદ્ધાઃ પુરુષૈઃ આપ્તકારિભિઃ ।
આત્માનં આત્મના યાઃ તુ રક્ષેયુઃ તાઃ સુરક્ષિતાઃ ॥
૯-૧૨ ॥

સ્ત્રીને ઘરમાં બાંધી રાખી હોય ને ભારણું માણસને બેસાડ્યા હોય તો યે તેની રક્ષા ન થાય; જે પોતે પોતાની રક્ષા કરે તે સ્ત્રી જ સુરક્ષિત રહે.

સ્ત્રિયઃ શ્રિયઃ ચ ગેહેષુ ॥ ૨૬ ॥

સ્ત્રી ઘરમાં સાક્ષાત્ લક્ષ્મી જ છે.

આરભેતૈવ કર્માણિ શ્રાન્તઃ શ્રાન્તઃ પુનઃ પુનઃ ॥૩૦૦॥

કામ કરવા માડયુ હોય તે થાક ખાઈ ખાઈને પણ તેણી પાછુ કરવા મડવુ

નાસ્તિ તુ પઞ્ચમ ॥૧૦–૪॥

વર્ણ ચાર જ છે, પાચમો વર્ણ નથી

શક્ત પરજને દાતા સ્વજને દુ ખજીવિનિ ।
મધ્વાપાતો વિષાસ્વાદ સ ધર્મપ્રતિરૂપક ॥ ૧૧–૯॥

માતાપિતાઆદિ સ્વજન દુ ખી હોય તેનુ ભરણ પોષણ ન કરતા જે જશ ખાટવા બીજાને દાન કરે તે અધર્મ કરનાર

ભૃત્યાના ઉપરોધેન યત્ કરોત્યૌર્ધ્વદેહિકમ્ ।
તદ્ ભવત્યસુખોદર્ક જીવતશ્ચ મૃતસ્ય ચ ॥૧૦॥

જેનુ ભરણપોષણ કરવુ પોતાની ફરજ છે એને પીડા કરીને જે દાન કરે તે દુ ખ પામે છે

કૃત્વા પાપ ન ગૂહેત ગુહ્યમાન વિવર્ધતે।
સ્વલ્પ વાથ પ્રભૂત વા ધર્મવિદ્ભ્યો નિવેદયેત્॥
પરાશર ૮ ૬॥

પાપ કર્યુ હોય તે છાનુ ન રાખવુ કેમ કે છાનુ રાખવાથી તે વધે છે નાનુ મોટુ જે પાપ કર્યુ હોય તે ધર્મ જાણનારાને જણાવવુ

કૃત્વા પાપ હિ સતપ્ય તસ્માત્ પાપાત્ પ્રમુચ્યતે।
નૈવ કુર્યાં પુનરિતિ નિવૃત્યા પૂયતે તુ સ મનુ૦
૧૧––૩૦ ।

પાપનો પશ્ચાત્તાપ કરે અને ફરી એવુ નહિ કરુ એવો નિશ્ચય કરે એટલે માણસ પાપમુક્ત થાય.

એવ ય સર્વભૂતેષુ પશ્યત્યાત્માનમાત્મના ।
સ સર્વસમતા એત્ય બ્રહ્માભ્યેતિ પર પદમ ॥
૧૨–૧૨૫॥

જે સર્વપ્રાણીએ ના અંતરમા બિરાજતા પરમાત્મા ના દર્શન કરે છે તે પ બ્રહ્મને પામે છે

વર દારિદ્ર્યમન્યાયપ્રભવાત્ વિભવાત્ ઇહ ।
કૃશતા[અ]ભિમતા દેહે પીનતા ન તુ શોફત ॥
(સસ્કૃતપ્રવેશ, સોમણ ને દેસાઈકૃત, પા ૧૭)

અન્યાય, ભ્રષ્ટાચાર ને ન કરવાના કામો કરીને ધન કમાવા કરતા નિર્ધન રહેવુ સારુ શરીર પાતળુ હોય તે સારુ પણ સોજા ચઢીને શરીર હૃષ્ટપુષ્ટ દેખાય તે સારુ નહિ

ધમ્મો વિ જો ધણેણં કારઈ વવહારસુદ્ધિરહિએણ ।
નો ન લહઈ વિચ્છાર તરુવ્વ લવણંબુસંસિત્તો ॥
(જયશેખર ઉપદેશચિન્તામણિ, અધિકાર ૩, પા
૧૦૧૭ શ્લો ૪૪)

ભ્રષ્ટાચાર કરીને બીજાને છેતરીને ભેગા કરેલા વ્યવહારશુદ્ધિ વિનાના ધનથી માણસ ધર્મ કરે તો તેમા તેની આડીવાડી વધે નહિ જેમ ખારુ પાણી પાવાથી ઝાડ વધે નહિ તેમ

અન્યાયેન તુ યા લક્ષ્મી સા પ્રદીપનાદ્ધ્રુવધૃતિ ।

અનીતિ કરીને માણસ ધન કમાય તે ઘર સળગાવીને દીવો કરવા જેવુ છે

(ઉદયવીરગણિ પાર્શ્વનાથચરિત, પાનુ ૪)

હરિજન ઐસા ચાહિયે, જૈસા ફોફલ ભગ,
આપ કરાવે ટૂકડા, પરમુખ રાખે રંગ (કબીર)

પરદેશે ગયો ગોતવા, ઘર હીરાની ખાણ (કબીર)

મૈં જાનૂ હરિ દૂર હૈ, હરિ હૃદયકે માહિં,
આડી ટેડી કપટકી તાતે દીખત નાહીં (કબીર).

યથા હિ મલિનૈ વસ્ત્રૈ યત્ર તત્રોપવિશ્યતે ।
તથા ચલિતવૃત્તો હિ વૃત્તશેષ ન રક્ષતિ ॥
પચતન્ત્ર ૪–૩૦ ॥

જેમ મેલે કપડે માણસ જ્યા ત્યા બેસી જાય છે, તેમ માણસ એક વાર અનાચારમા પડ્યો તે સર્વ વાતે અનાચાર કરતો થઈ જાય છે

# સત્યાગ્રહી સસલો

રામનારાયણ ના. પાઠક

એક વાર એક મોટા જંગલમાંથી એક વાંદરો બાજુના ગામમાં આવી ચડ્યો. એણે એક મકાનની અગાશી ઉપર લાલપીળા ચટાપટાવાળી એક શાલ સૂકાતી જોઈ. કુતૂહલથી એણે શાલ ઉપાડી લીધી અને હૂક કરતો કૂદીને ભાગ્યો.'

રસ્તામાં એક ડોશીમા વાડીમાં ખડ નિંદતાં હતાં. તેમના જોડા ધોરિયાને કાંઠે મૂકેલા. વાંદરજીની નજર તેના ઉપર પડી. તરત જોડા ઉપાડ્યા અને હૂક કરતો ચાર પગે કુદતો નાઠો.

જંગલમાં એક મોટું તળાવ હતું. તળાવની પાસે નાનકડી ટેકરી હતી. વાંદરાભાઈએ તો આસપાસના જંગલમાંથી પશુઓનાં હાડકાં એકઠાં કર્યાં અને તેની ઝૂંપડી બનાવી. છાણ લાવીને તેનાથી લીંપી. કાનમાં માજીનાં ખાસડાં લટકાવ્યાં અને શાલ ઓઢીને રાજાની જેમ ઝૂંપડીમાં બેઠા

રાત પડી. જગતમાં અંધકાર છવાયો. તમરાં ત્રમ ત્રમ બોલવા લાગ્યાં. સમ સમ કરતી રાત જવા લાગી. વૃક્ષોના માળામાં પંખી પોઢ્યાં. સરોવરમાં જળ જંપ્યાં. મધરાત થવા આવી. એવે સમયે ગાઢ અરણ્યમાંથી એક વાઘ પાણી પીવા આવ્યો. સરોવર કાંઠે ચડે છે તેવો જ અવાજ સંભળાયો.

'એઈ, કૌન પાની પીતા હૈ?'

એના પડઘા શાંત જંગલમાં ગાજી રહ્યા.

વાઘના શરીરમાંથી એક ધ્રુજારી નીકળી ગઈ. ભયભીત બનીને એ આરેકોર જોવા લાગ્યો. કોઈને ન દીઠું એટલે ફરી પાણી પીવા ચાલ્યો એવામાં અવાજ ગાજ્યો:

'સુનતા નહીં હૈ, કૌન પાની પીતા હૈ?'

વાઘે ટેકરી તરફ જોયું, પીળી આંખો પહોળી કરી કાન ઊંચા કર્યા. ત્યાં અવાજ સ્પષ્ટ થયો

'રૂપા કેરી મઢુલી, સોને લીંપી છે,
કાનમાં બે કુંડલિયાં ને રાજા બેઠા હૈ!'

'ખબરદાર, રજા વિના પાણી પીધું છે તો!'

વાઘ તો ડરી ગયો. ઝૂંપડી તો છેક ટોચ ઉપર હતી. ધીમે ધીમે ટેકરી પર ચડ્યો અને થોડે દૂર ઊભા રહી બે પગ વચ્ચે પૂંછડી દબાવી માથું નમાવી પૂછ્યું: 'રાજા સા'બ, રજા આપો તો પાણી પીઉં?'

'જાઓ, પી લો.' વાંદરરાજે હુકમ કર્યો: 'લેકિન દેખો, પાની પીકર ઇધર બેઠો, ઔર દૂસરા કોઈ આવે ઉસકા ધ્યાન રખો.'

'જી હજૂર' કહીને વાઘ તો નીચે આવ્યો. પાણી પીવા લાગ્યો. વારે વારે પાછું વાળીને જોતો જાય. ઝટપટ પાણી પી લીધું અને પછી ઝૂંપડીથી થોડે દૂર બેઠો. સરોવર તરફ મોં રાખ્યું અને ચોકી કરવા લાગ્યો.

અધઘડી થઈ તેવામાં મોટો મદઝરતો માતંગ આવ્યો. સૂપડા જેવા કાન હલાવતો, સૂંઢ ઊંચી નીચી કરતો, પાછળ નાનકડી પૂંછડી ફેરવતો હાથી આવ્યો. જેવો સરોવર પાસે પહોંચ્યો તેવો જ અવાજ સંભળાયો:

'એઈ દેખતા નહીં હૈ?'

હાથીએ આમ ઊંચે જોયું. આંખ ઝીણી કરી. કાન પહોળા કર્યા. એટલે અવાજ ફરી સંભળાયો:

'રૂપા કેરી મઢુલી, સોને લીંપી છે.
કાનમાં બે કુંડળિયાં ને રાજા બેઠા હૈ.'

હાથી તો ડરી ગયો. અજાણ્યા સ્થળમાં, અજાણ્યા અવાજથી માણસ ડરી જાય છે. એણે તો ધીમા અવાજે પૂછ્યું:

'રજા આપો તો પાણી પીઉં?'

'હાં, પી લો. ઔર બેઠ જાઓ.'

હાથી પાણી પીને વાઘની બાજુમાં બેઠો.

થોડી વારે એક ચિત્તો આવ્યો એને હાથીએ હુકમ દીધો. એ પણ ભય પામીને રજા માગી, પાણી પી બેસી ગયો. પછી દીપડો આવ્યો, એક મોટો માતેલો સાંઢ આવ્યો, જબરજસ્ત ગેંડો આવ્યો દરેક બેસી ગયા જેમ જીવ વધારે ડાખરો તેમ અંદરથી વધારે બીકણ હોય શેરને માથે સવાશેર મળે ત્યા ગરીબ ગાય જેવા થઈ જાય

. અધીં ઘડી રાત રહી તેવામા વનરાજ સિંહ આવ્યો. મોટો કેસરી સિંહ, ડાલમથો, ગોઠણ સુધી કેશવાળી લટકે, પૂછડાને ઝડો માથે ઉપાડીને ધીમી ચાલે ચાલ્યો આવે છે. પાણી પીવા જાય છે ત્યાં અવાજ ગાજ્યો

'એઈ, કોન પાની પીતા હૈ?'.

સિંહે ધીમે રહીને મોઢુ ફેરવ્યુ, આસપાસ જોયું, પાછળ જુએ ત્યા ફરી અવાજ ગાજ્યો : 'દેખતા નહીં હૈ?'

'રૂપા કેરી મહૂલી, સોને લીપી છે,
કાનમાં બે કુંડળિયા ને રાજા બેઠા હૈ?'

વનના રાજાને નવાઈ લાગી આ જંગલમા નવો રાજા કોણ જાગ્યો. એણે તો કશી દરકાર ન કરી ને પાણીમાં મોં નાખ્યું ત્યા તો બધા જાનવરો એકસામટા બોલી ઊઠ્યાં: 'દેખતા નહીં હૈ, રૂપા કેરી મહૂલી સોને લીપી છે, કાનમાં કુંડળિયા ને રાજા બેઠા હૈ.

સિંહે ઊંચે જોયું. તેણે નજર ફેરવી છેક ટેકરી સુધી બન્ને બાજુ હારબંધ નાના મોટા જનાવર બેઠેલાં હરણ, શિયાળ, ગાય, વાછડા, જરખ, જિરાફ, જિબ્રા, નાર, અરે વાઘ, દીપડા, ચિત્તા, રીંછ, માતેલા સાંઢ, પાડા. ગેંડા સૌ ચૂપચાપ, નીચે મોઢે, પૂછડાં દબાવી બેસી ગયેલા

સિંહે વિચાર કર્યો આમાં કંઈક ભેદ છે. નહિતર શિયાળ જેવાં લુચ્ચાં, હરણ જેવાં ચપળ, હાથી જેવાં અક્કલમંદ, વાઘ જેવાં બહાદુર, ગેંડા જેવા વકરેલાં, સાંઢ જેવાં મદોન્મત્ત પ્રાણીઓ આમ ચૂપચાપ બંદાગુલામ બની બેસી ન જાય! નક્કી આ કોઈ ભેદી રાજા લાગે છે. મારા જેવા સાવજને દબડાવે, આટલાં બધાં જંગલી હિંસક પ્રાણીઓને એક અવાજે વશ રાખે, એ કંઈ જેવો તેવો ન હોય, ભારે મોટો સત્તાવાળો હોવો જોઈએ. એની સામે થવામાં જોખમ છે.

આમ વિચારી મનમાં વળ ખાઈ રજા લીધી. પાણી પીને હારમા બેસી ગયો. વનરાજને ભારે ભોંઠપ આવી પણ શું કરે?

થોડી રાત બાકી રહી, પ્રાગડના દોરા ફુટવાની તૈયારી છે એટલામાં એક નાનકડો સસલો આવ્યો. સીધો સરોવર તરફ ગયો જેવો પાણી પીવા જાય છે ત્યા વનરાજનો અવાજ ગાજી ઊઠ્યો: 'કોન પાની પીતા હૈ?'

સસાભાઈએ તો પોતાના કાન ઊંચા કર્યા અને આમ કરીને ઝીણી નજરે જોયું. જાણે કશું ન સાભળ્યુ હોય તેમ પાણી પીવા લાગ્યો.

સિંહને પોતાની જ સત્તાનો ભંગ થતો હોય તેમ એ ત્રાડ્યો 'દેખતા નહીં હૈ, રૂપા કેરી મહૂલી, સોને લીંપી છે, કાનમા બે કુંડળિયા ને રાજા બેઠા હૈ!'

સસાભાઈએ તો ફરી કાન ઊંચા કર્યા. જરાય ગભરાયા વિના સામે સવાલ કર્યો: 'કયા રાજા બેઠા છે?'

આવાં સમર્થ જાનવરો એક હાકલે બેસી ગયેલા ને આ એક નાનકડો સસો સામો સવાલ કરે છે? સિંહને ભારે નવાઈ લાગી અને ગુસ્સો ચડ્યો. ગજા સાથો છે કે ખોટો એટલું જાણવાની હિંમત પોતે ન કરી શક્યો તે હિંમત આટલો નાનકડો સસલો બતાવે છે તે જાણીને રાજી થવાને બદલે સિંહને લાગ્યું કે જાણે પોતાનું જ અપમાન થાય છે. પણ સસલાએ તેની દરકાર ન કરી. એ બોલ્યો: 'સિંહબાપુ, તમારા જેવા સમર્થ, વનરાજ આમ બંદાગુલામ બની

પોતાના અંતરના અવાજને દબાવી બેસી જશે તો પછી થઈ રહ્યું. મને ક્યાંઈ રાજા દેખાતો નથી. ક્યાંઇ રૂપાની મહુલી નથી ને સોનાથી લીંપેલી નથી.'

'તો આ બધા મૂરખ છે?'

'મૂરખ નથી, અજ્ઞાન ને કાયર છે. સત્તાના લોભીઆ છે. માફ કરજો બાપુ, હું કોઈ રાજા દેખતો નથી. અને રાજા હોય તો ય શું?' એક-દમ સસાએ કાન ઊંચા કર્યા અને પગ ઠેરવી દઢ તાથી બોલ્યો: 'પાણી પીવામાં રજા લેવી પડે? એવો કાયદો તો ક્યાંઈ સાંભળ્યો નથી. ભગવાન વરસાદ વરસાવે ને સરોવર ભરાય એમાં પાણીની કોણ ના પાડી શકે? અને ના પાડે તે કેમ ચાલે?'

'એમ તો મને ય લાગે છે. પણ આટલા બધા કાયદાને માન આપે ને આપણાથી કેમ તોડાય, અને હું વનનો રાજા ઊઠીને કાયદો તોડું પછી માનું ય કોણ માને?'

'સિંહ દાદા,' સસો ગંભીર બનીને બોલ્યો: 'તમારા જેવા મહોરથી આમ દબાઈ જાય પછી બીજાનું શું ગજું? પણ હરકત નહીં, હું એનો ભેદ ખોલી નાંખીશ.'

'તું?' સિંહના શરીરમાંથી ધ્રુજારી વછૂટી ગઈ. 'રહેવા દેજે નાહકનો માર્યો જઈશ.'

'ભલે ગમે તે થાય. જે સાચું છે તે જાહેર કરવું જ રહ્યું.' આમ કહી સસો ટેકરી પર ચાલ્યો. બન્ને બાજુ બેઠેલાં જબરાં પશુઓ જોઈ રહ્યાં. એકબીજાની સામે જોવા લાગ્યાં. કોઈ એની હિંમતથી ડઘાઈ ગયાં તો કોઈ એનો જાન જવાની બીકે ડરી ગયાં. કોઇએ કહ્યું: 'એલા રહેવા દે, મરાઈ જઇશ.'

નીચેથી ઉપર ને ઉપરથી નીચે નકલી રાજાના હુકમો ફરી વળ્યા. કોઈને ગણકાર્યા વિના સત્યાગ્રહી સસલો આગળ ચાલ્યો. છેક મઢી પાસે પહોંચ્યો. રાજા સાહેબની સામે જંઈ ઊભો. એનો શાંત, સ્વસ્થ, સત્યાગ્રહી અવાજ રાત્રિના અંધકારમાં ગાજી રહ્યો.

'હાડકાંની મહુલી!' રાજાની આંખો ક્રોધથી લાલ બની. બધા પ્રાણીઓ ધ્રુજી ઊઠ્યાં. સસલાએ એવાજ અવાજે કહ્યું: 'છાણે લીંપી છે!'

અને પોતાના સ્વભાવ પ્રમાણે રાજાજી પરખાં ખજવાળી, દાંતિયાં કરવા લાગ્યા. શિયાળથી સિંહ સુધીનાં પ્રાણીઓને થયું: 'હમણાં આ સસો માર્યો ગયો સમજવો.'

પણ પ્રાણાર્પણે સત્યને વળગી રહેનાર સસલાએ આખું કાવ્ય પૂરું કર્યું:

'હાડકાની મહુલી, છાણે લીંપી છે,
કાનમાં બે ખાસડિયાં ને
અંદર બેઠા હે!'

'હૂક' કરતો વાંદરો અસત્યનો અંચળો ફેંકીને કુદ્યો પાસે બેઠેલા વાઘે છલંગ મારી તેનું પૂછડું પકડ્યું. થોડા વાળ હાથમાં આવ્યા ને એ ઝાડ પર ચઢી ગયો.

બધાં પ્રાણીઓ એકઠા થઈ આશ્ચર્યચકિત બની જોઈ રહ્યાં. પોતાની કાયરતા અને અજ્ઞાનથી શરમિંદા બન્યાં

સત્યાગ્રહી સસલાને અભિનંદન આપ્યાં ને સત્યનો અરૂણપ્રકાશ પૂર્વાકાશમાં પથરાયો.

* * *

આ એક જૂની લોકવાર્તા છે. ધર્મકારણ, અર્થ-કારણ કે રાજકારણ દરેકમાં પ્રથમ લોકહિતાર્થે નિયમો ઘડાય છે. સમય જતાં નિયમો રૂઢ બને છે. તંત્રમાં જડતા આવે છે. સત્તાપ્રેમી માણસો બંધારણીય સ્વાંગ સજીને એના બંદાગુલામ બની જાય છે. લોકકલ્યાણની ભાવના, સત્યનિષ્ઠા દબાય છે. ત્યારે, યુગપ્રવર્તક સત્યાગ્રહી જાગે છે અને પ્રજાજીવનને એ તાંત્રિક જડતામાંથી મુક્ત કરે છે.

# ચાચાજીની વાતો

વિમળા પટેલ

દૂર દૂરના મુલકમા વસતો એક માલિક જ્યારે ઘરની સભાળ લેવા જતો હોય છે ત્યારે એને નાના મોટા વીટળાઈ જાય છે એવી જ રીતે પરદેશમા પટને ખાતર પોતાના બાળબચ્ચાને મૂકીને પિત ધન કમાતો હોય છે અને તે જ્યારે સ્વદેશ રજા ઉપર આવતા હોય છે ત્યારે નાના નાના બાળકો એના પગમા પડી જાય છે એની ગોદમા ભરાઈ જાય છે પછી પૂછે છ અમારે માટે શુ લાવ્યા? પ્રેમાળ પિતા જે કાઈ ભૂડી ભેગી કરી લાવ્યો હોય તે બચ્ચાના થાળમા મૂકે છે એની લહાણી કરે છે સૌ ભેગા મળી તે આનદ લૂટે છે લૂટાવે છે ને મોજ કરે છે

ચાચાજીનુ આવવુ અમારે મન તવુ છે પ્રાથમિક શાળા જેવુ અમારુ આ વિદ્યાલનથી માડી અધ્યાપન મદિર તથા બીજી મહાશાળાઓમાના બાળકોની માગ આવીને ઉભરાય છે ને તે એ એક જ હોય છે અમને કઈક આપો ' દૃષ્ટિ હોય છે માત્ર શિક્ષણની

પાછા જવાનો વખત થયા છે મોટરો બારણ આવીને આગણામાના લીમડાની છાયે ખડકાય છે તવે વખતે એક વિશ્વપ્રેમી આવી ચડે છે ને માગણી કરે છે 'ચાચાજી હુ રહી જાઉ છુ મને કેમ નહિ? ચા ચા જીના હોઠને ય તરછોડી શકે ખરા? અને ય મલાવે છે તે છે

## 'શીખ ધર્મનુ મર્મ'

ધર્મ અનત અને જે એક છે તેનો આ ગાન છે આદેશ છે તે માનવને અનેકતાથી એકતા તરફ લઈ જવા માટે પ્રેરણા આપે છે આજથી પાચસો વર્ષ પહેલા આપણા દેશમા લોકો અનેકતાના ચક્રમા ફસાયના હતા એક પ્રભુના અનેક ખડ કરી દીવા હત અને દર એક જાતિ-નાતિનો ઇષ્ટદેવતા ઈશ્વરનુ સ્થાન લઈ બેઠો હતો પરિણામે ભેદભાવ દરેક ક્ષેત્રમા પેસી ગયો હતો તેને વટાવા માટે ગુરુ નાનક આવ્યા (નાનક-ના-અનેક!) પ્રભુ જ સત્ય છે તે એક છે અકાલમૂર્ત છે તેનુ સ્મરણ કરવુ સારા કામ કરવા સત્સગ કરવો આવા તેમના મુખ્ય સિદ્ધાન્તો જાત પાતકી બાત ન પૂછે પૂછે કુ જ બને રે ' શિનર હરિ કા નામ ઓ કર ઉજ્વલ કામ ' સેવા માર્ગ સૌથી સરળ છે ઉત્તમ આધ્યાત્મિક માર્ગ છે ગુરુ દરેકની અદર છે તેના શિષ્ય (શીખ) નિશ્ચયે વિશ્વાસ રાખીને તેનુ સ્મરણ કરવુ મના અને સ્મરણ દ્વારા અહમ્ ઓછો થાય છે ત્યારે મમતા અથવા મોહની દિવાલો જે આપણને રાત દિવસ ઘેરી રહી છે તેમા એક છિદ્ર થઈ જાય છે તે છિદ્રમાથી અનત એક ઈશ્વરના દર્શન થાય છે

* * *

આગણામાંનો ઘટાદાર લીમડો એની બાજુમા હમણા જ ઊભો થએલો નવયૌવનની લહેરે લહેરાતો અસોપાલવ એની પાસે ચાચાજી આટા મારતા હતા મીઠો સવારનો વાયુ હવામા શીતળતા આપતો હતો સામેનો મધુમાલતીનો માડવો ચાચાજી સામે હસુ હસુ થઈ રહ્યો હતો એ માડવા તરફથી આનદસૌરભ વાતીમા કોઈકે કાઈક પૂછ્યુ

ચાચાજી જ્ઞાનવૃક્ષની શાખાએથી એનો જવાબ આપે છે બધાની સાથે હળીમળીને રહેવાનો સકલ્પ શુદ્ધ છે પણ ઘણા લોકો અમુક મર્યાદા રાખીને બીજાઓની સાથે હળેમળે છે આપણો પ્રેમ કોઈ પર દબાણ રૂપે ન થઈ પડે દૂધમા જેમ તર ઉપર તરે છે દૂધને તે ભારરૂપ નથી બનતુ તેવી રીતે આપણુ જીવન વ્યતીત કરવાનો પ્રયત્ન કરીએ કોઈનુ દ્વાર-ઘરનુ અથવા દિલનુ-ઠોકીને નહિ ખોલવુ જ્યા સુધી તે દ્વાર પ્રભુની કૃપાથી ખુલ્લુ મૂકવામા ન આવે ત્યા સુધી દરેકની મર્યાદા અને સન્માન સાચવવાની કાળજી રાખવી '

*

બુદ્ધિ એટલે જગતની અનેક ઘટનાઓનુ માની લીધેલુ બાહ્ય જ્ઞાન એવો અર્થ ઘણી વાર કરવામા આવે છે એવી બુદ્ધિ આશ્રમમા ઓછી કેળવાય છે એમ મારે કબૂલ કરવુ પડશે પણ બુદ્ધિ એટલે સમજણ વિવેક ઈત્યાદિ અર્થ હોય તો તે આશ્રમમા યોગ્ય પ્રમાણમા કેળવાય છે —ગાધીજી

# આવા હતા બાપુ

'ઈન્દુ'



બાપુનો આશ્રમ એટલે શંભુમેળો. તેમાં જાતજાતના અને ભાતભાતના લોકો આવતા.

બાપુ સેવાગ્રામ જતા પહેલા વર્ધામાં મગનવાડીમાં રહેતા હતા ત્યારની આ વાત છે. ત્યાં નાનું સરખું રસોડું આશ્રમવાસીઓનું ચાલતું હતું. બધાંને જુદું જુદું રસોડાનું કામ મળતું. કોઈ ભાઈ કે બહેન પોતાના કામમાં આળસ કરી જાય તો રસોડાના વ્યવસ્થાપકને મુશ્કેલી ઊભી થઈ જતી ને અકળાઈ જતા. ને તરત ફરિયાદ કરવા બાપુ પાસે દોડી જતા. ને કહેતા: 'આજે પેલા ભાઈએ લોટ નથી દળ્યો તો શું કરવું? અને ફલાણા ભાઈએ શાક નથી સમાર્યું તો શું કરું?'

બાપુએ રસોડાના વ્યવસ્થાપકને કહી રાખ્યું હતું કે કોઈ પણ કામ ન થયું હોય તો તે કામ સારુ મને બોલાવવો.

પેલા વ્યવસ્થાપક ભાઈને બાપુ માટે શંકા હો કે ગમે તે પણ બાપુની પરીક્ષા કરવાનું મન થયું અને એક દિવસે બાપુ પાસે જઈને ફરિયાદ કરી કે, 'ફલાણા ભાઈએ આજે ઘઉં નથી દળ્યા તેથી રોટલી કેવી રીતે બનાવું?'

બાપુ તરત પોતાનું અગત્યનું કામ પડતું મૂકીને ઊઠ્યા અને હસતા બોલ્યા, 'ઓહ, એમાં શું! ચાલો હું દળવા આવું છું.'

સાચે જ બાપુ ઊઠ્યા અને ઘંટી પર પેલા વ્યવસ્થાપક ભાઈની સામે દળવા બેસી ગયા.

પેલા વ્યવસ્થાપક ભાઈ તો શરમના માર્યા નીચું જોઈને બાપુની સાથે દળતા

રહ્યા અને મનમાં વિચારતા રહ્યા કે, .અરે રે, મેં ક્યાં બાપુને કહ્યું ને બાપુની પરીક્ષા કરી! હું એકલો પણ દળી શકત. બાપુને કેટલું કષ્ટ આપ્યું? જગતના એક મહાનપુરુષને પોતાના કિંમતી કામમાંથી ફક્ત તેઓની પરીક્ષા કરવા ઉઠાડ્યા? .

આમ તે વ્યવસ્થાપકભાઈ મનમાં ને મનમાં પસ્તાવા લાગ્યા અને છેવટે હિંમત કરીને ભારે સાદે બોલ્યા 'બાપુ, આપ જાઓ, હું બાકીનું દળી લઈશ.'

બાપુ પાસે તો કામને. ડુંગર ખડકાયેલો હતો. તેથી તેઓ પાછા પોતાના કામ પર ચાલ્યા ગયા.

પણ બાપુ મોટાં કે નાનાં કામોને કેટલું સમાન મહત્ત્વ આપતા તે તો આવા પ્રસંગો જેઓએ અનુભવ્યા હોય તેવા નિકટના સાથીઓ જ જાણતા.

*

વર્ધામાં ૧૯૩૪માં મગનવાડીમાં બાપુ સાથે થોડાંક ભાઈબહેનો રહેતાં હતાં તેથી નાનકડા આશ્રમ જેવું થઈ ગયું હતું. બધાં એક રસોડે જમતાં હતા. સૌ પોતપોતાનાં વાસણો તો માંજતાં જ પણ ઉપરાંત રસોડાનું બીજું કામ ભાગે પડતું કરતાં હતાં.

એક વાર બાપુને વિચાર આવ્યો કે, સૌ પોતપોતાનાં એઠાં વાસણ માંજે તે કરતાં બે ત્રણ જણાં જ બધાનાં એઠાં વાસણ માંજે જેથી એકબીજા પ્રત્યેનો પ્રેમભાવ વધે. બીજાનાં એઠાં વાસણ માંજવામાં જે સૂગ હોય છે તે પણ દૂર થાય.

આ વિચારને તરત અમલમાં મૂકવા બાપુએ પ્રાર્થના પછી આ વાત મૂકી. અને કહ્યુ કે, 'કાલથી પહેલો વારો મારો અને બાનો છે. સૌ પોતપોતાના એઠાં વાસણો માંજવાની જગાએ મૂકીને ચાલ્યાં જાય.'

સૌ વિચારમાં પડી ગયાં. પણ બાપુનો હુકમ એટલે કોઈ કંઈ બોલ્યું નહીં.

બીજે દિવસે સૌ જમીને પરવાર્યાં. બા અને બાપુજી વાસણ માંજવાની જગાએ બેસી ગયાં. અને દરેકને કહ્યું કે, 'વાસણ મૂકી ચાલ્યા જાઓ.' બધાં જરા ખમચાયાં પણ બાપુની આજ્ઞા એટલે શું થાય. બધાં એઠાં વાસણ મૂકીને ચાલ્યાં ગયાં.

બા અને બાપુજી બધાંનાં એઠાં વાસણો માંજવા મંડી પડ્યાં. ત્યાં રસોડાના વ્યવસ્થાપકજી આવી પહોંચ્યા ને બા, બાપુજીની સાથે વાસણ માંજવા બેસી ગયા. રસોડાના વ્યવસ્થાપકને કોઈના પણ કામમાં મદદ કરવાની છૂટ હતી તેથી બાપુએ તેમને વાસણ માંજતા

રોકયા નહીં.'

વાસણ માંજતાં માંજતાં બા અને બાપુજી વચ્ચે મનોરંજન પણ ચાલતું અને કોણ વાસણ વધુ ચકચકિત માંજે તેની પણ સ્પર્ધા થતી.

અને મજાક કરતા બાપુએ રસોડાના વ્યવસ્થાપકને કહ્યું, 'જુઓ, કેવા સાફ થયાં છે?' અને બાપુજીની પછી તો વાક્ધારા ચાલી. 'માણસ નિશ્ચય કરે તો દુનિયામાં એવું કયું કામ છે જે તે ન કરી શકે? આખરે આપણાં ઘરોમાં શું થાય છે? સ્ત્રીઓ જ ઘરનાં બધાં એઠાં વાસણ સાફ કરે છે. આ આપણું મોટું કુટુંબ છે. અને આપણે સ્ત્રીપુરુષનો ભેદ નાબૂદ કરવો છે. એટલા માટે મેં રસોડાની જવાબદારી કોઈ બહેનને ન સોંપતા તમને આપી છે. સાબરમતીમાં પણ મેં રસોડાની જવાબદારી વિનોબાને આપી હતી. હું માનું છું કે, સ્ત્રીપુરુષનાં કામોની બાબતમાં જે ભેદ છે તે આપણા આશ્રમમાં રહેવો જ ન જોઈએ. અને ખાસ કરીને રસોડું તો પુરુષોએ જ ચલાવવું જોઈએ. મેં મારા જીવનમાં આવા પ્રકારના અનેક પ્રયોગો કર્યા છે. અને હું એવા નિર્ણય પર આવ્યો છું કે, સામુદાયિક રસોડું ચલાવવામાં જે કુટુંબભાવના વધે છે તે બીજી કોઈ રીતે નથી વધતી. જે રસોડું ચલાવે છે તેની જવાબદારી ઘણી જ મોટી હોય છે. બધી ચીજોને વ્યવસ્થિત અને સ્વચ્છ રાખવી અને જેટલા ભોજન કરનારા હોય તેમને ભગવાન સમજીને પ્રેમથી ખવડાવવું એ આધ્યાત્મિક પ્રગતિની મોટી સાધના છે.'

આમ બાપુ દરેક કામમાં ભાગ લઈને તે તે કામના વ્યવસ્થાપકને નાનાંમાં નાનાં કામનું મહત્ત્વ સમજાવતા.

*

આપણા દેશમાંના ઘોર દારિદ્ર્ય ને બેકારી જોઈને હું રડ્યો છું, પણ મારે કબૂલ કરવું જોઈએ કે એને માટે આપણાં પોતાનાં બેદરકારી ને અજ્ઞાન જ મોટે ભાગે જવાબદાર છે. આપણે શરીરશ્રમનું ગૌરવ સમજતા નથી. એટલે મોચી જોડા સીવવા સિવાય બીજું કશું કામ નહીં કરે, તે માનશે કે બીજું બધું કરવામાં હલકાઈ છે. એ ખોટો ખ્યાલ જવો જોઈએ. સાચી દાનતથી હાથપગ ચલાવવા માગતા હોય તે બધાને માટે હિંદુસ્તાનમાં પૂરતુ કામ પડેલું છે. ઈશ્વરે દરેક માણસને કામ કરીને રોજના રોટલા કરતા વધારે કમાવાની શક્તિ આપેલી છે. ને એ શક્તિ વાપરવા રાજી હોય તે દરેકને કામ મળી જ રહેશે. જે માણસ શુદ્ધ કોડી કમાવા માગે છે તે કોઈ પણ જાતની મજૂરીને હલકી નહીં ગણે. માત્ર ઈશ્વરે આપેલા હાથપગ વાપરવાની તૈયારી જોઈએ.

—ગાંધીજી

# દાદાજીની વાતો

ગિરિબાળા

દાદાજી પાસે વાર્તાનો ખજાનો દાદાજી દર રોજ વાળુ કરીને નમતી સાંજે અમારી ફળીમા આવે કે તરત બાળકો દાદાજીને વિંટળાઈ વળે કોઈ દાઢી ખેચે તો કોઈ ચશ્મા ખેચે, કોઈ ટાલીઆ માથા ઉપર હાથ ફેરવે તો કોઈ પીઠ ઉપર ચડી બેસે બે ત્રણ નાના ટાબરીઆ તો દાદાજીનો ખોળો ખુંદે જાણે ગાદલા ખુદતા ન હોય ! તો બીજા બે ત્રણ જણા દાદાજીનો ડગોરો લઈને "દાદાનો ડગોરો લીધો' ગાતા જાય ને રમતા જાય

દાદાજી હસતા હસતા કોઇને ટપલી મારે કોઈને બચ્ચી ભરે તો કોઈને પ્રેમથી ધબ્બા મારે બાળકોના માબાપો દાદાજીને હેરાન ન કરવા બાળકોને ધમકાવે પણ સાભળે કોણ?

પણ જ્યા દાદાજી કહે કે 'ચાલો છોકરાઓ આજે તો સરસ મજાની વાર્તા કહુ છુ ' એટલે ટપોટપ બધાય દાદાજીને મધ્યબિંદુ બનાવી" ગોળાકારમા ડાહ્યાડમરા થઈ બેસી જાય ને દાદાજી વાર્તા પણ એવી સરસ કરે કે બાળ ગોપાળોને મજા આવે ને જ્ઞાન પણ મળે

ઘણી વાર બાળકો દાદાજીને અવનવા પ્રશ્નો કરે ને દાદાજી વાર્તાના રૂપમા તેના જવાબો આપે આજે થોડા મહેમાનોના બાળકો પણ આવેલા હતા તેથી દાદાજીએ તેમની સાથે ઓળ ખાણ કરી લીધી

જેવી ઓળખાણ વિધિ પૂરી થઈ કે એક બાળકે પ્રશ્ન કર્યો 'હે દાદાજી, તમે મારા બાપુજી જેવડા હતા ત્યારે નોકરી કરતા?'

દાદાજી હસતા હસતા બોલ્યા, 'હા બેટા, હું પણ તારા બાપા જેવડો હતો ત્યારે નોકરી કરતો હતો '

'તો હવે તમે કેમ નોકરી નથી કરતા?'

'અરે દીકરા, મારા ઘરડાને કોણ નોકરીએ રાખે હું ઘરડો થયો એટલે મારા શેઠે મને રજા આપી '

ત્યા બીજુ બાળક તરત જ બોલી ઊઠયુ 'હે દાદા પેલા મોતી કૂતરાની જેમ તમને પણ દુકાનેથી કાઢી મૂકયા?'

ત્યા બીજુ બાળક ઘુટણેથી ઊંચુ થતુ બોલ્યુ 'દાદાજી તમે જો એ મોતી કૂતરાની જેમ ચાલાકી કરી હોત તો તમને પણ તમારા શેઠ પાછા રાખી લેત ને?'

દાદાજી ખડખડાટ બોખે મોઢે હસતા બોલ્યા 'પણ મારે મોતી કૂતરાની જેમ શિયાળ જેવા લુચ્ચા મિત્રની સાથે ભાઈબધી નહોતી બેટા '

ને બધા બાળકો દાદાજીના ખડખડાટ હાસ્ય માં ભળી ગયા ને આખી ફળી ગાજી ઉઠી

પણ પેલા આજે નવા આવેલા બાળકો આ વાતમા સમજ્યા નહી એટલે તેઓ બોલી ઊઠયાં દાદાજી અમને એ વાર્તા કહો ને?'

બીજા બાળકોને પણ એ વાર્તા સાભળવી ખૂબ ગમતી હતી એટલે એ બધાએ પણ સાદ પૂરાવ્યો કે, 'દાદાજી આજે એ મોતી કૂતરાની જ વાર્તા કરો '

દાદાજીએ ખોખારો ખાધો ને બાળકો કાન સરવા કરી વાર્તા સાભળવા ચૂપચાપ બેસી ગયા

'સાભળો ત્યારે,

એક હતા મોટા શેઠ, ખુબ પૈસો શહેરથી ચાર પાચ માઈલ દૂર એક સુદર ટેકરી પર રહે આજુબાજુ ઘાટી ઝાડી હતી તેથી હિંસક પશુઓ પણ તેમા રહેતા શેઠને શહેરનુ વાતાવરણ ને ધમધમાટ ન ગમતા તેથી આવી શાતિવાળી

જગ્યાએ રહેતા હતા. પોતાના રક્ષણ માટે ખૂબી તકેદારી રાખતા. શહેરમાં જવા, આવવા માટે એક સરસ મજાની મોટર હતી. ઘરમાં શેઠ, શેઠાણી અને એક નાનો બાબો. નોકર વર્ગ પણ હતો. અને હમણાં થોડા મહિના પહેલાં શેઠ ઇંગ્લેંડ ગએલા ત્યારે ત્યાંથી એક નાનો જાતવાન કૂતરો લઈ આવેલા. તેનું નામ મોતી પાડ્યું. શેઠને તે ખૂબ વહાલો. શેઠ તેને જાતે જ નવડાવતા. તેને ખાવાનું આપતા. સાથે મોટરમાં ફરવા પણ લઈ જતા. શેઠાણીનો પણ તે લાડકો થઈ પડ્યો હતો નાના બાબાનું તો એ જીવતું રમકડું હતો. આમ આખા ઘરનો એ માનીતો થઈ પડ્યો હતો અને બંગલાનો એક વફાદાર ચોકીદાર પણ બન્યો હતો. તેથી શેઠ શેઠાણીને હિંસક પ્રાણીઓની ખાસ ચિંતા રહેતી નહીં. કોઈ અજાણ્યા માણસને પણ ઘરમાં પેસવા ન દે. ભૂલે ચૂકે પણ શિયાળ કે વરુ ચડી આવે તો તેની પાછળ દોડીને તેને તગડી મૂકે

શેઠ સાંજે ઘરે આવે કે તરત મોતી બે પગ ઊંચા કરીને પૂંછડી પટપટાવતો તેને આવકારે. ને શેઠ તેને પંપાળીને, પોતાની સાથે લઈ જાય.

આમ મોતીના સુખના દિવસો પસાર થયા. અને વર્ષો જતાં મોતી ઘરડો થયો. હવે તેનામાં દોડવાની શક્તિ ન રહી. પેલા જેવો તરવરાટ ન રહ્યો, મોઢામાંથી લાળ પડવા લાગી. તે ઘરની ચોકી પણ બરોબર ન કરી શકતો.

શેઠાણીને હવે મોતી અળખામણો લાગવા માંડ્યો. શેઠ પણ હવે પહેલા જેવો તેના પર પ્રેમ ન રાખતા. કારણ કે બીજું સુંદર ગલૂડિયું ઇંગ્લેંડમાં રહેતા તેના મિત્રે મોકલ્યું હતું. શેઠનો બધો વખત તે ગલૂડિયાંને રમાડવામાં જતો.

શેઠાણી તો રોજ મોતીની ફરિયાદ કરતા કે હવે તો આ મોતીને કાઢો તો સારું લાળથી આખું ઘર ભરી દે છે.

રોજના કકળાટથી ત્રાસીને શેઠે મોતીને તગડી મૂક્યો.

પણ મોતી ક્યાં જાય? આખી જિંદગી નિમકહલાલીથી એક જ શેઠની ચાકરી કરી તે હવે ઘરડો થતા ક્યાં જાય?

મોતી તો ઘરના કંપાઉન્ડની બહાર બેસી રહેતો ને ત્યાં જ પડ્યો રહેતો. ત્યાં પણ શેઠ, શેઠાણી, બાળકો અને નોકરવર્ગ તેને હડધૂત કરવા લાગ્યા. એટલે એક દિવસે નિરાશા સાથે તેણે શહેરનો માર્ગ પકડ્યો.

વચમાં જંગલ આવતું હતું. ત્યાં તેને શિયાળ મળ્યું. કે જે શિયાળને તેણે ઘણી વાર તેના શેઠના ઘરમાં આવતા અટકાવ્યું હતું અને બટકાં પણ ભર્યાં હતા

શિયાળને આશ્ચર્ય થયું કે, આ ભાઈ કેમ આવા ઢીલાઢફ થઈ ગયા! તેણે પાસે આવીને પૂછ્યું 'કેમ કૂતરાભાઈ, કેમ ઉદાસ છો? તમારો પહેલાનો રૂઆબ ક્યાં ગયો?'

મોતી પાછલા બેપગની વચ્ચે પૂછડી દબાવતાં બોલ્યો 'ભાઈ, મારા દુઃખની શું વાત કરું! જિંદગીભર શેઠની નિમકહલાલીથી નોકરી કરી પણ હવે ઘરડો થયો, નકામો બન્યો તેથી કાઢી મૂક્યો. હવે તો શહેરમાં રખડી રખડીને કટકુ બટકુ જે કંઈ મળશે તે ખાઈને બાકીની જિંદગી પૂરી કરીશ.'

શિયાળે લુચ્ચું હાસ્ય કરતાં કહ્યું: 'લે કરને હજુ સ્વાર્થી માનવીની સેવા?'

મોતી શો જવાબ આપે. દયામણે ચહેરે શિયાળના આંસુ જોઈ રહ્યો.

શિયાળને મોતીનો દયામણો, ચહેરો જોઈને દયા આવી તે બોલ્યો: 'જો તારે તારા શેઠને ત્યાં ફરી આરામથી રહેવું હોય તો એક યુક્તિ બતાવું.'

મોતીને તો શેઠના ઘરની ખૂબ માયા એટલે તેણે શિયાળને યુક્તિ બતાવવા વિનંતી કરી

શિયાળ પૂછડી પટપટાવતો બોલ્યો 'તારી શેઠાણીના મોટા દીકરાને નાનો બાબો છે તેને શેઠાણી રોજ ખુલ્લા વરંડામાં સવારે કુણો તડકો લેવા સુવડાવે છે ત્યારે હું ત્યાં આવીશ ને ઝડપ મારીને તેને ઉપાડીને ભાગીશ તું મારી પાછળ પડજે ને મને બટકા ભરજે જો કે તને દાંત નથી પણ મારી રૂંવાટી તો ખેંચજે અને ચિચિયારી પાડતું હું બાબાને મૂકીને ભાગી જઈશ પછી તું તે બાબાને તારી શેઠાણી પાસે લઈ જજે બસ પછી તો તું ઘરનો રાજા થઈ જશે તને બધા પંપાળવા આવશે અને ચારે બાજુથી ઘરના બધા માણસો વિંટળાઈને તને ઘેરી વળશે '

મોતીએ શિયાળનો ખૂબ આભાર માન્યો અને કાવનો દિવસ નક્કી કર્યો.

સવાર પડી શેઠાણી બાબાને લઈને આવી વરંડામાં ગોદડી પાથરી તેના પર બાબાને સુવાડ્યો ને બાજુમાં બેસી નવલકથાની ચોપડી વાંચવા બેઠી

ત્યાં અચાનક શિયાળે ઝપટ મારીને બાબાને ગોદડી સાથે ઉપાડ્યું ને ભાગ્યું

જેવું શિયાળ દરવાજાની બહાર ભાગ્યું કે મોતીએ જોરથી ભસવા માંડ્યું શેઠાણી તો ચોંકી પડી ને ડીને હાફળીફાફળી શિયાળ પાછળ આખું ઘર ગજવતી દોડી નોકર ચાકર બધા દોડી આવ્યા શેઠ પણ દોડ્યા

શિયાળ તો જાય ભાગ્યું તેની પાછળ મોતી દોડ્યો ને શિયાળને પકડ્યું તેને બચકા ભર્યા, જાણે મરણીઓ સામનો કરતો હોય એમ બંને ખૂબ લડ્યા છેવટે શિયાળ ભાગ્યું અને બાળકને મોઢામાં લઈને મોતી શેઠ શેઠાણી પાસે આવ્યો

શેઠાણી તો મોતીને બાઝી પડી અને તેને પંપાળવા લાગી પંપાળતા શિયાળ સાથે લડતા લોહી નીકળ્યું તે લોહી અને મોઢામાંથી નીકળતી લાળથી શેઠાણીનો કિંમતી સાડલો ભરાઈ ગયો તેનું ભાન પણ ન રહ્યું

શેઠ ને શેઠાણી ખૂબ પસ્તાવો કરવા લાગ્યા એ પસ્તાવો તે મોતીને કેવી રીતે સમજાવે પણ મોતી તો તેમનો પસ્તાવો સમજી ગયો હતો કારણ કે હવે મોતીનું માનપાન વધી ગયું હતું મોતીનું સ્થાન હવે ઘરમાં કંઈક જુદું હતું

મોતી જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી તેનું સ્થાન જ્યારે ગલ્લેડથી આવ્યો ને રહેતું હતું તેવું જ રહ્યું

તો તો દાદાજી આનો સાર એને કે લુચ્ચાઈથી પાછું ગુમાવેલું સ્થાન મળે?' એક બાળક બોલી ઊઠ્યું

દાદાજી તો દાદાજી વર્ષોના અનુભવના નિચોડ રૂપે બોલ્યા 'અરે મારા નાના બાળો, આ વાર્તામાં તો ખૂબ શીખવાનું છે

કોઈ આપણું ભલું કરે ને આપણે માયાળુ વર્તાવ તેના પ્રત્યે રાખીએ તેમાં શું ? પણ કોઈ આપણું ભલું ન કરે છતાં તેના પ્રત્યે માયાળુ વર્તાવ રાખીએ એમાં જ ખરી માનવતા છે

'ચાલો આપણે ભગવાનની પ્રાર્થના કરીને ઊઠીએ '

*

હું અત્યંત નમ્રતાપૂર્વક કહેવાની હિંમત કરું છું કે જો હિન્દુસ્તાન સત્ય અને અહિંસા દ્વારા પોતાના ધ્યેયને પહોંચશે તો જે શાંતિને માટે જગતની તમામ પ્રજાઓ તલસી રહી છે તે શાંતિની સ્થાપનામાં તેનો ફાળો નાનોસૂનો નહીં ગણાય. અને એમ થાય ત્યારે જગતના રાષ્ટ્રો તેને જે મદદ છૂટે હાથે આપી રહ્યા છે તેનો યત્કિંચિત્ બદલો તેને વાળ્યો ગણાશે.

ગાંધીજી

# હૂંફાળા હૈયાં — એલિઝાબેથ બર્ડ

થોડાક વર્ષો પહેલાની વાત છે

શિયાળાની ઋતુ હતી કડકડતી ઠંડી હતી સાંજનો સમય હતો ઉત્તર સ્કોટલેન્ડના ડુંગરાળ પ્રદેશના રસ્તા ઉપર એક બસ ધીમે ધીમે આગળ વધતી હતી આ બસમા બે સ્ત્રીઓ પાસે પાસે બેઠી હતી એમાની એક પ્રવાસે નીકળેલ અમેરિકન બાઈ હતી એની બાજુમા બેઠેલી કદાવર બાંધાની દેખાવમા અત્યંત સાદીસીધી એવી સ્કોટલેન્ડના ખેડૂતવર્ગની સ્ત્રી હતી

વાતમા ને વાતમા પ્રવાસી સ્ત્રીનો આ ટાણે સ્કોટલેન્ડનો પ્રવાસ ખેડવાનો હેતુ ન સમજાતા સ્કોટ સ્ત્રીએ તેને કહ્યુ આ ઋતુમા અહી સખત ઠંડી પડે છે પવનના તોફાન સાથે ગમે ત્યારે વરસાદ પડે બરફ પડે હેરાન થવાય તમે આ શિયાળામા અહી આવવાનુ પસંદ કર્યું એ નવાઈ જેવુ '

'મને તો આ જાતનુ હવામાન પસંદ છે હુ હમણા એક ઐતિહાસિક નવલકથા લખુ છુ એને માટે મારે નિગતો એકઠી કરવી છે એ માટે ગામડાના લોકો સાથે વાતો કરવી જોઈએ જુના જમાનાથી પરંપરાગત ચાલી આવતી ઝાઝા ફેરફાર વગરની દંતકથાઓ તો ગામડામા જ જડે ને? મારે તો છેલ્લા ચારસોએક વર્ષની માહિતી એ રીતે ભેગી કરવી છે ' પ્રવાસી બાઈએ કહ્યુ

'એમ! તો તો તમે જરૂર મારે ત્યા ચાલો બે રાત રોકાવામા વાંધો તો નથી ને? અમારુ ઘર નાનુ છે પણ કારણ મારા પતિ કામ માટે શહેરમા ગયા હોઈ મને એટલુ બધુ એકલુ એકલુ – સૂનુ સૂનુ લાગે છે! તમે આવો તો મને ખૂબ આનંદ થશે ' ખેડૂત સ્ત્રી બોલી

મોટર એક સ્થળે થોભી અને બન્ને સ્ત્રીઓ નીચે ઊતરી ચાલવા લાગી વરસતા વરસાદમા એ લોકો આગળ વધ્યા છેવટે એક ટેકરીના ઢોળાવ ઉપર એક નાનકડુ કાળુ પથ્થરનુ મકાન દેખાયુ મકાનમા પેસતા જ ખેડૂત સ્ત્રીએ સાદા છતા અત્યંત સ્વચ્છ એવા આગળના કમરામા મહેમાનને માટે વ્યવસ્થા કરી તેને બેસાડી

એકાએક વીજળીના દીવા હોલવાઈ ગયા યજમાન સ્ત્રીએ નિસાસો નાખ્યો 'અરેરે! વીજળીનો પ્રવાહ કપાઈ ગયો લાગે છે ' કહેતા તેણે મીણબત્તીઓ સળગાવી અજવાળુ કર્યુ તે બાદ એણે દેવતા સળગાવવાનો આરંભ કર્યો

એટલામા બારણુ ઠોકાયુ બારણુ ઉઘાડતા એક છોકરો અંદર આવ્યો ખેડૂત સ્ત્રીએ એના પાણી નીગળતા કોટ ટોપી લીધા

ઠંડી ઉડાડવા તે સળગતા દેવતા પાસે ગયો છોકરાની ઉમ્મર બારેક વર્ષની હશે બિચારો બહુ જ કઢંગી રીતે અપંગ હતો જરા થાક ખાઈને એ બોલ્યો 'બાપુએ તમને ટેલિફોન કરવાનો ઘણો પ્રયત્ન કર્યો ટેલિફોન બગડી ગયો લાગે છે તમે સહીસલામત તો છોને–એટલુ જોવાને હુ આવ્યો છુ '

'બહુ સારુ કર્યું, ભાઈ! જો આ બહેન આપણે ત્યા મહેમાન છે આજે અહી જ રહેવાના છે ' માએ કહ્યુ

એટલામા બહાર પવન જોરથી ફૂંકાવા લાગ્યો બારી બારણા ધમધમી ઊઠ્યા કમાડનો જીણી ઊણી અફળાવા લાગ્યા બારીબારણાની તડમાંથી અંદર આવતો પવન ભયંકર સુસવાટા કરવા લાગ્યો

આવા તોફાન માણવાનુ મને તો બહુ જ ગમે છે આ તો આપણે ઘરમા છીએ પણ ખુલ્લામા હોઈએ ને ત્યા જ કોઈક સલામત જગ્યાએ ભડભડ બળતા તાપણા પાસે બેઠા હોઈએ તો કેવી મજા આવે!' પ્રવાસી સ્ત્રી બોલી

'તમને બીક નથી લાગતી?' છોકરો એકદમ બોલી ઊઠ્યો

પ્રવાસી સ્ત્રી ના કહેવા જતી હતી ત્યા તો કશાથી ન ડરે એવી પેલી ખેડૂત માએ વાતનો તંતુ પકડી ઝડપથી જવાબ દીધો

બીક કેમ ન લાગે? બીક તો એમને પણ લાગે ને મને પણ લાગે પણ અત્યારે તો અમારી પાસે તારા જેવો મરદ છે ને! પછી કાંઈ બીક હોય?'

આ જવાબ સાંભળતા જ છોકરો આનંદમા આવી ગયો એનો ચહેરો ખીલી ઊઠ્યો એના અંગોમા જાણે નવુ ચેતન વ્યાપ્યુ

ક્ષણભર શાંતિ છવાઈ પછી એ ઊઠ્યો

'બધુ બરાબર સલામત છે કે નહી તે હુ જોઈ આવુ ' એમ કહેતોકને ખોડંગતો ખોડંગતો ઓરડાની બહાર ચાલ્યો

આ પ્રસંગ તો સાદો છે, પણ એમાંથી વિચારવાનું કેટલું બધું મળે છે? પ્રવાસી સ્ત્રીનો 'ના'નો સીધો જવાબ અને ખેડૂત સ્ત્રીનો મીઠાશભર્યો બુદ્ધિપૂર્વકનો જવાબ એ બે વચ્ચે કેટલું બધું અંતર છે? સામા માણસના માનસને બરાબર સમજી જઈ પોતાના અને પારકાના જીવનને ભર્યું ભર્યું રાખવા માટે વાણીનો આવો સદુપયોગ કેટલો ફલદાયી છે? સાચે જ શબ્દોમાં અદ્ભૂત શક્તિ છે વ્યક્તિના માનસ અને એના જીવનને પલટાવવામાં ક્વચિત્ એકાદ મમતાભર્યું સંબોધન પણ અજબ કામ કરી જાય છે

ખેડૂત સ્ત્રીના શબ્દોએ કેવો જાદુ કર્યો? એક અપંગ છોકરો પોતાને શક્તિશાળી મરદ ગણીને તે પ્રમાણે વર્તવા મંડી ગયો' ખેડૂત સ્ત્રીએ જે શબ્દો ઉચ્ચાર્યા એમાં એના હૈયાની સ્વાભાવિક માયાળુતા કારણભૂત હશે કે પછી એણે હેતુપુરઃસર આમ કહ્યું હશે? એને હૈયે તે ટાણે દયાની લાગણી હશે? કેવળ બુદ્ધિનો ઉપયોગ જ એણે કર્યો હોય એમ તો ના બને? કે બન્ને વાત ભેગી હશે?

જે હો તે પરિણામ ઉપરથી જો કાર્યની કિંમત અંકાતી હોય તો ખેડૂત સ્ત્રીનું હૃદય-હેતુ એના અંતરની અતિવિશાળ ઉદારતા પ્રગટ કરી મહામૂલું નથી કરતું?

* ° *

સાત વર્ષની ઉમ્મરની એક નાનકડી બાળા હતી

એને ઘેર આજે મ્હાપાણી હતા અને સગાવહાલા તથા ઓળખીતા પાળખીતાની મોટી સંખ્યા હાજર રહેવા સંભવ હતો

મા ખૂબ જ કામમાં હતી નાનકડી દીકરીને પણ માનો બોજો હળવો કરવાનું મન થયું બહાર જઈને એણે સાવ સામાન્ય ગણાતા ફૂલો તોડીને તેનો ઝુમખો તૈયાર કર્યો

ઉત્સાહથી ઉછળતી તે ઘરમાં દોડી ને પેલો ગુચ્છો માના હાથમાં મૂક્યો

સામાન્ય મા હોત તો તેણે 'લાવ બેટા' કરીને, ગુચ્છો લઈ એકાદ ભાગની દૂધની શીશીમાં તેને બેસી રમોડામાં તેને સ્થાન આપ્યું હોત

પણ ના. અહીં તો જુદી જ વાત હતી માતાએ આનંદથી પુત્રી પાસેથી ગુચ્છો લીધો. ત્યાં પડેલી સુંદર માં સુંદર ફૂલદાનીમાં તેને કાળજીથી બરાબર ગોઠવ્યો અને સૌની સ્વાભાવિક રીતે જ નજર પડે એવા મોખરાના સ્થાને તે ફૂલદાની મૂકી

દીકરીનું અંતર આનંદથી થનગની ઊઠ્યું.

પ્રસંગ નાનો છે છતાં પ્રેરક છે આટલી એક નાનકડી વાતથી માએ દીકરીના અંતરમાં આનંદ પેદા કર્યો પણ તે ઉપરાંત તેનામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરી બાળકો નાના હોય, એમની અણઆવડતને કારણે કશુંક બરાબર ન કરી શકતા હોય, તેવે પ્રસંગે એમની આત્મશ્રદ્ધાને જાગૃત કરનાર આવા કૃત્યો એમના જીવન ઘડતરમાં કેટલો મોટો ફાળો આપે છે? સામાની લાગણીઓને સમજીને વર્તવાનું સહેલું નથી પણ જે વ્યક્તિ આ માતાની માફક વર્તી શકે તે એના સમાગમમાં આવતા સૌ કોઈ માટે કેવી અદ્ભૂત પ્રેરણામૂર્તિ બની જાય?

* * *

એક ખાનદાન કુટુંબમાં નાનકડો સમારંભ હતો છોકરાઓ ભેગા થઈને રમતા હતા

એક સાદી શરમાળ છોકરી સૌથી જુદી પડી ભીંત પાસે ઊભી રહી ગઈ હતી રમવાની તેની ઇચ્છા હશે, છતાં તેની હિંમત ચાલતી ન હતી બાળકોનું એની તરફ ધ્યાન પણ ન હતું

એ છોકરીની આ દશા વરના છોકરાએ જોઈ તે ધીમેથી એની પાસે ગયો ને મીઠાશથી એને પૂછ્યું, 'તું મારી જોડે ન રમે?'

છોકરી ખુશ થઈને રમવા લાગી. રમતમાં તો તે કુશળ નીકળી એટલે ધીમે ધીમે બધા છોકરામાં થોડા વખતમાં તે હળી ગઈ પણ પોતાને રમવા બોલાવનાર છોકરા માટે એને કાયમનો પક્ષપાત થયો

* * *

એક સ્નેહાળ દંપતીના જીવનની આ માર્મિક કથા છે

પત્નીની ચાળીસમી વર્ષગાંઠનો દિવસ હતો.

સ્ત્રીઓને વધતી જતી ઉમ્મરનો વિચાર કેટલો બધો ખેદ ઉપજાવે છે? સુધરેલા સમાજમાં હવે યુવતીઓ તરફ જ સૌનો પક્ષપાત હોઈ યુવાવસ્થા વટાવવાને આરે ઊભેલી સુંદરીઓને સ્વાભાવિક રીતે જ વિષાદ થાય અને તેમાં, ય ચાળીસમી વર્ષગાંઠ! હવે તો મધ્યવય પણ પૂરી થવા આવી હોવાનો ખ્યાલ રૂપગર્વિતા વનિતાને કેવો દિલ કંપાવનારો બને?

પોતાની વર્ષગાંઠને દિવસે જ સવારમાં આ વિચારે

સ્રીની આંખમાં આંસુ આવ્યાં.

સવારના ચા–નાસ્તા વખતે તેણે પતિ સાથે આ અંગે મૌન જ સેવ્યું. પણ પતિ બહાર ગયો ને તરત જ તે મોકળે મોએ રડી પડી. એની કલ્પનામાં ધોળા વાળવાળી, ચામડીએ કરચલીઓવાળી, પ્રમાણમા સ્થૂલકાય એવી પોતાની ઘડપણની મૂર્તિ, ખડી થઇ ગઇ હતી.

પતિ બહારથી પાછો ફર્યો તેગાળામાં પત્ની થોડીક શાંતિ મેળવી શકી હતી. પણ એના અંતરનો ઉચાટ શમતો ન હતો.

ભોજનનો સમય થયો ને બન્નેએ જમી લીધું. તે પછી પતિએ વહાલથી કહ્યું, 'ચાલ, જો તો ખરી હું ત્હારે માટે શી ભેટ લાવ્યો છું!'

પતિ અને પત્ની બન્ને એકબીજાને તેમની વર્ષગાંઠ પ્રસંગે ભેટ આપતાં. એ ભેટોની પસંદગીની બાબતમાં મોટે ભાગે તો ઉપયોગિતાની દૃષ્ટિ જ કામે લગાડાતી. પત્નીને લાગ્યું કે પોતાને જેની જરૂર છે તે નવી ઢબનો 'કૂકર' (Cooker) તો પતિ નહિ લાવ્યા હોય!

પણ ના, પતિએ આણેલ બૉક્સ ઉઘાડતાં જ અંદરથી એક સુંદર સાડી નીકળી. એક નાની ડબ્બીમાં એને તરત જ ગમી જાય એવા હેરલી ઢબના એરિંગ હતાં. સાડીના રંગને અનુરૂપ એવાં સુંદર ચંપલ પણ જોયાં અને એનું હૈયું નાચી ઊઠ્યું. પતિ સંતોષથી પત્નીની ચેષ્ટા નિહાળતો બાજુમા બેઠો હતો.

પાછળથી પોતાની બહેનપણીની જોડે વાતો કરતાં જ્યારે આ વાત નીકળી ત્યારે તે સ્રીએ જણાવ્યું, 'મેં એ બધું જોયું ને હું સમજી ગઇ. એઓ કશું જ બોલ્યા ન હતા અને છતાં એમની પસંદગીમાં જ એમણે એમના ભાવો નહોતા દર્શાવ્યા શું? જાણે કહેતા હોય કે મારે મન તો તું સુંદર છે, યુવાન છે, રૂપરમણી છે. અને મારે મન આથી વધુ શું હોય! મારા અંતરનો ખેદ તે દિવસથી સાવ દૂર થઇ ગયો છે અને મારો જૂનો ઉત્સાહ કાયમ થયો છે. હવે મને જીવનમાં ઉલ્લાસ ઉલ્લાસ ને ઉલ્લાસ જ દેખાય છે!'

પરિણીત જીવનને ઉજાળવા માટે આવા પ્રસંગોનું પુનરાવર્તન કેટલું બધું જરૂરી છે? જે પરસ્પરનાં પૂરક અને સહાયક છે એવાં જીવનભરનાં આ સાથીઓમાં સામાની લાગણીને સમજી જઇને પ્રસંગને સાચવી લેવાની હૈયાઉકલત હોય તો પૃથ્વી પર સ્વર્ગ જ ઊતરે ને પરસ્પરની હૂંફથી પ્રેરણા પામી જીવનની પ્રત્યેક ક્ષણે ચેતન ને ઉલ્લાસ અનુભવનારાં દંપતીને સ્વર્ગના સુખની ય વાંછના રહેતી હશે ખરી?

* * *

પાંચેક વર્ષના એક બાળકના ગળાના કાકડા કપાવવાના હતા. બાળક હરિપલાલ ગયો ત્યારે પોતાનો ખૂબ જ વહાલો રમકડાનો કૂતરો પણ લઇ ગયો. કૂતરો કાંઇ તાજો ખરીદેલો ન હતો; જીર્ણ હતો. એનો રંગ પણ ઝાંખો પડી ગયો હતો અને એક આંખ પણ એણે ગુમાવી હતી. છતા બાળકને એ કૂતરા માટે ભારે મમત્વ હતું.

ઓપરેશન માટે એને ટેબલ પર સુવાડ્યો ત્યારે પણ એ પેલા કૂતરાને સોડમાં દબાવી ને જ સૂતો.

ડૉક્ટર આવ્યા, ઓપરેશનની તૈયારી થઇ ગઇ છે એમ જણાતા નર્સે આગળ આવી બાળક પાસેથી કૂતરો લેવાની તૈયારી કરી ત્યાં જ ડૉક્ટરે એને રોકી, પ્રસંગોચિત ગંભીરતાથી કહ્યુ, 'રહેવા દો એ કૂતરાને, એને ય ઓપરેશન કરવાનું જ છે ને?'

ઓપરેશન બાદ ક્લોરોફૉર્મની અસર ઊતરતાં જ્યારે છોકરો ભાનમાં આવ્યો ત્યારે એણે જોયું તો એનો વહાલો કૂતરો પણ ઓશીકા ઉપર માથું રાખી સૂતો છે અને જે ઠેકાણેથી એની આંખ નીકળી ગઇ હતી તે ઠેકાણે એક સ્વચ્છ પાટો અત્યંત સફાઇથી અને કાળજીથી ડૉક્ટરે બાંધ્યો છે!

પોતાના બાળક–દર્દીની લાગણીનો ખ્યાલ રાખનાર ડાકટરે બાળકના ઓપરેશન વખતે એ બાળકના રમતના સાથી એના રમકડાના કૂતરાને પણ સાથી તરીકે રાખ્યો! સમસંવેદનની લાગણી હૈયાનો ભાર હળવો કરવામાં કેટલી બધી મદદરૂપ બને છે!

બુદ્ધિપૂર્વક પારકાને ઉપયોગી થઇ પડવાની અને પ્રોત્સાહિત કરવાની આવી નાનીમોટી કેટલી ય તક આપણને અવારનવાર સાંપડતી રહે છે.

* * *

આ જગતમાં પ્રેમ પ્રત્યેક સ્થળે ઊભરાતો જ હોય છે– માત્ર એનો સાક્ષાત્કાર કરવાની કુનેહ જોઇએ! હૂંફાળાં હૈયાની મીઠાશ પ્રેમનાં બીડેલાં દ્વારને સહેલાઇથી ખુલ્લાં કરી શકે છે. ['પ્રબુદ્ધ જીવન']

રૂપાન્તરકાર: અધ્યાપક ભૂપેન્દ્ર ત્રિવેદી

☆

# બાપુનું વાત્સલ્ય

અપ્પા પટવર્ધન

ગાંધીજીના અનેક અંતેવાસી પોતાના જાહેર ભાષણોમાં અને લેખોમાં ગાંધીજીનો ઉલ્લેખ 'બાપુ' અથવા 'બાપુજી'ના નામથી કરતા રહે છે પણ હું એમાં સંમત નથી 'બાપુ' નામમાં જે એક કૌટુંબિક અથવા આત્મીયતાનો સંબંધ છે તેનો સાર્વજનિક ઉલ્લેખ સારો નથી લાગતો તો પણ ગાંધીજીના વાત્સલ્યના સંસ્મરણો યાદ કરતી અને ટાંકતી વખતે 'ગાંધીજી' આ પરાયા નામને બદલે 'બાપુ' એ જ આશ્વાસન ભર્યું નામ જ સહેજે હોઠો પર આવે છે

એમ તો પોતાના શિષ્યો પાસેથી કામ કરાવી લેવાની બાબતમાં બાપુજી બહુ કઠોર હતા અથવા અમારા ભાગમાં તેમની એ કઠોરતા જ આવતી હતી આશ્રમવાસી અથવા મદદકર્તાના રૂપમાં કામ કરતી વખતે સખતાઈનો જ અનુભવ થતો પણ આશ્રમ છોડીને ચાલ્યા ગયા પછી કોઈ કોઈ વાર જ્યારે આશ્રમનો મહેમાન બનીને જતો હતો ત્યારે તો બાપુજી યજમાન અને અમે તેમના મહેમાન, એટલે તે વખતે અમારો 'વર પક્ષ' રહેતો હતો

આમ એક વાર હું સાબરમતીના આશ્રમમાં હતો તે વખતે સાંજની પ્રાર્થનામાં ગીતાના શ્લોક બોલતી વખતે બધા એક સ્વરમાં ન ગાઈ શક્યા તેથી પ્રાર્થના પૂરી થયા પછી આશ્રમના વ્યવસ્થાપક સ્વ મગનલાલભાઈ ગાંધીએ ફરિયાદ કરી શ્લોક બોલતી વખતે ઉતાવળિયા નામોમાં મારૂ નામ પણ આપ્યું બાપુજીએ તરત કહ્યું 'અરે હું પણ ઉતાવળથી જ બોલતો હતો, થોડું જલ્દી બોલવાથી જો બે મિનિટ બચી જાય તો એટલો લાભ જ થયો '

બાપુએ આ પોતાના દિલની વાત કરી કે મારા પર થયેલો રોષ પોતાના પર ઓઢવાના ઇરાદાથી કહ્યું એ વિષે મારા મનમાં શંકા છે

પૂ વિનોબાજી પણ એ વખતે વર્ધાથી સાબરમતી આવ્યા હતા અને પ્રાર્થનામાં પણ હાજર હતા બાપુજીના આ વચનોની વિષે બીજે દિવસે કંઈક વિનોદમાં અને કંઈક થોડા વિરોધમાં તેમણે કહ્યું, 'બાપુ તો પ્રાર્થનામાં પણ સમયનો બચાવ કરવાનો કહે છે

* * *

૧૯૨૮ના વર્ષની વાત છે વરસાદના દિવસો હતા બાપુની આજ્ઞાથી હું સાવંતવાડી રાજ્યમાં રેંટિયાના પ્રચારનું કામ કરતો હતો એક વાર મને તાવ આવ્યો, તાવના બીજે દિવસે બાપુને બીજી કોઈ વ્યક્તિ મારફત લખેલ પત્રમાં મેં મારા તાવનો ઉલ્લેખ કર્યો અને લખ્યું કે, 'હું ઉપવાસ કરી રહ્યો છું જો તાવ નહીં ઉતરે તો બીજો ઉપાય પણ વિચારીશ ' હું સાવંતવાડીની પાસે આકેરી પોસ્ટની અંદર આવેલા કામળેર ગામમાં રહેતો હતો પણ ટપાલનું સરનામું લાંબુ ચોડું ન થાય એ વિચારથી મેં કામળેરનો ઉલ્લેખ જ પત્રોમાં નહોતો કરતો 'પોસ્ટ આકેરી, માર્ગ સાવંતવાડી ' આટલા સરનામાથી પત્રો અચૂક મળતા હતા

બાપુએ તરત મને તાર કર્યો 'મારી સ્પષ્ટ સલાહ છે તમારે ક્વિનાઈન લેવું જોઈએ ' સહી તરીકે નીચે ફક્ત 'બાપુ'જ લખ્યું હતું સાવંતવાડીના તારઘરનો બે પૈડાં સવાર તાર લઈને આકેરી આવ્યો સંજોગવસાત્ આકેરી ગામમાં 'અપ્પા પટવર્ધન' નામના એક બીજા ગૃહસ્થ રહેતા હતા તેમને આ તાર મળ્યો. તે વિચારમાં પડી ગયા કે આ 'બાપુ' કોણ અને

તે શું કામ નકામી મને કડવી કિવનાઇન ખવડાવવા ઇચ્છે છે?

લગભગ પંદર દિવસ પછી તેમને શક ગયો કે આ તાર કામબેરના ચરખાલયમાં કામ કરવા વાળા તે પરદેશી અપ્પા પટવર્ધનનો તો નહીં હોય? તેમણે તે મારી પાસે મોકલી દીધો. પણ મારો તાવ તો તેની પહેલાં જ ઉતરી ગયો હતો.

આ વખતમાં એક વાર ગાંધીજીએ મને લખ્યું હતું કે 'તમે પૈસાની ચિંતા ન કરો હું ક્યાંયથી પણ પૈસા ભેગા કરીને તમને મોકલી દઈશ.'

* * *

એપ્રિલ ૧૯૩૦, બાપુજી પદયાત્રા કરીને દાંડી પહોંચ્યા અને ત્યાં તેમણે મીઠા - 'સત્યાગ્રહ' કર્યો પણ સરકારે તેમને પકડયા નહીં. તરત બાપુજીએ સામુદાયિક સત્યાગ્રહનો દાવાનળ પ્રજ્વલિત કરવા આસપાસના ગામડાંમાં ફરવાનું શરૂ કર્યું. ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં સમાચાર છપાયા કે બાપુ અન્ય પ્રાંતોમાં પણ જશે. બાપુએ તરત આ સમાચારનું ખંડન કર્યું. પણ આ સમાચાર વાંચીને હું માલવણથી દાંડીને માટે રવાના થયો--બાપુજીને રત્નાગિરી જિલ્લામાં બોલાવવા માટે.

મારી તેમની સાથેની મુલાકાત ખરે બપોરે નવસારી સ્ટેશન પર થઇ. ત્યાંથી તેઓ આજુબાજુના ગામોમાં ફરીને સામુદાયિક સત્યાગ્રહ કરવાના હતા. રાત્રે પાછા દાંડી મુકામે જવાનું હતું. બાપુજીએ મને પોતાની સાથે મોટરમાં લીધો. થોડા માઈલ પર એક ગામમાં અમે ગયા. બાપુજીને એક મકાનમાં ઉતારો આપ્યો, અને તેમની સામે બકરી દૂધનો નાસ્તો મૂક્યો. બાપુએ નાસ્તો કરતા પહેલા મને પૂછ્યું, 'અપ્પા, તમે કંઈ લીધું કે નહીં?'

તરત સ્વયંસેવકોની દોડધામ શરૂ થઈ અને મારા માટે પણ નાસ્તો આવ્યો.

નાસ્તા પછી અમે સમુદ્ર કિનારા પર ગયા જ્યાં જાહેર સભા કરીને સામુદાયિક સત્યાગ્રહ કરવાનો હતો. એક બળદગાડીનું પ્લેટફાર્મ અને તડકો હતો તેથી બળદગાડીનું છાપરું જ છાયાછત્ર બની ગયું. આ રીતે બાપુજીનું વ્યાખ્યાન થયું અને વ્યાખ્યાન પછી હજારો લોકોએ મીઠા મિશ્રિત માટી ઉપાડીને મીઠાનો કાનુન ભંગ કર્યો. કેમકે આ મીઠા મિશ્રિત માટી ઊપાડવી પણ ગેરકાનુની ગણાતું.

આવા ધમાચકડીમાં હું બાપુથી ખૂબ દૂર પડી ગયો. સત્યાગ્રહ પૂરો થયા પછી બાપુને મોટરમાં બેસાડી દીધા; પણ હું આ ભીડમાંથી રસ્તો કાઢીને મોટર સુધી કેવી રીતે પહોંચું! અને તે પણ ગાંધીજીની મોટર સુધી મને કોણ જવા દે? એટલે ગાંધીજીની સાથે તેમની મોટરમાં જવાની આશા જ મેં છોડી દીધી હતી. પછી નિરાતે પૂછતો પૂછતો મુકામ પર પહોચવાનું મેં નક્કી કર્યું. પણ આવી સખત ભીડમાં, 'અપ્પા, અપ્પા, અપ્પા કોણ છે? ક્યાં છે? તે જલ્દી મોટરની પાસે આવી જાય.' આવી બૂમો પડવા લાગી. 'હું જ છું તે અપ્પા.' એવો જવાબ આપવો મેં શરૂ કર્યો. પછી લોકોએ મને મોટરની પાસે જવાને માટે રસ્તો કરી દીધો. બાપુજીએ મોટરમાં બેસતી વખતે મારે માટે પૂછ્યું, તેથી મને મોટર મળી ગઈ

* * *

જતી વખતે રસ્તામાં મહાદેવભાઇનું ગામ આવ્યું, ઘરમાં તેમની માતાજી રહેતાં હતાં. ગામના સ્ત્રી પુરુષો બહાર મોટરના રસ્તા પર દર્શનને માટે ભેગાં થયાં હતાં. [મહાદેવભાઈની માતાજી ત્યાં જ બાપુને મળ્યાં. બીજી સ્ત્રીઓની

જેમ તેમણે પણ બાપુને એક રૂપિયો આપ્યો. બાપુએ કહ્યું: 'તમે પણ રૂપિયો આપો છો? મેં તો પહેલા જ તમારું સર્વસ્વ લૂટી લીધું છે.' બાપુ મોટરમાંથી ઉતર્યા. તે ગામમાં કાર્યક્રમ નહોતો છતાં બાપુએ કહ્યું, 'મારે મહાદેવનું ઘર જોવું છે.' આમ કહીને માતાજી સાથે મહાદેવભાઇના ઘરે ગયા. આખું ઘર ચારે બાજુથી ફરીને જોયું મહાદેવ ઘરે આવે છે ત્યારે કયા બેસે છે, કયા સૂવે છે એ પૂછી લીધું. ને પછી અમે મોટરમા બેસીને આગળ જવા રવાના થયા.

* * * *

મીઠા સત્યાગ્રહમાં મને છ મહીનાની સજા થઈ અને હું રત્નાગિરીની જેલમા દાખલ થયાને બીજે અથવા ત્રીજે જ દિવસે મારો ભંગીકામ સત્યાગ્રહ અચાનક શરૂ થયો. બિચારા કેદીઓને પાસેથી જેલનું ભંગી કામ કરાવી લેતા હતા તેમનો માનસિક કલેશ દૂર કરવાના હેતુથી મે પણ ભંગી કામની માંગણી કરી. અધિકારીઓએ નકામું ટાળવાનું અને વખત પસાર કરવાનું શરૂ કર્યું ઘણા દિવસો સુધી ખેંચતાણ ચાલી મેં નક્કી કરી લીધું કે ભંગીકામ ન મળે તો જેલનું નિયુક્ત કામ હું નહીં કરું તે વખતે મારા એક ભાઈ સાબરમતી આશ્રમમાં જ હતા તેમણે આ વાત બાપુજીને યરવડા જેલમાં લખી મોકલી બાપુજીનો તેમને જવાબ ગયો કે અપ્પાને ખબર આપજો કે સત્યાગ્રહીએ જેલનું કામ કરવું જ જોઈએ. ભાઈએ પત્રથી મને ખબર આપ્યા. જેલરે મારી મુલાકાતો અને પત્રવ્યવહાર બંધ કર્યા હતા તો પણ આ પત્ર મને આપ્યો છતાય મેં મારો નિશ્ચય ન બદલ્યો

તે સમયે સારા મહારાષ્ટ્રના અને બેલગામના ઘણા મોટા મોટા નેતા રત્નાગિરી જેલમા જ હતા. તે બધા મળીને એક વાર મને મળવા આવ્યા. (જેલરે જ આ મુલાકાતની ગોઠવણ કરી હતી ) નેતાઓએ સલાહ આપી કે; 'આ રીતે જેલમાં ભંગીકામને માટે સત્યાગ્રહ કરવો યોગ્ય છે કે અયોગ્ય એ અમે નક્કી નથી કરી શકતા. પણ તમારી સજા હવે થોડી જ બાકી રહી છે, માટે આ વખતે તો તમે તમારો આગ્રહ છોડી દો. બહાર ગયા પછી અમે અમારા અનુભવી નેતાઓની સાથે વિચાર વિનિમય કરીશું. સત્યાગ્રહ કરવાનું નક્કી થાય તો તમે એકલા જ શું કામ કરો? અમારે બધાને ફરીથી જેલમાં આવવું જ પડશે; આપણે બધા મળીને કરીશું.'

આથી મેં મારો આગ્રહ છોડી દીધો અને જેલનુ કામ કરવા લાગ્યો.

બહાર નીકળ્યા પછી મારી ભૂમિકા સમજાવતો એક પત્ર મેં બાપુને યરવડા જેલનાં સરનામે લખ્યો તેનો જવાબ આવ્યો. 'તમારી ભૂમિકા યોગ્ય છે. આ ઝગડો સત્યાગ્રહને યોગ્ય છે, પણ સત્યાગ્રહ કરતા પહેલા આ વાતની છાપામાં પ્રસિદ્ધિ આપો. મરાઠી, અંગ્રેજી બધા છાપામાં આપો જેથી હું પણ તમારું નિવેદન વાંચી શકું.'

મારું 'બોમ્બે ક્રોનિકલ'માં છાપેલું નિવેદન વાંચીને તેમણે મને લખ્યું. 'નિવેદન વાંચ્યું. યોગ્ય છે. સત્યાગ્રહ કરવો પડે તો પણ ધીરજથી કામ લો, લેશો એમ જ માની લઉં છું.'

ફરીથી ૧૯૩૨માં અમે જેલમાં ભંગીકામની માગણી મૂકી. અમને કામ મળી પણ ગયું.— સુપરિન્ટેન્ડેન્ટની ભૂલથી છ મહિના પછી તે કામ પાછું લઈ લીધું. ત્યારે ફરીથી મેં અને મારા આત્મીય સહકારીશ્રી તાત્યા કરમરકરે અન્નપાશન શરૂ કર્યાં (કેમકે, નહીં તો થોડી સખતાઈથી નાકમાં નળી નાખીને દૂધ પીવડાવે છે તેનો મને પ્રત્યક્ષ અનુભવ હતો )

ગાંધીજીને અમારા અન્નપાશનના સમાચાર

યરવડા જેલમાં મળ્યા. ત્યારે તેમણે શુદ્ધ ઉપવાસનો આરંભ કર્યો. સરકાર હારી ગઈ, નિયમમાં સુધારો થયો અને ફરીથી કામ મળી ગયું.

બાપુજી વચમાં ન પડત તો ન જાણે અમારું શું થાત. ત્રણ અઠવાડિયામાં મારું વજન ૯૮ રતલમાંથી ૮૮ રતલ સુધી ઉતરી ગયું હતું. અને મિત્રોને મારી ભવિષ્યને માટે ચિંતા થવા લાગી હતી. બાપુએ જ મને જીવનદાન આપ્યું. બાપુનો જિવાડેલો આ દેહ બાપુના જ કામમાં ફના થઈ જાય એવી મારી ઉત્કંઠા પણ વધારે તીવ્ર થઈ.

* * *

નાના નાના કાર્યકર્તાના પત્રોના જવાબ પણ બાપુજી તત્પરતાથી અને પોતાના હાથથી લખી મોકલતા. ૧૯૩૧ના આખરમાં તેઓ ગોળમેજી પરિષદ માટે વિલાયત ગયા. તે પહેલા મેં તેમને એક પત્ર લખ્યો હતો, પણ તેનો જવાબ તેઓ લખી નહીં શક્યા અને મેં પણ જવાબની આશા છોડી દીધી હતી. પણ એડનથી તેમણે પત્ર લખી નાખ્યો, અને તેમાં લખ્યું હતું, 'લખીલખીને જમણો હાથ થાકી ગયો છે માટે આ પત્ર ડાબા હાથથી લખી રહ્યો છું.' દિલ્હીમાં ૧૯૨૪માં જ્યારે તેઓ ૨૧ દિવસના ઉપવાસ કરી રહ્યા હતા, તે વખતે પણ ઉપવાસના સત્તરમા દિવસે તેમણે મને પોતાના હાથથી પત્તું લખીને તેમના ઉપવાસને સાથ આપવા માટે અમે અખંડ રેંટિયો ચલાવ્યો હતો તેની પ્રશંસા કરી હતી.

આવા કેટલા પ્રસંગો વર્ણવું ? બાપુને જે અસંખ્ય નિષ્ઠાવાન અનુયાયી મળ્યા તે તેમની આ નિષ્ઠા અને વાત્સલ્યના કારણે જ મળી શક્યા.

*


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ....................................................... ....... ૧૨ જૂન ૧૯૬૦




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# ધનને સુંઘી જુઓ

આપણે બજારમાં ઘી કે તેલ લેવા જઈએ છીએ ત્યારે લેતાં પહેલાં સુંઘીએ છીએ, કેરી કે અગરબત્તીની પણ સોડમ લઈએ છીએ; માટલાં લેવા જઈએ તો પણ ટકોરા મારીને ખરીદીએ છીએ. આમ આપણે જે કંઈ ટકોરા મારીને ખરીદીએ છીએ, તેને જ ઘરમાં લાવીએ છીએ: પણ આપણે આપણા ઘરમાં જે કાંઈ લક્ષ્મી લાવીએ છીએ, તેને નથી સુંઘતા, નથી ચકાસતા, કે નથી ટકોરા મારતા! એ તો ગમે તેટલી, ગમે ત્યાંથી, ગમે તે રીતે આવી હોય તો વાંધો જ નહીં, વસ્તુત: એક એક કણની જેમ એક એક પૈસો જે કમાઈએ તેને પૂછતાં શીખો કે તે ક્યાંથી, કેવી રીતે આવ્યો? નીતિથી, પ્રમાણિકતાથી, ધર્મથી આવેલો છે કે કેમ એ સુંઘતા શીખો. આપણને એ ટેવ નથી. જે કમાયા તે ચપ દઈને ઘરમાં ઘાલી દઈએ છીએ. પણ આપણે જેમ ખરાબ કે કાચો માલ ઘરમાં ન ઘાલીએ; તેમ અનીતિ, અધર્મ, અપ્રમાણિકતાનો મેલો પૈસો પણ ઘરમાં ન ઘાલીએ, ને લક્ષ્મીને પણ સુંઘીને લેતા શીખી જઈએ; તો સુખ સુખ થઈ જશે.

—રવિશંકર મહારાજ

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧–૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ—આ બધાં તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે.. . .... આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવના પ્રધાન સાહિત્યસરિતાના નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવ સમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્‌ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઈબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય : મે, ૧૯૫૯

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ | ૧૨ – જુલાઈ-૧૯૬૦ | અંક ૫ મો

શરીર અનામત છે એમ સમજીને એની રખેવાળી કરવી ઘટે છે. તેને વિષે બેદરકારી એ ગુણ નથી. યોગ: કર્મસુ કૌશલમ્ એ બધાં નિયતકર્મને વિષે છે શરીરની રખેવાળી પણ નિયત કર્મ છે. ભગવાનને તો એમાં રહેલા હૃદય ગુફામાં જ રહેવાનો રહ્યો છે.

—બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

# બાપુના પત્રો



...

—આપણે સાચાં ઉદાર ત્યારે થયાં કહેવાઈએ જ્યારે ઉદાર થવામા આપણને આનંદ આવે. મેં એવા મિત્રો જોયા છે જેઓ કોચવાઈને ઉદાર થાય. તેમની ઉદારતામાં એક પ્રકારનું શહીદ થવાપણું આવી જાય છે. કઈ સહન કરતાં આનંદ પામવો, આપણું અપમાન કરે તેની દયા ખાવી અને તેની નબળાઈ માટે તેની પર વધારે પ્રેમ કરવો એ ખરી ઉદારતા અથવા અહિંસા છે પણ એ દશાએ આપણે ન પહોંચી શકીએ, તો એના અખતરા કરવા નહીં...

❦

...

તારું હૃદય તેં ખોલ્યું છે તેથી બહુ રાજી થયો. મૈત્રી અને પ્રેમનો એ સાચામાં સાચો પુરાવો છે. તું ખુલ્લા દિલે વાત કરે ત્યારે જ હું તને મદદ કરી શકું.

એક વસ્તુ બરાબર યાદ રાખજે તારો ત્યાગ એટલી હદે જવા ન દઈશ કે જેથી તારું દિલ ખાટું થઈ જાય અને તારા પોતા પ્રત્યે તથા આસપાસનાં પ્રત્યે કંટાળો આવે. આ મોટામાં મોટી લાલચ છે અને કાર્યકર્તાઓ ઘણીવાર એનો ભોગ થઈ પડે છે. તેઓ ત્યાગ કર્યે જ જાય છે અને છેવટે તેનો જવાબ ન મળતાં આસપાસની દરેક વસ્તુ અને દરેક વ્યક્તિનો તેમને કંટાળો આવે છે. આપણે સાચો ત્યાગ ત્યારે જ કર્યો કહેવાય, જ્યારે આપણે સામા જવાબની કશી અપેક્ષા જ ન રાખીએ. એ શબ્દ (સેક્રિફિસ) નો ધાત્વર્થ બરાબર જાણી લેવો જોઈએ. તું જાણતી હઈશ કે તેનો અર્થ (ટુ મેક સેક્રેડ) પાવન કરવું અથવા પાવન થવું એવો થાય છે. આપણે પોતાને અથવા બીજાને પાવન નથી કરી શકતા જ્યારે આપણે ચિડાઈએ છીએ અથવા ગુસ્સે થઈ એ છીએ. ઘણીવાર કહેવાતી સંગીન સેવા કરતાં એક દિવ્ય સ્મિતમાં વધારે સેવા અથવા યજ્ઞ (સેક્રિફિસ) એટલે કે પાવન થવા અને કરવાપણું હોય છે. આ લીટીઓ લખું છું ત્યારે મેરી અને મોડલીનનો દાખલો મને યાદ આવે છે. બન્ને સારી હતી પણ એક જે કશી ધાંધલ કર્યા વિના પ્રભુમાં તન્મય થઈ ગઈ, તે પેલી બીજી કરતા વધારે ત્યાગ કરનારી હતી. તારું પણ કદાચ એવું થતું હોય......નું અથવા તો કોઈનુ દિલ જીતી લેવા માટે તારા મન ઉપર વધારે પડતો બોજો ન નાખતી. અમુકની સાથે નથી જ નિભાવી શકાતું એમ તને લાગે તો જુદા થઈ જવું સારું છે. એમ કરીને પણ તેની સેવા થઈ શકે છે. હા, તેથી નિકટનો સંબંધ ન બંધાય. એવું કશું ત્યાં ન કરતી જેથી તારું શરીર અથવા મન થાકી જાય.

—બાપુ

૨૬

મીરાકે પ્રભુ સાચી દાસ બનાઓ।
 જૂઠે ધન્ધાં સે મેરા ફન્દા છુડાઓ ॥
લૂટે હી લેત વિવેક કા ડેરા।
 બુધિ બલ જયદપિ કરું બહુતેરા ॥
હાય રામ નહિં કછૂ બલ મેરા।
 મરત હું બિરસ પ્રભુ ધાઉ સબેરા ॥
ધરમ ઉપદેશ નિત પ્રતિ સુનતી હું।
 મન કુચાલ સે ભી ડરતી હું ॥
સદા સાધુ સેવા કરતી હું।
 સુમિરણ ધ્યાન મેં ચિત ધરતી હું ॥
ભક્તિ માર્ગ દાસી કો દિખાઓ।
 મીરાકો પ્રભુ સાચી દાસી બનાઓ ॥

હે પ્રભુ મીરાકે (તોમાર) સત્ય દાસી કરિયા લઓ। મિથ્યા ધાધા હઇતે આમાર બાધન ખુલિયા દાઓ। (તાહારા) આમાર વિવેકેર ઘર લૂટિયા લઇતે છે, બહુ બુદ્ધિ પ્રયોગેઓ જે આમિ કિછુ કરિતે પારતેછિ ના। હાય રામ, કિછુઈ જે આમાર બશે નાઈ, આમિ મરિતે છિ, આમિ વિવશ હઇયા પડયા છિ; પ્રભૂ તુમિ શીઘ્ર એસો, શીઘ્ર એસો। ધર્મેર ઉપદેશ નિત્ય નિત્ય શુનિતે છિ; પાપોદ્ભય કરિયા મનો પાપ હઇતે રક્ષા કરિતે છિ। સ્મરણ ધ્યાને ચિત્ત આમાર નિયુક્ત કરિતે છિ। તોમાર દાસી કે મુક્તિર પથ દેખાઓ। મીરાર પ્રભુ ઓ ગો, મીરા કે તોમાર સત્યદાસી કરિયા લઓ।

"હે વહાલા પ્રભુ! આ મીરાને ખરેખર તારી દાસી બનાવ. આ સંસારના ખોટા પ્રપંચ અને ખોટા ધંધાના ફંદમાથી બચાવ. બંધનના ગાળિયાં ગળેથી છોડાવી દે. મારા પ્રીતમ તને શું કહું? બુદ્ધિ બહેર મારી ગઈ છે. ઘણા ઘણા ધમપછાડા કરવા છતા ય કમિયો હાથ આવતો નથી મારું કશું નીપજતું નથી ઘર પણ લૂંટાઈ ગયું છે. સાવ વેરાગી થઈ જવાયું છે હે રામ, હવે તો મરવાને વાંકે જીવુ છું. ઉેક જ લાચાર બનીને બેઠી છું. મારા પ્રભુ જલદી આવ, જલદી આવ. મુજ રંકને વહારે ધા. વહારે ધા. ધર્મના ઉપદેશો સાંભળતી આવી છું. પાપનો ડર માથે રાખીને મારા મનને વાળું છું. સાધુ સેવા તો રોજની ગ્હે છે. વળી તારા સુસ્મરણમા રચીપચી રહું છુ. કૃપા કરીને આ તારી દાસીને મુક્તિનો માર્ગ બતાવ મીરાના ઓ પ્રભુ, મીરાને તારી ખરેખર દાસી બનાવ. સાચી દાસી બનાવ."

*

૨૭

પિયા મ્હારે નૈણા આગે રહજ્યો જી ॥
 નૈણા આગે રહજ્યો
 મ્હને ભૂલ મત જાજ્યો જી ॥
ભૌસાગર મેં બહી જાત હું
 વેગ મ્હારી સુધ લીજ્યો જી ॥
મીરાકે પ્રભુ ગિરધર નાગર
 મિલ બિછૂરણ મત કીજ્યો જી।

હે પ્રિયતમ, આમાર આંખિર આગે થાકાઓ। આમાર આંખિર આગે રાખો। આમાકે ભુલિયા જાઈઓ ના। એ ભવસાગર બહિયા જાઇતે છિ, શીઘ્ર આસિયા આમાકે ટાનિયા લઓ। હે મીરાર પ્રભુ પ્રિયતમ ગિધર, એ મિલનેર જેન વિચ્છેદ કરિઓ ના।

"મારા હે પ્રિયતમ મારી નજર સામેથી દૂર થતો ના. મારી આખથી વેગળો થતો ના, તારાથી મને જરા ય દૂર કરતો ના. મને ભૂલી જતો ના. આ ભવસાગર વહી જાય છે, એમાથી મને ખેંચી લે! હે મીરાના પ્રભુ પ્રીતમ! આ મળ્યાં, તે મળ્યા એમા વિક્ષેપ નાખતો ના!"

*

૨૮

તુમ સુનો દયાલ મ્હારી અરજી।
ભૌ સંસાર બહી જાત હું,
 કાઢો તો થાંરી મરજી।

યો સંસાર સગો નહિં કોઈ,
સાચા સગા રઘુવરજી ।

માતાપિતા આઉર કુટુંબ કબિલો,
સબ મતલબકી ગરજી ।

મીરા કે પ્રભુ અરજી સુન લો,
ચરણ લગાઓ થાંરી મરજી ।

હે દયાલ, આમાર બિનતિ શોન । ભવસાગરે ભાસિયા ચલિતે છિ, તોમાર દયાય આમાકે તુલિયા લઓ । એઈ બિપુલ જગતે તો આપનાર કેહઈ નાઈ, સત્ય આપનાર શુધૂ રઘુવરજી । માતાપિતા કુટુંબ સ્વજન સકલેઈ નિજેર ગરજે આસે ।

હે મીરા ર પ્રભુ! આમાર નિવેદન શોન, દયા કરિયા તોમાર પાયે સ્થાન દાઓ :

"હે દયાળુ, મારી અરજ સાંભળ. હું આ વિકટ ભવસાગરમાં તણાઈ ચાલી, મારું બાવડું પકડીને ખેંચી લે. આટલી કૃપા જરૂર કર જો દયા આવતી હોય તો. આ મોટો બધો સંસાર છે. કોઇ જ એમાં સગું નથી. સાગવું નથી. જે છે તે બધાં જ મતલબી છે, સાચા સગા તો ફક્ત શ્રી રઘુનાથ જ છે. માતા પિતા, કુટુંબ કબિલા બધાં જ ગરજુ છે. બધાં જ ગરજે આવે છે.

મારું આ રાંક નિવેદન હે મીરાના પ્રભુ, કાને ધરો અને તમારાં ચરણોમાં આ મીરાંને સ્થાન આપવાની કૃપા કરો દયા લાવીને.

*

૨૯

મ્હેંતાને ચાકર રાખોજી,
સાઁવરિયા મ્હેંતાને ચાકર રાખોજી ।

ચાકર રહસું બાગ લગાસૂં નિત ઊઠી દરશન પાસૂં ।
વૃન્દાવન કી કુંજ ગલિં મેં, તેરી લીલા ગાસૂં ॥

ચાકરી મેં દરસન પાઊં, સુમિરણ પાઊં ખરચી ।
ભાવ ભગતિ જાગીરી પાઉં, તિનો બાતાઁ સરસી ॥

હરે હરે સબ બન બનાઊં બિચ બિચ રાખૂં બારી ।
સાઁવરિયાકે દરસન પાઊં પહિર કુસુમ્બી-સારી ॥

જોગી આયા જોગ કરન કૂં તપ કરને સન્યાસી ।
હરિ ભજન કૂં સાધૂ આયો, બૃન્દાવનકે વાસી ॥

મીરાકે પ્રભુ ગહિર ગંભીરા, હૃદે રહોજી ધીરા ।
આધી રાતે પ્રભુ દરસન દીનહે પ્રેમ નદીકે તીરા ॥

પ્રભુ આમાય ચાકર રાખ, હે પ્રિયતમ આમિ તોમાર ભૃત્ય હઈવાં થાકિબ । ચાકર હઈયા તોમાર બાગાન રચના કરિબ નિત્ય (પ્રભાતે) ઉઠિયા તોમાર દર્શન લાભ કરિબ આર બૃન્દાબનેર પ્રતિ કુંજે પથે પથે તોમાર લીલા ગાન કરિબ । આમાર એ ચાકરીતે આમિ તોમાર દર્શન પાઈબ. તોમાર સ્મરણ આમાર બેતન હઈબે, આર પાઈબ ભાવભક્તિ સંપદ; એ તિનટી આમાર પરમ લાભ । તોમાર જન્ય આમિ શ્યામલ બન રચના કરિબ, તાહાતે મધ્યે મધ્યે કુંજ રાખિબ; સેઈખાને કુસુમિત સાડી પરિયા આમાર પ્રિયતમેર દર્શન લાભ કરીબ । તોમાર વૃન્દાવને જોગી આસિયા. જોગ કરિ તે, સંન્યાસી આસિયા છે તપસ્યા કરિબાર જન્ય. આર હરિ ભજન કરિબાર જન્ય સાધુ આસિયા છે. મીરા ર પ્રભુ જે ગભીર ઓ ગંભીર, ઓરે અધીર હૃદય ધૈર્ય ધર! અર્ધ રાત્રે પ્રભુ તાંહાર પ્રેમનદીર તીરે તોમાકે દર્શન દિબેન!

"હે પ્રભુ, મને તમારો ચાકર બનાવો. તમારો કિંકર બનાવો. ચાકર બનીને એક સરસ બાગ બનાવીશ. એ બાગમાંથી નિત્ય ઊઠીને તમારાં દર્શન કરીશ. વૃન્દાવનની કુંજ ગલીઓમાં તમારાં ગીતો ગાતી ફરીશ. ચાકરીમાં તમારાં દર્શન પામીશ. તમારાં સ્મરણમાં મારું પોષણ-વેતન-થશે અને તમારે માટેની જે ભાવભક્તિ છે તે મારી માલમિલકત ગણાશે. આ ત્રણે વાતો મારે માટે તો લાભદાયી થઈ પડશે. વળી તમારે માટે એક હરિયાળું વન બનાવી તેમાં વચ્ચે વચ્ચે બારીઓ મૂકીશ. એમાંથી મારા સાંવરિયા (પ્રીતમ)નાં દર્શન કરીશ એક કસુંબલ સાડી પહેરીને.

તમારા વૃન્દાવનમાં યોગી યોગ સાધવા, સંન્યાસીઓ તપ કરવા અને સાધુઓ હરિભજન કરવા આવ્યા છે.

ઓ અધીરા હૈયા જરા ધીરૂ થા. ગહન અને ગંભીર એવો મીરાંનો પ્રભુ અધીં રાત્રે પ્રેમ નદીને તીરે તને દર્શન દીધા વગર નહિ રહે ”

*

૩૦

રામ રતન ધન પાયો એય ।
મૈં તો રામરતન ધનપાયો ॥
ખરચે ના ખુટે વાંકુ. ચોર ન લુટે,
દિન દિન હોત સવાયો ॥
નીર ન ડુબે વાંકુ અગ્નિ ન જાલે,
ધરણી ધર્યો ન સમાયો ॥
નાંવકો નાંવ ભજન કી બતિયાં,
ભવસાગરસે તાર્યો ॥
મીરાંબાઈ પ્રભુ ગિરધર શરણે,
ચરણ કમલ ચિત્ત લાયો ॥

માગો, આમિ રામરતન પાઈયાછિ। આમિ તો રામરતન પાઈયાછિ। એ ભૂષણ આમાર ખરચ હય ના, ચોરે ચુરિ કરેના; દિન દિન બાડિયા ઈ ચલે। આમાર એ ભૂષણ જલે ડોબે ના, આગુણે પોડે ના; ૨હા એતઈ બડ જે ધરણી ધરિયા શીતે પારે ના। આમાર એ ભૂષણ ભજનેર પ્રદીપ નાવિકેર તરીર મત રહા; આમાર ભવસાગર પાર કરિબ। પ્રભુ ગિરધર, મીરા તોમાર શરણ લઈયા છે, તોમાર ચરણકમલે તાહાર ચિત્ત આનિયા છે।

“હે મા, હું તો રામરતન પામી ગઈ! પામી ગઈ! એ મારું ઘરેણું એવું કે એનું જરા ય દામ ન પડે. ન તો ચોર ચોરી શકે. ઉપર જતાં એમા બેવડો વધારો થાય. એવો એ મારો દાગીનો—ભૂષણ—છે. જે પાણીમાં ડૂબે નહિ, અગ્નિથી બળે નહિ અને પાછું તે એવું મોટું કે ધરતીમાં સમાય નહિ. મારું એવડું એ ભૂષણ, ભજનનો પ્રદીપ. નાવિકની જેમ મારા નૈયાને પાર પાડશે. હે પ્રભૂ ગિરધર મીરાં તમારી શરણાગત થઈ છે. તમારા શ્રીચરણ કમળનું જ ધ્યાન ધરે છે”

૩૧

બરસે બદરિયા સાબન કી ।
સાબન કિ મન ભાબન કી ॥
સાબન મેં ઉમગ્યો મેરો મનબા,
ભનક સુની હરિ આબન કી ।
ઉમડ ઘુમડ ચહુંદિશ સે આયો,
દામિન દમકે બર લાબન કી ॥
નન્હી નન્હી બુંદન મેહા બરસે,
શીતલ પવન સોહાબન કી ॥
મીરાકે પ્રભુ ગિરધર નાગર,
આનંદ મંગલ ગાવન કી ॥

શ્રાવણેર બાદલ બર્ષણ કરિતે છે; શ્રાવણેર એ મેઘગર્જને આમાર મન ભરિયા ઉઠિતે છે। આજ શ્રાવણે મન આમાર ઉન્મુખ હઈયા પ્રિયતમેર આગમનેર ધ્વનિ શુનિતે છિ। ગુરુગંભીર મેઘ ચારિદિકે ઘિરિયા આસિતે છે દામિની ચમકિતે છે, ઝડ અસિબે। અલ્પ અલ્પ બારિ બર્ષણ હઈતે છે, શીતલ બાયુ સ્નેહકર બુલાઈવા દિયા જાઈતે છે. મીરા ર પ્રભુ ગિરધર પ્રિયતમ આનંદ મંગલ ગીત શુનાઈતે છેન।

“શ્રાવણની વાદળિયો વરસી રહી છે. તે મને બહુ ગમે છે. શ્રાવણની મેઘ ગર્જનાથી મારું મન ઉમંગમાં આવીને હરિઆગમનના ભણકારા સાંભળી રહ્યું છે.

ઘોર ગંભીર વરસાદ ચારેકોર ઘેરાઈ આવ્યો છે. વિજળી ચમકે છે જાણે હમણાં જ વંટોળિયો આવીને આકાશ તૂટી પડશે. ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે. મંદ મંદ પવન મીઠો સ્પર્શ આપે છે ને પ્રીતમનાં આનંદ મંગળ ગીત સંભળાવે છે!”

*

૩૨

મેહ બરસવો કરે રે
આજ તો રમિયો મેરે ઘરે રે ॥

નાનહી નાનહી બૂંદ મેઘ બરસે,
    સુખ સરભર ભરે રે ॥
બહુત દિનોં પૈ પ્રીતમ પાયો,
    બિછુરણ કો મોહિં ડર રે ॥
મીરાં કહે અતિ નેહ જુડાયો,
    મૈં લિયો પુરબલો બર રે ॥

મેઘ બર્ષણ કરતેછે। આજ પ્રિયતમ આમાર ગૃહે। મેઘ અલ્પ અલ્પ બારિ બર્ષણ કરિતેછે, સુખ સાયર પૂર્ણ હઇતે છે। બહુદિન પરે આજ પ્રિયતમકે પાઇયાછિ; તાહાકે હારાઇ હારાઇ ભય હઇતે છે।

મીરા કહે, પ્રભુ, આમાર પરમ પ્રેમતૃષા મિટાઇયા છ। હે આમાર પૂર્વજન્મેર સ્વામી, તુમિ આમાર ગ્રહણ કરિયા છ।

"મેહુલો ભલે વરસતો, મારો વહાલમજી આજે તો મારે ઘેર છે. વરસાદના ફોરાં ટમક ટમક કરતાં પડે છે ને મારા સુખનો સાગર ઊભરાવા મંડે છે. બહુ બહુ દિવસે મારા પ્રીતમને હું પામી છું ને મને ભય લાગે છે રખેને ક્યાંક જતો રહેશે મને છોડીને.

મીરાં કહે છે પ્રભુ, તારા પ્રેમની જે મને તૃષ્ણા હતી તે તેં છીપાવી છે અને મારા પૂર્વ જન્મના સ્વામી તરીકે તેં મને આજે સ્વીકાર કર્યો છે. એ મારું પરમભાગ્ય બન્યું છે.

☆

ગાંધીજીને અહિંસા પર પાર વગરની શ્રદ્ધા. હિંસાની ભૂખને કેમ શાંત કરવી તે માટે અહિંસાને હિંસાના મુખમાં મૂકવા તૈયાર થતા. અને તે કેવી રીતે મૂકવા ઇચ્છતા તેનું એક દૃષ્ટાંત આપતા.

"એક ગરીબ અને ધનિકના ઘર પાસે પાસે હતા. એક દિવસ ગરીબના ઘરમાં ચોર આવીને ભરાયા. ગરીબ જાગ્યો અને જોયું તો તેના ઘરમાં ચોરો પેસીને કંઈક ખોળતા હતા. તેણે વિચાર્યું કે આ બિચારા ચોરો વ્યર્થ હેરાન થવાના. કેમ કે, તેમને અહીં કશુંએ મળવાનું નથી. તે ઊઠ્યો અને અતિશય શાંતિપૂર્વક અને ધીરજથી તેણે ચોરોને કહ્યું કે, તમે વધુ હેરાન ન થાઓ, જે કંઈ મારી પાસે છે તે હું તમને આપી દઉં છું. આમ કહીને તેણે ચીથરાંમાંથી કાઢીને એક પાંચ દસ રૂપિયાની પોટલી તેમને આપી દીધી. ચોરોને ભારે આશ્ચર્ય થયું. પરંતુ લોભથી તેમની આંખો બંધ હતી તેથી તેમણે વધારે ધન મેળવવાની લાલચથી પડોશના ધનિકના ઘર પર હુમલો કરવાનું ઠરાવ્યું. એ ધનિક જાગી ગયો હતો અને તેણે આ બધી ચર્ચા સાંભળી હતી તેને આશ્ચર્ય થઈ રહ્યું હતું કે, પેલા ગરીબને ઘેરથી ચોરો ખાલી હાથે પાછા ફરવાના હતા, પરંતુ તેણે પોતાને જ હાથે પોતાની સંચિત બધી રકમ ચોરોને હવાલે કરી દીધી. તો પછી હું પણ મારી પૂંજી ચોરોને શાને સુપરત ન કરું? એટલામાં ચોરો તેના ઘરમાં ઘુસ્યા. ધનિક તરત જ તેમની પાસે ગયો અને ચોરોને કહ્યું કે, આવો, તમને જે જોઈએ તે હું આપીશ. ચોરો ઘરમાં પેસી ગયા, પરંતુ તેમના હૃદયમાં એ મંથન ચાલવા લાગ્યું કે આ શું થઈ રહ્યું છે! પેલા ધનિકે પોતાનું સઘળું ધન લાવીને ચોરોની આગળ મૂક્યું. બસ, ચોરોના મનમાં રામ જાગ્યા અને તેમણે એ ધનિક તથા ગરીબનું સઘળું ધન ત્યાં જ છોડી દીધું અને ભવિષ્યમાં ચોરી ન કરવાની પ્રતિજ્ઞા લઈને તેઓ સાધુ થઈ ગયા."

ભગવાન શ્રી રામચંદ્રને વનવાસ દરમિયાન અનેકવાર આંસુ સારવાના દુઃખદ પ્રસંગ પ્રાપ્ત થયેલા ચિત્રકૂટ ઉપર ભરતજી મળ્યા ત્યારે, પિતાના સ્વર્ગવાસના સમાચાર સાંભળીને, સીતા વિનાની પંચવટી સૂની જોઈ ત્યારે, મહાવીર જટાયુના મૃત્યુ પ્રસંગે, પંપાતીરે, સીતાજીના આભૂષણો નિહાળીને, લક્ષ્મણજીને યુદ્ધમાં મૂર્છા આવી ત્યારે, આમ રામનું સુકોમળ અંતઃકરણ અનેક વાર ઘવાયું હતું અને તેમનું રુદન સાંભળીને—

'અપિ ગ્રાવા રોદિત્યપિ દલતિ વજ્રસ્ય હૃદયમ્'

પર્વત શિલાઓ પણ રડી અને વજ્ર જેવાં હૈયાં પણ ભાંગી પડયાં

પરન્તુ એક લોકકવિ કલ્પના કરીને કહે છે કે વનવાસમાં શ્રીરામને પ્રથમ અશ્રુ ક્યારે વહ્યાં?

સદ્યઃ પુરઃ પરિસરે ચ શિરીષ મૃદ્વી
સીતા જવાત્ ત્રિચતુરાણિ પદાનિ ગત્વા ।
ગન્તવ્યમસ્તિ કિયદિત્યસકૃદ્ બ્રુવાણા ॥
રામસ્યાશ્રુ કૃતવતી પ્રથમાવતારમ્ ॥

અયોધ્યા નગરી મૂકીને હજી સીમાડે પૂરા પહોંચ્યા નહીં હોય ત્યાં શિરીષપુષ્પ સમાં સુકોમળ સીતાજી, ઉતાવળે ત્રણ ચાર ડગલાં ચાલીને ઊભાં રહેવા લાગ્યાં અને રામને વારંવાર પૂછવા માંડયાં કે 'આર્યપુત્ર હવે આપણે કેટલેક દૂર જવાનું છે?' (હજી વન આવી ગયું નથી?) આ સાંભળીને રામના નેત્રોમાંથી અશ્રુ પ્રવાહ વહી રહ્યો!

* * *

થોડા સમય પહેલાં ત્રબામાં આરોગ્ય મંદિર ખુલ્લું મૂકવા શ્રી મણિબહેન પટેલ આવેલાં ત્યારે તેમણે એક પ્રસંગ કહ્યો પૂ. કસ્તુરબા સાથે તેઓ ત્રબામાં નજરકેદ હતાં તે વખતનો એ પાવન પ્રસંગ સાંભળતાં મને ઉપરનો શ્લોક યાદ આવ્યો શ્રી મણિબહેને કહેલી વાત અક્ષરશઃ મને યાદ નથી પણ તેનો ભાવાર્થ બરાબર યાદ છે

રાજકોટ સત્યાગ્રહ વખતે બાની તબિયત સારી ન હતી છતાં તેઓ સૌરાષ્ટ્રના સુખદુઃખમાં ભાગ લેવા દોડી આવ્યાં તેમની સાથે શ્રી મણિબહેન પટેલ તથા મૃદુલાબહેન સારાભાઈને પણ ત્રબામાં નજરકેદ રાખ્યાં દરમિયાન એક દિવસ પોલીસ ઉપરી શ્રી ખાન ત્રબા આવ્યા અને શ્રી મણિબહેનને દરબાર વીર વાળાનો સંદેશો આપ્યો કે 'સેવાગ્રામથી સમાચાર આવ્યા છે કે બાપુની તબિયત નરમ છે, બાને સેવાગ્રામ જવાની ઇચ્છા હોય તો વીરાવાળા સાહેબ બધી વ્યવસ્થા કરી આપશે' શ્રી મણિબહેનને આ સંદેશો સાંભળીને દુઃખ થયું તેમણે બાને વાત કરી ને વા જ બા અસ્વસ્થ બન્યાં તેમની આંખો ભીની થઈ મણિબહેન બાને ધીરજ આપવા લાગ્યાં એટલે બાએ કહ્યું "મારી મૂંઝવણનો તમને ખ્યાલ ન આવે બાપુની માંદગીના ખબર સાંભળ્યા પછી મારા જીવને ચેન જ પડે નહીં અને જો સેવાગ્રામ દોડી જાઉં ને બાપુ કહે કે 'તું કેમ આવી?' તો મારે જીવવું ભારે થઈ પડે'

શ્રી મણિબહેન બાની મુંઝવણ સમજ્યાં તેમણે તરત જ માર્ગ કાઢયો શ્રી ખાનને તેમણે કહ્યું બાને ને મને રાજકોટ લઈ જાઓ અમે સ્ટેશનેથી ફોન કરી બાપુની તબિયત પૂછી જોઈશું પછી શું કરવું તે નક્કી કરીશું'

શ્રી ખાન સાહેબ સાથે પૂ. બા અને શ્રી મણિબહેન ગયાં અને વધો ફોન કર્યો ભાગ્ય યોગે શ્રી પ્યારેલાલજી વર્ધા સ્ટેશને કોઈક કામસર આવેલા તેમણે શ્રી મણિબહેનને કહ્યું 'બા રાજકોટ ગયાં છે તે દિવસથી બાપુ ખૂબ આનંદમાં રહે છે ને કહે છે કે બાની આ ખૂબી છે ખરે

વખતે તેનું હીર ઝળકી ઊઠે છે. સરદારે ના કહી છતાં સૌરાષ્ટ્રની દીકરી અને રાજકોટની વહુ તરીકે મહોંઘી ગઈ. મને આથી શેર લોહી ચડે છે.' શ્રી મણિબહેને ફોન મૂકી શ્રી. ખાનને આકરી ભાષામાં ઠપકો આપ્યો, 'સારું થયું કે અમે અહીં આવ્યાં. પણ આવા સમાચારથી બાને વધારે આઘાત લાગ્યો હોત ને કંઈક થયું હોત તો? ચાલો, અમને પાછા ત્રંબા મૂકી જાઓ.'

ત્રંબાની નજરકેદની વાત તો સામાન્ય હતી. પણ તેની પાછળ સને ૧૯૦૮માં બાને પ્રથમ જેલ જવાનું થયું તે પ્રસંગ તરતો હતો. એ વખતે દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ચાલતી હતી. બાપુ એક બે વાર જેલ ભોગવી આવ્યા હતા. દરમિયાન એક વાર બાપુ આશ્રમમાં રસોડાની અંદર બાને મદદ કરતા હતા તે વખતે વાત કરતાં કહ્યું: 'હવેથી આપણે પતિપત્ની નહિ ગણાઈએ.'

'કોણ કહે છે?' બા જરા ચિડાઈને બોલ્યાં.

'જનરલ સ્મટ્સ. અહીંનો વડો પ્રધાન.'

'કહ્યાં એનું માથું.'

'એણે એક કાયદો કર્યો છે કે હિંદુસ્તાનમાં હિંદુ વિધિ પ્રમાણે જેમણે લગ્ન કર્યાં હોય તેમનાં લગ્ન અહીં કાયદેસર નહીં ગણાય. તેમણે કોર્ટમાં રજિસ્ટર કરાવવા પડશે.'

'એવો તે કાયદો ચાલે?'

'હું તો કહું છું ન ચાલે. પણ અમે જેમ તેના ખોટા કાયદાની સામે થઈએ છીએ તેમ તમે સ્ત્રીઓ પણ થાઓ તો ન ચાલે.'

'પણ તમે પુરુષો તો જેલમાં જાઓ છો.'

'તમે પણ જેલમાં જાઓ ને તેનો અન્યાયી કાયદો તોડો.'

'પણ મને આવી તબિયતે જેલનો ખોરાક કેમ સદે? ધારો કે જેલમાં એવો ખોરાક ન આપે તો?'

'તો ઉપવાસ કરવા.' બાપુ બોલ્યા.

'જેલમાં ઉપવાસ કરું તો તો હું મરી જ જાઉં ને.' બા સરળ ભાવે બોલી ઉઠ્યાં. એટલે તરત જ બાપુએ કહ્યું, 'તું જેલમાં મરીશ તો હું તને જગદંબાની જેમ પૂજીશ. પણ એકવાર સત્યાગ્રહમાં સામેલ થઈને જેલ સ્વીકારી પછી તું પાછી ફરે તો હું તને સંઘરી ન શકું!'

ત્રીસ વર્ષ પહેલાંના બાપુના આ શબ્દો ત્રંબામાં બાને યાદ આવ્યા. પેલા લોકકવિએ કહેલો સંસ્કૃત શ્લોક પણ એજ વાત કહી જાય છે. કોઈ સામાન્ય પતિ હોત તો સીતાને કહેત: 'મેં તને પહેલેથી વનમાં આવવાની ના પાડેલી. જા હવે રાજમહેલ ભોગી થઈ જા.' પણ રામથી એમ કહેવાય? સત્યને માર્ગે સ્વેચ્છાએ કષ્ટ સહન કરવા નીકળનાર સત્યાગ્રહીથી પાછાં પગલાં કેમ ભરાય? અને ચૌદ વર્ષ સુધી વનનાં કષ્ટ આ કોમલાંગી શે સહેશે એ વિચારે રામનું પતિ-હૃદય રડી પડયું. છતાં સત્યની વજ્ર શી કસોટીમાં સીતાને સાથે જ રાખ્યાં. અને સીતા જગદંબા બન્યાં.

સને ૧૯૪૪માં આગાખાન મહેલમાં નજરકેદી તરીકે બાનું અવસાન થયું ત્યારે ભારતના સર્વ વર્તમાનપત્રોએ મોટા અક્ષરે મથાળાં છાપ્યાં: 'જગદંબા પોઢ્યાં' અને—

'તું જેલમાં મરીશ તો હું તને જગદંબાની જેમ પૂજીશ.' સને ૧૯૦૮ મહાત્મા ગાંધી.

આજે આપણે એટલા બધા પંગુ બન્યા છીએ, એટલા બધા પરાવલંબી બન્યા છીએ, ઇન્દ્રિયોને એટલી બધી શિથિલ બનાવી બેઠા છીએ કે, આજે આપણને બધું મફતમાં જોઈએ છે. સસ્તામાં સસ્તું જોઈએ છે. સહેલામાં સહેલી રીતે જોઈએ છે. પરસેવો પાડીને મેળવવામાં આપણને નાનમ દેખાય છે.

આવી હીણપતભરી મનોદશા આપણા હિંદુસ્તાનમાં મોટાંઓથી માંડીને નાનાઓ સુધી એવી વિચિત્ર રીતે પેસી ગઇ છે કે. લગભગ સૌને શ્રમ કર્યા વિના મેળવવું છે.

હમણાં મારી પાસે પરદેશના બે મિત્રો રોજ અભ્યાસ માટે આવે છે. તેમને મેં પૂછયુ: હિંદુસ્તાનમાં તમે શું જોયું?'

તો કહે કે: 'હિન્દુસ્તાનમાં અમે આળસ જોઈ.'

મેં આશ્ચર્ય સાથે કહ્યુ. 'એ શું કહો છો!'

તો કહે: 'હા, બીજું બધુ ઘણું ય છે. અહીં જે છે તે દુનિયામાં બીજે કયાંય નથી. પરંતુ સાથે સાથે, અહીં જેવી આળસ છે તેવી આળસ પણ દુનિયામાં બીજે કયાંય નથી. અમારા દેશમાં તો અમે જો આરામથી બેઠેલા હોઇએ, અને નોકરને કહીએ કે, 'પાણીનો પ્યાલો ભરી લાવ' તો એ નોકરને માટે પણ શરમજનક ગણાય અને અમારે માટે પણ શરમજનક ગણાય.

'અમારે ત્યાં નોકર પાણીના ગ્લાસ ધોઈને તેમજ સાફ કરીને યોગ્ય સ્થળે ગોઠવી દે ખરા, પરંતુ પીવા માટેનું પાણી તો અમારે ઊભા થઈને જ લેવાનું હોય. જ્યારે અહીં તો ગાદી પર પડ્યા પડ્યા જ, 'એ ય રામા! કયાં ગયો?' એમ સાત વાર બૂમો પાડ્યા પછી આઠમાં અવાજે રામો આવે, એટલે એક બે સુણાવે અને પછી કહે કે, 'પાણી લાવ, પાણી અત્યાર સુધી કયા મરી ગયો હતો? સાંભળતો નથી?' હવે ખરી રીતે જુઓ તો પાણી બાજુમાં પડયું હોય. જેટલું ઘાંટાને દુઃખ આપે એટલુ હાથને અગર પગને દુઃખ આપ્યું હોય, તો કશી ઉપાધિ હોય ખરી?'

શ્રમવગર મેળવવાની બદી આપણામાં એવી પેસી ગઈ છે કે, આપણો નાનામાં નાનો વિદ્યાર્થી પણ કોઈની કૉપી કેમ કરી લેવી, અને ચોરી કરીએ પરીક્ષામાં પાસ કેવી રીતે થવું તેના રસ્તાઓ શોધવા માંડ્યો છે.

આવા પ્રકારના વિદ્યાર્થીઓ ભલે પાસ થતા હોય, પરંતુ મેટ્રિકમાં આવે છે ત્યારે પછી આંખમાથી જાતે તો આંસુ પાડે છે; પરંતુ મોટાઓની પાસે પણ પડાવે છે.

મિત્રો, તમે આજથી નક્કી કરો કે સ્વર્ગમાથી દેવતા આવીને પણ કહે કે હું તમને મેટ્રિકમાં પાસ કરાવી દઉં તો, તમે એ દેવતાને કહેશો કે અમારે તો અમારા પરિશ્રમથી, અમારી મહેનતથી, અમારી બુદ્ધિથી પાસ થવું છે.

આજે આવી ભાવના ભાગ્યે જ કોઈ વિદ્યાર્થીમાં વસે છે. આજે તો કૉપી કરવી. ચોરી કરવી એ સહેલી વાત થઇ ગઈ છે વિદ્યા મેળવવી છે, પણ વગર મહેનતે એ કેમ બને?

સોમાંથી પાત્રીસ ટકા માર્ક લાવવાના હોય તો પણ ચોરી કરવી પડે. કૉપી કરવી પડે, એ કેટલું બધું હીણપતભર્યું ગણાય?

હવે તો પાત્રીસ ટકાનું ધોરણ પણ, કહે છે કે, વિદ્યાર્થીઓને વધારે પડે છે. એટલે તેઓ માગણી કરે છે કે, પાંત્રીસને બદલે પચીસ ટકાનું ધોરણ રાખવું જોઈએ.

તમને જે શિખડાવવામાં આવે છે તેનો ત્રીજો ભાગ પણ તમને જો આવડે નહીં તો પછી શિક્ષણનો અર્થ શો? કોઈ રસોઈયો આવીને કહે કે હું સો રોટલીઓ બનાવીશ, તેમાં પચીસ રોટલી સારી બનાવીશ અને બાકીની રોટલીઓમાંથી કેટલીક કાચી હશે, અને બાકીની બળેલી હશે, તો તમે એવા રસોઈયાને ઊભો રહેવા દો ખરા?

સોમાંથી પાત્રીસ ટકા માર્ક આવે એટલે સંતોષ માનનારો વિદ્યાર્થી જો ડૉકટર હશે તો પાત્રીસ ટકાનો ડૉકટર હશે. સો દરદીમાંથી પાંત્રીસને બચાવશે, અને બાકીનાને કદાચ ઠેકાણે કરશે. અને જો એન્જિનિયર થશે તો સો પૂલોમાંથી પાત્રીસ પૂલો સારા બાંધશે અને બાકીના પૂલોમાં ગાબડાં પડશે. અને જો શિક્ષક હશે તો એના સો વિદ્યાર્થીઓમાંથી પાત્રીસેક વિદ્યાર્થીઓ જીવન ક્ષેત્રે સફળ થશે, અને બાકીના નાપાસ થશે.

એટલે મિત્રો, મારી તો વિનંતી છે કે, જો પાંત્રીસ ટકા માર્ક આવે અને પાસ થઇ જવાય તો આંખમાંથી આંસુ વહાવીને ખૂબ રડો. પાંત્રીસ ટકા માર્ક લાવીને પાસ થનારો ખરી રીતે પાસ નથી થતો, નાપાસ જ થાય છે. વિદ્યાર્થીની તમન્ના તો પહેલે નંબરે પાસ થવાની હોવી જોઇએ. અને તે માટે તેની પાસે પ્રબળ પુરુષાર્થ હોવો જોઈએ.

જીવનક્ષેત્રે વિજયી બનવા માટેનું લડાયક ખમીર, જીવનમા અભય અને પુરુષાર્થ નહી હોય તો કયાથી આવશે.

તમે જે કંઈ કામ કરો તેમાં પુરુષાર્થને આગળ રાખો, પછી પ્રયત્ન કરો, અને જુઓ કે, તમને સફળતા મળે છે કે નહીં.

યાદ રાખજો કે જીવનક્ષેત્રે કાયર માનવીને માટે સફળતાની કયાંય સંભાવના નથી. તમારે જીવનયુદ્ધ જીતવું હોય, અને માનવતાને વિકસાવવી હોય તો તમારા હૃદયમાં અભય જોઈશે અને પ્રયત્નમા પુરુષાર્થ જોઇશે.

*

## જીવનની ગુપ્ત ચાવી

સમી સાંજે, હિમપ્રદેશની એ ગંગાકિનારાની એકાંત ઓરડીમા એક લૂંટારો આવ્યો ને મને પૂછવા માડ્યો, 'તારું મરણ શાથી છે? લોકો તો તને અમર કહે છે! સાંભળ્યું છે, તારામાં સિંધુ જેવું વિશાળ જ્ઞાન છે; તેને લઈ લેવાથી તારું મરણ થશે?'

'ના.' મેં ઉત્તર આપ્યો.

'તો શું બુદ્ધિને લઇ લેવાથી થશે?'

'ના.' મેં પાછો ઉત્તર આપ્યો.

'તો શું તારી ધૂનિ ને તારો વૈરાગ્ય....એને લઈ લેવાથી?'

'ના.' મેં પાછો એજ જવાબ વાળ્યો.

'તો શું તારું તપ ને એને પરિણામે ઉત્પન્ન થયેલું અલૌકિક ઐશ્વર્ય, એને લઈ લેવાથી?'

'ના.' મેં ફરી કહ્યું.

'તો શું શીલને લઈ લેવાથી?'

મેં કહ્યું, 'ના; ના! મારા જીવનની ગુપ્ત ચાવી પ્રેમ છે; ને એનાથી જ હું અમર છું...અભય છું...આનંદમય છું!'

—યોગેશ્વર

(ભાત સાતમી)

**ભજન ભરોસે રે, નર નિરભે હુવા રે, એને કાંઈ કરમ ન લાગે કાળ.**

## આત્મ શોધન

શરીર વિના શોધન રે, પાર કોઈ પાવે નહીં;
મરીખાં મીઠાં કાજે રે, સ્વાદ કાંઈ આવે નહીં.
થડ મુકીને ડાળે વળગને, ટોચે કેમ ચડાય,
અધવચથી જો પાંખડી તૂટે તો, પાછો આવીને પછડાય;
સંગત મમ સમજો રે, ચડોને થડ મૂળ થકી.
શાસ્ત્ર પુરાણના મત જુજવા, ઘણો કરે સંવાદ,
બત્રીસ ભોજન રૂડી રસોઈ બનાવે ચાટવાને શાનો સ્વાદ;
વારીને વલોણે રે, નહીં માખણ ને મહી.
નથી જમ્યો ને નથી જમાડયો દીઠા વિના ચલવે જડ,
પાકા મોદિકનો સ્વાદ વખાણે, એ તો મિથ્યા માથ કૂટ;
વિવેક વિના વસ્તુ રે, વિચાર વિના દૂર રહી.
અંતર્ ઘરમાં આણી ઉછાળો, નિહાળો નિરંજન નૂર,
મરજીવા એ મર્મની જાણે, ભરપૂર ભર્યો નથી દૂર;
ધીરધર બેઠે ધીરો રે, લક્ષણવંત એ લહી.

ધીરો ભગત

'What is the body ? The spirit's lodging'

—Anglo Saxon Proverb

પંચમહાભૂતોનું બનેલું આ શરીર આતમાને રહેવાનું મંદિર છે એને પવિત્ર રાખવું એટલે જ પંડયે પવિત્ર રહેવું. શરીર મહેલમા આતમારામ વસે છે, ને એની શોધ એજ સાર બાબત છે નરસિંહ મહેતાએ કીધું જ છે કે ' જ્યા લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં, ત્યા લગી સાધના સર્વ જૂઠી. કબીરો ય ટાપસી પૂરાવે છે :

**આતમ તત્ત્વ ચીન વિન સબસે જુઠી સેવ;**
**કરે સો તો ભ્રમણા, કયા તીરથ કયા દેવ.**

આતમાને મૂકીને આડવાટે ફંટાયા તો વસ્તુ નહિ પામી શકો. માટે સીધે સોરંડે જ વસ્તુનુ મૂળ ગ્રહીને જ ડેડો ચંપકડો.

પરમ પદારથ કયો ઈ બાબત શાસ્ત્ર વાદ વધા કરે છે. કપાળે કપાળે જુદી મત્ય એ ન્યાયે ઈ લોકનાં મત જુજવા ને જપ, તપ તીરથ, પંથમા અટવાઈને ગમાગ ઉડાવે નાખે છે પણ ઈ તો પાણી વલોવ્યા બરાબર છે મહી–માખણ જોઈએ તો તો છાશ વલોવવી જોઈએ, આતમ શોધન કરો તો જ પરમ પદારથ મળે. પોથી-પંડયાઓ છો લડતા. ખટને શું ખટપટવા દે. અખો ભગત કહી ગયા છે: ખટ દર્શનના જૂજવા મતા, માંહોમાંહી ખાધા ખતા.

જે ખુદ પામ્યો નથી તે બીજાને શુ પમાડી શકવાનો છે? વિવેક ને વિચાર રાખો વસ્તુ ઉઘાડી પડી છે. પરમ વસ્તુ વેગળે નથી. અખાજી પામી ગયા 'તા. કયે છે:

**'તે નોહે ખૂણે ખાંચરે, આ પ્રત્યક્ષ મુખોમુખ વાતો કરે.'**

અણુએ અણુમાં એનો જ વાસ છે. એ લક્ષણવંતને લહીને જ આ ધુરંધર ધીરો જીવન સંગ્રામ ખેલે છે ને ! એની શોધ કરનારને જરૂર ભેટે છે.

**કહે કબીરા પરિબ્રહ્મકી, ચલકે જ્યોત અખંડ,**
**અવધઉરધકે ઘાટ પર ભાઈ, નિશદિન બોલે ચંદ.**

# આવા હતા બાપુ

'ઇન્દ્ર'



સેવાગ્રામની ગૌશાળાના મકાનની પાસે એક સવારે એક વૃદ્ધ સજ્જન રક્તપિત્તથી પિડાતા ઊભા હતા. મીરાંબહેને તેમને જોયા તેથી પ્રેમથી તેમને બોલાવ્યા અને બાપુજીને મળવું છે એમ પૂછ્યું. વૃદ્ધભાઈએ માથું હલાવ્યું. મીરાંબહેન તેમને બાપુજી પાસે લઈ આવ્યાં.

વૃદ્ધભાઈ અચકાતાં અચકાતાં બાપુજી પાસે આવ્યા અને ગળગળે સાદે બાપુને કહ્યું; 'મારે તો આપના સાન્નિધ્યમાં રહેવું છે અને અહીં જ મરવું છે. તો આપ મને અહીં રાખશો?'

તેઓ સખ્ત રક્તપિત્તથી પીડાતા હતા તેથી થોડી દુર્ગંધ પણ આવતી હતી. તેમને આવું ભયંકર ચેપી દરદ હતું તેથી બોલ્યા: 'બાપુજી, મારે કશું ન જોઈએ, એક ઝાડની છાયામાં પડ્યો રહીશ. અને થોડું ખાવાનું મળી જાય તો બસ.'

બાપુજી તેમના રોગને પગથી માથાં સુધી નીહાળી રહ્યા અને ગંભીર વિચારમાં પડી ગયા કે શું કરવું? આશ્રમમાં આવા રોગીને બીજા આશ્રમવાસીઓ સાથે રાખવા હિતાવહ છે? બહારથી બીજા કેટલા ય લોકો આવે ને જાય તેઓનો પણ વિચાર કરવો રહ્યો ને? અને આ રોગથી સંભાળવાના પણ ખરા. અને ના પણ કેમ પડાય? જો ના પાડું તો મારો ધર્મ ચુક્યો ગણાઉં. અને ઈશ્વરે મારી કસોટી કરવા જ તેમને કેમ નહીં મોકલ્યા હોય!

અને આશ્રમમાં જ રાખવાનો પાકો નિર્ણય કરતા બાપુ પ્રેમથી બોલ્યા: 'શાસ્ત્રીજી જરૂર તમને આ આશ્રમમાં

જગા મળશે અને મારી ઝૂંપડીની પાસે જ તમારી ઝૂપડી રહેશે.'

અને બાપુની ઝૂંપડી પાસે તે વૃદ્ધ શાસ્ત્રી (પરચુરેકર શાસ્ત્રી) જીવ્યા ત્યાં સુધી રહ્યાં અને બાપુજીની સેવા અને પ્રેમ મેળવ્યાં.

બાપુ જ્યારે એમને માલિશ કરતા ત્યારે શાસ્ત્રીજી તેમને કેવા ભાવથી જોતા હશે? અને બાપુ શાસ્ત્રીજીને કેવા ભાવથી માલિશ કરતા હશે? તે તો જેઓએ એ અદ્ભૂત દૃશ્ય નિહાળ્યું હશે તે જ વર્ણવી શકે.

*

એક વખત બાપુ દિલ્હીથી વર્ધા જતા હતા સાંજનું ભોજન ગાડીમાં લઈશ એમ બાપુએ રાજકુમારી અમૃતકુંવરબહેનને કહી રાખેલું. બાપુ દૂધ અને પાણી ગરમ પીતા. તેથી બે થરમોસ જોઈએ. થરમોસ બે હતા પણ એક તૂટી ગયેલું તેથી દૂધ અને પાણી બેને કેવી રીતે લેવા તેનો વિચાર રાજકુમારીબહેન કરતાં હતાં ત્યા શ્રી. બિરલાજી આવી ચઢ્યા. તેમણે તરત પોતાનું કાલે જ નવું લાવેલું થરમોસ રાજકુમારીબહેનને આપી દીધું. રાજકુમારીબહેનને નિરાંત થઈ. અને દૂધ ને પાણી ભરી લીધાં પણ એ નિરાંત દુઃખમય નીવડી.

બાપુની નજર ભારે ચકોર હતી. જમતાં એમની તીક્ષ્ણ નજર નવા થરમોસ પર પડી. તેઓ તરત પામી ગયા કે આ થરમોસ આપણું નથી. એમણે તરત રાજકુમારીબહેન સામું જોઈને પૂછ્યું: 'શું આ થરમોસ વેચાતું લીધું?'

રાજકુમારીબહેને કહ્યું: 'જી ના, આપણું એક થરમોસ તૂટી ગયું હતું તેથી આ બિરલાજીએ આપ્યું છે.'

બાપુજીને ખૂબ દુઃખ થયું અને દુઃખિત અવાજે બોલ્યા: 'તમે શું એટલાં બધાં ગરીબ છો કે બીજાના પૈસા ખરચાવો છો? બિરલાજી પાસે અઢળક પૈસા છે એ ખરી વાત, પણ તેથી શું આપણને બીજાની વસ્તુ તેમની પાસેથી લેવાય? ઈશ્વરે તેમને પૈસા આપ્યા તે તેમને મુબારક હો. પણ એમાંથી એક કોડી પણ બિનજરૂર વસ્તુ માટે ન ખરચાવી જોઈએ. આ બધું આપણે વિચારતાં થવું જોઈએ.'

અને વાત ત્યાં અટકી નહીં. બાપુજી તો પેલું થરમોસ ક્યારે બિરલાજી પાસે પહોંચે તેની ગોઠવણમાં હતા ત્યાં મહાદેવભાઈને તરત દિલ્હી જવાનું થયું તેથી તે થરમોસ તેમને આપતા બાપુએ કહ્યું: 'આ બિરલાજીને બરોબર પહોંચાડી દેજો.'

# શ્રી શ્રીકૃષ્ણભક્ત યોગિનીની મુલાકાતે

વિમળા પટેલ

ગ્રીષ્મની ઋતુ. શાળાઓમાં છુટ્ટીઓ.

ફરતી'તી રાજઘાટે. વિચાર હતો આશ્રમવાસી એક કુટુંબની ખબરઅંતર પૂછવા જવાનો. સાથે હતી નાની બહેન અને તેના પતિદેવ. સંધ્યાનો સમય હતો. (દિલ્હી) શહેરની ભરચક વસ્તી. તેમાં ઊભેલી મોગલાઇ વંશની જીવતી જાગતી ઇમારતોમાં ભૂલા પડેલાં એવા કોઈ મહાદેવમંદિરમાં જાણે આરતીના ઘંટારવ સંભળાતા હતા.

ભપકાદાર ગેસની આપતા વિજળીના કેટલા ય થાંભલાઓની હારને ઓળંગી જતા હતાં. સહસા પ્રશ્ન ઊભો થયો એક સંત વિશ્વપ્રેમીનું શરીર આ જગ્યાએ પોઢ્યું છે. એના પર વર્ષોના ઇમારતોના ખડકો જ્યારે એકબીજા ઉપર ખડકાશે, ત્યારે આ સ્થળની કિંમત કલાકના ૮૦,૦૦૦ માઇલની ઝડપે વધીને કેટલા ગુણ્યા ગુણાશે અને એની કિંમતનો આંકડો કેટલો બધો વધી જશે ? ત્યારે આજે ય આ ભૂમિમાં વસતો બીજો કોઈ ઓલિયો નહિ હોય ?

સહસા કોઈએ આવીને કહ્યું: 'અહિં એક છે બહેન. ભારે યોગિની છે. દર્શન યોગ્ય છે....'નામ, કાળ અને સ્થાનની ચિંતા રહેતી નથી જ્યારે દર્શનનો યોગ સામેથી આવે છે ત્યારે.'

અમે ગયા એને શોધવા. દીવાના ઝાંખા પ્રકાશમાં એ મૂર્તિ નજરે પડી. અંતરના ઊંડાણમાંથી નીકળતો એનો સોંસરો અવાજ. કોઈ સાથે તે વાત કરી રહી હતી ભંગ કરવાની હિંમત શે ચાલે. વળી એની વ્યક્તિ પ્રતિભાનો અંજાપો એવો તો લાગ્યો કે 'અમારે દર્શન કરવા છે' એટલા ય શબ્દો ઉચ્ચારવાની હોંશ ના રહી.

એક ભલી સજ્જન બહેન એને માર્ગે ચાલી જતી હતી, એણે અમારી ગડમથલ જાણી લીધી. અમારી વહારે તે આવી. અમને મુલાકાત અપાવી. સાદા અને સાધન-સંપન્ન એવા રાચરચીલાથી લદાયેલી એક નાની સરખી ઓરડી, સૌને નાજગોદમાં સમાવી લેવાની તમન્ના, અને ઉત્સાહનો તરવરાટ. નાનાં મોટા સૌ ઉપર એક સરખું વહાલ વરસાવતી પ્રેમમયી મા—મૂર્તિ—ખાટ પર બેઠેલી હતી. પાસે અને સામે શ્રીકૃષ્ણની છબિ હતી. અમને પ્રવેશ મળ્યો. અમારો પગ જ્યાં ઓરડીમાં મૂકાય છે, ત્યાં તો તે મા ઊભી થઇ ગઇ. અમારી આશેક એવી મોટી ઉમરનાં ઉપર પણ મા જેવું હેત વરસાવી અમને બાળક જેવાં ગણી લીધાં. અમને આસન આપવા લાગી. યુગોનું જાણે ઓળખાણ ના હોય, એમ પૂર્ણ પરિચિત ઢબે વાતચિત શરૂ કરી. અમારી, અમારા કુટુંબીજનોની ખબર પૂછી. પારો બેઠા હતા એક નવજુવાન. દિલની વાતો લઇ ને તે આવ્યા હતા મા પાસે બાળક પોતાનું દિલ ખોલતું હોય છે, જુવાનો લાવ્યા હતા પ્રશ્ન '<u>નિરાશા સાંપડતાં આપઘાત કરવાની વૃત્તિ કેમ ઉદ્ભવતી હશે?</u>'

માનો જવાબ અક્ષરશઃ કાને પડ્યો નહિ. પણ માના વહાલથી ઉભરાતી આ નાની સરખી ઓરડીમાં સમાયેલા વિશાળ જગતે જાણે જવાબ આપ્યો: '<u>આપણી અંદર બેઠેલા પ્રત્યે આપણો વિશ્વાસ, શ્રદ્ધા, આદર, પરિચય ઓછાં. એને કારણે આપણી વૃત્તિઓ એકાંગુ જણાય છે અને એ એકાંગુને પરિણામે મનની લગામ હાથ રહેતી નથી.</u>'

માના બીજા બોલ કાને પડ્યા.

'<u>ઈશ્વર પર પાકો ભરોસો રાખો. એની પાસે નઇને નમ્રભાવે ઊભા રહો. જેવા છો તેવા જ તેને સોંપાઓ. પછી જુઓ મઝા.</u> કેવાક આપણને તેની ગોદમાં તે લે છે પરંતુ બીનશરતી વાતોથી આપણે એને નવાજવો જોઇશે.' 'દીપ' પોઇટ જેવું છે? એમાં માપની ચમચી આવે છે શા માટે? માપને માટે.' માનું વાક્ય સમજાયું નહિ એણે તાકીને અમારી સામે જોયું. નજરમાં પ્રેમ તીક્ષ્ણતા હતી. અખૂટ વહાલ વરસતું હતું. અર્થ સમજાયો. અમે હસી પડ્યાં. મા પણ હસી પડી દાંતવિનાનું બોખું એનું મોં ઈશ્વરીદત્ત પ્રેમમય બાળકના હાસ્યની ઝાંખી કરાવતું હતું સહસા ભાન થયું કલાકની રેતી સરતી જાય છે. અમારે આવે જવાનું હતું. અમે ઊઠ્યાં. પ્રણામ કર્યાં. માએ ફરી ગોદમાં લીધાં માથું ચૂમ્યું. વિદાય લીધી. જનેતા માના જેવું વહાલ અનુભવીને માર્ગે પડ્યા.

(શ્રી રેહાનાબહેન તૈયબજીની મુલાકાત પ્રસંગ)

☆

# અકળ કોયડો

કડકડતી ટાઢના દિવસોમા એક પૂરબિયો ભૈયો ગુજરાતના એક ગામડામા સમી સાંજે આવી ચઢ્યો થોડો સામાન અને એક ઘોડા સિવાય કોઈ કિમતી વસ્તુ તેની પાસે નહોતી ટાઢ તડકાથી સારી રીતે ટેવાયેલો હતો ગામને પાદર નાનુ તળાવ હતુ ત્યા પોતાની શેતરજી પાથરીને આસન જમાવ્યુ એક તો શિયાળાની રાત ખુલ્લુ મેદાન અને તળાવનો કિનારો ગામ લોકોએ એ પરદેશી ભૈયાને સમજાવ્યુ કે અહી પાદરમા પડાવ કરવાનો દુરાગ્રહ પડતો મૂકો તો ઠીક છે નહિતર હેરાન થશો અહી તો રણના પવન સૂસવશે

પરદેશી ભૈયો ન માન્યો પોતે પણ ખડતલ તો હતો જ સાથે પાથરવા અને ઓઢવાની રજાઈ હતી એટલે રણકાંઠાની ઠંડી સામે પોતે જરૂર લડી લેશે તેવો પોતાનો નિશ્ચય એણે કાયમ રાખ્યો

રાત પડી ભૈયાએ ભેટમાથી કટારી કાઢી ખીલાની જેમ ખોડી દીધી ઘોડો એની સાથે બાધી પોતે માથે ઓઢીને સૂઈ ગયો જોગાનુજોગ એવો બન્યો કે તે જ રાતે સખત હીમ પડ્યુ પરદેશી પ્રવાસી આખી રાત ઠુઠવાઈને પથારીમા પડી રહ્યો રાત્રે બરાબર ઊંઘ ન આવવાથી પ્રાત કાળનો સમય થતા ભરનિદ્રામા પડ્યો.

ભૈયો ભરનિદ્રામા પડ્યો છે એમ જોઈને કોઈ એક ખેડૂતને ઘેડુ ટીખળ કરવાનુ મન થયુ ધીમે પગલે તે ભૈયાની પથારી પાસે આવ્યો જમીનમા ખોડેલી કટારી કાઢી બરાબર એ જ ઠેકાણે પોતાના હાથમાનુ દાતરડુ ભરાવી બળદ બાધી, ઘોડો અને કટારી લઈને ત્યાથી ચાલી નીકળ્યો

ભૈયાએ ઊઠીને જોયુ તો ઘોડો ન મળે ઘોડાને બદલે કોઈ બળદ બાધી ગયુ છે એ માનવા તે તૈયાર નહોતો એ પછી તેની નજર દાતરડા તરફ વળી જમીનમાથી કાઢીને જોયુ તો ધારમા કરચલીઓ પડી હતી રાતમા ને રાતમા અદ્ભૂત આશ્ચર્ય બની ગયુ હોય એમ એને લાગ્યુ કોઈ ગામવાસીએ પૂછ્યુ, "કહ્યુ ભૈયાજી ઠંડી કેવી લાગી?"

ભૈયાએ કવિતામા જ જવાબ વાળ્યો

"ઠંડી ઠંડી ક્યા કરો  
ઠંડી હૈ અદાવી  
ઘોડેકુ તો શીંગ ભયા  
ઔર કુ ચલ ભઈ કટારી,  
બાકીચૂકી તો વાસે હુઈ  
પર શિરપે યે લકડી કહાસે આઈ!"

ભૈયાએ પોતે જ પોતાના મન સાથે સમાધાન કરી લીધુ કે ઘોડો સો અનો એ જ કે માત્ર ટાઢ એટલી બધી રાતમા પડી કે જેને લીધે શિંગડા ઉગી આવ્યા કટારીમા પણ એ જ ટાઢને લીધે કરચલી પડી અને સખત પવનના આચકા લાગવાથી વાકી વળી ગઈ માત્ર એને એક વાત ન સમજાઈ કે કટારીને લોઢાની મૂઠ હતી તેને બદલે ત્યા લાકડાનો હાથો શી રીતે ગોઠવાઈ ગયો?

કોઈ ગામવાસી તેના મનનુ સમાધાન ન કરી શક્યુ પછી જ્યારે એને પોતાનો ઘોડો અને કટારી પાછા મળ્યા ત્યારે આનદ થયો છતા એણે પોતાના નિર્ણયમા જરાયે સુધારો ન કર્યો. એવુ ઘણીવાર બને છે બાળના કે બુદ્ધિના અતિશય વિશ્વાસમા અજાયબ અવસ્થાથી ઉપજેલુ કુતૂહલનુ અચરજ ઘણીવાર શમતુ નથી ઘોડો પાછો મળે છતા હાથાનુ અચરજ ઊભુ જ રહે છે *

☆

# સ્ત્રીના ભાગ્યની લક્ષ્મી

જૂના જમાનાની વાત છે. રાજા અને રાણી સંધ્યા ટાણે ઝરૂખામાં બેઠા હતાં. અલકમલકની વાતો થતી હતી. તે વખતે ત્યાંથી એક બુઢ્ઢો શાક વેચવાવાળો નીકળ્યો. આખા દિવસની મહેનત પછી તે થાકેલો પાકેલો ઘરે પાછો વળી રહ્યો હતો. રાણીને એ બુઢ્ઢા પર દયા આવી. તેણે રાજાને કહ્યું:

'જુઓ, બિચારો કેટલી મહેનત કરે છે, છતાં ય તેને સુખ નથી મળતું. પણ તેમાં તે શું કરે? તેની સ્ત્રીના ભાગ્યમાં જ લક્ષ્મી નહીં હોય.'

રાજા કંઈ સમજ્યો નહીં. તેણે રાણીને પૂછ્યું: 'એટલે તું શું કહેવા માગે છે?'

રાણી બોલી: 'હું એ કહેવા માગું છું કે સ્ત્રીના ભાગ્યની લક્ષ્મી હોય છે અને પુરુષના ભાગ્યના સંતાન હોય છે.'

રાજાને રાણીની આ વાતમાં ગર્વની કંઈક ગંધ આવી. ક્રોધે ભરાઈને તેણે રાણીને મહેલની બહાર કાઢી મૂકી.

રાણી સ્વાભિમાનીની હતી તે પણ ભાગ્યના ભરોસે ચાલી નીકળી. જે શાકવાળા બુઢ્ઢાને લીધે રાજા નારાજ થયો હતો તેની પાસે જ તે પહોંચી તેની ધર્મપુત્રી થઈ ને તે રહેવાં લાગી.

બુઢ્ઢો શાકવાળો રોજ શાક વેચીને ચાર આનાની ચાર પાઉં રોટી દુકાનેથી લઈ આવતો હતો. અને પતિ–પત્ની બે બે રોટી ખાઈ ને તે પર જીવન વિતાવતા હતા. આ જોઈ બે ત્રણ દિવસ પછી રાણીએ શાકવાળાને કહ્યું:

'પિતાજી, તમે ચાર આનાની રોટી ખાવા કરતા મને એ ચાર આના આપવા કરો હું તમને બંનેને પેટ ભરીને ખવડાવવાની જવાબદારી લઉં છું.'

બુઢ્ઢા શાકવાળાને ભલા આ વાતમાં શું વાંધો હોય, તેને તો ભમ ગમતું કામ હતું. તેણે તે ચાર આના રાણીને આપ્યા. રાણી તે ચાર આના લઈને શહેરમાં ગઈ. બે આનાના દાળા લીધા એક આનામાં દાળ, મીઠું–મરચું વગેરે મસાલો લઈ ઘરે આવી અને એક આનો બચાવીને તેણે પોતાની પાસે રાખ્યો. ત્રણ આનામાં તેઓ ત્રણેયે પેટ ભરીને સંતોષથી ખાધું.

આમ રોજ રાણી એક આનો બચાવા લાગી. એક દિવસે બુઢ્ઢાબાપાને કહ્યું: 'પિતાજી, શાક તો મા બેઠી બેઠી વેચશે. તમે ડુંગરમાં જઈને લાકડાં કાપી લાવો તો! લ્યો આ કુહાડા માટે મેં પૈસા ભેગા કરી રાખ્યા છે.'

બુઢ્ઢો પોતાની ધર્મપુત્રીની ચતુરાઈથી પ્રસન્ન હતો જ. તેના આવ્યા પછી તો ઘરના દિદાર ફરી ગયા હતા. એટલે બુઢ્ઢાએ આ વાત માની લીધી. તે કુહાડો વેચાતો લઈને ડુંગર પર ગયો. રોજ લાકડા કાપી કાપીને ઢગલો કરવા લાગ્યો. થોડા જ દિવસોમાં આખો ડુંગર કાપીને તેણે મોટો લાકડાનો ડુંગર કરી દીધો. બીજે દિવસે આ બધાં લાકડાં શહેરમાં વેચી નાખવા એવો નિર્ણય કર્યો.

પણ નસીબને કંઈ જુદું જ મંજૂર હશે. તેજ રાતે રાજા શિકારને માટે નીકળ્યા રસ્તો ભૂલી જવાથી તે પોતાના સાથીઓ તથા નોકરચાકરોથી વિખૂટો પડી ગયો. ભટકતાં ભટકતા તે પેલા લાકડાંના ઢગલા પાસે આવ્યો. ઠંડીથી તે ઠુઠવાઈ જતો હતો. લાકડાનો આ મોટો ડુંગર જોઈ ને તેણે તાપણી કરવાનું વિચાર્યું. થોડા લઈને તાપણી કરી. અને તાપવા બેસી ગયો. ત્યાં પવનની ઝપટથી એક તણખો બુઢ્ઢાના પેલા લાકડાંના ઢગલામાં ઉડયો. અને આખો ઢગલો સળગી ઊઠ્યો.

આ પ્રચંડ આગના પ્રકાશમાં રાજાને તેના નોકર ચાકરોએ શોધી લીધા અને તેઓ શહેર ભણી ગયા.

આ બાજુ આ પ્રચંડ આગે કમાલ જ કરી. તે જગાએ સોનાનો ચરુ દટાયેલો હતો. ખૂબ તાપને લીધે સોનું પીગળીને બહાર રેલાયું. સવારે શાકવાળો બુઢ્ઢો લાકડાં લઈ જવાને માટે આવ્યો તો તેને ત્યાં લાકડાંને બદલે સોનાની પાટો પડેલી મળી. તે આટલું બધું સોનું મેળવીને ન્યાલ થઈ ગયો. પોતાની ધર્મપુત્રીની પ્રશંસા કરતો તે થાકતો જ નહોતો.

રાણીએ રાજાના મહેલની સામે જ એક ભવ્ય નવખંડનો મહેલ બાંધ્યો. અને ચોર્યાંસી જાતના પકવાન બનાવીને શહેરના મહાનુભાવોને નિમંત્રણ આપી મહેલનું ખાતમુહૂર્ત કર્યું. રાજા પણ આવ્યો હતો. રાણીનું આ ઐશ્વર્ય જોઈને તેણે પોતાનો પરાજય સ્વીકારી લીધો. અને તેણે માન્યું કે સ્ત્રીના ભાગ્યની જ લક્ષ્મી હોય છે.

આદરપૂર્વક ખૂબ ધામધૂમથી રાણીને તે પોતાના મહેલમાં લઈ ગયો ને આનંદથી બંને રહેવાં લાગ્યાં.

# આરંભેલું કરો પૂરું, રીત એ ચતુરાઈની

દેસાઈ વાલજી ગોવિન્દજી

નાત્માન અવમન્યેત પૂર્વાભિ અસમૃદ્ધિભિ ।
આ મૃત્યો શ્રિય અન્વિચ્છેતૂ નૈના મન્યેત દુર્લભામ

॥ મનુ ૪-૧૩૭ ॥

આપણે કાઈ શુભકામ કરવા ગયા ને તેમા ધરેલી સફળતા ન મળી તો 'હુ અભાગિયો છુ મારે હવે કાઈ નહિ બને' એમ કહીને પોતાની અવગણના ન કરવી. પણ મરણપર્યન્ત શારીરિક આર્થિક ને આધ્યાત્મિક સંપત્તિ પ્રાપ્ત કરવા ઉદ્યમ કરવો. કોઈ જાતની સંપત્તિ દુર્લભ છે એમ ન માનવુ અને દેવોનુ અનુકરણ કરવુ, તે આ રીતે

> રત્નૈ મહાર્હૈ તુતુષુ ન દેવા
> ન ભેજિરે ભીમવિષેણ ભીતિમ ।
> સુધા વિના ન પ્રયયુ વિરામમ્
> ન નિશ્ચિતાર્થાત્ વિરમન્તિ ધીરા । ભર્તૃહરિ
>
> નીતિશતક ॥

ક્ષીરસમુદ્રનુ મંથન કરતા કરતા કૌસ્તુભમણિ રત્ન જડયા તો એટલેથી સંતોષ ન માન્યો. કાળકૂટ વિષ નિકળી પડયુ તો તેથી ભયભીત ન થઈ ગયા પણ અમૃત હાથ ન લાગ્યુ ત્યા લગી થાક ખાધા વિના મન્થન જ કર્યું"

> સકૃત્ કન્દુકપતેનોત્પતત્યાર્ય પતન્નપિ ।

સજ્જન પડે છે, પણ જેમ દડો પડીને પાછો ઉછળે છે તેમ એ જેટલી વાર પડે તેટલી વાર તરત પાછો ઊભો થઈ જાય છે

તૈમૂર વિષે કહે છે કે એક વાર એના શત્રુ એની પાસે લગ્યા હતા એટલે એ એક પડી ગયેલા ઘરમા સતાઈ ગયો. ત્યા જુએ છે તો એક કીડી અનાજનો એક કણ ઉપાડીને ચઢી જવાનો પ્રયત્ન કરતી હતી એના આવા ઓગણોતેર પ્રયત્ન નિષ્ફળ ગયા એક આગળ પડતી અણીએ આવે કે તરત બોજા સહિત પાછી પડે પણ સિત્તેરમી વારે ભારસહિત તે ઉપર ચડી ગઈ આ જોઈને તૈમૂરના જીવમા પાછો જીવ આવ્યો ને ભાવિ વિજય વિષે એના મનમા આશા બંધાણી કઈ લાખો નિરાશામા અમર આશા છુપાઈ છે' (મણિલાલ નભુભાઈ દ્વિવેદી)

એ વિષય સ્વેટ માર્ડને બીજી વાતો પણ કહી છે

(૧) એક ચતુર શેઠિયો હતો તેણે જાહેરખબર આપી ને ઉપરથી ત્રીસ છોકરા એની પાસે આ ખ્યા. એને કહે જુઓ આ ગોળ કુડાળુ છે ને આ દડો છે એકેએકને હુ સાત તક આપુ છુ ને જોઉ છુ કે કુડાળાને કોણ વધારે વાર કોનો દડો વાગે છે ' સૌએ દડો મારી જોયો પણ કોઈનો દડો કુડાળાને વાગ્યો નહિ એટલે શેઠ કહે કાલ પાછા આવજો ને જોજો કે આજ કરતા તમે વધારે સારુ કરી શકો છો કે નહિ '

બીજે દિવસે એક નાનકડો છોકરો જ આવ્યો ને કહે હુ તૈયાર છુ ' એમ કહીને એણે દડાના સાત ઘા કર્યા ને સાતેય ઘા કેન્દ્ર ઉપર જ પડયા

શેઠને નવાઈ લાગી ને એણે પૂછયુ, 'આમ કેમ બન્યુ?'

છોકરાએ ઉત્તર વાળ્યુ કારણ કે સાહેબ, મારી મને હુ સહાય ના કરી શકુ એના સારુ મારે નોકરીની બહુ જરૂર હતી એટલે મેં આખી રાત એક ગાળિયામા પ્રેક્ટિસ કરી '

શેઠે રેડ એને રાખી લીધો

(૨) ઇબ્રાહિમ લિંકનને વક્તૃત્વકળા શીખવી હતી એટલા સારુ તે સાતઆઠ માઈલ આઘે ડિબેટિંગ ક્લબ હતી ત્યા ચાલીને જાય એના વાક્યમા ભૂલ ન પડે એટલા સારુ છ માઈલ આઘે એક જણ રહેતો હતો એની આગળ જઈ ને એ વ્યાકરણ શીખ્યો

(૩) સુવર્ણભૂમિના ધણીએ સોનાની ભાળ ધારેલા ઘરમા થઈ ને એક મશીન લાગુ ખોદવુ કરાવ્યુ ને દેહ વર્ષમા ખોદવા ઉપર લાખ ડોલર વાપર્યા પણ એને સોનુ ન લાધ્યુ પછી એ જમીન એક કંપનીના હાથમાં આવી આ કંપનીએ ખોદવુ એ હાથ જ આઘે લાધુ

ત્યા કાચુ સોનું જોવામા આવ્યુ. જીવનધન પણ આપણાથી બે ચાર વેંતને જ અંતરે જ નહિ હોય એ કોણ જાણે છે? મોતી વધારાની એક ડુબકીની વાટ જોતું હોય છે, પણ મરજીવો એક છેલ્લી ડુબકી મારતા જ ચૂકી જાય છે.

રિચર્ડ સી ટ્રેચ આપણને ઉપદેશ કરે છે કે 'તું તને પોતાને ઘડ, ચોરસ બનાવ, લીસો કર; એટલે તારો વારો આવશે જ. તુ પડ્યો નહિ રહે ઘર ચણનારાને તારુ કામ પડશે. તારે બીજાની જેટલી જરૂર છે તેના કરતા બીજાને તારી જરૂર વધારે છે'

પ્રતિકૂળ પરિસ્થિતિ છતા ધાર્યું કાર્ય સાધનારા ડેમોસ્થનેસ નામે સુપ્રસિદ્ધ ગ્રીક વક્તાનું ઉદાહરણ રેવ. ડૉ મૂઅરે આપ્યુ છે આ વક્તા મૂળ તોતડા હતા, પણ બોલતી વેળાએ મોઢામા કાકરા રાખીને એણે આ ખોડ મટાડી. વળી એને શ્વાસનો વ્યાધિ હતો; તે એણે ટેકરીએ ચડતા ચડતા કવિતાપાઠ કરીને શાન્ત કર્યો હતો. એનો સાદ નબળો અને ઝીણો હતો, પણ ગર્જના કરતા સાગરને તીરે નિત્ય ઉભીને તાણીને બોલીને એણે પોતાનો સાદ સાગરગંભીર તથા બળવાન્ કર્યો.

આ સદ્ગુણને સંસ્કૃતમા દૃઢકારિતા અથવા સ્થૈર્ય નામ આપ્યુ છે, ને કાવ્યાનુશાસનમા આચાર્ય હેમચન્દ્ર સ્થૈર્યનુ લક્ષણ આમ આપ્યુ છે;

*સત્યપિ વિઘ્ને ઉદ્યમાત્ અભ્રંશ સ્થૈર્યમ્।

'વિઘ્ન આવે છતા ઉદ્યમથી માણસ ચલિત ન થાય એનુ નામ સ્થૈર્ય'. અને પછી આ શ્લોક આપ્યો છે.

યથા યથા સમારંભો દૈવાત્ સિદ્ધિં ન ગચ્છતિ।
તથા તથા(અ)ધિકોત્સાહો ધીરાના હૃદિ વર્ધતે॥

*વ્યવસાયાત્ અચલન ધૈર્યં વિઘ્ને મહત્યપિ॥
સાહિત્યદર્પણ ૩-૫૩॥

'વ્યવસાયાત્ આરબ્ધકર્મણ,'
રામચરણની વિવૃતિ।

'જેમ જેમ દૈવવશાત્ આરંભેલુ કામ પાકે નહિ, તેમ તેમ ધીર પુરુષોના હૃદયમા ઉત્સાહ વધતો જાય છે' (અધ્યાય ૭, નાયકગુણો, નિર્ણયસાગર પા ૨૯૮)

અમેરિકન ધર્મકથાકાર ફ્રોરિડે એક માણસનુ વર્ણન કર્યું છે. અમેરિકાની જેલમા એક ભાઈ છે જે પચાસ વર્ષ સુધી વ્યવહારશુદ્ધ જીવન જીવ્યા. પછી એને વિશ્વયુદ્ધમા ફ્રાન્સ મોકલ્યા ત્યાં તેણે પૈસા ખાધા. હવે તેને ખોટા પૈસા ખાનાર લેખે જ સંભારશે. પચાસ વર્ષના નિર્મળ જીવન ઉપર પાણી ફરી વળ્યુ. ખાપડાએ આરંભેલુ પૂરું ન કર્યું.

એટલે તો ગીતામા ભગવાને કહ્યુ છે, કે

સ્થિત્વાડસ્યાં અન્તકાલેડપિ
બ્રહ્મનિર્વાણમૃચ્છતિ॥ ૨-૭૨॥

'અન્તકાળ સુધી માણસ આ સ્થિતિમા ટકે તો તે મુક્ત થાય છે'

ફ્રોરિડે એક બીજો દાખલો આપ્યો છે. જેકબ વૉકર દીવાદાંડીમા દીવો સભાળે દીવો સભાળતા સભાળતા એને ભારે સળેખમ અને પછી ન્યુમોનિયા થઇ ગયો, એટલે એને હૉસ્પિટાલે લઈ ગયા પણ બૈરાંમણી દીવો રેઢો મૂકાય નહિ એટલે એ વૉકર ભેગી ન ગઈ. વૉકરનો દેહાન્ત થયો, અને ટેકરી ઉપર કબ્રસ્તાનમા એને દાટ્યો સવારે સૂર્ય ઉગે એટલે વૉકરાણી નિત્ય કબરની દિશામા નજર કરે કોઇ વાર ટેકરી પારથી ઘાંગી હોય, કોક વાર લીલી, ને કોક વાર ભૂખરી પણ ક્બરમાંથી જાણે પેલા ગૂંગળીને એક સદેશો આવે. સદેશામા ત્રણ શબ્દ હોય, જે શબ્દ જેકબ એની પત્નીને વારવાર કહેતો 'દીવાનુ ધ્યાન રાખજે'

અને પતિના મૃત્યુ પછી વૉકરાણીએ બત્રીસ વર્ષ લગી દીવાનુ ધ્યાન રાખ્યુ.' ('ચારિત્ર્યની બાર કસોટી')

(નિશ્વસ હિતાના આગામી ત્રીજા મંડલનો એક અધ્યાય)

## ગરીબનું મોતી ★

ખૂબ ખૂબ જૂની વાત છે એક કૂકડો ખૂબ જ ભૂખ્યો થયો હતો તેથી ગામના ઉકરડામા કઈક ખાવાની વસ્તુ ફ ફોળી રહ્યો હતો ખૂબ મહેનતને અતે આખરે તને તે ઉકરડામાથી નાનુ મઝાનુ મોતી મળ્યુ કૂકડો તો બિચારો ભૂખ્યો હતો તેને તો ખાવાની કઈક વસ્તુની જરૂર હતી નહી કે ઝગમગતા મોતીની તેથી મોતી મેળવીને તે ખૂબ જ દુખી થયો તેણે મનમા વિચાર્યું, 'આ ઝગમગતા મોતીને બદલે મને અન્નનો દાણો મળ્યો હોત તો વધારે સારુ થાત હુ આ મોતીને શું કરુ ?' અને તેણે ખૂબ ચિડાઈને તે મોતી ફર ફેકી દીધુ.

તે મોતી હતુ તો નાનુ સરખુ પણ કિમતી ખૂબ હતુ તેની ચમક તડકામા ફેકવાથી હતી તે કરતા પણ વધી ગઈ પણ પેલા ભૂખ્યા કૂકડાએ પાછળ ડોક મરડીને પણ જોયુ નહી તે તો ફરી પાછો ઉકરડો ફેદવા લાગ્યો

બચારુ મોતી ! આ અપમાનથી ખુબ જ દુખી થયુ તે આખો દિવસ સખત તાપમા પડયુ પડયુ રડતુ જ રહ્યુ અને ભગવાનને પ્રાર્થના કરતુ રહ્યું દિવસ નમી ગયો અને રાત થઈ ગઈ ચાદામામા પોતાના સામ્રાજ્યમા ઝગઝગવા લાગ્યા અને આજુબાજુના તારાઓ સાથે મીઠી મીઠી વાતો કરવા લાગ્યા ત્યા તેમને કાને મોતીનું ડૂસકુ સભળાયુ જે હજુ પણ ધૂળમા પડયુ પડયુ રડી રહ્યું હતુ. ચાદામામાએ પોતાના કિરણોની સેર ફેકીને પોતાની પાસે બોલાવી લીધુ ખૂબ પ્રેમથી તેના આસુ લુછયા અને તેને રડવાનુ કારણ પૂછયુ.

'ભગવાન, તમે તો મને સૌથી તુચ્છ વસ્તુ બનાવીને મને સસારમા મોકલ્યુ લાગે છે ત્યા તો એક સામાન્ય કૂકડો પણ મારુ અપમાન કરે છે સસાર ખૂબ ખરાબ છે હુ તો હવે ત્યા રહેવા નથી ઈચ્છતો ' મોતી ડૂસકા ભરતુ બોલ્યું

ચાદામામા મોતીની વાત સાભળી હસી પડયા અને બોલ્યા 'ભાઈ તુ તો ખૂબ કિમતી છે તુ જરાય તુચ્છ વસ્તુ નથી તારે આમ દુખી ન થવુ જોઈએ '

'પણ ભગવાન, ત્યા તો આજે મારુ એવું અપમાન થયુ કે જે જિંદગી સુધી હુ ભૂલી શકુ એમ નથી ' એમ કહેતા જ મોતીની આખોમાથી આસુ વહેવા લાગ્યા

'એ ભાઈ, તે સસારમા રહીને આ ગરુ લોકોની પ્રતિષ્ઠા વધારવા સિવાય બીજુ કોઈ પણ ભલાઈનુ કામ નથી કર્યું તેથી તારે ત્યા અપમાનિત થવુ પડયુ ત્યા ન તો તે કોઈની ભૂખ મટાડી કે ન કોઈ મરતા પ્રાણીને જીવનદાન આપવાનો પ્રયત્ન કર્યો તેં કદી ગરીબોના હાસ્યમા સહકાર ન આપ્યો કે ન તેમની ઝૂપડીઓને તારા ઝગઝગાટથી ઝગમગાવી આ રીતે તુ ઘણા મોટા ભાગના સસારીઓ માટે નિરર્થક સિદ્ધ થયુ અને તેથી તારે ત્યા અપમાનિત થવુ પડયુ ' ચાદામામાએ આશ્વાસન આપતા કહ્યું

'તો પછી હે ભગવાન, મને ઉપયોગી બનાવીને સસારમા મોકલો હુ ખરેખર ગરીબોની ઝૂપડીઓમા જઈશ અને તેમને મારી શોભાથી ઝગમગાવીશ પણ મને કોઈ ત્યા સુધી પહેચવા જ દેતુ નથી મારા કોઈ ચોકીદાર બની રહે છે અને મને લોખડની તિજોરીઓમા કેદ કરવામા આવે છે તેથી હુ ગરીબોની સેવા નથી કરી શકતું અને તેમના હાસ્યમાં નથી ભળી શકતુ. હવે આપ મને એવુ રૂપ આપીને મોકલો કે જથી

હું બધાને ઉપયોગી બની શકું.'

ચાંદામામા મોતીની આ વાત સાંભળીને ખૂબ ખુશી થયા. તેમણે તેને છાતી સરસો દાબ્યો અને પ્રેમથી તેના પર હાથ ફેરવતા બોલ્યા : 'હું તારા આ વિચારોથી ખૂબ પ્રસન્ન થયો છું. હું તને આશીર્વાદ આપું છું અને એવી શક્તિ આપું છું કે જેનાથી તું ગરીબોની બધી રીતે સેવા કરી શકે, તેમની સાથે હસી શકે, તેમના ઘરોમાં પ્રકાશ પાથરી શકે અને એક ટૂકડાની નહીં પણ હજારો જીવોનાં પેટ ભરી શકે. પણ તેને માટે તારે તારું રૂપ થોડું બદલવું પડશે.'

'ભગવાન, હું તૈયાર છું.' મોતી રાજી થતાં બોલ્યું.

ચાંદામામાએ હસતાં હસતાં તેને ઉંચક્યું અને એક ખેડૂતના ખેતરમાં સૂવડાવી દીધું અને પોતાના ઠંડા કિરણોથી તેને થાબડવા લાગ્યા. થોડા જ વખત પછી ત્યાં એક છોડ ઊગ્યો. ચાંદામામા તેને પ્રેમથી પવનની મદદથી ઝુલાવવા લાગ્યા. અને થોડો સમય પસાર થયો ને તેમાં તે મોતી હજારો રૂપમાં પ્રગટ થયું. તે એકનું નામ લોકોએ જુવાર પાડ્યું. તેનું રૂપ બિલકુલ મોતી જેવું જ રહ્યું. પરંતુ તેના હૃદયમાં સેવા-ભાવ પ્રગટ્યો હતો. ત્યારથી આજ સુધી હજારો વર્ષ થઈ ગયા ને તે મોતી જુવાર બનીને સંસારની સેવા કરી રહ્યું છે. હવે તે ગરીબોનું સાચું મોતી બની ગયું છે. તેનું કોઈ અપમાન કરવાનું સાહસ પણ નથી કરતું.

ખરું મોતી તો એ કે જે બીજાને ઉપયોગી બની રહે. [હિંદી પરથી]

*

## તેજસ્વી બાદશાહ

આપણે ભૂલવું ન જોઈએ કે ચીનમાં સમાજવાદનો પ્રચાર થયો અને પ્રજાનું રાજ થયું એ પહેલાં હજારો વર્ષ બાદશાહોનું રાજ્ય હતું. આવી બાદશાહી પ્રાચીન કાળનો એક કિસ્સો છે જે સમજવા તેમ જ વિચારવા લાયક છે. ચીનનો એક બાદશાહ હતો. સજ્જન, ત્યાગી અને પ્રજાવત્સલ. બાદશાહની પ્રજાવત્સલતા તેનામાં હતી. પણ રાજ્ય ચલાવવામા ખૂબ ઢીલો અને આળસુ.

પરિણામ એ આવ્યું કે તેના કેટલાક સરદારો અને સુબેદારો રાજદ્રોહી બન્યા. તેમને ઠેકાણે લાવવા માટે બાદશાહે જે સૈન્ય મોકલ્યું હતું તે હારી ગયું અને રાજદ્રોહી સરદારો માથાભારે બની ગયા.

જ્યારે આ રીતે મામલો કથળી ગયો. ત્યારે બાદશાહ તરત જાગૃત થયો, તેની ઢીલાઈ દૂર થઈ અને તેણે પ્રત લીધું કે જ્યાં સુધી બધા રાજદ્રોહીઓના માથાં ન ઉડાડી દઉં ત્યાં સુધી અન્નજળ ગ્રહણ નહીં કરું.

રાજદ્રોહી સરદારો બાદશાહનો સ્વભાવ જાણતા હતા. તેઓ સમજી ગયા કે હવે ગમે તેટલા પ્રયત્નો કરવાથી પણ બચી નહિ શકાએ. દરબારમાં તે રાજદ્રોહીઓના શુભેચ્છકો હતા જ. તેઓએ બધો અહેવાલ રાજદ્રોહીઓને લખી મોકલ્યો અને બાદશાહની કેવી કેવી તૈયારી થઈ રહી છે તે પણ સમજાવ્યું.

રાજદ્રોહીઓએ એમાં જ કુશળતા માની કે બાદશાહની સામે પ્રગટ થઈને શરણે થવું અને ક્ષમા માગવી. રાજદ્રોહીએ એમ જ કર્યું. કંઈ પણ શરત વગર શરણે આવ્યાં અને પોતાની જાનને બાદશાહના હાથમાં મૂકી દીધા. બાદશાહે તેઓને ભેટી પડીને એક સમારંભ યોજ્યો અને પોતે તેઓની સાથે ખાવા બેસી ગયા.

કોઈએ બાદશાહને યાદ કરાવ્યું કે તમે તો પ્રત લીધું હતું કે રાજદ્રોહીઓના માથાં ઉડાડીશ અને તે પછી જ અન્ન ગ્રહણ કરીશ. એ પ્રતિજ્ઞાનું શું થયું?

બાદશાહે હસતાં કહ્યું કે હું મારી પ્રતિજ્ઞા પર જ છું. પણ હવે કોઈ રાજદ્રોહી નથી રહ્યું તેથી હું કોના શકાય! આ જેઓ મારી સામે ઊભા છે એ તો મારા રાજનિષ્ઠ સેવક છે. એમના દિલમાં હવે ગમે તેટલી શોધ-ખોળ કરશો તોપણ બેવફાઈ નહીં મળે. વફાદારીનું માથું ઉડાડી નાખવાની પ્રતિજ્ઞા મેં થોડી જ લીધી હતી?

[મંગલ પ્રભાત]

આજ તો પરબનો દિવસ હતો બધા બાળકો સારા સારા કપડા પહેરીને દાદાજી આવતા દાદાજીની આજુબાજુ વીંટળાઈ વળ્યા, હજુ તો દાદાજી બધાને બેસી જાઓનો હુકમ કરે છે ત્ના તો મણિબહેન તેની પુત્રી ઈલાને ધમકાવતા ધમકાવતા હાથ પકડીને દાદાજી પાસે ઢસડીને લઈ આવ્યા

ઈલા મોટે સાદે રડતી હતી દાદાજીએ બધા બાળકોને દૂર કરી ઈલાને તેડી લીધી અને મણિબહેનને પૂછ્યુ

'શા માટે તેને આવી રીતે લઈ આવ્યા? મણિબહેન ઉશ્કેરાટમા જ બોલવા લાગ્યા કે 'બિચારીને બધાના વાદ કરવા જોઈએ છીએ, આના જેવી ઘાઘરી જોઈએ અને આના જેવી ઓઢણી જોઈએ, આના જેવી બુટી જોઈએ અને આના જેવી ઝાઝરી જોઈએ

પછી તો મણિબહેનનો ઉશ્કેરાટ આસુમા પલટી ગયો અને રડતા અવાજે આસુ લૂછતા લૂછતા બોલ્યા 'દાદાજી! મારાથી બને ત્ય સુધી તો તે બધી વસ્તુ લાવી આપુ છુ પણ હુ વિધવા બાઈ પારકા કામ કરીને માડ પૂરુ કરતી હોઉં ત્યા તેને ઝાઝરી ક્યાથી ઘડાવી દઉં આજ સવારથી એ જ રઢ લઈને બેઠી છે આજે પરબનો દિવસ બગાડી નાખ્યો ન પોતે જમી કે રમી અને મારા હાથનો માર ખાધો દાદાજી! તમે તેને એવી શિખામણ આપો કે તે વાદ કરતા ભૂલી જાય'

મણિબહેન શાંત પડીને તેના ઘર તરફ ગયા ઇલા હજુ ડૂસકા ભરતી દાદાજીના ખોળામા બેઠી હતી દાદાજી તેને પપાળી રહ્યા હતા ધીમે ધીમે ઈલાના ડૂસકા બધ થયા બધા બાળકો સ્તબ્ધ બની જોઈ રહ્યા હતા વાતાવરણ ગભીર બની ગયુ હતું દાદાજીને આવુ વાતાવરણ અસહ્ય લાગ્યુ તેમણે ઈલાને ખોળામાથી ઊભી કરી પોતે ઊભા થયા અને બાળકોને રમત રમાડવા લાગ્યા એક બે રમત રમતા બાળકો ફરી પાછા આનદમા મસ્ત બન્યા આખા દિવસની રખડપટ્ટીથી થકેલા હતા એટલે દાદાજીને કહેવા લાગ્યા કે દાદાજી! હવે વાર્તા કહોને, અમને રમવુ નથી ગમતુ

દાદાજી! તો બાળકોના ભક્ત જેવી બાગ કોએ માગ ની કરી કે ટપ દેતાક દાદાજી બેસી ગયા ને ગેલ કરતા બાળકો ગોઠવાઈ ગયા

દાદાજીએ ઈલાને પોતાની પાસે જ બેસાડી તેના માથે ને વાને હાથ ફેરવતા ફેરવતા વાર્તા શરૂ કરી

એક હતો ખેડૂત તેને મજાના બે ખેતર એક ખેતર પાદરમા અને એક ખેતર દૂર જગલમા ખેડૂત પાદરનુ ખેતર ખેડે દૂર જગલના ખેતરની ભાળ ન લ્યે ઘરમા ખેડૂતની મા અને ખેડૂતની પની ત્રણ જણા એટલે એક ખેતરમાથી જે ઉપજ થાય તે પૂરી થઈ જતી ખેડૂતની મા હતી ગણેશજીની ભક્ત પણ આમ ગુસ્સાવાળી બહુ વહુ જો તેનુ કહ્યુ ન કરે તો ઝગડો કરે વહુને સાસુ કહે એ જરાય ન ગમે, તેને ય એમ કે મને તો બધુ કામ આવડે છે તો ય સાસુ કેમ કહે? એટલે દરરોજ સાસુ વહુ ઝગડે ખેડૂત થાક્યો પાક્યો ઘેર આવે ત્યા ઘેર તો સાસુ વહુનો ઝગડો જામ્યો હોય ખેડૂત કટાળી ગયો એક વાર ખીજમા ને ખીજમા તેની માને લઈને તેના જગલના ખેતરમા મૂકી આવ્યો કહેતો આવ્યો કે અહી ખેતરની રખવાળી કર્યા કરો

ડોસીમા બિચારા અકળાયા, ખેતરમા નહોતુ

અનાજ કે તેનું પેટ ભરાય. ડોસીમા ગણેશજીના ભક્ત હતા ને. તેણે તો ભૂખ્યે પેટે ગણેશજીના જાપ જપવા માંડ્યા. ગણેશજીને ડોસીની દયા આવી. તે તો નાના બાળક થઈ ને આવ્યા. તેના આવતાં જ, ડોસીમાનું ખેતર તો ધાન્યથી ઊભરાવા લાગ્યું.

ડોસીમા તો ગણેશજીને રાંધીને જમાડે ને પોતે જમે ને આનંદ કરે છે. ત્યાંથી આવતા જતા માણસોએ પેલા ખેડૂતને વાત કરી કે તમારી ડોસી પાસે તો સારો એવો પૈસો થઈ ગયો લાગે છે. એક નાનો છોકરો ને પોતે દરરોજ લાડવા કરીને જમે છે.

પેલો ખેડૂત ને તેની પત્ની તો દોડતાં ડોસીમા પાસે પહોંચ્યાં, પગે પડ્યાં. માફી માગીને ડોસીમાને ઘેર લઈ આવ્યાં, ત્રણે ય ખૂબ સુખથી રહેવાં લાગ્યાં.

આ વાતની ખબર તેના પાડોશી ખેડૂતને પડી તેને થયું કે લાવ પેલાની જેમ હું પણ મારી માને જંગલમાં મૂકી આવું. તે તો તેની માને લઈને ઉપડ્યો જંગલમાં. તેની મા ઘણી કરગરે કે, 'દીકરા, પેલા ડોસીમાને તો તેનો દીકરો તેના ખેતરનાં ઝૂંપડામાં મૂકી આવ્યો હતો અને તું તો મને આ ઘોર જંગલમાં મૂકીને ચાલ્યો. મને તો આ જંગલી પશુઓ મારી નાખશે.' પેલો સાંભળે તો ને! ડોસીમા તો રડતાં રહ્યાં અને પોતે ગામમાં પાછો ફર્યો.

ડોશીમા તો બિચારા એવા દુબળા કે ધારે તો ય ચાલીને ગામમાં પહોંચી ન શકે. તે તો માથે હાથ દઈ ને જંગલમાં એક ઝાડ નીચે બેસી રહ્યાં.

થોડા દિવસ થયા એટલે પેલા ખેડૂતને થયું કે ચાલ જોઈ આવું ડોસીમાને ગણેશજી પ્રસન્ન થયા કે નહી? તે તો હાથમાં ડાંગ લેતો ઉપડ્યો. જ્યાં ડોસીમાને મૂક્યા હતા ત્યાં આવીને જૂએ તો ડોસીમાનાં શબને ગીધડા ચૂંથતાં હતાં. ખેડૂત તો રડતો રડતો ઘેર આવ્યો.

વાર્તા પૂરી થઈ ત્યાં તો બાળકો બોલી ઊઠ્યાં: 'દાદાજી! આ તો પેલી નવે નાકે દિવાળી જેવી વાદીલા હજામની વાર્તા જેવી વાર્તા કેમ?'

ઈલા તો એટલી શરમાઈ ગઈ કે દાદાજીના ખોળામાં પોતાનું મોઢું ઢાંકી દીધું. ત્યાર પછી ઈલાબહેન કોઈના વાદ નથી કરતાં. મણિબહેન દાદાજીનો ખૂબ પાડ માને છે.

☆

## ફૂલની અવસ્થા

'તું અત્યંત આકર્ષક ને સુંદર છે,' માર્ગ પરથી પસાર થતા મુસાફરે ઉદ્‌ગાર કાઢ્યો, 'દેવના દૂત તરફથી મળતા તાજા યૌવનની જેમ, તારી તાજી સુવાસ અંતરને આનંદ આપનારી છે.'

'અરે ભાઈ! તારી પાસે નથી એવું રળિયાણું રૂપ ને નથી એવી કોઈ ખાસ સુવાસ.' બીજો મુસાફર એ સાંભળીને બોલી ઊઠ્યો.

પરંતુ ફૂલે પહેલાનું 'સ્વાગત ના કર્યું', ને બીજાની અવગણના પણ ના કરી.

એવી આત્મલીન અવસ્થા—જેમાં ઉત્તમ પોતાની ઉત્તમતાના ખ્યાલથી પણ પર થઈ જાય છે—એને માટે મારી નિરંતર પ્રાર્થના હો!

—યોગેશ્વર

☆

'ચોર્યાંસી વૈષ્ણવની વાર્તા'માં, કે જેના રચયિતા ગુસાંઈ શ્રી ગોકુળનાથજી હતા, પદ્મનાભદાસ નામના એક હરિભક્તની વાર્તા એટલે કે કથા આવી છે. તેઓ કનોજના એક બ્રાહ્મણ હતા જ્યારે ભારત ભ્રમણ કરતા કરતાં મહાપ્રભુ વલ્લભાચાર્યજી કનોજ પધાર્યા, ત્યારે ત્યાં પદ્મનાભદાસે શ્રી આચાર્યના દર્શન કર્યા અને તેના મુખેથી શ્રીમદ્‌ભાગવતનો એક પ્રસંગ પણ સાભળ્યો. પદ્મનાભદાસ ઊંચા વ્યાસાસન ઉપર બેસીને કથા વાચતા અને ઘણા શ્રોતાઓ તેઓની કથા સાંભળવા આવતા હતા. શ્રી આચાર્યજીનો મહાપ્રતાપ જોઈને તેઓ તેના શિષ્ય બની ગયા. એકવાર મહાપ્રભુજીના મુખેથી તેઓએ સાંભળ્યું કે શ્રીમદ્‌ભાગવતનો જ્યારે પાઠ કરીએ ત્યારે તેમાં કોઈ પણ પ્રકારનો હેતુ ન હોવા જોઈએ. પ્રાણ પણ ઉડી જતો હોય તો પણ ભાગવતનો ઉપયોગ ઉદર પોષણ માટે કરવો જોઈએ નહિ. મહાપ્રભુજી જ્યારે કથા કરી રહ્યા હતા ત્યારે પદ્મનાભદાસે તેઓની સામે જ આ સંકલ્પ કરી નાખ્યો કે 'આજથી હરિકથા કરીને હુ ઉદર પોષણ નહીં કરું'

પદ્મનાભદાસનો આ સંકલ્પ સાંભળીને શ્રી આચાર્યજીએ કહ્યું: 'અરે આ તો તમારો ધંધો છે, તમે બ્રાહ્મણ છો, એટલે મહાભારત વગેરેની કથા વાચીને તમારો નિર્વાહ કરી શકો છો. હા, શ્રીમદ્‌ભાગવતને ઉદર પોષણનું સાધન નહીં બનાવતા.'

'પણ મહારાજ! હું તો કથામાત્રનો સંકલ્પ કરી ચુક્યો છું.' પદ્મનાભદાસે દૃઢતાથી કહ્યું.

'ગૃહસ્થી છો તો તમે તમારી આજીવિકા કેવી રીતે ચલાવશો?'

'મહારાજ! યજમાનોના ઘરેથી આજીવિકા મળી રહેશે' પદ્મનાભનો નમ્ર ઉત્તર હતો.

પદ્મનાભદાસ એક યજમાનના ઘરે પુરોહિત તરીકે ગયા યજમાને તેઓને ખૂબ માન આપ્યું. તો પણ પદ્મનાભદાસના મનમાં ગ્લાની થઈ કે આ પહેલા તો મેં કોઈ દિવસ ભિક્ષા માગી નથી અને હવે વૈષ્ણવ બનીને ભિક્ષા માંગવા નિકળવું મારા માટે ઉચિત નથી. પહેલા તો માત્ર જનોઈ જ ગળામાં પડી રહેતી હતી, ત્યારે હું ભિક્ષા માગી શકતો હતો, પણ હવે તો ગળામાં તુળસીની માળા પહેરી છે, એટલે ભિક્ષા-વૃત્તિથી આજીવિકા ચલાવવી મારા માટે અનુચિત ગણાય એટલે તેઓએ ફરી બીજો સંકલ્પ કર્યો કે ભિક્ષાવૃત્તિથી પણ હું મારી આજીવિકા નહીં ચલાવું.'

શ્રી આચાર્યજીએ પૂછ્યું: 'ત્યારે હવે તમે તમારી આજીવિકા કેવી રીતે ચલાવશો?'

પદ્મનાભનો ઉત્તર હતો, 'મહારાજ' વૈશ્ય વૃત્તિ કરીને આજીવિકા ચલાવીશ.'

હરિભક્ત પદ્મનાભ હવે કોડીઓ વેચીને જંગલમાં લાકડા કાપીને અને આ પ્રકારે મહેનત મજૂરી કરીને પોતાની આજીવિકા ચલાવતા. જીવનના અન્ત સુધી પદ્મનાભદાસ પોતાની આ ટેક પર અડગ રહ્યા.

આ હરિભક્તની કથા પ્રસંગથી શું આ શિખવા નથી મળતું કે સદ્‌વિચાર ને સમતા-પ્રચારને આજીવિકાનું સાધન નહીં બનાવવું જોઈએ?. વેદ યા શ્રીમદ્‌ભાગવતના એક એક પદમાં સમત્વ દર્શનનું તો અભેદમૂલક વિચાર ભર્યો પડ્યા છે.

## ગીતાનું પારાયણ કરો

એક બાળા હતી. તેણે કોઈ સંતપુરુષ પાસે સાંભળ્યું હશે કે ગીતાજી એક સર્વોત્તમ ગ્રંથ છે માટે તેનું પારાયણ કરવું. તે બાળાને આ વાત ગળે ઊતરી ગઈ દરરોજ સવારે નિત્યકર્મ કરી ગીતાજીનું પારાયણ કરવા માંડ્યું. તે માત્ર શબ્દો જ વાંચતા જાણતી હતી, અર્થ નહોતી સમજતી. એક દિવસે તે પારાયણ કરી રહી હતી ત્યાં જ એક મહાત્મા તેના ઘર પાસેથી પસાર થતા હતા. તેને કાને બાળાનો અવાજ ગયો તેઓ તેની પાસે ગયા. અને પૂછ્યું : 'બહેન, તું પારાયણ કરે છે પણ તેનો અર્થ સમજે છે કે નહીં?' તે બાળાએ સરળતાથી જવાબ આપ્યો : 'મહારાજ, શબ્દો વાંચતાં જ આવડે છે, અર્થ નથી સમજાતો પણ મને શ્રદ્ધા છે કે, એવા કોઈ પવિત્ર માણસ જરૂર મળશે કે તેઓ મને અર્થ સમજાવશે.' મહાત્મા તેના આ જવાબથી ખુશ થયા અને તેને ગીતાજી સમજાવવા માંડી. બાળા મુમુક્ષુ હતી એટલે ઝડપથી સમજવા લાગી, પછી તેનો ગૂઢાર્થ પણ પૂછવા લાગી. આમ તે બાળાનું જ્ઞાન વધવા લાગ્યું. આ પવિત્ર ગ્રંથ બાળા સમજતી ન હતી, છતાં ભક્તિભાવથી પારાયણ કર્યું, અને તેના જ્ઞાનની વૃદ્ધિ થઈ. જો તે પારાયણ ન કરતી હોત તો તેની પાસે કોણ સંતપુરુષ આવત?

✿

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૦, લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

✓ અનુક્રમણિકા ... ... ... ... ... ૧૨ જુલાઈ ૧૯૬૦



પ્રકાશક અને મુદ્રક : પીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## √ રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ ૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી ગુરૂ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પંગોમા | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | (છપાય છે) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | „ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | „ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | „ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | „ |
| આવા હતા બાપુ—૪ | „ |



શ્રાવણમા પૂજાય છે, કાં શંભુ કાં શ્યામ;
(પણ) અક્કરમીના ભાગ્યમાં, જુગટાં કેરાં ધામ

*

આ સંસારે હોયશો, કો ગન્યાન કાં જોગ;
(પણ) મન માળા, તન તીરથે, ભવનો ભાંગે રોગ

*

ધોળુડે વસ્તર વધ્યા, ફરંગાણુની ફોજ;
(તો) જાદવાસ્થળી જામતી, કાં ખાદીમાં રોજ?

*

પરઉપકારે પ્રીત નૈં, સ્વેં સંયમ નવ રંચ;
ધોળુડાં વસ્તર ધર્યાં, પૂજાવાને પંચ

તનસુખ ભટ્ટ

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોરે (૧૮૬૧–૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ—આ બધા તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરળ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે. આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવના પ્રધાન સાહિત્યસરિતાના નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવ સમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઈબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય, મે, ૧૯૫૮

# આરોગ્ય

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨-ઑગસ્ટ-૧૯૬૦ ] અંક ૬ઠ્ઠો

સંયમમાં તાકાત છે અને
અસંયમમાં નબળાઈ છે એ
પાઠ લોકોને ગળે ઉતારવાને
હું ભૂખે મરું છું —બાપુ



# બાપુના પત્રો



........

દીપક મને લખે છે કે થોડા વખત માટે અંગ્રેજીના અભ્યાસમાંથી મને મુક્તિ આપો. છોકરાની આ માગણીથી મને તેને માટે માન ઉપજે છે. આ બાબતમાં તમે દિલની અંદરથી પણ વિરોધ ન કરતાં હો તો હું તો ઇચ્છું છું કે દીપકને એની મરજી પ્રમાણે કરવા દેવું. તેને આગળ ઉપર અંગ્રેજી ભણવાની પૂરેપૂરી તક મળે એ હું જોઈ લઈશ. હું તમને ખાતરી આપું છું કે એ થોડા વખત માટે અંગ્રેજી છોડી દેશે તેથી કશું ગુમાવશે નહીં. તમે જાણો છો કે વિદ્યાર્થીમાં ભાષા પકડી લેવાની શક્તિનો ઉદય થાય અને ભાષાનાં શાસ્ત્રોમાં એ પારંગત થાય ત્યાર પછી કોઈ પણ નવી ભાષા શીખી લેવી એને સરળ થઈ પડે છે. મેક્સમ્યુલર—આ પ્રમાણે સોળ ભાષાઓ શીખ્યા હતા. એક વખત સામાન્ય ભાષાશાસ્ત્ર ઉપર કાબૂ આવી ગયા પછી તમારે થોડા સેંકડા શબ્દો જ યાદ કરી લેવાના રહે છે અને એ ભાષા તમને આવડી જાય છે. એટલે હું સૂચવું છું કે રાજીખુશીથી તમે સંમતિ આપો. દીપક બહુ ભારે અને સુંદર છોકરો છે. શીખવાની બાબતમાં તથા બીજી કશી બાબતમાં હું તેના ઉપર દબાણ કરવાનું ઇચ્છું નહીં. જો તે કોઈને કોઈ રીતે ઉદ્યોગી રહે અને દરેક વસ્તુનો વિચાર કરી લેવાની ટેવ પાડે તો એનું કુશળ જ છે. આની ઉપર ખૂબ વિચાર કરજો અને તમારો સાચો નિર્ણય મને જણાવજો. એટલું યાદ રાખજો કે આપણા બાળકના શિક્ષકો ઉપર વિશ્વાસ રાખવો એમાં સલામતી છે. શિક્ષકોની પસંદગી વખતે જેટલી સાવધાની રાખી શકાય એટલી રાખીએ પણ એક વાર શિક્ષકની પસંદગી કરી લીધી, પછી બાળકની કેળવણી તેને સોંપી દઈએ.

ચિ. દીપક,

હવે તો તમને ગુજરાતીમાં જ લખીશ. તમારો કાગળ મળ્યો. તમારે અંગ્રેજી હમણાં છોડવું કે કેમ તે વિષે માતાજીનો અભિપ્રાય પુછાવ્યો છે. તમે અભ્યાસી બની જશો તો અંગ્રેજી હમણાં છોડવામાં કંઈ અડચણ નહીં આવે. તમારું શરીર, તમારું મન અને તમારો આત્મા એ ત્રણેને સંભાળજો. શરીરને સારુ કસરત, રમતગમત, સારો ખોરાક ને ખુશમિજાજ. મનને સારુ વાચન અને મનન. આત્માને સારુ અંતર શુદ્ધ અને તેને સારુ વહેલા ઉઠવું, ધ્યાનપૂર્વક પ્રાર્થનામાં તલ્લીન થવું, અને ગીતાભ્યાસ. હંમેશાં આટલો પાઠ પઢી જવો: હું સાચું જ બોલીશ, ચિંતવીશ ને કરીશ, હું બધાની ઉપર પ્રેમ રાખીશ, હું મારી બધી ઇન્દ્રિયો ઉપર કાબૂ મેળવીશ. હું પારકી વસ્તુની ઉપર કુદૃષ્ટિ નહીં નાખું. હું કાંઈ મારું નહીં ગણું, પણ સર્વસ્વ ઈશ્વરાર્પણ કરીશ. આવા ચિંતવનથી હૃદય શુદ્ધ થશે.

નય. આમિ કુલ મર્યાદા ત્યાગ કરિયા છિ, આર કે આમાર કિ કરિબે? સાધુસંગે લોકલજ્જા દૂર કરિયાછિ. આજ તો લન ય ફૂલ ધરિયા છે, આનંદ ફળ હર્ઇયા છે. આમાર એઇ ભક્તિ દેખિયા જગત્ મુગ્ધ હર્ઇયા છે. હે ગિરિધર, મીરા તોમાર દાસી, એખાર આમાકે ત્રાણ કરો.

"મારે મન ગિરધરગે પાળ એ જ સર્વસ્વ છે. બીજા કોઈ જ સાથે મારે લેવા દેવા નથી જેને માથે મોરમુગટ સોહે છે, એ જ મારો પતિ છે. મારા માબાપ ભાઈભાંડુમાંથી કોઈ જ મારા નથી મેં મારી કુળમર્યાદાને ય છોડી દીધી છે. હવે કોઈની મે તમા રાખી નથી. કોણ મને કહી શકનાર છે? મે તો સાધુઓના મહવાસમા રહીને લોકલાજની લાગણીઓ બુઠ્ઠી બનાવી દીધી છે. આસુનીર વહાવીન પ્રેમલતાને સિંચન કર્યું છે. એ લતાવેલીએ ફૂલ બેઠા છે. અને એ જ લતા વેલીએ આનંદ ફળ આવ્યા છે.

આ આખું ય જગત મારી આ પ્રેમભક્તિથી મુગ્ધ થયું છે.

હે ગિરધર, આ મીરા તારી દાસી છે. એનો રક્ષણહાર તુ જ છે"

૩૫

રમૈયા મૈં તો થાંરે રંગ રાતી ॥
ઔરાં કે પિય પરદેસ બસત હૈં
લિખ લિખ ભેજે પાતી ।
મેરે પિયા મેરે હિરદે બસત હૈ,
ગુંજ કરૂં દિન રાતી ॥
ચુવા ચોલા પહિર સખી રી,
મૈં ઝુરમુટ રમવા જાતી ।
ઝુરમુટ મેં મોહિ મોહન મિલિયા,
ખોલ મિલું ગલ બાટી ॥
ઔર સખી મદ પી પી માતી,
મૈં બિન પીયાં મદમાતી ॥
પ્રેમ ભટી કો મૈં મદ પિયો
છકી ફિરૂં દિ રાતી ॥
સુરત નિરતકા દિવલા સંજોયા,
મનસા પૂરણ બાતી ।
અગમ ઘાણિ કો તેલ સિચાયા,
બલ રહી દિન રાતી ॥
દાસી મીરા કે પ્રભુ ગિરધર,
હરિ ચરણાં કી દાસી ॥

હે પ્રિયતમ આમિ તો તોમાર રંગેર રજિત હર્ઇયાછિ અન્યેર પ્રિય બિદેશે થાકે તાહાતે પત્ર લિખિતે હય; આમાર પ્રિયેર આસન હૃદયેઇ, દિનરાતિ તાહાર ઇ આલિંગને આમિ રહિયાછિ. પ્રેમ રાંગા ચેલી પરિયા. હે સખી, આમિ ઝુરમુટ ખેલિતે જાઇ; ઝુરમુટે આમિ પ્રિયતમેર સાક્ષાત્કાર પાઇમ, આમિ એ અંગ, એ હાત તાહાર કાઠે બાડાઇયા દિબ. સખિ, અન્યે મદ્યપાને મત્ત હય, આમિ બિના મદે ઇ માતાલ. આમિ પ્રેમેર ભાંટીર મદ્યપાન કરિયા માતાલ હર્ઇયા દિન રાત્રિ ઘુરિયા બેડાઇ. નિત્ય સ્મરેણ ર દીપ જ્વાલિયા મનકે બાતિ કરિયા અગમ ઘાનિર (પ્રેમ) - તેલ સીંચન કરિમ. સે દીપ દિન રાત્રી જ્વલિમે.

દાસી મીરાર પ્રભુ હે ગિરિધર, આમિ હરિ ચરણેર દાસી

"હે મારાં પ્રિયતમ, હું તો તારા જ એક રંગે રંગાયેલી છું. બીજીઓના પતિ તો છેક વિદેશમાં વસતા હોય છે તેમને તો પત્રો ય લખવા પડતા હોય છે પણ મારા આ હૃદયસ્વામીનું આસન તો મારા ચિત્તમંદિરમાં બિરાજમાન છે. અહોનિશ તેની સામે જ હું રહું છું. મારો સમાસ તેના આલિંગનમાં જ હોય છે પ્રેમરંગે રંગેલી ચોળી પહેરીને હે સાહેલી હું તો જ્યારે રમવા રમઝટ જાઉં છું, ત્યારે ત્યાં મારા પ્રિયતમનો સાક્ષાત્કાર પામીને મારો હાથ એને જ આપી દઈશ.

બીજાં તો મદ્યપાન કરે છે અને પછી એનાથી માતેલાં–ઉન્મત્ત–રહે છે પણ હું તો વિના

શરાબે ચકચૂર બનુ છુ

મારી પ્રેમભઠ્ઠીમા ગાળેલા—શરાબ—મદ્યનુ પાન કરીને દિવસરાત ઘુમતી ફરું છુ ને તારા સ્મરણ રૂપી દીવીમા મનરૂપી દિવેટ મૂકીને એમા અગમ પ્રેમઘાણીનુ તેલ પૂરી, એ દીવો રાતદિવસ અખડ બળતો રાખુ છુ

દાસી મીરાના હે પ્રભુ ગિરધર, હુ તો હરિના ચરણકમળની દાસી છુ ”

*

૩૬

જો તુમ તોડો પિયા મૈ નહિ તોડુ ।
તોરી પ્રીત તોડિ પ્રભુ કૌન સગ જોડુ ॥
તુમ ભયે તરૂવર મૈ ભયે પખિયા ।
તુમ ભયે સરવર મૈ તેરી મછીયા ॥
તુમ ભયે ગિરિવર મૈ ભયે ચારા ।
તુમ ભયે ચદા, હમ ભયે ચકોરા ॥
તુમ ભયે મોતી પ્રભુ હમ ભયે ધાગા ।
તુમ ભયે સોના હમ ભયે સુહાગા ॥
બાઈ મીરા કે પ્રભુ બ્રજ કે બાસી ।
તુમ મેરે ઠાકોર, મૈ તેરી દાસી ॥

હે પ્રિય તુમિ (સબોધન) ભાગિતે પાર, આમિ ભાગિબ ના તોમાર પ્રીતિર ડોર છિડિયા આર કાહાર સગ લઇબ તુમિ તરૂવર આમિ પાખી તુમિ જે સરોવર આમિ (તાહ તે) મત્સ્ય તુમિ ગિરિવર આમિ દક્ષ. તુમિ ચન્દ્ર આમિ તોમાર ચકોર તુમિ હે પ્રભુ મુક્તા આમિ સૂતા । તુમિ હઇયા છ સોના આમિ સોહાગા. હે (હૃદય) બ્રજેર બાસી મીરાર પ્રભુ તુમિ આમાર ઠાકુર આમિ તોમાર દાસી

‘ હે પ્રિય, તુ કદિક મારી જોડેનો સબધ તોડશે, પણ મારાથી તેમ થનારૂ નથી તારી જોડેની પ્રીત તોડીને, હે પ્રભુ, બીજા કોની જોડે જોડુ ? એ તો કદિ જ બની શકનારૂ નથી કારણ કે, તારુ સ્થાન તો તરૂવર જેવુ છે હુ તો ભ[illegible] પખી છુ તુ રહ્યો બઈ સરોવર હુ રહી એમાની એક માછલી તુ રહ્યો બ ગિરિવર, હુ રહી ન ની એક ટેકરી તુ રહ્યો બઈ ચન્દ્રમા હુ રહી ચકોર (પક્ષી) તારી તુ રહ્યો બઈ મોતી, હુ રહી ધાગો, (દોરો) માત્ર તુ રહ્યો બઈ સોનુ (સુવર્ણ કચન), હુ રહી એનો શણગાર બાઈ મીરાના હે પ્રભુ હે વ્રજવાસી, તુ રહ્યો મારો ઠાકોર ને હુ રહી તારી તુચ્છ એક દાસી ’

*

જો કોઈ યુવક દેશકાર્યમ પડવા માગતો હોય ને લોકમાન્યના જીવનમાથી એક વસ્તુ જાણી શકશે કે દેશકાર્ય મા અગ્રેજો આપણ જેટલા દુશ્મન છે તેથી અતિ વિશેષ આપણા દુશ્મન હિદીઓ છે હિદીઓના સ્વાર્થ દ્વેષ સકુચિત મનોવૃત્તિ અને મૂર્ખતાએ લોકમાન્યને જેટલુ દુ:ખ આપ્યુ છે તેટલુ દુ ખ જેલમા તેમને નથી પડયુ જેલ જવાની શરૂઆત લોકમા યે કરી જે જમાનામા જેલ જાવા આબરૂદાર માણસને માટે ખ્યાલ બહારની વસ્તુ હતી તે જમાનામ તેઓ ત્રણ વખત જેલમા ગયા. કેટલાક કહે છે કે જો તેમણે લેખકનુ કાર્ય શરૂ કર્યુ હોત તો આખા જગતમા તેમની કીર્તિ ફેલાત. પરતુ પોતાના ઘરમા લાગેલી આગ બુઝાવવા મનુષ્યને જાન કરતા પણ જે વહાલી છે તે કીર્તિની તેમણે આહુતિ આપી આ આહુતિ ઇશ્વરને પસદ ન પડી અને દુશ્મનને હાથે સારૂ કામ થાય છે તે ન્યાયે ત્રણ વખતના કારાવાસ દરમ્યાન તેમણે ત્રણ ગ્રથો લખ્યા જે તેમની કીર્તિ કાયમ રાખવાને પૂરતા છે, અને સસ્કૃત સસ્કૃતિની હયાતીમા તેનો વિનાશ થવાનો નથી જેમ લોકમાન્ય લેખક થાય એમ કેટલાક ઇચ્છતા તેમ હુ ઇચ્છુ છુ કે મહાત્માજી પોતાના આત્માની ખોજ કરી પરમાત્મા થાય. પરતુ તમણે બીજા કામ પાછળ તે કાર્યની આહુતિ આપી છે છતા મને પૂર્ણ વિશ્વાસ છે કે તે વસ્તુ તેમને સહજ મળી રહેશે —આચાર્ય કૃપાલાની

સત્ય દયા તપો દાનમ્ ઇતિ પાદા વિભોર્ નૃપ ।
ભાગવત ૧૨–૨–૧૮ ॥

સત્ય દયા તપ તથા દાન,—આ ચાર હે રાજા, ધર્મના પાયા છે [તેની તુ સેવા કરજે]

બ્રાહ્મણ સમર્થ શાન્તો દીનાન સમુપેક્ષક ।
સ્રવતે બ્રહ્મ તસ્યાપિ ભિન્નભાંડાત્ પયો યથા ॥
તત્ર ૪–૧૪–૪૧ ॥

રાંકને કોઈ પીડા કરતુ હોય અને ક્ષત્રિય જો એને વારે નહિ તો તે દોષે નરાય એમા તો કહેવુ જ શુ ! પણ સમર્થ છતા જો શાન્ત બ્રાહ્મણ પણ જો રાંકની રક્ષા ન કરે તો તેના તપનો ક્ષય થાય છે, જેમ ભાંગેલા પાત્રમાથી પાણી ઢોળાઈ જાય તેમ

*અથ મા સર્વભૂતેષુ ભૂતાત્માન કૃતાલયમ્ ।
અર્હયેત્ દાનમાનાભ્યા મૈત્ર્યાડભિન્નેન ચક્ષુષા ॥
તત્ર ૪ ૨૯–૨૬ ॥

પ્રાણીમાત્રના અતરમા ઘર કરીને રહેલા મારો તે સૌને મિત્રભાવે દાનમાન આપીને સત્કાર કરો।

શ્રાન્તસ વાહન રોગિ પરિચર્યા ।
ગોપ્રદાનવત્ ॥
યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, આચાર ૨૦૯ ॥

થાકેલાને સૂવા બેસવાનુ આપીને એનો થાક ઉતારવો, અને રોગીની ઔષધ આપીને તથા બીજી રીતે સેવા કરવી તેથી ગાયના દાન જેટલુ પુણ્ય થાય

પ્રતિગ્રહસમર્થોઽપિ નાદત્તે ય પ્રતિગ્રહમ્ ।
યે લોકા દાનશીલાના સ તાન આપ્નોતિ પુષ્કલાન્ ॥
યા૦ આ ૨૧૩ ॥

બીજાએ આપેલુ દાન લેવાનો જેને અધિકાર છે એવો સુપાત્ર માણસ જો દાન નથી લેતો તો તે દાની જેને પામે છે તે સર્વ ગતિ પામે છે

વિક્રુષ્ટે નાભિધાવન્ત શતદડભાક્ ॥
યા૦ વ્યવહાર ૨૩૪, ૨૩૭ ॥

ચોરઆદિના ભયથી વ્યાકુળ બનેલા લોકો 'ધાઓ ધાઓ' એમ રાડ પાડે તો પણ પોતામા શક્તિ હોવા છતા જે માણસ વારે ન ધાય તેનો સો રૂપિયા દડ કરવો

શક્તાશ્ચ યે ઉપેક્ષન્તે તેડપિ તદ્દોષભાગિન ॥
નારદ ॥
(યાજ્ઞ૦ વ્યવહાર ૨૭૬ ની મિતાક્ષરા)

ચોર ચોરી કરી જાય, ને પોતામા શક્તિ છતા જે એને રોકે નહિ તેને પણ ચોરી કર્યાનો દોષ લાગે

રાજ્ઞા સભાસદ કાર્યા રિપૌ મિત્રે ચ યે સમા ॥
યા૦ વ્યવહાર ૨ ॥

રાજાએ ન્યાયાધીશ એવા કરવા કે જેઓ શત્રુ તથા મિત્ર પ્રત્યે સમદૃષ્ટિ હોય

ન રોદિતવ્ય હિ ક્રિયા કાર્યા સ્વશક્તિત ॥
યાજ્ઞ૦ પ્રાયશ્ચિત્ત ૧૧ ॥

સ્વજનનુ ગામતરુ થાય તો રોવુ નહિ પણ તેને નામે પરોપકારના કામ કરવા

અનન્યવિષય કૃત્વા મનોબુદ્ધિસ્મૃતીન્દ્રિયમ્ ।
ધ્યેય આત્મા સ્થિતો યોડસૌ હૃદયે દીપવત્ પ્રભુ
॥ તત્ર ૧૧૧ ॥

મનમાથી બીજા વિષયમાત્રને દૂર કરીને આપણા હૃદયમા દીવા જેવા દીપતા પરમાત્માનુ ધ્યાન ધરવુ

વિદ્યાશીલો ધર્મયુક્ત પ્રશાન્ત
ક્ષાન્તો દાન્ત સત્યવાદી કૃતજ્ઞ
વૃત્તિગ્લાનો ગોહિતો ગોશરણ્યો
દાતા યજ્વા બ્રાહ્મણ પાત્રમાહુ ।
યમ (દાયભાગમા ટાંકેલો)।

* આ તથા એની ઉપરના બે શ્લોક ભાગવતના છે ત્રીજા સ્કંધના ઉત્તમ શ્લોક વિશ્વસહિતા ના પહેલા મણકા (અધ્યાય ૧૫)મા ૫૪–૫૬મે પાને જોવા સાતમાના સરસ શ્લોક તેના અગિયારમા અધ્યાયમા ૪૦મે પાને તથા બુદ્ધચરિતામૃતમા ૫૫–૫૬મે પાને જોવા

વિદ્વાન્ ધર્માં, શાન્ત, ક્ષમાવાન, સંયમી, સત્યવાદી, કૃતજ્ઞ નિર્ધન, ગાય રાખનારો, દાતા, યજ્ઞ કરનારો, — આવો આવો બ્રાહ્મણ હોય તે દાનનુ સુપાત્ર કહેવાય

અવ્રતાના અમન્ત્રજ્ઞા જાતિમાત્રોપજીવિનામ્ ।
નૈષા પ્રતિગ્રહો દેયો ન શિલા તારયેત્ શિલામ્ ॥

વ્રત ન આચરનારા, વેદ ન ભણનારા, ને માત્ર પોતાની નાતજાત ઉપર નભનારા બ્રાહ્મણને દાન ન દેવુ કેમ કે શિલા શિલાને ન તારે

દુર્બલહિંસાયાં ચ અવિમોચને શક્ત ચેત્ ।
ગૌતમધર્મસૂત્ર ૨૧-૧૮ ॥

જ્યા દુબળાનો નાશ થાય ત્યા તને બચાવવાની કોઈમા શક્તિ હોય છતા જો એ તેને ન બચાવે તો જેટલો મારનારને લાગે તેટલો જ દોષ એને પણ લાગે વળી જે ભૂખે કે રોગે મરતા હોય તેને ખાવાનુ ઓસડ કે વસ્ત્ર આપવાની કોઈમા શક્તિ હોય છતા જો ન આપે તો તેને એને મારી નાખનારા જેટલો દોષ લાગે

ખ્યાપનાનુતાપાદિના પાપસ્ય ક્ષય । સ્મૃતિ ।

માણસ પોતાનુ પાપ સજ્જન સમક્ષ પ્રકાશે અને તેનો પસ્તાવો કરે એટલે તે પાપમુક્ત થાય

અધ્યર્ધં વિદુષો જ્ઞેયમ્ । સ્મૃતિ ।
'વિદ્વાનનો (દોષ) દોઢો જાણવો'

દોષ જાણતા છતા માણસ દુરાચાર કરે તો તેનો અધિક દોષ ગણાય અજ્ઞાન માણસ દુરાચાર કરે તો તે આંધળો કૂવામા પડે તેના જેવુ થયુ કહેવાય.

શૂદ્ર ચોરી કરે તો અઠગણો, વૈશ્ય કરે તો સોળગણો, ક્ષત્રિય કરે તો બત્રીસગણો ને બ્રાહ્મણ કરે તો ચોસઠગણો દંડ કરવો — સરસ્વતીવિલાસ

યજ્ઞાય સૃષ્ટાનિ ધનાનિ ધાત્રા । સ્મૃતિ ॥

વિધાતાએ યજ્ઞ એટલે પરોપકારને અર્થે ધન સરજ્યુ છે

જે ભગવાન ઉપર પ્રેમ રાખે છે તેને, ભગવાન તેના ઉપર વળતો પ્રેમ રાખે એવી માગણી કરવાનો અધિકાર નથી — સ્પિનોઝા (લેવિન્સન ઉદ્ધૃત)

બીજા જેવા બને એમ તમે ઇચ્છો તેવા તમે એને ન બનાવી શકો તો તપી ન જાઓ કારણ કે જેવા તમારે બનવુ હોય તેવા તમે તમને પોતાને પણ નથી બનાવી શકતા — ટામસ એ કેમ્પિસ (રીડર્સ ડાઇજેસ્ટમા ઉતારેલુ)

તમે જે પ્રમાણે વર્તો તે સિદ્ધાન્ત તમારી ઇચ્છાનુસાર વિશ્વનો સાર્વજનિક કાયદો બની જવાનો હોય એવી રીતે વર્તો — કાન્ટ

પ્રાણનાશસ્તુ કર્તવ્યઃ યઃ કૃતાર્થો ન સો મૃતઃ ।
અકૃતાર્થસ્તુ યો મૃત્યું પ્રાપ્તઃ ખરસમો હિ સઃ ॥
વ્યાસ ૪-૨૫ ॥

માણસને મરવુ તો છે જ પણ જે પરોપકાર કરીને મરે છે તે અમર બને છે, અને સ્વાર્થસિદ્ધ કરતો કરતો જ મરે છે તે ગધેડા સમાન છે

---

### સુધારો

ફેરવા અંકને અગાઉના પાને પહેલા કૉલમના છેલ્લા શ્લોકમા 'ધીરાણા' અને બીજા કૉલમની બીજી લીટીમા 'ઉત્સાહ' વાચવા વિનતી છે

*

## જીવન ને તારો પ્રેમ

તારા પ્રેમના પાત્ર થયા વિના જીવન મારે માટે કો'ક કડવો કટોરો થઈ જાત,
તારા પ્રેમથી તે પીયૂષનો પ્યાલો થયુ છે
તારા પ્રેમના પાત્ર થયા વિના જીવન મારે માટે એક વેરાન નીરસ રણ થઈ જાત,
એના અંગારે મારા અંગેઅંગ દાઝી જાત ને એમા ઊની લાય જેવી લૂ વાત,
તારા પ્રેમથી તે લીલી વનસ્થલી થયુ છે
તારા પ્રેમના પાત્ર થયા વિના જીવન મારા માટે એક મૃત્યુની આવૃત્તિ થઈ જાત,
તારા પ્રેમથી એ અમરત્વનો આનંદ થયુ છે
—યોગેશ્વર

# ઝેરની ઉત્પત્તિ

આ એ જમાનાની વાત છે જ્યારે ભગવાને પૃથ્વીનું તથા વનસ્પતિ, પશું પંખીનું સર્જન કર્યું.

સૌથી પહેલાં તો તેણે વનસ્પતિ ઉગાડી. પછી તેણે થોડા દરમા રહેવાવાળાં તો થોડા જમીનપર ચાલવાવાળા તો થોડા આકાશમાં ઉડવાવાળા પ્રાણીપંખીઓ બનાવ્યા.

અને સાથે સાથે તેઓને માટે ખોરાક પણ બનાવ્યો આકાશમા ઉડવાવાળા માટે ફળફૂલ બનાવ્યા, જમીન પર ચાલવાવાળા માટે અનાજ ઘાસ બનાવ્યું, દરોમાં રહેવાવાળા માટે કંદમૂળ બનાવ્યા.

આમ આ બધાં સુખ આરામથી રહેતાં હતાં. અને સૌ પોતપોતાનામા મસ્ત હતા.

પણ થોડા સુખમા રહેવું કોને ગમે? વધુ સુખ માટે સૌ તલસવા લાગ્યાં અને વધુ સુખ મેળવવા માટે તો કોઈને દુ:ખી કરવા જોઇએ અને મારવા જોઇએ આની શરૂઆત કેવી રીતે થઈ તેની એક સુંદર વાત કહું.

સાંભળો ત્યારે, એક છે શેળો. જે ઉંદરના કદ અને આકાર જેવુ પણ તેનું આખુ શરીર કાંટાથી 'ભરેલું', અને કાચબાની જેમ પોતાના અંગને પૂરા અંદર સંકેલીને ચૂપ પડ્યો રહે ત્યારે લાગે કે ગોળ કાંટાનો દડો જ પડ્યો છે.

હવે આ ભાઈની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે જાણવા જેવી છે

કેટલાક ઉંદરોએ શાંત તંત્ર ચાલી રહ્યું હતું તેમા અવ્યવસ્થા ઊભી કરી. જ્યારે આરામથી અને સુખથી કંઈ મળે એટલે સહેજે મસ્તી આવે. તેમ આ ઉંદરોમાથી કેટલાક મસ્ત બનેલા ઉંદરો-ના બચ્ચાઓએ સાપોને હેરાન કરવાનું શરૂ કર્યું. થોડું થોડું કરડીને ભાગી જતા, આથી સાપોને ક્રોધ ચઢ્યો. અને ક્રોધ, ક્રોધ અને ક્રોધથી તેઓનું મન ભરાઈ ગયું, મગજ ગરમ ગરમ થઈને ધુંધવાવા માંડ્યું અને તેમાથી ઝેરનું નિર્માણ થયું. અને તે દાંતો દ્વારા બહાર નીકળવાં લાગ્યું.

આ ક્રોધના ઝેરથી પાગલ બનીને સાપોએ પોતાનો ખોરાક છોડીને ઉંદરોને પકડીને ખાવાનુ શરૂ કર્યું.

આમ કોઇને વેર લઇને મારી નાખવાનો વિચાર પહેલો ઉદ્ભવ્યો.

ઉંદરો આથી ગભરાયા, અને તંગ આવી ગયા. જો આમ આપણે સાપોનો ખોરાકજ બની જઈશું તો આપણી હસ્તિ જ નહી રહે એ ભયે તેઓ વ્યાકુળ થયા અને દોડ્યા ચંડીમાતાને શરણે.

તે વખતે ચંડીમાતાની બોલબાલા હતી. એનું સામ્રાજ્ય હતું તેનું જ રક્ષણ બધા પર હતું.

ઉંદરો ગયા ચંડીના દરબારમાં અને પુકાર કર્યો 'મા, મા', રક્ષણ કરો, રક્ષણ કરો.'

ચંડીમાતાએ લાલ આંખોથી ઉંદરો તરફ જોઇને પૂછ્યું. 'શું વાત છે?'

ઉંદરો તો માતાજીની લાલ આંખથી ગભ-રાયા. ક્યાંક માતાજી જ આપણને હડપ ન કરી જાય? પણ બીજો રસ્તો જ નહતો. આખી વાત કહી સંભળાવી માનુ પેટ તો ભરેલુ હતું તેથી તેને ન્યાયની વાત સૂઝી. તેણે રક્ષણ આપવાનું વિચાર્યું.

અને થોડી વારે બોલી. 'થોડાક ઉંદરો મારી પાસે આવે'

ધ્રૂજતા ધ્રૂજતાં થોડાક ઉંદરો માની પાસે ગયાં. માએ તેમની પીઠ પર હાથ ફેરવ્યો. જેવો હાથ ફર્યો કે તેઓની પીઠ પર કાંટા ફૂટી નીકળ્યા. અને બની ગયા શેળા

ઉંદરો ગભરાયા. તેમણે આવું તો નહતું ઇચ્છયું. પણ માની પાસે બીજું શું ચાલી શકે?

અને માએ ગંભીર અવાજમાં કહ્યુ: 'જાઓ

બચ્યાઓ, આ લોકો તમારી રક્ષા કરશે અને સાપોને મારી નાખશે.'

ત્યારથી શેળાઓનો એક પ્રિય ધંધો બન્યો કે સાપની પૂછડી પકડીને પોતાના કાંટાના કવચમાં અંગ સંકેલી લે. સાપ ગુસ્સામાં આવીને ઝાપટ મારીને કરડવા જાય પણ કાંટા મોઢામાં ખૂંચી જાય વળી ફેણ પછાડે આમ જેમ જેમ ફેણ પછાડે તેમ તેમ કાંટા વધુ ભરાતા જાય અને છેવટે સાપ મરી જાય.

પણ આ વેરનો અંત ન આવ્યો થોડાક સાપ જરૂર મર્યા. અને વેર વધતું જ ચાલ્યું.

હવે સાપો પણ ઉંદરોને દીઠે ન મૂકે અને પેલા શેળાઓના આવ્યાથી ઉંદરોને ખાસ રાહત ન મળી અગ્નિમાં ઘી હોમાય તેમ વેર વધ્યું ભય પણ વધ્યો અને અધૂરામાં પૂરું તેમના રક્ષણહાર શેળાઓ પોતાને માટે ખોરાક શોધવા ન જતા આળસુ બની ઉંદરો જે લાવતા તેમાંથી જ ખોરાક પડાવી લેવા લાગ્યા. અને રોફમાં કહેતા 'અમે કાંટાવાળા બન્યા શા માટે? તમારે જ માટે તો બન્યા છીએ. અમને ખવડાવવાની જવાબદારી તમારી છે'

આમ સાપ અને ઉંદરો બંને ગળે આવી ગયા

સાપ ઝેરથી ભરેલા હતા છતાં તેઓનું ડહાપણ ગયું નહતું તેઓએ વિચાર કર્યો કે માતાજી કરતા ગણપતિ પાસે જ જઈએ. ગણપતિ નાશમાં માનતા નથી. તેથી કંઈક નવો રસ્તો નીકળશે અને સુખથી પાછા રહેતાં હતા એમ રહીશું.

ગયા ગણપતિ પાસે. ગણપતિએ આશ્વાસન આપતા કહ્યું 'ઠીક છે જોઉં છું. આ અવ્યવસ્થા અને આ વેરઝેર કેમ વધ્યાં એ બધું તમે ભૂલી જાઓ અને પાછા રહેતા હતા એમ રહો. હું શેળાના સરદારને કહીશ કે તું તારી સેના વિખેરી નાખ.'

અને શાંતિદૂત ગણપતિ પહોંચ્યા શેળાના સરદાર પાસે. શેળાના સરદારે તો ચોખ્ખું સંભળાવી દીધું. 'નહીં' એ નહીં બને. સાપ! સાપ તો સાપ જ છે, તેનો વિશ્વાસ જ થઈ ન શકે. અમે અમારી સેના વિખેરી ન શકીએ' અને કેટલાક શેળાઓએ તો શોરબકોર કરી મૂક્યો કે, 'અમે શેળા બન્યા છીએ જ એના નાશ માટે.'

ગણપતિ તો વિચારમાં પડી ગયા તેણે ધીરજથી શેળાના સરદારને સમજાવવાનો પ્રયત્ન કરતા કહ્યું 'જો ભાઈ, તમારી ઉત્પત્તિનું કારણ શું હતું?

'સાપ જો દુશ્મની મૂકી દે તો પછી તમને કયા આપત્તિ છે'

પણ તે બધા ખૂબ ગુસ્સામાં હતા. કહેવા લાગ્યા, 'સાપોએ આજ સુધી કેટકેટલા ઉંદરોને મારી નાખ્યા છે તે તો ખૂબ ભયંકર અને ઝેરી છે અમે કદાચ અમારા કાંટા ઉતારી નાખીએ તો સમાજમાં જે થોડા ઘણા કાયદા કાનુન, વ્યવસ્થા અને શાંતિ છે તે પણ નહીં રહે'

ગણપતિ થાક્યા અને ચંડી પાસે પહોંચ્યા. કે જેની પાસે સમાજના રક્ષણની જવાબદારી હતી ચંડીએ રોકડું પરખાવ્યું: 'તમે આમાં વચ્ચે શું કામ પડો છો?

'સાપોએ તો સીધા શેળાઓના સરદારને મળવું જોઈતું હતું. તેઓ આપસ આપસમાં ફોડી લે'

શાંતિચાહક ગણપતિ તો ચાલ્યા ગયા.

પણ સાપ ઉંદર અને શેળાની વાત આપણા સમાજમાં કેવી સુંદર રીતે ધીમે રહીને પ્રવેશી છે એનો ખ્યાલ આવે છે ખરો?

[હિંદી પરથી તારવીને]

# સુભાષિત રત્નો

રામનારાયણ ના. પાઠક

પૃથિવ્યાં ત્રીણિ રત્નાનિ, જલમન્નં સુભાષિતમ્ ।
મૂઢૈઃ પાષાણખણ્ડેષુ, રત્ન સંજ્ઞા વિધીયતે ॥

આ પૃથ્વી ઉપર સાચાં રત્નો જોઇએ તો ત્રણ જ છે જળ, અન્ન અને સુભાષિત. પથ્થરના ટુકડાને રત્ન કહેનાર પોતે (પથ્થર જેવા) મૂઢ હોવા જોઇએ.

સંસાર કટુ વૃક્ષસ્ય દ્વે ફલે હ્યમૃતોપમે ।
સુભાષિત રસાસ્વાદઃ સંગતિઃ સુજનેજને ॥

સંસારરૂપી આ કડવા વૃક્ષના બે ફળ અમૃત સમાન મીઠાં છે. સુભાષિતનો રસાસ્વાદ અને સજ્જનનો સમાગમ.

સત્સંગાત્ ભવતિ હિ સાધુતા ખલાનામ ।
સાધુના નહિ ખલસંગમાત્ ખલત્વમ્ ॥
આમોદં કુસુમભવં મૃદે હિ ધત્તે ।
મૃદ્ગન્ધં નહિ કુસુમાનિ ધારયન્તિ ॥

સત્પુરુષના સમાગમથી દુર્જનમાં સાધુતા—સારાપણું આવે છે. પણ સત્પુરુષને દુર્જનનો પાસ લાગતો નથી. જેમ કાદવમાં ખરી પડેલું ફૂલ માટીને સુગંધિત બનાવે છે, પણ કાદવની દુર્ગંધ પોતે ધારણ કરતું નથી.

યદ્યપિ ચન્દન વિટપં, વિધિના ફલકુસુમવર્જિતો વિહિતઃ ।
નિજ વપુષૈવ પરેષાં સંતાપમપનયતિ ॥

ચંદનના વૃક્ષને કુદરતે ફળ અને ફૂલ વિનાનું સર્જ્યું છે. તો તે પોતાના શરીરથી જ; જાત ઘસીને અન્યના સંતાપ દૂર કરે છે.

જેઓને કુદરતે અત્યંત તેજસ્વી બુદ્ધિ, વિપુલ ધન અને અપાર સત્તા આપી નથી તેઓ શી રીતે લોકહિત કરી શકે? એવા પ્રશ્નના જવાબમાં કવિ કહે છે કે પોતાની જાત ઘસીને કરેલી સેવા જ સાચી લોકસેવા છે. ચંદનની પેઠે જેમ ઘસાય તેમ સુવાસ વધુ પસરે અને ઠંડક લાગી આત્માની શાંત પ્રસન્નતા પ્રાપ્ત થાય.

અપેક્ષન્તે ન ચ સ્નેહં, ન પાત્રં ન દશાન્તરમ્ ।
સદાઽલોકહિતાઃ સક્તા રત્નદીપા ઇવોત્તમાઃ ॥

ઉત્તમ લોકસેવકો રત્નના દીવા જેવા છે. તે ઉપર એક લોકકવિ કહે છે: રત્નનો દીવો આપમેળે પ્રકાશ આપે છે. તેને પાત્ર એટલે કોડિયું જોઇતું નથી. તેને સ્નેહ એટલે તેલ, એરંડિયું કે ઘી જોઇતું નથી. તેને દશાન્તરમ્ એટલે વાટ જોઇતી નથી. છતાં તે શાંત એક સરખો પ્રકાશ આપે છે તેવી જ રીતે લોકસેવક સ્નેહની એટલે કે ઉપકારી, પ્રેમાળ સ્વજન છે કે નહીં તેનો વિચાર કરતો નથી. પાત્રતા છે કે કેમ તે વિચારતો નથી. યોગ્ય સમય છે કે નહીં, દાન આપવાનો શાસ્ત્ર વિહિત દિવસ છે કે નહીં તે જોતો નથી. એ તો રાત-દિવસ, નિરંતર સેવાપરાયણ રહે છે.

*

ખુદા પરસ્ત હજરત અબુલહસન ખરકાનીની ખ્યાતિ ચારે બાજુ પ્રસરેલી હતી. બાદશાહ મહમદ ગઝનવીને તેમના દર્શન કરવાનું મન થયું તેથી એક વાર તેઓ તેમને મળવા ખરકાન ગયા.

હજરત અબુલહસને જેમ બધાનું સ્વાગત કરતા તેમ બાદશાહનું સ્વાગત કર્યું તેથી બાદશાહને મનમાં ખૂબ જ લાગી આવ્યું. પણ તેઓ ચૂપ રહ્યા અને તેમને ચરણે રત્નોની થેલી ધરી આશીર્વાદ માગ્યા.

અબુલહસને આશીર્વાદ આપતા પોતાની ઝોળીમાંથી એક સૂકી રોટી કાઢીને બાદશાહને આપી.

સૂકી રોટી જોતા બાદશાહને શરમ આવી છતાં લઇ લીધી. પણ ગળામાં ખટકતી હોય એમ એના ચહેરા પરથી બધાને લાગ્યું.

આ જોઇ અબુલહસને રત્નોની થેલી બાદશાહને પાછી આપતા બોલ્યા: "હે બાદશાહ, મારી સૂકી રોટી જેમ તારે ગળે નથી ઉતરતી તેમ તારા રત્નો પણ મારા હાથમાં ખૂંચે છે એટલે તું પાછા લઇ જા"

# હું વિદ્યાર્થીઓને ચાહતો*

—સુરેન્દ્રનાથ બેનરજી

[શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચેનો સંબંધ પરસ્પર કેવો મીઠો અને એકબીજાને પ્રેરણાદાયી હતો તેનો સુંદર ખ્યાલ બંગકેસરી સુરેન્દ્રનાથ બેનરજીના પોતાના સંસ્મરણોના ગ્રંથમાંથી મળે છે ]

'મારા રાજકીય કામને હું ભારે અગત્ય આપું છું. છતાં મને અંગત રીતે શિક્ષણની ફરજોમાં વધારે જ રસ પડતો હતો.

'શિક્ષણનો ધંધો છોડતાં મારા દિલે વધારેમાં વધારે આનાકાની કરી છે. કારણ હું વિદ્યાર્થીઓને ચાહતો, ને એમની સોબતમાં મને આનંદ પડતો. સ્વદેશીની ચળવળ દરમિયાન એક પ્રસંગે મેં કહ્યું કે વિદ્યાર્થીજીવનના ઉન્નત ચણતરમાં મેં ફાળો આપ્યો છે, એમ વિદ્યાર્થીઓએ પણ, એમના વારા પ્રમાણે, મારા જીવનના ઘડતરમાં ફાળો આપ્યો છે. હું અત્યારે જે કાંઈ છું તે એમને લીધે છું! સેવાની ભાવનાથી મેં એમને ભાવિત કર્યા છે તો એમણે મને, એમની વાણી આવતાં, નવજવાન બનાવ્યો છે, અને યૌવનના ઉત્સાહથી ઉત્સાહિત કર્યો છે. ઈ.સ. ૧૮૮૩માં હું જેલમાં ગયો ત્યારે મને ફ્રિડિપ સ્મિથે પૂછેલું કે વિદ્યાર્થી સમાજ પર તમારું પ્રભુત્વ છે એનું રહસ્ય તમે સમજાવી શકશો? ત્યારે મેં ત્વરિત અને સ્પષ્ટ જવાબ આપેલો. મેં કહેલું, હું વિદ્યાર્થીઓને ચાહું છું. એમના આનંદોમાં હું એમની જોડે આનંદિત થાઉં છું, ને એમના દુઃખોમાં હું એમની જોડે દુઃખી થાઉં છું,—એટલે યૌવનના ઉદાર ઉત્સાહથી મારી એ ભાવના એઓ મારા પર પણ પાછી રેડાવે છે.

'હું મારા ધંધાને પવિત્ર ગણતો. મારી ફરજો ખરેખર કઠિન હતી. પણ વર્ગખંડની ફરજો તરફ હું ખાસ ધ્યાન આપતો. વ્યાખ્યાનખંડમાં હું કદી પરિપૂર્ણ તૈયારી વિના જતો નહીં. વ્યાખ્યાનખંડનો પ્રભાવ કેટલીક વાર એટલો બધો હતો કે મારા ખાનગી અભ્યાસમાં, જે ગહન મુદ્દાનો ઉકેલ મને નહોતો જડતો, તે ત્યાં મને આજુબાજુના વાતાવરણમાંથી દીવા જેવો સ્પષ્ટ થઈ જતો! આમ શિક્ષક અને શિષ્ય વચ્ચે એક પ્રકારનું જીવંત આકર્ષણ છે. જે જે શિક્ષકોએ પોતાના કામમાં ખરો રસ લીધો હશે તે બધાને એવો અનુભવ થયો હોવો જોઈએ. મેં હમેશાં કૉલેજવર્ગોના મારા કામની કિંમત મોટી આંકી છે, અને એને મારી પ્રવૃત્તિઓમાં અગ્રપદ આપ્યું છે.

'રાજકીય કામ વત્તુંઓછું અલ્પજીવી છે; જોકે એથી એ ઓછું મૂલ્યવાન નથી. (જ્યારે) કેળવણીના કામમાં કાયમી ઉપયોગિતાનાં તત્ત્વો સમાયેલાં છે. શિક્ષકનું સામ્રાજ્ય ચિરંજીવી સામ્રાજ્ય છે. એ ભવિષ્ય સુધી વિસ્તરે છે. શિક્ષકો ભવિષ્યના સ્વામીઓ છે. એમના કરતાં ઉચ્ચતર ધંધો બીજો કોઈ છે એવું હું કલ્પી શકતો નથી. એમનું કામ તો સર્વથા નિયુક્ત છે—એક પવિત્ર કાર્ય છે. પણ પોતાની જવાબદારીઓ કેટલા ઓછા સમજે છે? અને પોતાના ધર્મકાર્યની ઉચ્ચ કક્ષા સુધી કેટલા ઓછા ચડે છે? વર્તમાનના કાર્યને કાયમી કરવું હોય, તો એ એવાઓની મારફત કરાવવું જોઈએ કે જેઓ ભવિષ્યના નાગરિક થવાના છે. ખ્રિસ્તી ધર્મના સ્થાપકે કહ્યું હતું કે નાના બાળકોને મારી પાસે આવતાં રોકશો મા! ઈશુ ખ્રિસ્તે સહાનુભૂતિ વગરના પાષાણહૃદયીઓ સમક્ષ પોતાના દિલની વાત નહોતી કરી, પણ વાળવા હોય એમ વાળી શકાય એવા નમ્ર, વિનમ્ર આત્માઓ, જેઓ સંસારના કઠોર ઠોસાઠેબા ખાઈને કઠોર નહોતા બન્યા, એમની સમક્ષ કરી હતી.'

*બંગકેસરી : તાજેતરમાં બહાર પડેલ પુસ્તકમાંથી સાભાર. ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ-૧૪, મૂલ્ય ૨-૦૦

# આવા હતા બાપુ

'ઇન્દ'



ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ શરૂ કર્યો હતો ત્યારનો આ પ્રસંગ છે

આ સત્યાગ્રહથી ગોરાઓ ગાંધીજી પર ખૂબ છંછેડાયા હતા

વાતવાતમાં એક ગોરાએ કહ્યુ : 'જો ગાધી મને ક્યાંય મળી જાય તો હું તેને એ જ વખતે ગોળીથી ઠાર કરી દઉં.'

આવી વાત કાંઇ દબાયેલી રહે. રાત સુધીમા તો આ વાતની ખબર ગાંધીજીને પહોંચી ગઇ

ગાંધીજી નિરાંતે સૂતા. વહેલી સવારના સાથીઓમાંથી કોઇને ખબર ન પડે તેમ વહેલા ઊઠ્યા અને સીધા જ ઉપડ્યા પેલા ગોરાને ઘરે. ગોરા સાહેબ આરામથી સૂતા હતા. ગાધીજીએ એમને ઉઠાડ્યા અને ખૂબ નમ્રતાથી કહ્યુ : 'હું ગાધી છું. તમે મને મારી નાખવાની પ્રતિજ્ઞા લીધી છે એમ મેં સાંભળ્યુ તેથી હું જાતે એકલો જ કોઇને પણ ખબર આપ્યા વગર આવ્યો છું. જેથી તમને મારવામાં કશી મુશ્કેલી ન નડે.'

પેલા ગોરા સાહેબ તો આ સ્વપ્ન છે કે શું એ જ વિચારતા રહ્યા.

ત્યા૨ ગાધીજી બોલ્યા : 'કેમ શું વિચારો છો ? હું ગાધી તમારી સામે જ ઊભો છું,'

અને ગોરા સાહેબ ગાંધીજીને ભેટી પડ્યા ને જીવનપર્યંત ગાંધીભક્ત બનીને રહ્યા.

લ્યો, હવે આવો જ બીજો પ્રસંગ હિંદુસ્તાનમાં બનેલો કહું.

બિહારમાં ચંપારણ જિલ્લો આવ્યો

છે. આ ચંપારણ જિલ્લામાં ગોરા લોકોની મોટી જાગીરો. તેમાં ગળીની ખેતી કરાવે. અને મજૂરોને ખૂબ હેરાન કરે.

આ મજૂરોની હાડમારીની ગાંધીજીને ખબર પડી ને તેમણે સત્યાગ્રહ શરૂ કર્યો. આ સત્યાગ્રહથી ગોરા માલિકો ખૂબ ધુંધવાયા. અને ધૂવાંપૂવાં થઈ ગયા.

આજ દિ સુધી તેમની સામે કોઈ આંગળી પણ ચીંધી ન શક્તું તે એક મુફલકડી માણસ આવીને આપણને હેરાન કરે એ વિચારથી તેઓ વધુ છંછેડાયા.

આ અરસામાં એક ભાઈએ આવીને ગાંધીજીને કહ્યું: 'અહીંના ગોરા જમીનદારોમાંનો એક જમીનદાર ખૂબ ખરાબ અને ઘાતકી છે.'

'તમે કેવી રીતે જાણ્યું?' ગાંધીજીએ હસતાં હસતાં પૂછ્યું.

'એ ગોરો જમીનદાર આપનું ખૂન કરાવવાની પેરવીમાં છે અને તે માટે તેણે માણસો પણ રોક્યા છે એમ સાંભળ્યું છે.'

'સાચે?' ગાંધીજી ખડખડાટ હસતા બોલ્યા.

'સાવ સાચી વાત છે.'

અને ગાંધીજી પોતાના કામમાં પરોવાઈ ગયા

સંધ્યા થઈ. રાત પડી. બધા સાથીઓ સૂઈ ગયા. ગાંધીજી ધીમેથી ઊઠ્યા અને પહોંચ્યા પેલા ગોરા જમીનદારને બંગલે.

ગોરા જમીનદારે પૂછ્યું: 'કોનું કામ છે?'

'આપનું' ગાંધીજી બોલ્યા.

'તમે કોણ છો?'

'હું ગાંધી.'

'કોણ ગાંધી? ગોરા જમીનદારના મોઢામાંથી શબ્દો સરી પડ્યા અને ગાંધીજી સામે ટગર ટગર જોવા લાગ્યો.

'હું પોતે જ, ગાંધી છું. મને ખબર પડ્યા કે તમે મારું ખૂન કરાવવા ઇચ્છો છો. તે માટે તમે માણસો પણ રોક્યા છે. આ વાતની મને જાણ થતા હું જ આપની સામે આવ્યો છું.'

ગોરો જમીનદાર તો ગાંધીજીની આ વાત સાંભળી સ્તબ્ધ થઈ ગયો. મૃત્યુને સામે ભેટવા ઇચ્છતો માણસ આ પહેલાં તેણે કદી જોયો નહતો.

વાની હીંમત આવી ને બોલી : 'દાદાજી! તમે જ એક વાર નહોતા કહેતા કે પ્રભુને પ્રેમથી આપેલી નાનામાં નાની વસ્તુ પણ ખૂબ પ્રિય લાગે છે ને મોટામાં મોટી વસ્તુ પ્રેમ વગર આપો તો પ્રભુ સ્વીકારતા નથી.'

દાદાજીએ ઈન્દુને ખેંચી લેતા કહ્યું કે, 'દીકરી! તારી વાત સાવ સાચી છે. આપણે દરરોજ પેલી ધૂન ગાઈએ છીએ ને 'મારે હૈયે જાગે રામ તારું નામ' તેમા આવે છે ને કે 'શબરીમાનાં બોર જ એવાં ભાવ ધરીને ખાધા' અને રામ તો રાજાના કુંવર હતા, જ્યાં શબરી રહેતી ત્યા તો ઘણા મોટા ઋષિમુનિઓ રહેતા તે બધાએ રામને આગ્રહપૂર્વક પોતાના આશ્રમમાં આવવા કહ્યું છતાં રામ એવડા મોટા આશ્રમો છોડીને શબરીની ઝૂંપડીએ કેમ પહોંચ્યા? કેમકે શબરીનો પ્રેમ એટલો બધો હતો કે રામને ત્યા જવાનું મન થાય. ઋષિમુનિઓના આશ્રમમા તો રામને જાતજાતના ફળફૂલ જમવા મળત. પણ રામને તો શબરીએ ચાખી ચાંખીને ભેગાં કરેલા બોર જ ખૂબ મીઠાં લાગ્યા. કારણ કે તે પ્રેમથી વિણેલાં બોર હતાં. પ્રભુ તો પ્રેમના ભૂખ્યા છે. તમને એ પ્રશ્ન થશે કે બીજા ઋષિમુનિઓને રામ માટે પ્રેમ નહોતો? ના, તેઓને પણ પ્રેમ તો હતો. પણ શબરીના જેટલો નહીં. તે પ્રેમમા તેઓએ જે તપ કર્યું હતું તેનું અભિમાન હતું. જ્યારે શબરી તો નાનપણથી રામની વાટ જોતી હતી છતાં પણ તેને તે તપનું તેનામાં જરા પણ અભિમાન નહોતું. ભગવાનને અભિમાની માણસ ન ગમે. પ્રભુને ગમે નમ્ર, ગરીબ ભક્ત. સમજ્યા?' હવે મને એક તમારા જેવડી જ છોકરીની વાત યાદ આવી છે તે તમને કહું.'

આટલું કહી ત્યાં તો બધાં બાળકો દાદાજીની વધારે નજીક આવીને બેસી ગયા. ને એક ધ્યાન થઈ વાતો સાંભળવા લાગ્યાં.

'દાદાજીએ પોતાના ધીર ગંભીર અવાજે વાતો શરૂ કરી :

'છોકરાંઓ! તમે ભગવાન ગૌતમ બુદ્ધનું નામ સાંભળ્યું છે ને?' બધાં બાળકો એકી સાથે બોલ્યાં કે 'દાદાજી! તે દિવસે તમે અમને ગૌતમ બુદ્ધની વાતો કહી હતી તે જ ગૌતમ બુદ્ધને?'

દાદાજીએ હકારમાં માથું ધુણાવ્યું. બધાં શાંતિથી બેસી ગયાં.

દાદાજીએ શરૂઆત કરી : 'તેઓએ જે ધર્મનો ફેલાવો કર્યો તેને બૌદ્ધ ધર્મ કહેવામાં આવે છે. તે બૌદ્ધ ધર્મનો ફેલાવો આખા હિંદમા અને તે સિવાય ચીન, જપાન, સીલોન વગેરે બીજા દેશોમાં પણ થયેલો. ચીનમા તો તેના મોટાં મોટાં મંદિરો આવેલાં છે અને તે મંદિરમાં ગૌતમ બુદ્ધની સુંદર મૂર્તિઓ. કોઇ સોનાની તો કોઈ ચાંદીની અને કોઈ ત્રાંબાની મૂકવામા આવેલી છે. ગૌતમ બુદ્ધ અહિંસા, કરુણા અને પ્રેમની મૂર્તિ હતા. તેઓના શિષ્યોએ અહિંસા, કરુણા પ્રેમથી જ અશોક જેવા મહાન સમ્રાટને હિંસક રસ્તેથી પાછો વાળ્યો હતો. એવો હતો બૌદ્ધ ધર્મનો પ્રતાપ.'

બાળકો આવી ગંભીર વાતથી જરા અકળાવાં લાગ્યાં એમ દાદાજીને લાગ્યું એટલે મૂળ વાત ઉપર દાદાજી આવ્યા.

'હં, છોકરાઓ! હું તમને વાતો કહીશ: તે ચીનદેશની છે ચીન દેશમાં છાનટેગ કરીને એક જિલ્લો છે તેમા લીન હુસેઈન કરીને એક ગામ છે. ત્યાં એક ઘણું જૂનું પુરાણું મંદિર છે. તેમાં ગૌતમ બુદ્ધની જે ત્રાંબાની મૂર્તિ છે તે ઘણી ઊંચી છે લગભગ દશ ફૂટની ઊંચાઈ છે. તેની છાતી ઉપર, બરાબર હૃદયની જગ્યાએ એક નાનકડો ત્રાંબાનો મામૂલી સિક્કો છે. તે સિક્કાની કિંમત આપણો એક નવો પૈસો થતી હશે એટલે તે સિક્કાની કિંમત કંઈજ ન કહેવાય પણ તેના વિષે એક વાતો છે કે જે વાતો ભગવાન બુદ્ધ હોત તો તેઓને પણ તે વાતો કહેવાનું મન થઈ જાત.

'આ વાત ઘણા વરસો પહેલાંની છે. ત્યારે ચીનમાં ઘણા ગરીબ લોકો પોતાનાં બાળકોને

શાહુકારને ત્યાં વેચી દેતા. શાહુકારને ત્યાં બાળકો ગુલામ જેવું જીવન જીવતાં. તેઓને ખાવા, પીવા, પહેરવા, ઓઢવાં, પાથરવાંનુ બધું શાહુકાર આપે. આ વાર્તા એવી જ એક ગુલામ બાળાની છે જેનું નામ યાદુ હતું. તેના માલિકનું નામ હતું ક્વ ટેહ-જોંગ. તે આખો દિવસ સખત કામ કરતી એક બીજાના સંદેશા પહોંચાડતી, વાળતી, ચોળતી, પોતાં કરતી અને જ્યાં તેના નામનો સાદ પડે ત્યાં દોડી જતી. તેને પુરતો ખોરાક, પહેરવા માટે કપડાં અને સુવા માટે સાદડી મળી હતી. યાદુ તેનાથી ખૂબ સંતોષ માનતી કેમકે બીજા ગુલામોની દશા તો તેનાથી ઘણી ખરાબ હતી.'

ત્યાં તો નાની ઈલા બોલી ઊઠી, 'હે દાદાજી! તેને કોણ લાડ લડાવતું હશે? બચીઓ ભરતું હશે? કોણ તેની સાથે રમતું હશે? કોણ તેને વહાલથી સુવડાવતું હશે? કોણ તેને વાર્તા કહેતું હશે? કોણ તેને મીઠાઈ ને રમકડાં ખરીદવા પૈસા આપતું હશે?'

દાદાજી ઊંડો નિસાસો નાખતા બોલ્યા.

'બેટા, યાદુને તો આખો દિવસ કામ કરવાનું હતું ને માલિક આપે તે ખાવાનું હતું. યાદુનું પોતાનું કોઈ ન હતું. ને પોતાની પાસે રાખી શકે તેવી કોઈ પણ વસ્તુ યાદુ પાસે નહોતી.'

દાદાજીના ગળગળા અવાજે બાળકો પણ થોડા ઢીલાં થઈ ગયા. દાદાજી બધાંના મોઢાં ઢીલા જોતા જ ગળું ખંખારી આનંદથી બોલ્યા : 'છોકરાઓ! પણ યાદુને એક દિવસ ફળી વાળતાં એક કાંણા વાળો નાનો સિક્કો મળ્યો. આપણા એક નવા પૈસા જેવડો યાદુએ તે તરત જ ઉપાડી લીધો અને પોતાના ફ્રોકથી તેને ખૂબ ઘસ્યો. તેની કિંમત આપણને તો કંઈ જ ન લાગે પણ યાદુને મન તો તેની કિંમત એક કિંમતી ખજાના જેટલી હતી. આમથી તેમ ફેરવીને તેને ક્યાંય સુધી તે - સિક્કાને જોયા કર્યો, પછી તે સાચવી શકાય એટલે બુટની વાધરમાં તે સરકાવીને તેને બાંધી દીધો.'

બુટનું નામ સાંભળતા નાનો દિલીપ બોલી ઊઠ્યો કે, 'દાદા! તેને પહેરવા માટે બુટ હતા?'

'હા! દીકરા! ચીનમાં ઘરમાં પણ બુટ પહેરવાનો રીવાજ છે. હાં! પછી તો યાદુ કામ કરતી જાય અને સિક્કાને જોતી જાય અને ખુશ ખુશ થતી જાય. જાણે કેમ તેને મોટો ખજાનો ન મળ્યો હોય એટલો તેને આનંદ હતો. તે કામ કરતી જાય ને વિચારતી જાય કે આ સિક્કાનું શું લેવું? મીઠાઈ લેવી કે ચોકલેટ લેવી? ફૂલ લેવા કે રમકડા લેવા? આખી રાત તેને વિચારમાં જ કાઢી તેને એટલી બધી વસ્તુઓ લેવાનું મન હતું પણ તેની પાસે તો એક નાનો સિક્કો જ હતો. તેનાથી શું ખરીદી શકાય? એટલે વિચારમાં ને વિચારમાં તેના દિવસો પસાર થતા હતા, ત્યાં એક દિવસ એક બૌદ્ધ ભિક્ષુક તેના માલિકને ત્યાં પ્રવચન કરવા આવ્યો. તેના માલિકે બધાને ભેગા કર્યા. બધા આવ્યાં—ક્વીન ટેહ જોંગ અને તેના દીકરાઓ, તેની પત્ની, પુત્રીઓ અને પુત્ર વધુઓ ઘરના નોકરો અને નાનકડી યાદુ પણ આવી. બધાએ ખૂબ આનંદથી ભગવાન બુદ્ધની વાતો સાંભળી. પછી ભિક્ષુકે લીન ટીસેંગનાં મંદિરમાં મૂકવા માટે ભગવાન બુદ્ધની એક સરસ મૂર્તિ બનાવવાની છે તેના માટે યથાશક્તિ દાન આપવા કહ્યું. બધાએ ખુશીથી પોતાની પાસે કિંમતી વસ્તુ હતી તે આપી. બૈરાઓએ સોનાચાંદીનાં ઘરેણાં આપ્યાં, ક્વીન ટેહ જોંગે કિંમતી વસ્તુઓ અને સોના ચાંદીના સિક્કા આપ્યા. નોકરોએ ચાંદી ને ત્રાંબાના સિક્કા આપ્યા અને યાદુએ પણ મનમાં કહ્યું કે, 'મારી પાસે પણ આપવા માટે કંઈક છે ખરું?'

ત્યાં તેને વિચાર આવ્યો ને તે નીચે બેસી ગઈ અને બુટની વાધર છોડીને પેલો નાનો સિક્કો હાથમાં લઈ લીધો અને શરમાતી શરમાતી આગળ આવીને બૌદ્ધ ભિક્ષુક સામે ધરીને બોલી, 'આ મારો છે. મને ફળીમાંથી વાળતાં વાળતાં મળ્યો છે.'

## દાદાજીની વાતો — ગિરિબાળા

આજે દાદાજીએ ફળિયામાં પગ મૂકયો પણ એકદમ શાંતિ હતી. દાદાજીને મનમાં થયું કે બાળકો કેમ દેખાતા નથી! ક્યાંક ગયા લાગે છે, નહીતર તો હું હજુ દૂરથી દેખાઉં ત્યાં તો નાના ટાબરીઆ મારી સામે દોડી આવે. એક મારો ડંગોરો લઈ લે તો બીજો મારી આંગળી પકડી લે, તો ત્રીજો મારા હાથે ટીંગાઈ રહે, જાણે કેમ મને ચાલતા ન આવડતું હોય તેમ મને દોરીને ઓટલે બેસાડી દે.

પણ આજે આમ કેમ? દાદાજી ધીમે ધીમે ચાલતાં ચાલતાં ઓટલે પહોચ્યા ત્યાં તો બધાં સરખું ગોળ કૂંડાળું બનીને વચમાં દાદાજીની જગ્યા રાખીને અદબ પલાંઠી વાળીને બેસી ગયા હતા. બધાને જોતા દાદાજીનું હૈયું હરખી ઊઠ્યું. હૈયામાંથી સાદ નીકળ્યો, 'અરે, આજ તો મારા બધા પ્રભુ (દાદાજી નાના બાળકોને પ્રભુ કહીને જ સંબોધતા) ડાહ્યા થઈ ગયા છે ને શું? પણ મને તો કૃષ્ણ કનૈયા જેવા તોફાની બાળકો બહુ ગમે હો!'

આટલું દાદાજીએ કહ્યું ત્યા તો બધાં બાળકો ખડખડાટ હસી પડ્યા ને હંમેશની મુજબ કોઈ દાદાજીનો ખોળો ખૂંદવા લાગ્યું તો કોઈ દાદાજીની દાઢી ખેંચવા લાગ્યું તો કોઈ દાદાજીના મોટા કાનને ખેંચવા લાગ્યું તો કોઈ દાદાજીના ટાલીઆ માથે હાથ ફેરવવા લાગ્યું તો કોઈ વળી દાદાજીના ડંગોરાથી રમવા લાગ્યું. બસ, દાદાજી તેના પ્રભુની લીલા જોઈ હરખાતા હતા.

થોડી વાર આમ તોફાન કરી બધાં દાદાજી ફરતાં બેસી ગયાં ત્યાં અનુ બોલ્યો 'દાદાજી, અમને એમ કે અમે આમ ડાહ્યા થઈને બેસશું એટલે તમે અમને શાબાશી આપશો.'

દાદાજીએ જવાબ આપ્યો કે 'દીકરા! તમારો અત્યારે રમવાનો સમય છે, ત્યારે તમને રમતા જોતા અમને ખૂબ આનંદ થાય. હા, તમે ભણવાની વખતે આવા તોફાન કરો તો હું પણ તમને ઠપકો આપું હો કે! તમે બધાં આ બે લીટી હંમેશા યાદ રાખજો:

> 'ભણવા ટાણે ખૂબ ભણો
> રમવા ટાણે ખૂબ રમો
> એ જ રીત તમને સુખી ને
> આનંદી બનાવશે.'

બધાં બાળકો તે બે લીટી બે ત્રણ વાર બોલ્યાં કે યાદ રહી ગઈ બધા શાંતિથી બેઠા હતા ત્યા દમયંતી બોલી - 'દાદાજી' આજે રામનવમી છે ને એટલે અમે બધા મંદિરે ગયાં હતાં. ત્યારે છે ને અમે બધાએ પાઈ, પૈસો, એક આનો એવી રીતે મંદિરમાં ધર્યું. અમારી સાથે પેલી ઇન્દુ પણ હતી. તેની પાસે તો પ્રભુને ધરવા કંઈ ન હતું એટલે તેને તો રસ્તામાથી એક ફૂલ તોડ્યું હતુ તે ધરી દીધું અને પ્રભુને આંખ મીચીને કહેતી હતી કે, હે પ્રભુ! મારી પાસે તો પાઈ પૈસો કંઈ તને ધરવા માટે નથી એટલે આ ફૂલને તું રાખીશ ને?' તે જ્યારે આમ બોલતી હતી ત્યારે તેની આંખમાંથી આંસુ ટપકતાં હતાં, પણ અમે બધાં તો તેને પ્રભુને આવું કહતાં સાંભળીને હસી પડ્યાં ને તેને બનાવા લાગ્યા કે ભગવાન તે કોઈ દિવસ સાંભળતા હશે! ને તારું ફૂલ પણ ન સ્વીકારે. કેમકે તેં તે ફૂલ પણ રસ્તામાથી તોડ્યું હતું એ કાંઈ તારૂં ન કહેવાય આમ અમે બધાં કહેવાં લાગ્યા એટલે તે ખૂબ રડી પડી ને અમારાં બધાથી વહેલી છૂટી પડીને ઘેર આવતી રહી. જુઓ, 'અત્યારે પણ એનું મોઢું રડી રડીને સૂઝેલું દેખાય છે.'

એકી શ્વાસે દમુએ આટલું બધું કહી નાખ્યું. દાદાજીએ ઇન્દુને પોતાની પાસે બોલાવી ને પોતાની પાસે બેસાડીને તેનો વાંસો પંપાળવા લાગ્યા. આ વાત સાંભળીને ઇન્દુ ફરી પાછી ડૂસકે ચઢી ગઈ. દાદાજીએ તેને પંપાળી તેથી તેને થયું કે નહીં દાદાજી મારા પક્ષમા છે એટલે તેને બોલ-

પણ તે લઈ લેવાને બદલે, તે યુવાન ભિક્ષુક ગુસ્સે થયો અને માથું હલાવતાં હલાવતાં બોલ્યો, 'શું તારો આવો ગંદો સિક્કો આવા કિંમતી ખજાના સાથે મૂકું? કદાપિ નહિ. આમાંથી તો ભગવાન બુદ્ધની પવિત્ર મૂર્તિ થશે.' તેણે પેલા કિંમતી ચળકતા ખજાના સામે આંગળી ચીંધી. ચારુ ઉદાસ બનીને ધીમેથી ત્યાંથી ચાલી ગઈ.

પેલો યુવાન ભિક્ષુક બધો કિંમતી ખજાનો ભેગો કરીને મંદિરે પહોંચ્યો. બીજા ભિક્ષુકો પણ બીજી બાજુથી કિંમતી ખજાનો લઈને ત્યાં પહોંચ્યા હતા. બધો ખજાનો ભેગો થઈ ગયો, ત્યારે મૂર્તિને માટે ધાતુ એક મોટી ભઠ્ઠીમાં ઓગાળવા માટે નાખવામાં આવી અને જ્યારે બધી ધાતુ ઓગળી ગઈ ત્યારે તેને બીબામાં ઢાળવામાં આવી. જ્યારે તે બરાબર ઠરી ગઈ ત્યારે બીબું લઈ લેવામાં આવ્યું પણ મૂર્તિ બરાબર નહોતી થઈ. તેના મોઢા ઉપર લીટા થઈ ગયા હતા અને તે કદરૂપી બની હતી. બધા ભિક્ષુકોને લાગ્યું કે ધાતુ બરાબર ઓગળી નહીં હોય એટલે આમ બન્યું હશે એટલે ફરીથી તેને ઓગાળી અને ફરીથી તેને બીબામાં ઢાળી. પણ ફરી પાછી મૂર્તિ સારી ન બની. આનું કારણ શું? સૌથી મોટા ભિક્ષુકે બધા નાના ભિક્ષુકોને ભેગા કર્યા ને પૂછ્યું: તમે બધો ખજાનો લાવ્યા તે પ્રેમથી લીધેલો હતો ને? કોઈને દુભાવ્યા નથી ને? કેમકે જેણે આપણને પ્રેમ કરતા શીખવ્યો છે તેની મૂર્તિની ધાતુ પ્રેમથી અપાયેલી હોવી જોઈએ.'

ત્યાં તો પેલો યુવાન ભિક્ષુક ઊઠ્યો અને નીચું જોઈને બોલ્યો કે, 'મેં એક નાનકડી ગુલામ બાળાના નાના સિક્કાને તરછોડ્યો હતો.'

મોટા ભિક્ષુક બોલ્યા. 'બેટા તેં બરાબર ન કર્યું. તેણે પ્રેમથી તેની પાસે જે હતું તે તને આપ્યું. કોઈ પણ તેનાથી વિશેષ ન કરી શકે. તેનાથી મોટું અને કિંમતી દાન એકેય ન ગણાય. પાછો જા અને નમ્રતાથી તેનો સ્વીકાર કર, અહીં તેની ભેટની જ જરૂર છે.'

યુવાન ભિક્ષુક લીન દેહ જોગને ત્યાં ગયો અને ચારુને બોલાવવામાં આવી. ચારુના આશ્ચર્યનો પાર નહોતો. યુવાન ભિક્ષુકે કહ્યું કે, 'હું નમ્રતા પૂર્વક તારી પાસે તારો ખજાનો કે જે તે મને પહેલા આપવા માંડ્યો હતો અને મેં જેને તરછોડ્યો હતો તે લેવા માટે આવ્યો છું.'

ચારુના હર્ષનો પાર નહોતો, તેણે ખૂબ આનંદથી પોતાનો કિંમતી ખજાનો યુવાન ભિક્ષુકને આપ્યો.

ભિક્ષુક મંદિરે આવ્યો. ફરી પાછી ધાતુ ઓગાળવામાં આવી અને બીબામાં ઢાળવામાં આવી અને છેલ્લે પેલો ચારુનો સિક્કો પણ તેમાં નાખવામાં આવ્યો. જ્યારે બીબું ખસેડી લેવામાં આવ્યું ત્યારે મોટી સુંદર, ચમકતી સંપૂર્ણ મૂર્તિ ત્યાં ઊભી હતી. અને તેની છાતી ઉપર, બરાબર હૃદયની જગ્યાએ પેલો ત્રાંબાનો સિક્કો હતો. ચારુની ભેટ હવે ગંદી કે નજીવી નહોતી રહી પણ સુંદર અને ચળકતી બની હતી!'

દાદાજીએ વાર્તા પૂરી કરી ત્યારે બધાં બાળકોના મોઢાં હસુ હસુ થઈ રહ્યાં હતાં ત્યાં નાની ઇન્દુ બોલી કે 'દાદાજી! પછી તો ચારુને ઘણું માન મળ્યું હશે કેમ? પછી તો તે અને તેનાં માબાપ ગરીબ નહીં રહ્યા હોય કેમ? પછી તો ચારુ મનગમતી વસ્તુ ખરીદી શકતી હશે કેમ?'

'હા! દીકરી! તેના ઉપર ભગવાનની પ્રસન્નતા ઉતરી પછી તેને શું વાંધો હોય?' આટલું બોલી દાદાજી ઊભા થયા. એટલે બધાં બાળકો તેમને પગે લાગીને સૌ સૌનાં ઘર તરફ રવાના થયાં.

દાદાજી ડંગોરાને ટેકે પોતાની ઝૂંપડી તરફ જતાં જતાં ગણગણતા હતા

પત્રમ્ પુષ્પમ્ ફલમ્ તોયમ્
યો મે ભક્ત્યા પ્રયચ્છતિ
તદ્ અહમ્ ભક્ત્યુપહૃતમ્
અશ્નામિ પ્રયતાત્મનઃ

# સુદૃઢ શરીર બનાવો

'એક યુવાન'

તિળક મહારાજ જ્યારે કૉલેજમા દાખલ થયા ત્યારે તેમનું શરીર સાવ માયકાંગલા જેવું હતું. યુવાવસ્થામા જે સહજ એવી મસ્તી અને ખડતલપણુ જોઈએ તે ન હતું. તેમની આંખો નબળી અને વારે વારે પલકારા મારતી, શરીર સાવ ક્ષીણ.

આથી તેમણે નક્કી કર્યું શરીર બરોબર હશે તો જ બધાને પહોંચી વળાશે માટે પહેલા શરીરને ખડતલ બનાવો પછી બીજી વાત અભ્યાસ છોડયો અને એક વરસ શરીર પાછળ આપવાનો સંકલ્પ કર્યો.

અને વરસ પૂરું થયું. સુકલકડુ અને નબળું શરીર કે જે કંઈ પણ માર સહન ન કરી શકે તે શરીર હવે રોજના ૮૦૦ દંડ અને ૮૦૦ બેઠકો કરવા જેટલુ સશક્ત બન્યુ. કલાકો પાણીમા તરવાની મોજ માણવા લાગ્યુ અને કકડતી ઠંડી કશી વિસાતમાં નથી એવી રીતે વર્તવા લાગ્યુ

જ્યા આવુ સુંદર શરીર થાય એટલે સ્વાભાવિક રીતે ખોરાક પણ વધે વીશીવાળો તોબાહ પોકારી ગયો. છેવટે લોકમાન્યે કહ્યુ ' રોટલી તારી ને ઘી મારું'. પણ આ કરારેય વીશીવાળાને ભારે પડયો

આમ શરીર મજબૂત થતા સાહસ નિર્ભયતા ઇત્યાદિ ગુણો પ્રવેશ્યા જેનો એક પ્રસંગ આપું.

એક વાર ટિળક મહારાજ કૉલેજના દિવસોમા કેટલાક સરખી વયના મિત્રો સાથે છાત્રાલયની અગાશી પર ગપ્પા મારતા બેઠા હતા જાતજાતની વાતો કરતા એક સવાલ ઊભો થયો કે, ઓચિંતા અહીંથી એકદમ ભાગી જવાનો પ્રસંગ ઊભો થાય તો કોણ શું કરશે.

દરેક જણે, હું આમ કરીશ, તેમ કરીશ એમ જણાવ્યું.

પણ ટિળક મહારાજે તો ધોતિયાનો કછોટો મારી અને કહ્યુ કે. 'જુઓ હુ આમ કરીશ ' એમ કહીને અગાશીએથી ભૂસકો માર્યો.

મિત્રો તો બધા ગભરાયા અને સ્તબ્ધ બની ગયા તેમને બીક લાગી કે રખેને ટિળક મહારાજના હાથ પગ ભાગી ગયા હશે તેથી હાંફળાં ફાંફળા એકદમ નીચે ઉતર્યા.

ત્યા સામેથી ટિળક મહારાજ હસતા હસતા ઉપર આવવા માટે દાદરો ચઢી રહ્યા હતા.

આવું શરીર જ દેશને ઉપયોગી બનશે એમ તેઓ માનતા. એક વાર તેમણે કહેલુ કે,

'આપણે જેમ શાળાના બીજા વિષયોનો અભ્યાસ કરીએ છીએ, તેવી જ રીતે સોળથી પચીસ વરસની ઉંમર દરમ્યાન શરીર કસવાનો અભ્યાસ કરીએ તો પાછળથી વ્યાયામની ટેવ છૂટી જાય તોય એ ઉમરે કમાયેલી શક્તિ પચાસ વરસની ઉમર થતા સુધી કામમા આવે શરત એક જ, અને તે એ કે, ખાવાપીવામા અને આચરણમા અત્યાચાર કે અતિરેક ન થવા જોઈએ '

પોતાના સહાધ્યાયીમા કેટલાયના શરીરો તેમણે પરાણે સુધાર્યાં એક ક્ષય રોગનો મિત્ર હતો તેનુ શરીર સાવ નબળું. તેને એમ કે હું ક્ષયમા સપડાઈ ગયો છુ તેથી રોજ કંઈ ને કંઈ દવા લેતો. ટિળક મહારાજે એક દિવસે તેની ઓરડીમા જઈને દવાની બાટલી ફેંકી દીધી અને અખાડામાં લઈ ગયા. અને ક્ષયના ભ્રમમાંથી મુક્ત કર્યો

બીજા એક લહેરી ભાઈસાહેબ દરરોજ તાજાં ફૂલ લાવી તેની પથારી પાથરતો અને કોઈ સંસ્કૃત કાવ્ય નાટકની નાયિકાની માફક પોતાના શરીરની આળપંપાળ કરતો. તેને ખૂબ ખીજવી તેની પથારી વેરવિખેર કરી તેને પણ અખાડામાં ઉપાડયો.

આમ ટિળક મહારાજ વિદ્યાર્થી અવસ્થામાં શરીરને સુદૃઢ કરવામા ખૂબ જ ધ્યાન રાખતા.

તેમને લાગ્યું હશે કે જો દેશને ઉપયોગી થવું હોય તો તીક્ષ્ણ બુદ્ધિની સાથે શરીર પણ સશક્ત હોવું જોઈએ.

આજના કૉલેજ યુવાનોનાં શરીર જોતાં આપણા દેશનું ભાવિ કેવું હશે તેનો કેવો બિહામણો ચિતાર ખડો થાય છે.

ટિળક મહારાજના જીવનમાંથી આપણે યુવાનો શરીર સુદૃઢ બનાવવાનો પાઠ શીખીએ તોયે ઘણું.

નાનપણમાં ખાવાપીવામાં પણ ટિળક મહારાજ કેવી ચીવટ રાખતા જ્યાં ત્યાં અમે તે ખાતા નહીં. તેનો એક સુંદર પ્રસંગ આ રહ્યો.

એક વાર તેમના સહાધ્યાયીઓએ વર્ગમાં રજાના સમયે મગફળી ખાધી અને તેના ફોતરાં જ્યાં ત્યાં વર્ગની બહાર વેરી દીધા. રજા પૂરી થઈ ને શિક્ષકસાહેબ વર્ગમાં દાખલ થયા. વર્ગની બહાર મગફળીના ફોતરા જોઈ ગુસ્સે થયા. બધા વિદ્યાર્થીઓને બોલાવ્યા અને મગફળીના ફોતરા ઉપાડી લેવા હુકમ કર્યો બધા વિદ્યાર્થીઓ ફોતરા ઉપાડવા લાગી ગયા પણ ટિળક મહારાજ એક બાજુ ઊભા રહ્યા.

પેલા શિક્ષકસાહેબથી આ ન ખમાયું તરત તાડૂક્યા: 'અરે બાળ, ફોતરા ઉપાડ.'

પણ બાળ શેનો ફોતરાં ઉપાડે. તેણે મગફળી ખાધી હોય તો ઉપાડે ને? તરત રોકડું કહી દીધું 'મેં મગફળી ખાધી નથી તેથી હું એ નહીં ઉપાડું.'

શિક્ષકસાહેબ વધુ ગુસ્સે થયા અને મારવા માટે સોટી હાથમાં લીધી.

બાળે તરત પોતાનું દફતર લઈને ઘરનો રસ્તો પકડયો.

શિક્ષકસાહેબથી આ કેમ સહન થાય. તેણે તરત બાળના પિતાજીને ચિઠ્ઠી લખીને મોકલી.

તેના જવાબમાં બાળના પિતાજીએ સાફ જણાવ્યું. 'બજારમાંથી વસ્તુ વેચાતી લઈ કે ઘરની ચીજ બહાર લઈ જઈ ખાવાની ટેવ અમારા છોકરાને નથી અને તે શાળામાં કે રસ્તામાં કે હોજ પર બેસી કશું પણ કદી ખાય તેવો નથી. અમને જે ચીજો યોગ્ય લાગે તે ઘેર બનાવીને અગર બજારમાંથી આણીને ઘેર જ આપીએ છીએ. બીજું, તેને આવી પરચૂરણ ખાવાની ચીજોમાં કંઈ રસ પણ નથી.'

૫૦ વરસ પહેલાં માબાપની કેવી કડક દેખરેખ બાળકો પ્રત્યે રહેતી. આજે કયા માબાપ પોતાના બાળકો માટે છાતી ઠોકીને કહી શકે કે, 'મારો છોકરો બહારનું ગમે ત્યાં નથી ખાતો.'

## લોકશાહીનો એક નવો નમૂનો

કેરળના લોકશાહી અખતરાથી દુનિયા દંગ થઈ હતી. પણ એથીએ વધુ આપણે દંગ થઈ જઈએ એવો લોકશાહી બનાવ હમણાં કેરળના એક ગામમાં બન્યો હતો. એ ગામમાં ઋષિ વિશ્વામિત્ર અને મેનકાના પ્રણયનું એક નાટક ભજવાયું. કથાના આવે છે એમ મેનકા વિશ્વામિત્રથી એને થયેલ પુત્રી હાથમાં લઈ એમને એની જવાબદારી સ્વીકારવા કહે છે. ઋષિ ના કહી ચાલ્યા જાય છે.

આ તો કથા થઈ ત્યાં જ પૂરી થઈ જાય છે—થઈ જવી જોઈએ. પણ આપણે રહ્યા લોકશાહી અખતરા કરનારા. કેરળે એ પાણી વધુ પચાવ્યું લાગે છે એટલે ઑડિયન્સે આ બનાવનો વિરોધ કર્યો અને વિશ્વામિત્રે એ બાળકીની જવાબદારી સ્વીકારવી જોઈએ. એવો આગ્રહ રાખ્યો.

ધમાલ થઈ ગઈ. હો હો થઈ પડી, ને વાત વણસવા લાગી. કંપનીવાળા ગભરાયા ત્યાં તો ઑડિયન્સમાંના લોકશાહીના હિમાયતી યુવાનો સ્ટેજ પર ગયા. પડદો પાડ્યો. ઍક્ટરોને સમજાવ્યા, કે ધમકી આપી જે હો તે, એ ખેલનો અંત લોકોના ઇચ્છા મુજબ લોકશાહી રીતે ભજવવાની કંપનીને ત્યાંની ત્યાં જ ફરજ પાડી.

સ્ટેજ પર ફરીથી મેનકા અને વિશ્વામિત્ર આવ્યાં. મેનકાએ બાળકની જવાબદારી સ્વીકારવાનો ઋષિને આગ્રહ કર્યો. લોકશાહી કે (કે રોગાશાહી) મુજબ ઋષિએ બાળકીનો સ્વીકાર કર્યો ઑડિયન્સને એ ધન્ય લાગી.

['સંસ્કૃતિ'માંથી]

# ગાંધીજીની ગીતાદૃષ્ટિ [બાપુના શબ્દોમાં] ——— તનસુખ ભટ્ટ

ગુજરાતી ભાષાનું મારું જ્ઞાન ઓછું હોવા છતાં તેની વાટે ગુજરાતીઓને મારી પાસે રહેલી જે કંઈ મૂડી હોય તે આપી જવાની મને હમેશા ભારે અભિલાષા રહેલી છે હું એમ ઇચ્છું ખરો કે અત્યારે ગંદા સાહિત્યનો ધોધ વહી રહ્યો છે, તેવે સમયે હિંદુધર્મમાં જે અદ્વિતીય ગ્રંથ ગણાય છે તેનો સરળ અનુવાદ ગુજરાતી પ્રજા પામે, ને તેમાંથી પેલા ધોધની સામે થવાની શક્તિ મેળવે

*

જેમને ગીતારૂપી ટેકાની આવશ્યકતા છે તેમને જ સારુ આ અનુવાદની કલ્પના છે મારું સંસ્કૃતનું જ્ઞાન અલ્પ, ગુજરાતીનું જ્ઞાન જરાય શાસ્ત્રીય નહીં. આ અનુવાદની પાછળ આડત્રીસ વર્ષના આચારના પ્રયત્નનો દાવો છે (ગાંધીજીના અવસાન સમયે છપ્પન વર્ષના પ્રયત્નનો દાવો ગણાય —ત. ભ)

*

ગીતાના કૃષ્ણ મૂર્તિમંત શુદ્ધ સંપૂર્ણ જ્ઞાન છે પણ કાલ્પનિક છે સંપૂર્ણાવતારનું પાછળથી થયેલું આરોપણ છે અવતાર એટલે શરીરધારી પુરુષવિશેષ જે પુરુષ પોતાના યુગમાં સૌથી શ્રેષ્ઠ ધર્મવાન છે તેને ભવિષ્યની પ્રજા અવતારરૂપે પૂજે છે આમાં મને કંઈ દોષ નથી લાગતો, એમાં નથી ઈશ્વરની મોટાઈને આઘાત, નથી એમાં સત્યને આઘાત એ વિચારશ્રેણીએ કૃષ્ણરૂપી સંપૂર્ણાવતાર આજે હિંદુધર્મમાં સામ્રાજ્ય ભોગવે છે

*

ઈશ્વરરૂપ થવાના પ્રયત્નનું નામ જ ખરો અને એકમાત્ર પુરુષાર્થ અને આ જ આત્મદર્શન આત્માર્થીને આત્મદર્શન કરવાનો એક અદ્વિતીય ઉપાય બતાવવાનો ગીતાનો આશય છે એ અદ્વિતીય ઉપાય છે કર્મફળત્યાગ આ મધ્યબિંદુની આસપાસ ગીતાની ગૂંથણી થઈ છે ભક્તિ, જ્ઞાન ઇત્યાદિ તેની આસપાસ તારામંડળરૂપે ગોઠવાઈ ગયાં છે, દેહ છે ત્યાં કર્મ તો છે જ ત્યારે કર્મબંધનમાંથી એટલે દોષસ્પર્શમાંથી કેમ છુટાય? ‘નિષ્કામ કર્મથી, યજ્ઞાર્થે કર્મ કરીને, કર્મફળ ત્યાગ કરીને, બધા કર્મો કૃષ્ણાર્પણ કરીને, એટલે જ મન, વચન કાયાને ઈશ્વરમાં હોમી દઈને ’

*

પણ નિષ્કામતા, કર્મફળત્યાગ, કહેવામાત્રથી નથી થતી. એ કેવળ બુદ્ધિનો પ્રયોગ નથી એ હૃદયમંથનથી જ ઉત્પન્ન થાય છે એ ત્યાગશક્તિ ઉત્પન્ન કરવાને સારુ જ્ઞાન જોઈએ. ભક્તિ વિનાનું જ્ઞાન વીફરે તેથી કહ્યું, ‘ભક્તિ કરો તો જ્ઞાન તો મળી જ રહેવાનું ’ પણ ભક્તિ એ ‘શીશ તણું સાટું ’ છે એટલે ગીતાની ભક્તિ તે વેવલાપણું નહીં, અંધશ્રદ્ધા નહીં

*

જે કોઈનો દ્વેષ નથી કરતો, જે કરુણાનો ભંડાર છે, જે અહંતા—મમતાથી મુક્ત છે, જેને સુખદુઃખ ટાઢતડકો સરખાં છે, જે ક્ષમાશીલ છે, જે સદાય સંતોષી છે, જેના નિશ્ચય કદી ફરતા નથી જેણે મન અને બુદ્ધિ ઈશ્વરને અર્પણ કર્યાં છે, જેનાથી લોકો ત્રાસતા નથી, જે લોકોનો ભય નથી રાખતો, જે હર્ષ, શોકભયાદિથી મુક્ત છે, જે પવિત્ર છે, જે કાર્યદક્ષ છે છતાં તટસ્થ છે, જે શુભાશુભનો ત્યાગ કરનારો છે, જે શત્રુમિત્ર પ્રત્યે સમભાવી છે, જેને માનઅપમાન સરખાં છે, જે સ્તુતિથી ફૂલાતો નથી નિંદાથી ગ્લાની પામતો નથી, જે મૌનધારી છે, જેને એકાન્ત પ્રિય છે, જે સ્થિરબુદ્ધિ છે, તે ભક્ત છે

*

જ્ઞાન પામવું ભક્ત થવું એ જ આત્મદર્શન આત્મદર્શન એ તેનાથી ભિન્ન વસ્તુ નથી

*

શારીરિક કે માનસિક ચેષ્ટામાત્ર કર્મ છે

ત્યારે કર્મ કરતો છતો મનુષ્ય બંધનમુક્ત કેમ રહે? ગીતા કહે છે: 'ફલાસક્તિ છોડો ને કર્મ કરો.' 'નિરાશી થાઓ ને કર્મ કરો.' 'નિષ્કામ થઈને કર્મ કરો.' એ ગીતાજીનો ન ભુલાય એવો ધ્વનિ છે. કર્મ છોડે તે પડે. કર્મ કરતો છતો તેનાં ફળ છોડે તે ચડે. ફલત્યાગ એટલે ફળને વિષે આસક્તિનો અભાવ ખરું જોતાં ફલત્યાગીને હજારગણું ફળ મળે છે. ગીતાના ફલ ત્યાગમાં તો અખૂટ શ્રદ્ધાની પરીક્ષા છે.

*

પરિણામનું ચિન્તવન કરનારની સ્થિતિ વિષયાન્ધના જેવી થઈ જાય છે, ને છેવટે તે વિષયીની જેમ સારા–સારનો, નીતિ–અનીતિનો વિવેક છોડી દે છે, તે ફળ મેળવવા સારુ ગમે તે સાધનનો ઉપયોગ કરે છે, ને તેને ધર્મ માને છે. ફલાસક્તિના આવા કડવા પરિણામોમાંથી ગીતાકારે અનાસક્તિનો એટલે કર્મફલત્યાગનો સિદ્ધાન્ત ઘટાવ્યો

*

સામાન્ય માન્યતા એવી હોય કે ધર્મ અને અર્થ વિરોધી વસ્તુ છે. મારી મતિ પ્રમાણે ગીતાકારે આ વહેમને દૂર કર્યો છે. તેણે મોક્ષ અને વ્યવહાર વચ્ચે આવો ભેદ રાખ્યો નથી. પણ વ્યવહારમા ધર્મને ઉતાર્યો છે. જે ધર્મ વ્યવહારમાં ન લાવી શકાય તે ધર્મ નથ એવી સૂચના ગીતામા છે એમ મને લાગ્યું છે.

*

જે કર્મ આસક્તિ વિના થઈ જ ન શકે એવાં હોય તે બધા ત્યાજ્ય છે. આવો સુવર્ણનિયમ મનુષ્યને અનેક ધર્મસંકટોમાથી બચાવે છે. આ અભિપ્રાય પ્રમાણે ખૂન, જૂઠું, વ્યભિચાર ઈત્યાદિ કર્મો સહેજે ત્યાજ્ય થઈ જાય છે. મનુષ્યજીવન સરળ થાય છે ને સરળતામાંથી શાન્તિ ઉદ્ભવે છે. ફલાસક્તિ વિના મનુષ્યને નથી અસત્ય બોલવાની લાલચ થતી, નથી હિંસા કરવાની. ગમે તે હિંસાનું કે અસત્યનું કાર્ય આપણે લઈએ તો એમ જણાશે કે તેની પાછળ પરિણામની ઇચ્છા રહેલી જ છે. પણ અહિંસાનું પ્રતિપાદન ગીતાનો વિષય નથી, ગીતાને તો અનાસક્તિનો સિદ્ધાંત બતાવવો હતો.

*

કવિ મહત્ત્વના સિદ્ધાન્તો જગતની આગળ મૂકે છે; તેથી તે હમેશાં પોતે આપેલા સિદ્ધાન્તોનું મહત્ત્વ સંપૂર્ણતાએ ઓળખે જ છે, અથવા ઓળખ્યા પછી બધું ભાષામાં મૂકી શકે છે, એમ નથી હોતું. એમા કાવ્યનો અને કવિનો મહિમા છે. કવિના અર્થનો અંત જ નથી.

*

જેમ મનુષ્યનો તેમ જ મહાવાક્યોના અર્થનો વિકાસ થયાં જ કરે છે ગીતાકારે પોતે મહાન રૂઢ શબ્દોના અર્થ વિસ્તાર્યા છે. ગીતાયુગ પૂર્વે કદાચ યજ્ઞમાં પશુહિંસા માન્ય ગણાતી હોય. ગીતાના યજ્ઞમાં તેની ગંધ સરખી એ નથી. યજ્ઞ એટલે મુખ્યપણે પરોપકારાર્થે શરીરનો ઉપયોગ. ગીતાના સંન્યાસના અર્થને વિષે તેમ જ છે. કર્મમાત્રનો ત્યાગ ગીતાના સંન્યાસને ભાવતો જ નથી ગીતાનો સંન્યાસી અતિ–કર્મી છે છતાં અતિ–અ–કર્મી છે. સત્ય અને અહિંસાના સંપૂર્ણ પાલન વિના સંપૂર્ણ કર્મફલત્યાગ મનુષ્યને વિષે અસંભવિત છે.

*

ગીતા સૂત્રગ્રંથ નથી. ગીતા એક મહાન ધર્મકાવ્ય છે. ગીતા વિધિનિષેધ બતાવનાર સંગ્રહ ગ્રંથ પણ નથી. નિષિદ્ધ માત્ર ફલાસક્તિ છે, વિહિત અનાસક્તિ છે, ગીતા બુદ્ધિગમ્ય નથી, એ હૃદયગમ્ય છે.

*

"જે તપસ્વી નથી, જે ભક્ત નથી, જે સાંભળવા ઇચ્છતો નથી, અને જે મારો દ્વેષ કરે છે તેને આ (જ્ઞાન) તું કદી ન કહેજે."

# જડતા ફેંકી દો, જાગ્રત થાઓ*

ગાંધીજી

આપણે મિલનો દળેલો લોટ ખાઈએ છીએ, અને ગામડાનો ગરીબ માણસ પણ માથે અધમણ અનાજનો બોજો મૂકીને નજીકમાં નજીકને સંચે દળાવવા જાય છે. તમને ખબર છે ખરી કે આપણે પુષ્કળ અનાજ પેદા કરીએ છીએ છતાં આપણે પરદેશથી ઘઉં મંગાવીએ છીએ અને ઓસ્ટ્રેલિયાથી આવેલો મેંદા જેવો લોટ ખાઈએ છીએ? આપણે હાથે દળેલો લોટ નથી ખાતા, અને ગામવાળા પણ બેવકૂફીથી આપણું અનુકરણ કરે છે. આમ આપણે ધનની ધૂળ બનાવીએ છીએ, અમૃતનું વિષ બનાવીએ છીએ, કેમ કે પૂર્ણ ઘઉંનો લોટ એ જ યોગ્ય ખોરાક છે. મિલના દળેલા લોટમાંથી એનો પ્રાણ-વિટામીન-ઊડી જાય છે, એટલું જ નહીં પણ એ નર્યું ઝેર બની જાય છે. પણ આપણે રોજે રોજ તાજો લોટ ખાવો જોઈએ તે દળી લેવાની મહેનત કરતા નથી, અને ઓછી પુષ્ટિકારક વસ્તુઓ માટે પૈસા આપીને બદલામાં માંદગી ખરીદીએ છીએ.

આ કંઈ અટપટું આર્થિક સત્ય નથી, એ આપણી નજર સામે રોજ બનતી હકીકત છે. એ જ પ્રમાણે ચોખા, ગોળ અને તેલનું છે. આપણે છડીને સત્વ કાઢી નાખેલા ચોખા ખાઈએ, ઓછા સત્વવાળી ખાંડ ખાઈએ, અને એને માટે વધારે સત્વવાળા ગોળ કરતા વધારે પૈસા આપીએ. આપણે ગામડાના ઘાંચીને પાયમાલ થવા દીધા છે, ને આપણે ભેગવાળાં તેલ ખાઈએ છીએ આપણે ગાયની પૂજા કરીએ છીએ, પણ એને ધીમે મોતે મારીએ છીએ. આપણે મધ ખાઈએ છીએ ને મધમાખીને મારી નાખીએ છીએ એને પરિણામે મધ એવી દુર્લભ વસ્તુ બની ગઈ છે કે એ માગ જેવા 'મહાત્મા'ને જ મળી શકે, અથવા વૈદ અનુપાન તરીકે બતાવે તો દર્દી વૈદ પાસેથી ખરીદે ત્યારે તેને મળે. જો આપણે મધમાખીના ઉછેરની સશાસ્ત્ર અને નિર્દોષ રીત શીખવાની તકલીફ લઈએ તો આપણને તે સોંઘું પડે, અને આપણાં બાળકોને જેટલા કાર્બોહાઈડ્રેટ જોઈએ તે બધા એમાંથી મળી રહે. આપણા બધા આહારમાં આપણે કૂચાને સત્વ માનવાની ભૂલ કરીએ છીએ, સત્વ-વાળા રંગીન ગોળને બદલે ધોળી ખાંડ ખાઈએ છીએ, સત્વવાળી આખા ઘઉંના લોટની રોટી મૂકીને ઝાખી મેંદાની રોટી ખાઈએ છીએ.

આપણે નિત્ય સ્નાન કરનારાઓની પ્રજા કહેવાઈએ છીએ. નિત્ય સ્નાન તો આપણે કરીએ જ છીએ, પણ એથી આપણને લાભ કશો થતો નથી. કેમ કે આપણે મેલા પાણીથી નાહીએ છીએ; આપણાં તળાવ અને નદીને આપણે મેલથી ગંદાં બનાવીએ છીએ અને એ પાણીને પીવા નહાવા માટે વાપરીએ છીએ. આપણે વકીલો, ડિગ્રીધારીઓ ને ડૉક્ટરો સ્વચ્છતાનાં મૂળ તત્ત્વો પણ શીખતા નથી. મળને ઠેકાણે પાડવાની સૌથી લાભકારક રીત હજુ આપણે શોધી કાઢી નથી, અને આપણે આપણી સુંદરી આરોગ્યદાયી જગાઓને રોગનાં ઉત્પત્તિસ્થાનો બનાવી મૂકીએ છીએ

મારી તમને વિનંતી છે કે જડતા ફેંકી દો. જાગ્રત થાઓ, આ પાયાની વસ્તુઓનો અભ્યાસ કરો, વધારે બુદ્ધિપૂર્વક જીવન ગાળો, અને ધૂળમાંથી ધન કેમ પેદા કરવું એ શીખો. મેં તમને કેટલાંક સાદાં સત્યો કહ્યાં છે. આપણે જો યુગોથી જામેલી જડતા ફેંકી દઈશું તો આપણને એ સત્યો તરત સમજાશે અને આપણે એનો અમલ કરીશું. પણ આપણે તો શરીરશ્રમનો ત્યાગ કર્યો છે તેથી આપણાં મગજને પણ હાનિ થઈ છે. એટલે આપણે ખોરાક અને રહેણીની અવિચારી રીતોને અનુસરીને સંતોષ માનીએ છીએ.

*'ગ્રામોદ્યોગ' તાલુકામાં બહાર પડેલ પુસ્તકમાંથી સાભાર, નવજીવન પ્રકાશન મંદિર: અમદાવાદ ૧૪ [illegible]

આપણે હવે જાગવું જોઈએ અને આપણાં શરીર ને મગજને વધારે સતેજ કરવાનો સંકલ્પ કરવો જોઈએ.

*

કોઈ પણ દેશને જો અમર્યાદિત પરદેશી હરીફાઈ વેઠવી પડે તો તેને ભૂખે મરવા વારો આવે; એટલે, જો પરદેશી ચાહે તો, તેમને ગુલામી પણ વહોરવી પડે. આને શાંતિમય પગ પેસારો કહે વાય છે. એક જ પગલું આગળ જઈને જોઈએ તો સમજાય કે, હાથે બનેલા ને યંત્રે બનેલા માલની બાબતમાં પણ એમ જ બને. આપણી આંખો સામે આ પ્રક્રિયા ચાલતી આપણે જોઈએ છીએ. નાની યંત્ર ઘંટીઓ હાથ-ઘંટીઓને, તેલની મિલો ઘાણીને, ચોખાની મિલો ખાંડણીઓને, ખાંડની મિલો ગોળના તાવડાને હાંકી કાઢે છે. આમ જે, ગામડાની મજૂરી યંત્રો પચાવી પાડતાં જાય છે તેનાથી ગ્રામવાસીઓ ગરીબ બનતા જાય છે અને પૈસાવાળા લોક વધુ પૈસાદાર થતા જાય છે. પૂરતો લાંબો સમય જો આ પ્રક્રિયા ચાલતી રહે તો કશા બીજા પ્રયત્ન વિના ગામડાંનો નાશ થઈ રહેશે. ગામડાંનો નાશ કરવાની આથી વધારે યુક્તિબાજ અથવા કાયદેમંદ પદ્ધતિ કોઈ ચંગીસખાન પણ ખોળી શકે? અને આ બધામાં સાચી મોકાણ તો એ છે કે, ગ્રામવાસીઓ જાતે, અજાણપણે છતાં ચોકસ, પોતાના જ નાશના આ કાર્યમાં ભાગ લઈ રહ્યા છે. અને વાચક જાણે કે, આ દુઃખકથામાં અધૂરામાં પૂરું, ખેતી પણ લાભદાયી થતી મટી છે. કેટલાક પાકમાં તો ખેડૂતને બિચારાનું ખર્ચ પણ નથી મળી રહેતું.


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા .................................................... ૧૨ ઑગસ્ટ ૧૯૬૦



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ - ૧ ૨.૩ દરેકના .... | ૦-૫૦ |
| ગાંધી-ગુરૂ .... | ૧-૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧-૨૫ |
| અલ્લાહના બંદાઓ .. | ૦-૩૭ |
| મરતીની પળોમાં ... | ૦-૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦-૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા ... | ૦-૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | (છપાય છે) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા .... | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ,, |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા ... | ,, |
| આવા હતા બાપુ—૪ .... | ,, |



જમનાજીને જળતટે, કદંબતરુને તીર;
ઝાંખી દેજે જાદવા, જનમજનમના વીર

*

રાગદ્વેષનાં પડળથી, અંધાં છે મમ નેન;
આંજણ અમરત આંજવા, આરા આવો *શેણ.

*

હું જાણું ભગતી કરું, મન માયા તલખે;
રામૈયો રીઝાય શેં, વાણી કે વલખે?

*

આઝી મેં જુગતિ કરી, તુજ દરશનને કાજ,
હાવ હવે હેઠા પડ્યા, ચરણ પરે મારાજ.

(*શેણ=સ્નેહી)

તનસુખ ભટ્ટ

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાળ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧–૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના બા વાડી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શ આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ—આ બધા તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે: તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામા અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે. આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવના પ્રધાન સાહિત્યસરિતાના નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવ સમાજને ચખાડવામા આવે છે એ આપણું સદ્ભાગ્ય છે મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઈબહેનો તેનો લાભ લે.

—'પુસ્તકાલય' મે, ૧૯૫૮

કિંમત ૧ રૂ ટપાલ ખર્ચ માફ

રૂપાયતન પ્રકાશન : જૂનાગઢ

# આરાગામ્

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨ – સપ્ટેમ્બર – ૧૯૬૦ ] અંક ૭મો

જેણે રામને પોતાના હૃદયમાં સ્થાપ્યો છે તેને બીજી કોઈ મદદની, બીજા કોઈ ઓજારની જરૂર રહેતી નથી. —બાપુ



ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક

## ૧. સત્ય

સામાન્ય વહેવારમાં અસત્ય ન બોલવું કે ન આચરવું એટલો જ સત્યનો અર્થ નથી. પણ સત્ય એ જ પરમેશ્વર છે ને તે સિવાય બીજું કશું નથી. એ સત્યની શોધ અને પૂજાને અંગે જ બીજા બધા નિયમોની આવશ્યકતા રહે છે, અને તેમાંથી જ તેમની ઉત્પત્તિ છે. આ સત્યના ઉપાસક પોતે કલ્પેલા દેશહિતને સારુ પણ અસત્ય નહીં બોલે, નહીં આચરે. સત્યને અર્થે તે પ્રહ્‌લાદનીજેમ માતાપિતાદિ વડીલોની આજ્ઞાનો પણ વિનયપૂર્વક ભંગ કરવામાં ધર્મ સમજે.

## ૨. અહિંસા

પ્રાણીઓનો વધ ન કરવો એટલું જ આ વ્રતના પાલનને સારુ બસ નથી. અહિંસા એટલે સૂક્ષ્મ જંતુઓથી માંડીને મનુષ્ય સુધી બધા જીવો પ્રત્યે સમભાવ. એ વ્રતોનો પાલક ઘોર અન્યાય કરનાર પ્રત્યે પણ ક્રોધ ન કરે, પણ તેના ઉપર પ્રેમભાવ રાખે, તેનું હિત ઇચ્છે ને કરે. પણ પ્રેમ કરતો છતો અન્યાયીના અન્યાયને વશ ન થાય, અન્યાયનો વિરોધ કરે ને તેમ કરતા તે જે કષ્ટ આપે તે ધીરજપૂર્વક અને અન્યાયીનો દ્વેષ કર્યા વિના સહન કરે.

## ૩. બ્રહ્મચર્ય

બ્રહ્મચર્યના પાલન વિના ઉપરના વ્રતોનું પાલન અશક્ય છે. બ્રહ્મચારી કોઇ સ્ત્રી કે પુરુષ ઉપર કુદૃષ્ટિ ન કરે એટલુ જ બસ નથી, પણ મનથી યે વિષયોનું ચિંતન કે સેવન નહીં કરે. અને વિવાહિત હોય તો પોતાની સ્ત્રી કે પોતાના પતિની સાથે પણ વિષયભોગ નહીં કરે, પણ તેને મિત્ર સમજી તેની સાથે નિર્મળ સંબંધ રાખશે. પોતાની કે બીજી સ્ત્રીનો કે પોતાના પતિનો કે બીજા પુરુષનો વિકારમય સ્પર્શ અથવા તેની સાથે વિકારમય ભાષણ કે બીજી વિકારમય ચેષ્ટા તે પણ સ્થૂળ બ્રહ્મચર્યનો ભંગ છે. પુરુષ પુરુષ વચ્ચે કે સ્ત્રી સ્ત્રી વચ્ચે કે બંનેની કોઈ વસ્તુ વિષે વિકારમય ચેષ્ટા પણ સ્થૂળ બ્રહ્મચર્યનો ભંગ છે.

## ૪. અસ્વાદ

મનુષ્ય જ્યાં લગી જીભના રસોને જીતે નહીં ત્યાં લગી બ્રહ્મચર્યનું પાલન અતિ કઠણ છે એવો અનુભવ હોવાથી અસ્વાદને નોખું વ્રત ગણવામાં આવ્યું છે. ભોજન કેવળ શરીરયાત્રાને જ અર્થે હોય; ભોગને અર્થે કદી નહીં. તેથી તે ઔષધિ સમજી સંયમપૂર્વક લેવાની જરૂર છે. આ વ્રતનું પાલન કરનાર વિકાર ઉત્પન્ન કરે એવા મસાલા વગેરેનો ત્યાગ કરે. માંસાહાર, મદ્યપાન, તમાકુ, ભાંગ ઈત્યાદિનો આશ્રમમાં નિષેધ છે. આ વ્રતમાં સ્વાદને અર્થે ઉજાણીનો કે ભોજનના આગ્રહનો નિષેધ છે.

## ૫. અસ્તેય

બીજાની વસ્તુ તેની રજા વિના ન લેવી એટલું જ આ વ્રતના પાલનને સારુ બસ નથી. જે વસ્તુ જે ઉપયોગને સારુ આપણને મળી હોય તેનાથી તેનો બીજો ઉપયોગ કરવો કે જે મુદતને સારુ મળી હોય તેના કરતા વધારે મુદત લગી ઉપયોગ કરવો તે પણ ચોરી છે. આ વ્રતના મૂળમાં સૂક્ષ્મ સત્ય તો એ રહ્યું છે કે પરમાત્મા પ્રાણીઓને સારુ નિત્યની આવશ્યક વસ્તુ જ નિત્ય ઉત્પન્ન કરે છે અને આપે છે. તેનાથી વધારે મુદ્દલ ઉત્પન્ન કરતો નથી. તેથી પોતાની ઓછામાં ઓછી આવશ્યકતા ઉપરાંત જે કંઈ પણ મનુષ્ય લે છે તે ચોરી કરે છે.

## ૬. અપરિગ્રહ

અપરિગ્રહ અસ્તેયના પેટામાં જ રહેલું છે. અનાવશ્યક વસ્તુ જેમ લેવાય નહીં તેમ તેનો સંગ્રહ પણ ન થાય. તેથી જે ખોરાક કે રાચરચીલાની જરૂર નથી તેનો સંગ્રહ તે આ વ્રતનો ભંગ છે. જેને ખુરશી વિના ચાલે તે ખુરશી ન રાખે. અપરિગ્રહી પોતાનું જીવન નિત્ય સાદું કરતો જાય.

### ૭. જાતમહેનત

અસ્તેય અને અપરિગ્રહના પાલનને સારુ જાતમહેનતનો નિયમ આવશ્યક છે. વળી મનુષ્ય માત્ર શરીરનિર્વાહ શારીરિક મહેનતથી કરે તો જ તે સમાજના અને પોતાના દ્રોહમાંથી બચી શકે. જેનું અંગ ચાલી શકે છે ને જેને સમજણ આવી છે તેવાં સ્ત્રીપુરુષે પોતાનું બધું નિત્યકામ જે પોતે આટોપવા યોગ્ય હોય તે આટોપી લેવું જોઈએ, અને બીજાની સેવા વિના કારણ ન લેવી જોઈએ. પણ બાળકોની, બીજા અપંગ લોકોની અને વૃદ્ધ સ્ત્રીપુરુષોની સેવા પ્રાપ્ત થાય ત્યારે તે કરવાનો સામાજિક જવાબદારી સમજનાર પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

આ આદર્શને અવલંબીને આશ્રમમાં મજૂરો અનિવાર્ય હોય ત્યાં જ રાખવામાં આવે છે ને શેઠચાકરનો વહેવાર નથી રાખવામાં આવતો.

### ૮. સ્વદેશી

મનુષ્ય સર્વશક્તિમાન પ્રાણી નથી, તેથી તે પોતાના પડોશીની સેવા કરવામાં જગતની સેવા કરે છે. આ ભાવનાનું નામ સ્વદેશી છે, પોતાની નજીકનાંની સેવા છોડીને દૂરનાની સેવા કરવા કે લેવા ધાય તે સ્વદેશીનો ભંગ કરે છે. આ ભાવનાના પોષણથી સંસાર સુવ્યવસ્થિત રહી શકે. તેના ભંગમાં અવ્યવસ્થા રહેલી છે. આ નિયમને આધારે બનતાં લગી આપણે આપણી પડોશની દુકાન સાથે વ્યવહાર રાખીએ; દેશમાં જે વસ્તુ થતી હોય કે સહેજે થઈ શકતી હોય તે વસ્તુ આપણે પરદેશથી ન લાવીએ. સ્વદેશીમાં સ્વાર્થને સ્થાન નથી. પોતે કુટુંબના, કુટુંબ શહેરના, શહેર દેશના, ને દેશ જગતના કલ્યાણાર્થે હોમાય.

### ૯. અભય

સત્ય, અહિંસા ઇત્યાદિ વ્રતોનું પાલન નિર્ભયતા વિના અસંભવિત છે અને હાલ સર્વત્ર ભય વ્યાપી રહ્યો છે ત્યાં નિર્ભયતાનું ચિંતન ને તેની કેળવણી અત્યંત આવશ્યક હોવાથી તેને વ્રતોમાં સ્થાન અપાયું છે. જે સત્યપરાયણ રહેવા માગે તે ન નાતજાતથી ડરે, ન સરકારથી ડરે, ન ચોરથી ડરે, ન ગરીબાઈથી ડરે, ન મોતથી ડરે.

### ૧૦. અસ્પૃશ્યતાનિવારણ

હિંદુધર્મમાં અસ્પૃશ્યતાની રૂઢિએ જડ ઘાલી છે. તેમાં ધર્મ નથી પણ અધર્મ છે, એવી માન્યતા હોવાને લીધે અસ્પૃશ્યતાનિવારણને નિયમમાં સ્થાન આપ્યું છે. અસ્પૃશ્ય ગણાતાંને સારુ બીજી જાતિઓના જેટલું જ આશ્રમમાં સ્થાન છે.

આશ્રમ જાતિભેદને માનતું નથી. જાતિભેદથી હિંદુધર્મને નુકસાન થયું છે એવી માન્યતા છે. તેમાં રહેલી ઊંચનીચની અને આભડછેટની ભાવના અહિંસાધર્મની ઘાતક છે. આશ્રમ વર્ણાશ્રમધર્મને માને છે તેમાંની વર્ણવ્યવસ્થા કેવળ ધંધાને આધીન છે એમ જણાય છે. તેથી વર્ણનીતિનું પાલન કરનાર માબાપના ધંધામાંથી આજીવિકા પેદા કરી બાકીનો સમય શુદ્ધ જ્ઞાન લેવામાં અને વધારવામાં વાપરે. સ્મૃતિઓમાં રહેલી આશ્રમવ્યવસ્થા જગતનું હિત કરનારી છે. પણ વર્ણાશ્રમધર્મ માન્ય હોવા છતાં આશ્રમનું જીવન ગીતામાન્ય વ્યાપક ને ભાવનાપ્રધાન સંન્યાસના આદર્શને આગળ રાખી રચાયેલું હોવાથી આશ્રમમાં વર્ણભેદને અવકાશ નથી.

### ૧૧. સહિષ્ણુતા

આશ્રમની એવી માન્યતા છે કે જગતમાં પ્રચલિત પ્રખ્યાત ધર્મો સત્યને વ્યક્ત કરનાર છે, પણ તે બધા અપૂર્ણ મનુષ્ય દ્વારા વ્યક્ત થયેલા હોઈ બધામાં અપૂર્ણતાનું અથવા અસત્યનું મિશ્રણ થયું છે. તેથી જેવું આપણને આપણા ધર્મ વિષે માન હોય તેટલું જ માન આપણે બીજાના ધર્મ પ્રત્યે રાખવું ઘટે. આવી સહિષ્ણુતા હોય ત્યાં એકબીજાના ધર્મનો વિરોધ નથી સંભવતો, નથી પરધર્મીને પોતાના ધર્મમાં લાવવાનો પ્રયત્ન સંભવતો; પણ બધા ધર્મમાં રહેલા દોષો દૂર થાય એવી જ પ્રાર્થના ને એવી જ ભાવના નિત્ય પોષવી ઘટે છે.

37

સખી રી મૈં તો ગિરધર કે રંગ રાતી ॥
પંચરંગ મેરા ચોલા રંગ દે, મૈં ઝુરમુટ ખેલન જાતી ।
ઝુરમુટ મેં મેરા સાંઈ મિલેગા, ખોલ અડંબર પાતી ॥
ચંદા જાયગા, સૂરજ જાયગા, જાયગા ધરણ આકાસી ।
પવન પાણી દોનોં હી જાયેંગે, અટલ રહે અવિનાશી ॥
સુરત નિરત કા દિવલા સંજોલે, મનસા કી કર બાતી ।
પ્રેમ હટિકા તેલ બના લે, જગા કરે દિન રાતી ॥
જિનકે પિય પરદેશ બસત હૈં લિખિ લિખિ ભેજે પાતી ।
મેરે પિય મો માંહિ બસત હૈં, કહૂં ન આતી જાતી ॥
પીહર બસૂં ન બસૂં સાસ ઘર, સત ગુરુ શબ્દ સંગાતી ।
ન ઘર મેરા ન ઘર તેરા મીરા હરિ રંગ રાતી ॥

હે સખી, આમિ ત પ્રિયતમેર રંગે નિજેકે રંગાઈ આછિ। પંચરંગે આમાર ચેલી રંગાઇયાછિ, આમિ ઝુરમુટ ખેલિતે જાઇતેછિ। ઝુરમુટ ખેલાય આમાર સ્વામીકે પાઇબ, ખોલ ડમરૂ બાજીબે। ચંદ્ર જાઇબે, સૂર્ય જાઇબે, এ ধরণી, এ আকাশ সকলই জাইবে; পবন জল દুઈ જાઇબે, થાકિબેન શુધુ અવિનશ્વર સ્વામી। નિત્ય સ્મરણ કે દીપ કરિયા લઇ, મન હઇબે બાતિ, પ્રેમકે કરિયા લઇ તૈલ, સે પ્રદીપ દિનરાત જલિબે।

જાહાદેર પ્રિય બિદેશે થાકે તાહારા પત્ર લિખિયા પાઠાઇબા દેય, આમાર પિય આમારઇ અંતરે વાસ કરેન, આમાકે કોથાઓ જાઇતે હય ના! આમિ આમાર બાપેર બાડિતે ઓ થાકિ ના, શ્વશુરેર ઘરે ઓ થાકીના, આમાર સદ્ગુરુર જે ઉપદેશ તાહાઈ આમાર બંધુ!

સખિ આમાર ઓ ઘર નાઈ, તોમાર ઓ ઘર નાઈ। મીરા હરિર રંગેઈ રંગિયા આ છે।

'સખી મારી, પિયુ મારાનો રંગ મને ચડ્યો છે. અને પંચરંગે મારી ચોળી રંગી ઝૂમઝૂમ રમવા જાઉં છું. રમતાં રમતાં મારા નાથનો મને ભેટો થશે. વળી ઢોલડમરૂની એવી તો રમઝટ જામશે કે જેનાથી ચાંદો, સૂરજ અને વળી ધરતી, આકાશ, જળ અને વાયુ બધાં જ વિખેરાઈ જશે. રહેશે માત્ર એક અચળ મારો અવિનાશી સ્વામી. એના નિત્ય સ્મરણનો દીવડો બનાવીશ. મનની વાટ બનાવીશ. તેલ તો મારા પ્રેમની લાગણીનું જ રહેશે. એવો એ મારો દીપક, એ મારો દીવડો રાતદિવસ અખંડ બળતો રહેશે. બળતો રાખીશ.

જો તો વળી, જેમના પ્રિયજનો પરદેશ વસતા હોય છે તેવાંને પત્ર લખવાં પડે. મારે તો મારો વહાલો મારા હૈયામાં જ વસતો હોય ત્યાં મારે કશી જ પંચાત કરવી પડે નહિ. એને (વહાલાને) ઢૂંઢવા ય જવો ના પડે! હું નથી રહેતી પિયરિયે કે નથી રહેતી સાસરીએ. સદ્ગુરુ જ મારો એવો છે કે જેનો ઉપદેશ એ જ મારો નિત્ય-સંગાથી થઈ પડે છે એ જ મારો જનેતા ચીરો મને તો લાગે છે.

હેં હેં સખિ! જો તો કેવી મજા! નથી તારે ઘર! નથી મારે ઘર! અને પાછી મીરા તો શ્યામ-ના રંગે એવી રંગાએલી રહી છે કે બીજો કોઈ રંગ એને ચડતો નથી.'

*

38

મેરે તો એક રામ નામ દૂસરા ન કોઈ ॥
દૂસરા ન કોઈ સાધો, સકલ લોક જોઈ ।
ભાઈ છોડ્યા બન્ધુ છોડ્યા છોડ્યા સગા સોઈ ।
સાધુ સંગ બૈઠ બૈઠ લોક લાજ ખોઈ ॥
ભગત દેખ રાજી હુઈ જગત દેખ રોઈ ।
પ્રેમ નીર સીંચ સીંચ બિષ બેલ બોઈ ।
દધિ મથ ઘૃત કાઢ લિયો ડાર દઈ છોઈ ॥
રાણા વિષકો પ્યાલો ભેજ્યો પીય મગન હોઈ ।
અબતો બાત ફૈલ પડી જાણે સબ કોઈ ।
મીરા રામ લગન લગી, હોણી હોય સો હોઈ ॥

આમાય આ છે શુધુ રામ નામ, આર તો કિછુઇ આમાર નાઈ. એઈ વિપુલ વિશ્વે આર કાહાકે ઓ તો દિખને પાઈ ના

ભાઈ છાડિલામ, પ્રિય કે છાડિલામ, આત્મીય સ્વજનકે આમિ ત્યાગ કરિલામ; (તોમારઈ જન્ય) લોક લજ્જા ત્યાગ કરિયા સાધૂ સંગે દિન કાટાઇતે છિ. ભક્તિ દેખિયા જગત્ ચોખેર જલે મુગ્ધ હઇન પ્રેમ નીર સેચન કરિયા કરિયા વિષ ધુઇયા દૂર કરિલામ. દધિ મથન કરિયા આમિ ધૃત આહરણ કરિયા આર સબ ફેલિયા દિયાછિ. રાણા વિષેર પાત્ર પાઠાઇયેન, આમિ પ્રેમે મગ્ન હઇયા પાન કરિલામ એખન તો સકલ કથા કિંકઈ હઇન, સકલેઇ બૂઝિન મીરા રામાનુરાગિણી, હઇયા છે, જાહા હઈબાર તાહા હઇયા છે.

'બસ રામનામ એ જ મારું સર્વસ્વ છે બાકી બધું ય ફોગટ છે. આ વિશાળ જગતમા કોઇને ય મારું લેખતી નથી.

'ભાઈ છોડયો, પરણ્યો છોડયો, સગા છોડયા, સંબંધીઓ છોડયા અને હવે તો લોકલાજને ય નેવે મૂકી દીધી, (તારે કાજે) સાધુઓનો સંગ કરી તેમના સહવાસમાં દિવસ વિતાવું છું ભક્ત જનોને જોઇને રાચું છું. જગતની આ ગપંપાળથી ત્રાસું છું. પ્રેમજલે જીવનનાં વિષ ધોતી ફરું છું દહીંને વલોવી તેમાથી ઘી ઘી તારવી લઉં છું; છાશ ઉકરડે ઢોળી દઉં છું. રાણાજી વિષનો કટોરો મોકલે છે તે પીને ઓર મગ્ન થાઉં છુ

'હવે આ મારી વાત જગતથી છાની રહી નથી સૌ કોઈ જાણી ગયું છે મીરાંને રામની લગની ખરેખરની લાગી છે. બનવાનું જે નિર્મિત હતું તે બની ગયું છે'

*

૨૯

મ્હારો જનમ મરણ કો સાથી
થાંને નહિં વિસરૂં દિન રાતી ॥
તુમ દેખ્યો બિન કલ ન પડત હૈ,
જાનત મેરી છાતી ॥

ઊંચી ચઢ ચઢ પંથ નિહારૂં,
રોય રોય અંખિયા રાતી ॥
યો સંસાર સકલ જગ ઝૂંઠો,
ઝૂંઠા કુલ રા નાતી ॥
દોઉ કર જોડયાં અરજ કરત હૂં,
સુણ લીજ્યો મેરી બાતી ॥
મીરા કે પ્રભુ ગિરધર નાગર,
હરિચરણાં ચિત રાતી ।
પલ પલ તેરા રૂપ નિહારૂં
નિરખ નિરખ સુખ પાતી ॥

આમાર જન્મ મરણેર સાથી તોમાકે આમિ દિન રાત્રિ ભુલિબ ના. આમાર હૃદય જાને જે તોમાકે ના દેખિને સમય કાટે ના ઉચ્ચે (પાસાદ શિખરે) ઊઠિયા તોમાર પથ ચાહિયા દેખિ; કાંદિયા કાંદિયા આમાર આખિ જે લાલ હઇયા ઊઠિયા છે.

એ જગત સંસાર સકલઇ મિથ્યા, કુલ મિથ્યા આત્મીય સ્વજન સકલઇ મિથ્યા. દુઈ કર જુડિયા બિનતી કરિતેછિ, આમાર કથા શોન. હે મીરાર પ્રભુ પ્રિયતમ ગિરિધર, તોમાર ચરણે આમાર ચિત્ત અનુરક્ત હઇયા છે, અનુક્ષણ તોમાર રૂપ દેખિતે છિ, દેખિયા જે આમિ આમિ આનંદ પાઇતે છિ

'હે પ્રાણ, મારા જન્મમરણનો સાથી તું. તને રાતદિવસ ઝંખતી રહું છું તારાં દર્શન વિના મારા દહાડા કેવા કપરા જાય છે તે તો મારું મન જ જાણે છે તારાં દર્શનને કાજે તો હું મહેલની ટોચે ચડીને તારો માર્ગ ટીકતી રહું છું. રોઈ રોઈને મારી આ આંખો લાલ હીંગળોક જેવી થઈ જાય છે. મારે મન આ જગત્-સંસાર મિથ્યા છે. જાત કુળ મિથ્યા છે સગાસંબંધી મિથ્યા છે હે મારા નાથ, હાથ જોડીને પાયે લાગું છું મારી વિનંતી કાને ધરો

'મીરાંના પ્રિયતમ હે ગિરિધર, મારું આ ચિતડું તારા ચરણોનું એટલું બધુ અનુરાગી બન્યુ છે કે હરેક ક્ષણે તારું સ્વરૂપ મારા હૃદય

ચક્ષુ સામે ખડું થાય છે અને તેનાં દર્શનનો આનંદ હું સતત લૂંટતી રહું છું.:

*

૪૦

ચિત નન્દન આગે નાચૂંગી ॥
નાચ નાચ પિયતમ રિઝાઉં,
 પ્રેમી જન કો જાચુંગી ॥
પ્રેમ પ્રીત કા બાંધ ઘુંઘરા,
 સુરત કી કછની કાછુંગી ॥
લોક લાજ કુલ કી મરજાદા,
 યા મૈં એક ન રાખુંગી ॥
પિયા કે પલંગા, જા પોઢુંગી,
 મીરા હરિ રંગ રાચુંગી ॥

આમિ હૃદયાનંદર સન્મુખે નાચિબ. નાચિયા નાચિયા આમિ પ્રિયતમકે આનંદ દિબ, આ તાંહાર પ્રેમ ભિક્ષા કરિબ.

પ્રેમ પ્રીતિર નુપૂર બાંધિયા, સુરથેર બસન પરિબ.

લોકલજ્જા કુલેર મર્યાદા, આમિ તાહાર એકટીઓ રાખિબ ના, પ્રિયતમેર શય્યા તલે આસન લઈબ. મીરા હરિર રંગ કીર્તન કરીબે.

'મારા ચિત્તને બહેલાવનાર મારા હૃદય-નંદની મૂર્તિ મારી સામે ખડી કરીને હું તો નાચીશ. નાચી નાચીને મારા પ્રીતમ પ્યારાને રીઝવીશ. પછી એની પ્રેમ ભિક્ષા માગીશ. નાચતી વખતે પગમાં પ્રેમઝાંઝરીઓ પહેરીશ. અને સારાં સારાં વસ્ત્રો પરિધાન કરીશ. લોકલાજ, કુળમર્યાદા જેવું કશું જ બંધન રાખીશ નહિ. બસ પ્રિયતમની શય્યા પાસે બેસીને હરિના નામનું રંગકિર્તન કરીશ.'

*

૪૧

જ્યું અમલી કે અમલ અધીરા,
 યૂઁ રમૈયા પ્રાણ હમારા ॥
કોઇ નિંદૈ વંદૈ દુખ પાવૈ,
 મીરાં તો રમૈયા ભાવૈ ॥

મદ્યપેર કાછે મદ જેમન પ્રિય પ્રિયતમ તેમની આમાર પ્રિય, તિનિ આમાર પ્રાણ! કેહ નિન્દા করে. કેહ વા વન્દના করে કેહ વા (આમી તાહાકે ભાલબાસી બલિયા) દુઃખ પાય કિન્તુ આમાર પ્રિયતમ આમાકે મુગ્ધ કરિયાછેન.

શરાબીને શરાબ વહાલો. મને વહાલો મારો પ્રિયતમ પ્રાણ. કોઈ નિન્દા કરે, કોઈ વળી વંદન કરે, સ્તુતિ ગાન ગાય. કોઈ વળી એવું ય હશે કે જેને મારા ઉપરની અદેખાઈનું માર્યું દુઃખ થતું હશે! ભલે જે થતું હોય તે થાય પણ હું તો મારા પ્રીતમમાં મુગ્ધ થઈને વારી જાઉં છું. મને મારો એ પ્રિયતમ ખૂબ જ ગમે છે.

☆

એક પિતાએ પોતાના ત્રણ છોકરાઓમાં એકને એક સોનામહોર આપી, બીજાને દસ સોનામહોર આપી અને ત્રીજા દીકરાને સો સોનામહોર આપી. આ ત્રણે દીકરાઓએ સોનામહોરની જુદી જુદી વ્યવસ્થા કરી. એક સોનામહોરવાળાએ સોનામહોરનો ઉપયોગ કરીને તેમાંથી દસ સોનામહોર પ્રાપ્ત કરી બીજાએ પણ સોનામહોરનો ઉપયોગ કરીને તેને વધારી; પણ જેને સૌથી વધારે સોનામહોરો મળી હતી તેણે તો સોનામહોરોને કોઈ ચોરી ન જાય તેમ જમીનમાં ખાડો કરીને દાટી દીધી. જ્યારે પિતાએ તે સોનામહોરો પાછી માગી ત્યારે પહેલાએ દસ સોનામહોરો આપી, બીજાએ પણ તેને આપેલી દસ સોનામહોરોને વધારીને પાછી આપી પણ ત્રીજાએ તો તેને આપેલી સોની સો સોનામહોરો આગળ ધરી: 'લો, આ સો યે સો સોનામહોર; મેં તેને સાચવી રાખી હતી.'

પિતાએ કહ્યું 'મેં તને સૌથી વધારે આપ્યું એટલે તારે સૌથી વધારે વળતર આપવું જોઈતું હતું.'

તેમ આપણને ઈશ્વર જે કાંઈ બુદ્ધિ–શક્તિ આપે તેને સમાજ–સેવામાં વાપરીને તેનું વધારે વળતર આપવું જોઈએ. ઈશુએ તેના શિષ્યોને કહ્યું હતું: 'મેં તો થોડા ચમત્કારો કર્યા છે પણ તમે મારા કરતાં વધારે કરી બતાવજો.'

['કોડિયું']

## ઈશ્વર સત્યમય છે — યોગેશ્વર

ગાંધીજી પોતાના જીવનમાં સત્યની ઉપાસના ડગલે ને પગલે કરતા. તેમનું આખું જીવન સત્યમય હતું. અથવા એમ કહો કે સત્ય તેમના જીવનમાં તાણા ને વાણાની પેઠે વણાઈ ગયું હતું. સત્યને તથા સત્યમય જીવનને તે બહુ જ મહત્વનું માનતા, એ વાતની પ્રતીતિ તેમના જીવનના કેટલાય પ્રસંગો પરથી સહેજે થઇ રહે છે. સત્ય પ્રત્યેના એ પરમપ્રેમથી પ્રેરાઈને જ પોતાની આત્મકથાને તેમણે બીજું કોઈ નામ આપવાને બદલે સત્યના પ્રયોગો એવું ભાવવાહી ને સાર્થ નામ આપેલું.

તે કહેતા કે મારે મન સત્ય એ જ ઈશ્વર છે ને સત્યથી જુદા કોઈ બીજા ઈશ્વરને હું જાણતો નથી. તેમનું એ કથન અનુભવના પરમ નીચોડરૂપ તથા ઉત્તમોત્તમ આધ્યાત્મિક રહસ્યથી ભરપુર હતું ને છે તેની ના નહિ. પરંતુ બહુ ઓછા માણસો તેના મર્મને સારી પેઠે સમજે છે એ પણ એટલું જ સાચું છે. એટલે તે વિશે થોડોઘણો વિચાર કરીએ તો તે અસ્થાને નહિ ગણાય, ને વત્તેઓછે અંશે ઉપયોગી પણ થઈ શકશે.

મોટા ભાગના માણસો એમ માનતા લાગે છે કે સત્ય ને ઈશ્વર એક છે એમ કહીને ગાંધીજીએ સદા સાચું બોલવાનું કહ્યું છે તથા સાચું બોલે તેણે ઈશ્વરને ઓળખી લીધા એમ માન્યું છે. પણ તે માન્યતા બરાબર નથી. એટલે કે અધૂરી છે. ગાંધીજીએ સાચું બોલવાનો ઉપદેશ અવશ્ય આપ્યો છે, ને તેથી ઈશ્વરને ઓળખી શકાય છે તથા ઈશ્વરને ઓળખવામાં મદદ મળે છે એમ પણ કહ્યું છે, પરંતુ સાચું બોલવું ને ઈશ્વરને ઓળખવું બંને એક છે એવું નથી કહ્યું. જો તેમનું કહેવું ને માનવું ખરેખર એવું જ હોત તો તે કદી એમ ના કહેત કે મારાં બધાં કર્મો ઈશ્વરના સાક્ષાત્કારને માટે છે. કેમકે તે જીવનમાં બહુ પહેલેથી, જીવનના લગભગ પ્રારંભકાળથી જ સાચું બોલતા હતા. એટલે ઈશ્વરના સાક્ષાત્કારને માટે તેમને કોઈ પ્રયાસ ના કરવો પડત.

તો પછી સત્ય ને ઈશ્વર એક જ છે, અથવા તો ઈશ્વર સત્યમય છે, એવા એમના કથનનો સાચો સાર કે અર્થ શો હોઈ શકે? એ વિશે વિચાર કરી લઈએ.

આપણે જાણીએ છીએ કે સંસારના સઘળા પદાર્થો પરિવર્તનશીલ છે. એકસરખા સ્વરૂપમાં તથા અમુક એક જ અવસ્થામાં તે કાયમને માટે નથી રહેતા. અથવા કહો કે નથી રહી શકતા. કુદરતનો કાનૂન જ એવો છે કે આ સંસારમાં સતત ફેરફાર થયા જ કરે છે. જે જન્મે છે તે વધે છે, ઘટે છે, વિકાર કે વિકૃતિને વશ થાય છે, ને છેવટે શાંત કે અદૃશ્ય અથવા ક્ષીણ થાય છે, કે મૃત્યુ પામે છે. આરંભ ને અંતનું એ ચક્ર સંસારમાં અવિરત રીતે ચાલ્યા જ કરે છે. માટે જ સંસારના બધા પદાર્થોને ક્ષણભંગુર કહેવામાં આવે છે.

પરંતુ સંતો ને જ્ઞાનીઓ કહે છે કે બહારથી ક્ષણભંગુર પરિવર્તનશીલ કે નાશવંત દેખાતા આ સંસારમાં કે સંસારના સઘળા પદાર્થોમાં એક અવિનાશી, અમર ને અપરિવર્તનશીલ તત્ત્વ વસી રહ્યું છે; એક કાયમી ચેતના કે શક્તિ રમી રહી છે, ને તે તત્ત્વ કે શક્તિને લીધે જ પદાર્થો પ્રકટે છે અથવા અસ્તિત્વમાં આવે છે ને જીવન મેળવે છે. તેને આત્મા, પરમાત્મા, બ્રહ્મ કે ઈશ્વર પણ કહેવામાં આવે છે.

તેનો કોઈ કાળે કે ઉપાયે નાશ નથી થઈ શકતો. બહારનું શરીર કે માળખું બદલાય છે પણ તે તો એવું જ એકસરખું રહે છે. તે કદી પણ મિથ્યા થઈ શકતું નથી. માટે જ તેને પરમસત્ય પણ કહેવામાં આવે છે. સંસારના પદાર્થો અસત્ય જેવા છે. તે આજે છે ને કાલે નથી. પણ એ તત્ત્વ–પરમાત્મતત્ત્વ અનાદિ ને અનંત છે.

વૈદિક ઋષિઓએ એ પરમ-સત્યરૂપી પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો હતો, ને તેના સાક્ષાત્કારની સાધનાનો આશ્રય પણ લીધો હતો. એ પરમસત્ય જ ઈશ્વર છે એમ તે માનતા હતા. તેથી જ તેમણે ઉપનિષદમાં લખ્યું છે કે 'સત્યં પરં ધીમહિ' એટલે કે અમે પરમ સત્યનું ધ્યાન કરીએ છીએ બીજા ઉપનિષદવચનમાં ઋષિ કહી રહ્યા છે કે 'સદેવ સૌમ્ય ઇદમગ્ર આસીત્' એટલે કે સૌથી પહેલાં, સર્જનની શરૂઆતમાં, આ સત્યનું જ અથવા તો સત્યરૂપી પરમાત્માનું જ અસ્તિત્વ હતું. શ્રી આદ્ય શંકરાચાર્ય પણ એના જ અનુસંધાનમાં કહે છે કે પરમાત્મા સત્ય-સ્વરૂપ છે 'બ્રહ્મ સત્યમ્'

એ વિચારસરણીના અનુસંધાનમાં ગાંધીજીના કથનને વિચારવાથી 'ઈશ્વર સત્યમય છે' એ શબ્દોનો ભાવાર્થ સહેજે ને સંપૂર્ણપણે સમજી શકાય છે.

તો પછી સાચું બોલવાનું મહત્ત્વ ખરું કે નહિ? એનો ઉત્તર સ્પષ્ટ જ છે. સત્યરૂપી પરમાત્માનો સાક્ષાત્કાર અસત્ય, છળ કે કપટથી ના જ થઈ શકે. એટલે જીવનને સત્યમય કર્યે જ છૂટકો છે. સાચું બોલવાનું મહત્ત્વ તો છે જ, પરંતુ સાચું વિચારવાનું અમલમાં મૂકવાનું તથા સત્યને વળગી રહેવાનું પણ એટલું જ અગત્યનું છે. તેથી પોતાને તો મદદ મળે જ છે, પણ વધુમાં ઘર, કુટુંબ કે સમાજમાં પ્રેમ, વિશ્વાસ ને વફાદારીનું વાતાવરણ તૈયાર થાય છે. એટલે એની ઉપયોગિતા ઘણી છે.

એક બીજી વાત. જે સત્યની ઉપાસના કરે છે તે જેમ સાચું બોલે, વિચારે, ને સત્યને પડખે ઊભો રહીને વર્તન કરે છે, તેમ સંસારમાં સઘળે એ સત્યરૂપી ઈશ્વરનું દર્શન કરવાની ટેવ પણ પાડે છે તેને લીધે તે સૌ પ્રત્યે સ્નેહ ને સમતા રાખે છે, સૌના સુખમાં રાજી રહે છે, ને સૌની સેવા કરવા તૈયાર રહે છે તે કોઈનું અમંગલ નથી ઇચ્છતો, તેમ જ કોઈને નુકસાન પણ નથી કરી શકતો સત્યની ઉપાસનામાંથી એ રીતે અહિંસાની ભાવના આપોઆપ ઉત્પન્ન થાય છે ને જીવનને પ્રેમમય ને ધન્ય કરે છે સત્ય ને અહિંસા એ રીતે પરસ્પર સંકળાયલાં ને એક સિક્કાનાં બે પાસાં જેવા છે. એ બંને પામા જીવનમાં પ્રગટ થાય તો જીવન ખરેખર કૃતાર્થ થાય.

☆

મારી શ્રદ્ધા અમાપ્રોદિત છે એટલે હું એમ માનનારો રહ્યો કે ઝીણું મોટું બધું ઈશ્વર જ કરાવે છે એ કઈ રીતે કરાવતો હશે એ હું નથી જાણતો. પણ જેણે તન, મન અને ધન અર્થાત્ સર્વસ્વ તેને સોંપી દીધું છે તે પોતે કંઈ કરે છે એમ માનતો હોય તો એ તો ચોર બન્યો કહેવાય. એક પણ કામ હું કરું છું એવું મૂર્છામાં માનીને હું પાપ ન વહોરું. આ તો મેં કર્યું એમ મૂર્છામાં હું માની લેતો હોઉં અથવા લૌકિક ભાષામાં વિનોદને ખાતર કે અનડો ન દેખાવાને ખાતર કહેતો હોઉં તો એ મૂર્ખાઈ છે. સાચું તો એ છે કે દિવસે દિવસે શૂન્યતા વધતી જાય છે એટલે હું કરું છું એવો ગર્વ મનમાં આવી જાય છે ત્યારે દુઃખ થાય છે.

—ગાંધીજી

# સાચું પ્રાયશ્ચિત્ત

ચિત્તરંજન કે. રાજા

સને ૧૯૩૦–૩૧ની સાલમાં હું મુંબઈ કૉલેજમાં ભણતો હતો. મારા નજીકના સંબંધી પણ મુંબઈમાં રહેતા હતા તેમના પત્નીની નાદુરસ્ત તબિયતને કારણે હવાફેર અર્થે દેવલાલીમાં રાખ્યાં હતાં. અને દર શનિરવિ તેઓ દેવલાલી જતા. મને પણ હંમેશાં સાથે આવવા કહેતા. કૉલેજમાં રજા હોય, મુંબઈના વાતાવરણ માંથી બહાર જવાનું મળે અને તે પણ દેવલાલી જવાનું હોય–એટલે તેમનું નિમંત્રણ હંમેશાં સ્વીકારતો અને પછી તો શનિરવિની હંમેશા રાહ જ જોતો કે ક્યારે રજા પડે અને ક્યારે દેવલાલી પહોંચું.

બજારમાં શાક લેવા જવું, બપોરના ઊંઘવું, બગીચામાં સુવા આવા, સાંજના માયકલ પર કે પૈદલ ફરવા જવું, કોઈ વાર નાસિક જવું, રાતના બ્રિજ રમવી–આ અમારો દેવલાલીનો કાર્યક્રમ. મને શાક લેવા જવું કે બગીચામાં સૂવા આવાનુ વધારે પસંદ પડે.

આમ એક રજાની સવારે હું દેવલાલી પહોચ્યો બજારમાં શાક લેવાને બહાને નીકળી પડયો. બજાર વચ્ચોવચ્ચ સહુનું ધ્યાન કેંદ્રિત કરે એવી એક શાકવાળાની દુકાન. આમ તો સર્વ દુકાને હોય એવી જ શાકભાજી અહીં પણ હતી પરંતુ આ શાકવાળો પોતે જ આકર્ષણ હોય એમ લાગ્યું. સફેદ ઉજળી દૂધ જેવી શુદ્ધ ખાદી તેણે શરીર ઉપર ધારણ કરેલી. હું સહેજે એ દુકાને ગયો અને એ દુકાનદારને પૂછ્યું તો શુદ્ધ કાઠીઆવાડી ભાષા સાંભળી!

મને આશ્ચર્ય થયું. સહસા પૂછાઇ ગયું; 'ક્યાં રહેવું ભાઈ.'

'કાઠીઆવાડમાં, માંગરોળ બંદર મારી જનમભોમકા ભાઈ.'

'માંગરોળથી અહિં વસ્યા છો અને આ બકાલીના ધંધામાં!' મારી જિજ્ઞાસાવૃત્તિ વધુ જાગૃત થઈ.

ઝીણી આંખે મારા સામે તેણે જોયું. મને પણ નખશીખ ખાદી કપડામાં ભાળી તેણે ત્રાજવાં હેઠાં મૂક્યાં અને બીજા આવતા ગ્રાહકોને બીજી દુકાને જવાનું સુચવતા તેણે વાત માંડી.

જરા વાત લાંબી છે પણ તમને કુતૂહલ જાગ્યું છે તો પછી સાંભળો. ૧૯૨૧ની એ સાલ હતી. ગાંધીજી અને સત્યાગ્રહની વાતો વાતાવરણમાં ગૂંજતી હતી છાપાઓમાં પણ ઠસાઈ ઠસાઈને એ જ વાતો વાંચવા મળે ઈ ટાણે મારી ઉંમર હશે આશરે ૩૦ આસપાસની. થોડો લોહીમાં ગરમાવો પણ ઠીક ઠીક. દેશની આઝાદીની અને ગુલામી બેડી તોડી નાખવાની અને એવી ઘણી બધી વાતો ગાંધીજીની છાપામાં આવે અને વાંચીને એના પ્રત્યે માન અને આકર્ષણ પણ થાય પણ એવી હરિજન અને આભડછેટ, અને હિંદુધર્મનું કલંક અને આવા બધા તેમના વિચારો અને ભાષણો વાંચું ત્યારે ઈ વાત ગળે ન ઉતરે મનમાં તો એમ થાય કે આ વાણિયો ધરમ વટલાવશે આમ થાય તો સત્યાનાશ નીકળી જાય. પણ આ બધું મનમાં જ ફૂદાફૂદ થાય.

એટલામા થવા કાળ તે એક દિન સાંભળ્યું કે ખુદ ગાંધીજી માંગરોળ આવવાના છે, અને સભામાં જાહેર પ્રવચન કરવાના છે. મનમાં જ ગાંઠ વાળી કે તો પછી જાહેરમાં જ ગાંધીજીને પૂછી નાખું કે આ હરિજન અને આભડછેટ અંગે આ શું ધતિંગ ફેલાવો છો? બરોબરની સુણાવી દઉં, આવો લાગ ફરી નહિ મળે. હરિજન અંગે

કંઈ બોલે તો પછી એ છે ને હું છું....

થયું ગાંધીજી માંગરોળ આવ્યા. જાહેર સભા થઈ અને ગાંધીજીએ તો બધી વાતો સાથે આ આભડછેટના ભૂતની વાત પણ કરી. હરિજનો માટે પણ કહ્યું અને સભામાં તો તાળીઓના ગડગડાટ થાય; લોકોનો ઉત્સાહ ક્યાંય સમાય નહિ. મહાત્મા ગાંધીકી જયના પોકારો. બીજું કાંઈ કાને પડયું સાંભળવા દે તો ને! હું પણ સમસમી ઊઠયો. શું કરું! કેમ કરું? ક્યારે મોકો મળશે! આમ વિચારતો હું ઊભો થવા જતો હતો ત્યાં જ ગાંધીજીએ મૂંઝવણનું જાણે નિરાકરણ કર્યું. તેમણે સામેથી જ સભાને પૂછયું કે કોઈને પ્રશ્નો પૂછવા હોય તો ખુશીથી પૂછે.

હું તરત જ ઊભો થઈ ગયો. સહુનું ધ્યાન મારા તરફ ખેંચાયું. પણ થયું, જીભ કેમે કરી ઉપડે જ નહિ ને! જાણે મારી પરિસ્થિતિ સમજી ગયા હોય તેમ ગાંધીજીએ જ સામેથી મને પૂછયું. 'કેમ બોલતા નથી? શું પૂછવું છે?' અને આ વાકયોએ મારામાં શૂરાતન પ્રેર્યું. એકદમ હું બોલી ઊઠ્યો.

'આ હરિજનોને ઘરમાં ઘાલવાની તમે જે વાતો કરો છો તેનું કારણ મને તમારા કુળમાં કાંઈ ફેર લાગે છે.......'

બોલતા તો બોલાય ગયું પણ પછી મારી જીભ સિવાઈ ગઈ. સભા આખી સ્તબ્ધ બની ગઈ. હું તો મનમાં ને મનમાં પૂછવા માટે શરમિંદો બની ગયો. પરંતુ ગાંધીજીએ તો એ જ મુક્ત હાસ્ય સાથે કહ્યું, 'ભાઈ આ કુળની વાત વચ્ચે કેમ લાવ્યા! આની ખરાઈ એ નથી મારા હાથની વાત કે નથી તમારા હાથની. હરિજનોનો પ્રશ્ન મારા ને તમારા કુળની વાત કરતાં તેના ગુણદોષ ઉપર જ વિચારવો જોઈએ. મનુષ્ય મનુષ્ય વચ્ચેનો આવો ભેદ કયો ધર્મ સ્વીકારે છે? આવો ભેદ રાખીએ એ અધર્મ છે. આ અધર્મને આપણે પોષ્યો છે, તેને ફાલવા દીધો છે. છતી આંખે અને બુદ્ધિએ આપણે આ અધર્મનું આચરણ કરી રહ્યા છીએ......'

હું તો ઠંડોગાર થઈ ગયો હતો. મનમાં તો તુમુલ યુદ્ધ ચાલતું હતું પરંતુ મોટા માણસ સાથે જીભાજોડી કરવાથી શું ફાયદો! અને તે વિવેક પણ ન ગણાય એમ મન મનાવી હું શાંત રહ્યો.

પણ ગાંધીજીના શબ્દો, પછીથી મારા દિલને કોતરવા લાગ્યા. દરરોજ મનમાં લાગે કે શું સાચું! આમ ને આમ છ સાત વર્ષો વહી ગયાં. અને એ સાથે આ અંગેની મારી લાગણીઓ, મારી વિચારસરણી પણ બળવત્તર બનતી ગઈ. હું ગાંધીજીની વાણીનું તેજ જીરવી ન શક્યો, મનમાં મૂંઝાવા લાગ્યો. ગાંધીજીનાં પ્રવચનો, તેમનું સાહિત્ય બધું એકઠું કરી હું વાંચવા લાગ્યો અને મને મારી ભૂલ સમજાઈ. દરરોજ રાતના સૂવા સમયે ભગવાનને પ્રાર્થના કરું કે મારી ભૂલ થઈ ગઈ છે અને હવે રસ્તો બતાવ. અને આખરે વિચાર કરી મન મજબૂત કરી મેં સાબરમતી આશ્રમ ભણી ચાલતી પકડી. મને એ દિવસ બરોબર યાદ છે: વહેલી સવારનો સમય હતો, મંદ મંદ પવન વાતો હતો, વાતાવરણ પવિત્ર હતું, અને આજુબાજુનાં ઝાડપાનના અવાજ સિવાય નીરવ શાંતિ હતી. ગાંધીજી વહેલી સવારના ફરવા જતા. અત્યારે એ ફરીને આશ્રમ તરફ પાછા ફરતા હતા. હું એકદમ સામો દોડી પગમાં પડી ગયો. અને મારી આંખમાં આંસુ આવી ગયાં. તેમની સામે આંખ તો માંડી ન શક્યો. ગાંધીજીએ તો મને એકદમ ઊભો કર્યો. મેં ધીરે ધીરે માંગરોળની સભામાં મેં જે હીન વચનો ઉચાર્યાં હતાં તેની યાદી આપી અને તે માટે માફી માગી.......

ગાંધીજીના મુખ ઉપર તો એજ મધુર સ્મિત—દુશ્મનને પણ જીતી લે તેવું. મારા ખભા ઉપર હાથ મૂકી તે હસ્યા અને મને તેમની સાથે અંદર આશ્રમમાં લઈ ગયા. થોડી આડીઅવળી વાતો કરી હું સ્વસ્થ થયો છુ એમ તેમને લાગ્યું કે તુરત જ મને કહ્યું, 'તમને જો દિલથી એમ લાગ્યું હોય કે આ હરિજન અને આભડછેટની વાત અંગે તમે કાંઈ ખોટું કર્યું છે તો તે માટે પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થાવ ' હું તૈયાર જ હતો 'એ વિના મારા મનને શાંતિ વળે એમ છે જ નહિ ' એમ મેં કહ્યું.

ગાંધીજીએ તુરત ગુરુમંત્ર આપ્યો. 'તમારો સમય હરિજન સેવામા વ્યતીત કરો.'

ઈ દી' ને આજની ઘડી. આ જુઓ છો ને! એ ખાદી તે દિવસ આશ્રમમા પહેરી. હરિજન સેવા અને ખાદી ઉત્પાદનનું કામ કરુ છુ અને કાંઈ ફાજલ સમય મળે છે તેમા આ ભાકાલું વેચી ઉદરનિર્વાહ પૂરતું મેળવી લઉં છું ગાંધીજીએ ચીંધેલ માર્ગે હુ પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છું પણ હવે એ પ્રાયશ્ચિત્ત નથી રહ્યુ. એ હવે ધર્મ લાગે છે ગાંધીજી કોઈ કોઈ વાર બે લીટી લખે છે અને આશીર્વાદ મોકલે છે એ મારી મૂડી છે

☆

## દેવના દર્શને

માઈલોના માઈલો દૂરથી તે પ્રભુના દર્શને દોડી આવ્યો હતો યાત્રા કરવા નીકળ્યો હતો એ હતો દેવચંદ! માથા પર ધોળા વાળ, સહેજ ધોળી કાળી મૂછો, ભરાવદાર શરીર, આંખે તૂટુંતૂટું થઈ રહેલા ચશ્મા, મિલની ખાદીનું ધોતિયું, અને લાંબો કોટ તેના સૌંદર્યમા ઓર વધારો કરતા હતા

તેનામા સહેજ લોભવૃત્તિ પણ ખરી કરકસરમા એ પંથકમા દેવચંદનું નામ પ્રખ્યાત. એણે જ્યારે સર્વ જ જાળ છોડી ઈશ્વરના દર્શન કરવાનુ સૂઝ્યું, ત્યારે ત્યા જઈને 'આટલો' પૈસો વાપરવાનો પણ વિચાર આવ્યો લોકો આશ્ચર્ય પામ્યા

પરંતુ—રસ્તામા તેણે ધાર્યા કરતા ખૂબ વધારે ખર્ચ થઈ ગયો. સાધારણ ગાડી બાંધવાના વીસ રૂપિયા—અધધધ! એવી રીતે દરેક સ્થળે પૈસાનો વ્યય થયો.

દેવને દર્શને ગયો દેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી નમ્ર અવાજે બોલ્યો, 'હે દેવ, ક્ષમા કર. આ માનવપ્રાણીઓ ધનના ભારે ભૂખ્યા છે ખૂબ ખર્ચ થઈ ગયો. હવે મારે ફરજિયાત દાનધર્મમા કાપ મૂકવો પડે છે. હું તને કાંઈ ધરી શકતો નથી. દર્શનથી જ કૃત્યકૃત્યતા અનુભવુ છુ '

દેવ મરકમરક હસ્યા અને બોલ્યા, 'વારુ, તુ અહિ સુધી કેમ આવ્યો? જેમ ત્યા માનવ વસે છે, તેમ હું પણ વસુ છું.'

'આપના દર્શન કરવા, દાનપુણ્ય કરવા, પાપ ધોવા '

'અરે ભુંડા, દ્રોણાચાર્યે પક્ષીના બચ્ચાને ઝાડ પર મૂકી લક્ષ્ય સંધાન કરવાની આજ્ઞા આપી સર્વ રાજપુત્રોએ મૂળ લક્ષ્ય ચૂકી જઈ બીજા લક્ષ્યોનું સંધાન કર્યું. દ્રોણની પરીક્ષામાં સર્વ નિષ્ફળ ગયા અર્જુને જ ખરું લક્ષ્યસંધાન કર્યું. માણસની નિષ્ફળતાનુ પણ આજ રહસ્ય છે મૂળ લક્ષ્ય ચૂકી જઈ તે નવી કેડીએ ચડી જાય છે તારું લક્ષ્ય દાન દર્શન, પાપનાશ, પરંતુ . '

દેવચંદે આંખો મીંચી દીધી

—ફરી જ્યારે તેણે આંખો ઉઘાડી ત્યારે તેને લાગ્યુ કે પ્રભુની પ્રતિમા મરકમરક હસી રહી છે, તે શરમાઈને નીચું જોઈ ગયો!

—કિશોર લી. પારેખ

# આવા હતા બાપુ

'ઇન્દુ'



સત્યાગ્રહ આશ્રમની આ વાત છે.

ચોમાસામાં સાબરમતી નદી પોતાનાં ખરા સ્વરૂપમાં આવતી ત્યારે બંને કાંઠા ફાટ ફાટ થતા તે જોવાની અમારા જેવા બાળકોને ખૂબ મજા પડતી. અને વધુ મઝા તો ચડતા પાણીની કલાકે કલાકે બાપુને ખબર આપવામાં આવતી.

અને પૂર ઉતરતાં તો અમે આશ્રમના બાળકો જાણે મોટા તહેવાર હોય તેમ નાચી ઉઠતા અને નદીમાં ઝંપલાવવાની તૈયારીમાં પડતા.

આવા એક પૂરનો યાદગાર પ્રસંગ હજુ પણ જ્યારે જ્યારે નદીમાં પૂર જોઉં છું ત્યારે ત્યારે ડોકિયા કરી જાય છે.

અષાઢ કે ભાદરવો મહિનો હતો. પૂર આવીને ઉતરી ગયું હતું. પાણીના નીર સ્વચ્છ થઈ રહ્યાં હતાં અમે બાળકો બીજા કામોને કોરાણે મૂકીને નદીમાં ઝંપલાવવાનું વિચારી રહ્યા હતા.

ત્યાં એક બાળકને વિચાર આવ્યો ને બોલી ઊઠ્યો: 'ચાલો આજે તો બાપુજીને પણ તરવા ખેંચી લાવીએ.'

'બાપુજી આવશે! તેમને કેટલું બધું કામ હોય છે અને આજે તો પરદેશથી મહેમાનો પણ આવ્યા છે.' એક સમજુ બાળકે શંકા વ્યક્ત કરી.

'ન કેમ આવે! બાપુજીએ કોઈ દિવસ પોતાના બાળકોને નારાજ કર્યા છે? જો નારાજ કરે તો એ બાપુજી થોડા કહેવાય?' એક ચબરાક બાળકે દલીલ કરી.

'તો પછી ચાલો આપણે બધા બાપુજી પાસે જઈએ ને બોલાવી આવીએ.' એક વધુ ઉત્સાહિત બાળકે

ઉત્સાહિત થઈને આગેવાની લીધી.

અને અમારું ટોળું બાપુજી પાસે પહોંચ્યું.

બાપુજી કેટલાક અગત્યના પત્રો લખી રહ્યા હતા.

અમે ધીમે પગલે બાપુજીથી થોડે દૂર ઊભા રહ્યા.

થોડી વાર પછી બાપુજીની નજર લખતાં લખતાં અમારાં પર પડી. અને હસતાં હસતાં પૂછ્યું: 'કેમ છોકરાઓ, આજે શું નવું તૂત ઊભું કર્યું છે?'

અમને તો ઈશારો જ જોઈતો હતો એટલે તરત દોડીને બાપુજીની આજુબાજુ વિંટળાઈ વળ્યા અને બોલી ઊઠ્યા: 'બાપુજી! આજે તો તમારે અમારી સાથે તરવા આવવું જ પડશે જુઓ તો પૂર ઉતરી ગયા પછી નદીનું પાણી કેવું નિર્મળ લાગે છે. જાણે તેમાં આવે છે, ત્યારે હજુયે કેટલાય માઈલ દૂર બેઠા એ નદી, એ બાપુ અને મારી સાથેના એ બાળકો નજર સામે ખડા થાય છે.

બાપુ જ્યારે તે વખતે તરવાનું શીખવતા ત્યારે તો ફક્ત પાણીમાં તરવાનું શીખવતા એમ લાગતું. પણ આજે તો એમ લાગે છે કે ભવસાગરમાં કેમ તરવું એ જ શીખવી રહ્યા હતા.

*

આ ઘટના દિલ્હીની છે.

અને તે પણ ગાંધીજીના શહીદ થયાના થોડા દિવસ પહેલાંની.

ચારે બાજુ દેશમાં કોમી આગ ભભૂકી ઉઠી હતી. દિલ્હી પણ તેનાથી બચ્યું ન હતું. મુસલમાનો દિલ્હી છોડીને ભાગી રહ્યા હતા. અને હજારો હિંદુઓ લાહોર, પેશાવર છોડી દિલ્હી

દિલ્હી છોડીને ક્યાંય જઈ શક્યા ન હતા. તેમનું દિલ દિલ્હી છોડીને જવા નહતું ઇચ્છતું.

તેમણે તથા બીજા મુસલમાન નેતાઓએ ગાંધીજી પાસે ફરિયાદ કરી કે, 'મુસલમાનો હવે સુરક્ષિત નથી. પોલીસ પણ હિંદુઓનો જ પક્ષ ખેંચે છે. તો હવે અમારે શું કરવું તે કહો.'

ગાંધીજી એ દિવસોમાં ખૂબ જ દુ:ખિત રહેતા. અને જ્યારે તેમણે દિલ્હીના મુસલમાનોનું આ નિવેદન સાંભળ્યું તેથી વધુ દુ:ખી થયા. છતા તેમણે આશ્વાસન આપતા કહ્યું :

'જો તમે મારી પાસે ઉપાય વિષે પૂછો તો તે મારી પાસે તો એક જ અને તે અકસીર છે. જો કદિ અશક્ય ન થાય. તે એ છે કે તમે બધા લોકો નિશ્ચય કરો કે તમે દિલ્હી નહીં છોડો અને તમારા ઘર પણ નહીં છોડો. અને જો કોઈ તમારા ઘર પર હલ્લો કરવા કે મારવા આવે, તો તમે હસતાં હસતાં તેમની સામે તમારી ગરદન ઝુકાવી દેજો. તમે મરી જશો. સંભવ છે કે આવી રીતે ખૂબ મરે. પણ મરવાવાળા ઘણાને બચાવી લેશે. તમે કહો તો હું પણ તમારી સાથે તમારા લતામાં રહેવા અને આ આપત્તિમાં સામેલ રહેવા તૈયાર છું.'

આ સાંભળી બધા અવાક્ થઈ ગયા.

આવી હતી બાપુજીની મરણ માટેની નિર્ભયતા. અને આ જ ઉદ્દેશથી તેઓ નોઆખલી, કલકત્તા, બિહાર અને દિલ્હીમાં કોમવાદની આગ સામે અડગ ઊભા રહ્યા.

અને છેવટે આ કોમી આગને ઠંડી પાડતાં પાડતાં જ ત્રણ ગોળી ખાધી. અને આગ શાંત પડી.

---

પૂ. ગાંધીજીની બે દાઢો દુખતી હતી. દાઢો થોડી હાલતી હતી, પણ અવાળામાં સોજો હતો. એટલે ઇન્જેકશન આપી દાંત કાઢવામાં જોખમ હતું. મેં પૂ. ગાંધીજીને કહ્યું :

'હું ડેન્ટીસ્ટ નથી ને દાંત કાઢતાં તમને દુખે ને તમો બૂમ પાડો તો મારું નામ વગોવાય. કહો તો સારા ડેન્ટીસ્ટને બોલાવી લાવું.'

'બીજા કોઇને તકલીફ આપવાની જરૂર નથી દાકતર. આ ઓરડીનાં બારણાં કરો બંધ. હું બૂમ પાડીશ તો આપણે બે જ જાણીશું.' ગાંધીજીએ રસ્તો કાઢ્યો.

મેં ઓરડીનાં બારણાં બંધ કરીને બે દાંત કાઢ્યા. ગાંધીજીને વેદના તો થઈ. પણ કોઈ આગળ એ વિષે એક હરફ પણ ઉચ્ચાર્યો નહિ.

આ બે દાંત હજુયે મારી પાસે છે. (આરતી)

—ડૉ. હરિલાલ દેસાઈ

# ક્રોધવર્ણના: અક્રોધસાધના

દેસાઈ વાલજી ગોવિન્દજી

ક્રોધો હિ શત્રુ: પ્રથમો નરાણાં
દેહસ્થિતો દેહવિનાશનાય ।
યથા સ્થિત: કાષ્ઠગતો હિ વહ્નિ:
સ એવ વહ્નિ: દહતે ચ કાષ્ઠમ્ ॥

ક્રોધ માણસનો મોટો શત્રુ છે, જે શરીરનો નાશ કરવા જ શરીરમાં રહે છે. જેમ લાકડામાં રહેલો અગ્નિ લાકડાને જ બાળે છે તેમ શરીરમાં રહેલો ક્રોધ શરીરને જ બાળે છે

ક્રોધસ્ય કાલકૂટસ્ય વિદ્યતે મહદન્તરમ્ ।
સ્વાશ્રયં દહતિ ક્રોધ: કાલકૂટો ન ચાશ્રયમ્ ॥

ક્રોધ અને કાલકૂટ વિષની વચ્ચે આકાશપાતાળ જેટલું અંતર છે; કેમ કે ક્રોધ જેને આશ્રયે રહે એને જ બાળે છે, પણ કાલકૂટ ઝેર પોતાના આશ્રયદાતાને નથી મારતું.

'જેને લીધે આપણને ક્રોધ ચડે છે તે વસ્તુ આપણું બગાડે છે તેના કરતાં ક્રોધ સાચે જ આપણું વધારે બગાડે છે' —સર જૉન લબક.

'ક્રોધ ખડેર જેવો છે જે જેની ઉપર તે પડે તેની ઉપર પડીને ભાંગીને ભૂકો થઈ જાય છે.' —સેનેકા

માણસનું વિષ જેને એ કરડે તેને ચડે તેના કરતાં એને પોતાને વધારે ચડે છે' —ચાર્લ્સ બકસ્ટન

ક્રોધી માણસ ડહાપણનો ગાડો દૂર થઈ જાય છે, અને ન બોલવાનું બોલી જાય છે તથા ન કરવાનું કરી બેસે છે

'ક્રોધી પોતાનું મોઢું ઉઘાડે છે ને આંખ બંધ કરે છે' —કાતો

યથા(અ)ગ્નિર્ઘર્ષણાજ્જાત: પાદપં પ્રદહેત્તથા ।
દેહોત્પન્નસ્તથા ક્રોધો દેહં દહતિ દારુણ: ॥
દેવીભાગવત ૪ ૭ ૧૧-૨૫

'ઘસારાથી પ્રકટેલો અગ્નિ જેમ ઝાડને બાળે તેમ શરીરમાં ઉત્પન્ન થયેલો દારુણ ક્રોધ શરીરને બાળે છે.'

હર્ષચરિતમાં બાણભટ્ટ લખે છે

અતિરોષણં ચક્ષુષ્માન્ અંધ એવ જન: । નહિ કોપકલુષા વિમૃશ્યતિ મતિ: કર્તવ્યં અકર્તવ્યં વા । નિસર્ગવિરોધિની ચ ઇયં પય:પાવકયો: ઇવ ધર્મક્રોધયો: એકત્ર સ્થિતિ: ।

'ક્રોધી છતી આંખે અંધ બની જાય છે શું કરાય, શું ન કરાય, એનું એને ભાન રહેતું નથી. જેમ પરસ્પરવિરોધી પાણી અને અગ્નિ તે જ પ્રમાણે ધર્મ તથા ક્રોધ એક ઠેકાણે રહી શકતા નથી'

એટલે ઓસના સભાપ્રિ માથ્યુ કોરિન્થના પેરિઆન્ડર ઉપદેશ કરે છે, કે 'ક્રોધ ઉપર અંકુશ રાખો.'

આ ક્રોધ–અગ્નિને ઠારવો, ક્રોધ–વિષને ઉતારવું કેવી રીતે? આ પ્રશ્નનું સરસ ઉત્તર શાંતિદેવે 'બોધિચર્યાવતાર'માં આપ્યું છે (પરિચ્છેદ ૬, શ્લોક ૩૯):

યદિ સ્વભાવો બાલાનાં પરોપદ્રવકારિતા ।
તેષુ કોપો ન યુક્તો મે યથાગ્નૌ દહનાત્મકે ॥

''અણસમજુ માણસનો બીજાને ઉપદ્રવ કે પીડા કરવાનો સ્વભાવ જ હોય છે, એટલે એના ઉપર મારે તપી જવું તે ઠીક નહિ દેવતા આપણને દઝાડે છે, પણ આપણે થોડા દેવતાને ધમકી દઈએ.'

એ જ પ્રમાણે રોમન બાદશાહ માર્કસ ઑરેલિયસ (વિચાર, ૨–૧) આપણને શીખામણ આપે છે, કે

'પ્રભાતના પહોરમાં તું તને પોતાને કહેજે કે આજ બીજાનાં છિદ્ર ગોતનારા, ગુણચોર, ઉદ્ધત, ધૂતારા, અદેખા ને સમાજવિરોધી માણસ મને મળશે તે સર્વે આ કારણે એવા બને છે, કે સારું શું ને ભૂંડું શું તે એ બાપડા જાણતા નથી હોતા પણ હું તો શુભ જે સુન્દર છે, ને અશુભ જે વરવું છે તેનો સ્વભાવ જાણું છું. વળી હું જાણું છું કે કુકર્મનો કરનારો પણ મારો સગો છે, કેમ કે જેમ મારામાં તેમ એનામાં પણ ભગવાનનો અંશ અન્તરે છે અને એ સૌમાંથી કોઈ મારું બગાડી શકે નહિ, કેમ કે મારા ઉપર કોઈ ભૂંડાપો ચોંટાડી ન શકે. મારા સ્વજન ઉપર મારાથી ક્રોધ કરાય નહિ, ને ખાર રખાય

નહિ કેમ કે જેમ બે હાથ બે પગ બે આંખ બે ઉપની (નાસિકા) આદિ પરસ્પર સહકાર અર્થે રચાયેલ છે તેમ આપણ મનુષ્યોને પણ સહકાર અર્થે ભગવાને સર્જ્યાં છે. તેથી એક બીજા વિરૂદ્ધ વર્તવું તે પ્રકૃતિના ક્રમથી ઉલટું છે, અને રોષ કરીને બીજાથી વિમુખ બનવું તે એક બીજાથી વિરૂદ્ધ વર્તવા સમાન છે.'

આમ ક્રોધમત્સરમાનમાયાલોભકામને જે વશ કરે છે તે સંયમી જ પોતે યમ બની જાય છે, અને યમરાજા તેને મારી શકતા નથી.

न यमं यममित्याहुः आत्मा वै यम उच्यते ।
आत्मा संयमितो येन तं यमः किं करिष्यति ॥
विष्णुस्मृति १०-३ ॥*

* વિશ્વસંહિતા ના આગામી ત્રીજા મંડલનો એક અંશ. આના અનુસંધાનમાં વિશ્વસંહિતા પહેલા મંડળનું પરશુરામ ચરણનું પાનું તથા એકવીસમો અધ્યાય અને બુદ્ધચરિતમાં છપાયેલ પાનું ૧૯૧ નો વીસમો અધ્યાય જોવા જેવા છે.

---

## સુધારો

ઓગસ્ટના અંકમા પાના ૬ ઉપર પહેલા કોલમમા બીજા શ્લોકમા 'ભાડાત્' ત્રીજામા 'મૈત્ર્યા' ને ચોથામા 'નાદસે' અને બીજા કોલમમા પહેલા શ્લોકમા 'વિકુષ્ટે' તેમ જ પાના ૭ ઉપર પહેલા કોલમમા પહેલા શ્લોકમા 'શિલામ્' બીજામા 'હિંસા', ને ચોથામા 'અપ્યર્થં' તથા બીજા કોલમમા છેલ્લા શ્લોકમા 'નાશસ્તુ' વાચવા વિનંતિ છે.

☆

એક સમય પૂજ્ય ગાંધીજીનું નિવાસસ્થાન શ્રી અંબાલાલ સારાભાઈને બંગલે હતું. મારા ઉપર ટેલિફોન આવ્યો 'બાપુને ૧૦૨ તાવ છે તમે જલદી આવો.'

હુ ત્વરાથી પહોંચી ગયો. ગાંધીજી નિદ્રાવશ હતા. હુ થોડી વાર બેઠો. ગાંધીજીએ આંખો ઉઘાડી. એટલે મે પૂછ્યું 'તમને તાવ આવ્યો છે?'

'મને તાવ?' ગાંધીજી આશ્ચર્ય થઈને બોલ્યા.

મે નાડ હાથમા લીધી. નાડ બરોબર હતી ને હાથ ગરમ ન હતો. કપાળે હાથ મૂક્યો તે પણ ગરમ ન હતું.

થરમોમિટર મંગાવી તાવ માપ્યો બરાબર ૯૮ ડીગ્રી. થરમોમિટર ફરીથી મ્હોંમા મૂકી પાંચ મિનિટ રાખ્યું. પારો ૯૮ ને ૯૮ ડીગ્રી. હુ વિચારમા પડ્યો.

કલાક પહેલા ૧૦૨ ડીગ્રી તાવ હોય ને તે એકદમ ઉતરી જાય તો કપાળને બીજે ઠેકાણે પરસેવો થવાના ચિહ્ન હોય જ. પણ આમાનુ કંઈ જ નહોતુ. હુ મૂંઝાયો.

લીવરપુલની હોસ્પિટલમા હુ કામ કરતો હતો તે વખતે બનેલો બનાવ મને યાદ આવ્યો. હુ જરૂરી કેસોની સંભાળ રાખવાની ફરજ પર હતો. વૉર્ડ નર્સનો મારી રૂમમા ટેલિફોન આવ્યો કે સવારે નસ્તર મૂકેલા દરદીને ૧૦૫ ડીગ્રી તાવ છે. હુ જલદી વૉર્ડમા પહોંચી ગયો. મને એટલો બધો તાવ લાગ્યો નહિ. થરમોમિટર મૂકી જોયુ તો ૧૦૦ ડીગ્રી તાવ હતો. તપાસમા જણાયુ શિખાઉ નર્સે દર્દીના મોમા થરમોમિટર મૂકતા પહેલા ગરમ પાણીના પ્યાલામા બોળ્યુ હતુ.'

'ગાંધીજીનો તાવ કોણે માપ્યો હતો?' મે પૂછ્યુ.

'મે' એક બહેને જવાબ આપ્યો.

'થરમોમિટરનો પારો બરાબર ઉતાર્યો હતો?'

'હાજી ૯૭ ડીગ્રી સુધી.'

'થરમોમિટરનો પારો ઉતાર્યા પહેલા ધોયુ હતુ કે પછી?'

'પછી.'

જે નળના પાણીથી થરમોમિટરને ધોયુ હતુ ત્યા હુ ગયો ને ચકલી ખોલી. પાણી ગરમ હતુ. મે થરમોમિટરનો પારો ૯૬ ડીગ્રી સુધી ઉતાર્યો ને એને ચકલી નીચે ધર્યું. થોડી સેકન્ડમા પારો ચડ્યો ૧૦૨ ને ફરીથી ધર્યું એટલે ૧૦૩.

આખા ખંડમા હસાહસ થઈ રહી. ગાંધીજી પણ મન મૂકીને હસ્યા. 'આરસી' —ડૉ. હરિલાલ દેસાઈ

છે. તે દૂર નથી થતી. એ નબળાઈ મોટી છે. ખોટી છે. અરસપરસનો ભેદભાવ, હળીમળીને ન ચાલવું એ જાતની કુસંપભાવનાથી આજે જ્યાં ને ત્યાં ઝઘડા જોવામાં આવે છે. પછી તે સંસ્થાકિય હોય કે વ્યક્તિમાં હોય. બધે જ હોય. આજે આપણે સંકલ્પ કરીએ એ ભેદ, એ કુસંપનું વિષ આપણે આપણામાંથી દૂર કરીએ અને આપણી થએલી ભૂલોનું પ્રાયશ્ચિત કરીને સૌ સાથે હળીમળી જઈએ. એવી ઇશ્વરને પ્રાર્થના કરું છું."

*

એક વિદ્યાર્થી મંડળ.

એમાં ચાચાજી ઘેરાઈને બેઠા હતા.

પ્રશ્ન આવ્યો: 'ચાચાજી, ત્યાગભાવના આપનામાં ક્યાંથી આવી.'

નતમસ્તકે, ઇશ્વરપરાયણ બની ચૂકેલા એ બંદાએ જવાબ આપ્યો:

"દશેક વર્ષની વયમાં બાળમસ્તીથી ભરેલો ગુરુદયાલ હતો. પ્લેગનો વાર હતો. સમાચાર મળ્યા: 'માસી પ્લેગમાં પટકાયાં છે. સેવા કરનાર કોઈ પાસે નથી. જરૂર છે એમની પાસે કોઇ બહેનની.' પુરુષને તો ઇરિપતાલના કાનુન પ્રમાણે રહેવાની પરવાનગી હતી નહિ. માસા લાચાર હતા. એમણે જ સમાચાર મોકલ્યા.

"કાળના પંજામાં પૂરાવા કોણ તૈયાર હોય! એવું બલિદાન આપવાનું કોને ગમે? સૌને પોતાનું ઘરબાર, છોકરાં છૈયા, છેવટે જીવ વહાલો હોય છે. કોઇએ તૈયારી બતાવી નહિ. છેવટે મા તૈયાર થઈ. મંજુરી મળી. સૌ એને સ્ટેશને વળાવવા આવ્યાં. નાનો ગુરુદયાળ પણ સૌ ભેગો હતો. 'મા માસી માટે જાય છે. પાછી કેમ આવશે? ક્યારે આવશે?' એની એના મનમાં મોટી મૂંઝવણ હતી. એ બોલી શકતો નહિ, પણ મનની મૂંઝવણનો પારો એનો ચડ્યે જતો હતો. ગાડી આવી. છોકરાં પાછાં વળતાં હતાં. 'સાચવીને ઘરે પહોંચાડજે.' માએ ભલામણ કરી. એ ભલામણ જાણે આખરની હતી! ઇશ્વરને જ જાણે છેલ્લી બંદગી કરી લીધી હોય તેવી એ હતી. મા ગઇ બહેનની સંભાળ લેવા. મા હતી ખૂબ જ ધાર્મિક ભાવનાના રંગવાળી. 'ભગવાન મારી લાજ રાખજે. જોઈએ તો મારું આયુષ્ય તું ઘટાડી લેજે. પણ જેની સેવા માટે હું જાઉં છું તેને તો તું બચાવી લેજે. મારે છોકરાં મોટાં છે. જ્યારે એને કાચો પરીવાર છે તેને તું બચાવી લેજે.'

મા પહોંચી બહેનની પાસે. સાચા અંતઃકરણથી સેવા કરી. મૃત્યુદેવે બિમાર બહેનને મુક્ત કરી. સેવાર્થે આવેલી બહેનને સ્વીકારી લીધી."

ચાચાજી મૂગા રહ્યા. હૈયામાં હતો કોઇ સંચાર. તેના ભારે તેમનાં નેત્રો સજળ થયાં.

(ત્યાગની ભાવના આ ઘટનામાંથી જન્મી હશે. અને તેના સંસ્કારની ઘેરી છાપ એમના જીવનના પોતમાં આમાંથી જ રંગાઈ હશે. પ્રશ્નનો જવાબ આ હતો.

*

પ્રેમાભાઈ હોલ.

તા. ૭ મી ઑગસ્ટ.

વિશ્વકવિ ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની પુણ્યતિથિ

પ્રસંગ (અતિ અતિ) મહાન ગુરુદેવની સમીપ—સાન્નિધ્યમાં રહેલા હોય. ગુરુદેવના બોલ જેણે ઝીલ્યા હોય, ગુરુદેવના સંવેદનો સમજવા જેવી પ્રજ્ઞા જે પામ્યા હોય તેવા તે પૂ મલ્લિકજીને લાગે, આવે છે કંઈક ગુરુદેવ સંદેશ સંભળાવવાનું. સૌ એકતાન થાય છે.

બાઉલ કંઠે વાણીધારા શરૂ થાય છે:

"તેમના સાહિત્ય સર્જન દ્વારા તેમના આત્માની આપણને ઝાંખી મળી છે. આજે પ્રાયશ્ચિતનો દિન છે. મહાન પુરુષ આપણને પ્રગતિના શિખર ઉપર લઈ જાય છે તેને આપણે માન આપીને અસ્પૃશ્ય રાખીએ છીએ. માન આપીને સંતુષ્ટ થવું સહેલું છે. પણ તેમાં આપણે આપણી જાતને છેતરીએ છીએ.

"આનંદ એ બજારુ ચીજ નથી. એ તો અંતર

તું ધન છે. જ્યાં સુધી સર્જન નહિ કરશો, ત્યાં સુધી મનનો આરામ નહિ પામશો.

ગુરુદેવ, સાચી શ્રદ્ધાંજલિ અમે તમને આપી નથી.

મહાપુરુષોને માન આપીએ. તેમના જેવાં કાર્યો કરીને.

જે જીવનમાં creative touch નથી, તે જીવન સ્મશાનવત્ છે."

*

"પૂર્ણતાનાં દર્શન સૌંદર્યદ્વારા જીવનમા ઉતારીને ગુરુદેવ સાહિત્યસર્જન કરી શક્યા. તે વ્યક્તિ સુંદર છે જે પુણ્ય થાય છે પવિત્રતા દ્વારા. પવિત્રતા પારસમણિ છે જેનું જીવન એવી રીતે પુણ્યશાળી થયું છે, તેનામાં માણસાઈ બરોબર ખીલી ઊઠે છે.

પ્રયત્ન અમે કરીશું કે અમે અમારી માણસાઈનું પુષ્પ સુવાસિત રહે અમારી માણસાઈનો દીવો ઉજ્જવળ રહો."

(શ્રી ડી. કે. વેજની વિદ્યાર્થીનીઓ સામે)

*

કવિવર કહેતા મને મુક્તિ નથી જોઈતી. તેથી તેઓ કદાપિ સમાજથી પર કે અળગા નથી રહ્યા. સમાજને છોડવાથી મુક્તિ મળતી નથી પણ સમાજમાં ભળી જવાથી એકરૂપ થઈને જીવન જીવવાથી જ મુક્તિ મળે છે.

'આ જગતમાં રહીને કર્તવ્ય કરતાં તેના (ઈશ્વરના) દર્શન કરીને મુક્તિ મેળવીશ.'

વિદ્યાર્થીઓ, આજે તમે કેળવણી વિદ્યાપીઠમાં પામી રહ્યા છો, તે દ્વારા તમને કવિવરની દૃષ્ટિ મળી રહે તે જ મારી પ્રાર્થના છે.

બાપુજી ભારત માટે કયું સ્વપ્ન સેવી ગયા? કો-ઓપરેટીવ કોમનવેલ્થ, દુઃખ અને સુખમાં સમાનઈચ્છા, સઘળાનું કલ્યાણ, સઘળાની ઉન્નતિ, અને વિકાસ, મુક્ત આત્માથી બધાની સાથે હળી-મળીને રહેવું, કામ કરવું, બધાનું કલ્યાણ તે મારું કલ્યાણ, આ બાપુજીનું સ્વપ્ન હતું. આ કામ એક દિવસનું નથી. પરંતુ જીવવાની સાધના છે.

'કવિવર ટાગોર વિશ્વકવિ કેમ બન્યા? તેની પાછળ તેમની મોટી સાધના હતી.

કોઈ કહે છે કે તે કવિ છે માટે તેઓ કલ્પી શકે પરંતુ એ કલ્પના મુજબ તેઓ જીવી ગયા તેનો પુરાવો છે.

ગુરુદેવનું આધ્યાત્મિક જીવન ગાયત્રીના મંત્રથી શરૂ થયું.

કવિવર કહેતા હું દરરોજ અનંત આકાશ તરફ જોઉં છું અને જ્યોતિના પુષ્પો નિહાળું છું. આ જ્યોતિ પુષ્પો કહે છે કે અમે વર્ષોથી પ્રકાશ આપતા આવ્યાં છીએ. પ્રાર્થના, સાધના, કવિતા વગેરે જીવનનો દીવો પ્રગટાવવાનો પ્રયત્ન છે.

ગાયત્રી મંત્રનો અર્થ જીવનનો દીવો પ્રગટાવવાનો છે

જીવન કેવી રીતે જીવવું? તે શીખવા માટે જ ગુરુકુળો છે, વિદ્યાપીઠો છે.

બહારની સફાઈ અને અંદરની સફાઈ એ ગાંધીજીનો સિદ્ધાન્ત સાચો છે. લોકો માને કે બહારથી સુંદર અને સાફ અને અંદરથી ગંદુ હોય તો પણ ચાલે. પણ મહાત્માઓ કહે છે કે બહાર અને અંદરની સફાઈ સિક્કાની બે બાજુ છે. આ વસ્તુ આજની શિક્ષણ સંસ્થાઓ ઘણીએ વાર ભૂલી જાય છે."

(ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સામેના પ્રવચનમાંથી ટૂંકાવેલો સાર)

નોંધ:

પુણ્યતિથિઓ ઉજવવાના પ્રસંગે જ પુણ્યશાળી વડિલ પુરુષોનું આગમન ખરેખર સૂચક થઈ પડે છે. પ્રસંગની પવિત્રતા, મહત્તા, ભવ્યતામાં ઓર વધારો થાય છે. પ્રસંગ દીપી ઊઠે છે. મંગળ બને છે. ચાચાજીનું આગમન એવું જ થઈ પડે છે. —વિ.)

[સુંદર કથાઓ]

મહમ્મદ પયગમ્બરે પોતાનું સમગ્ર જીવન આરબ લોકોની ઉન્નતિ માટે અર્પણ કરી દીધું હતું. એમણે પોતાના જીવનમાં એશઆરામને કશું સ્થાન આપ્યું ન હતું, તેમ જ ધનસંપત્તિની પણ તે કશી પરવા કરતા નહિ.

એક વખતે તેમને રાતે એક ખરબચડા અને ગાંઠો ગાંઠોવાળી સાદડી પર સૂવાનું બન્યું. સવારે ઊઠ્યા ત્યારે એમના આખા શરીર ઉપર એ સાદડીની ગાંઠો અને તાણાવાણાની નિશાનીઓ થઈ ગઈ હતી.

અને એ જોઈ એમનો એક મિત્ર બોલી ઊઠ્યો:

'અરે અલ્લાહના પયગંબર! આ પથારી તો આપને માટે બહુ કઠણ નીકળી લાગે છે. આપે મને સહેજ કહ્યું હોત તો આપને સુંદર મઝાની સુંવાળી પથારી કરી આપત. મને એથી બહુ આનંદ થાત.'

એટલે પયગમ્બરે એને કહ્યું, 'મારે માટે સુંવાળી પથારી ન હોય, ભાઈ! હું તો જગતમાં એક કામ કરવાને આવ્યો છું. મારા શરીરને આરામની જરૂર પડે છે ત્યારે આરામ આપી દઉં છું. મુસાફરીમાં આપણે બપોરને વખતે ઘોડાને બે ઘડી ઝાડની છાયામાં બાંધી લઈએ છીએ અને ઘોડાને આરામ મળી જાય એટલે તરત પાછી મુસાફરી શરૂ કરી દઈએ છીએ એમ બસ, હું પણ કરી લઉં છું.'

'હું તો જગતમાં એક કામ કરવાને આવ્યો છું.' પયગમ્બરે આમ કહ્યું. એમનું મહાન જીવન આટલું બધું સાદું હતું તે આ કારણે. એમણે પોતે જીવનમાં જે કાર્ય સ્વીકારેલું તેમાં તેમને શ્રદ્ધા હતી. એ આખી આરબ પ્રજાની ઉન્નતિ કરવા માગતા હતા. એમને પછી એશઆરામનો જરાએ વિચાર આવતો ન હતો. એમનું હૃદય ઘણી ઘણી ઉત્તમ ભાવનાઓમાં રમી રહ્યું હતું.

*

અહીં હવે એક અરબસ્તાનની વાર્તા આપીએ છીએ. એમાંથી તમને સમજાશે કે જે મનુષ્યનું મન તંદુરસ્ત હોય છે તેને સાદા જીવનમાં જેટલી તૃપ્તિ મળે છે તેટલી બીજી કોઈ વસ્તુમાંથી મળતી નથી.

મૈઝન કરીને એક કાલ્બ જાતિની છોકરી હતી. એનું બાળપણ તો રણની અંદર તંબુઓમાં વીત્યું હતું.

એ મોટી ઉમરની થઈ ત્યારે તેને ખલીફ મુઆવિયા સાથે પરણાવવામાં આવી. ખલીફ તો મહા ધનવાન હતો. એને ત્યાં અનેક ગુલામો, દાસદાસીઓ હતાં. પણ આ બધું હોવા છતાં મૈઝનને ખલીફની સાથેના જીવનમાં કશો આનંદ પડતો ન હતો. એની આસપાસ એશઆરામ અને આનંદવિનોદની ભરપૂર સામગ્રી ભરેલી હતી છતાં એનાં મનને શાંતિ ન હતી. એવી સ્થિતિમાં એ એકલી પડતી ત્યારે ઘણી વાર તે તેણે પોતાની આરબ ભાષામાં રચેલું આવું એક ગીત મીઠા કંઠથી ગાયા કરતી:

કે ઊંટના તે વાળતણા ધાબળા જી રે,
મને લાગે રૂડા,
ઓલ્યા રાજાનાં ચીર રંગરંગનાં રે,
નહીં લાગે રૂડાં.
કે રણમાં તાણેલ મારા તંબુ જી રે,
મને લાગે મીઠા,
ઓલ્યા રાજાના મહેલતણા ઓરડા રે,
નહીં લાગે મીઠા.
પેલા છાવણીમાં ઠેકતા વછેરા જી રે,
ભલા જોવા જેવા,
ઓલ્યા રાજાના ઘોડલા શણગારિયા રે,
નહીં જોવા જેવા.
પેલાં ભસતાં અજાણ્યાને કૂતરાં જી રે,
એ તો સુણવાં ગમે,
ઓલ્યા રાજાના સંતરીનાં રણશિંગાં રે,
એ ના સુણવાં ગમે.

એક વાર ખલીફના સાંભળવામાં આ ગીત આવી ગયું અને તેણે મૈઝનને પોતાને ત્યાંથી રવાના કરી દીધી. આ ગીતની બનાવનારી એ કવિને તો એથી બહુ આનંદ

થયો. તે પાછી પોતાની જાતિમાં પહોચી ગઈ. હવે એને પેલા મહેલમાંથી મુક્તિ મળી ગઈ હતી. એ ઝગઝગાટ કરતા મહેલે એના જીવનને તો ગૂંગળાવી દીધું હતું. એ હવે ફરી જોવાનો નથી એ વાતથી તેને બહુ આનંદ થઈ રહ્યો.

*

હવે તો જગતના બધા જ દેશોમા સૌ કોઈને એ વાત સમજાવા લાગી છે કે બહારના મિથ્યા ડોળદમામ અને મોજશોખો કરતાં સાદાઈ ભરેલું જીવન વધારે ઉત્તમ વસ્તુ છે.

હવે જે લોકોની પાસે ખરચાળ ચીજો ખરીદવા માટેની સાધનસંપત્તિ છે તેમને થવા લાગ્યું છે કે આપણા પૈસાનો કોઈ વધુ સારો ઉપયોગ થઈ શકે છે. અને એવા માણસોની સંખ્યા દિન પ્રતિદિન વધી રહી છે. એ લોકો પોતે જે મોંઘી મસાલેદાર વાનીઓ જમતા હતા તેને બદલે હવે વધારે આરોગ્યપ્રદ બને તેવો ખોરાક લેવા લાગ્યા છે પોતાનાં મકાનોમાં એ લોકો હવે ખાલી દેખાવને ખાતર કીમતી પણ નકામા ફરનીચરના ખડકલા કરતા નથી, એને બદલે તેઓ સાદી અને સુરુચિવાળી વસ્તુઓ વાપરી રહ્યા છે.

આપણે જોઈએ છીએ કે માનવ જાતિના ઇતિહાસમાં જે જે ઉત્તમ અને સમર્થ પુરુષો માનવ જીવનની પ્રગતિમા મોટો ફાળો આપી ગયા છે. તેમનું જીવન શાંત અને સરળ રીતનું જ રહેલું છે. એવા જીવનને લીધે તેઓ પોતાના શરીરનું આરોગ્ય સારી રીતે સાચવી શક્યા છે અને એવા શરીર દ્વારા તેઓ માનવ જાતિના કલ્યાણ માટે સક્રિય રીતે કામ કરવામા પોતાનો ફાળો આપી શક્યા છે અને એવા લોકોનું દૃષ્ટાન્ત જોઈને, જગતના જે જે લોકો પોતાની આસપાસ સંપત્તિના નિરર્થક દબદબા જમાવીને બેઠેલા છે, અને એમા પોતાના નોકર ચાકરો, પોતાનાં કપડાં લત્તાં અને ફરનીચર વગેરેના દાસ બનીને રહેલા હોય છે તેમને પોતાને માટે જરૂર હંમેશા શરમ થવાની છે.

તમે એક બાજુ જો ટેકરો કરો તો તે બીજી બાજુ ખાડો કરીને જ કરી શકો છો જ્યારે કોઈ માણસ ધનવાન બનતો હોય છે ત્યારે તે ઘણું ખરું બીજા અનેકોને ગરીબ બનાવીને જ એ કરી શકતો હોય છે. એટલે જે માણસોને પોતાનો સમય અને બુદ્ધિ અને પૈસા તદ્દન નકામી વસ્તુઓમા વેડફી ન નાખવાં જોઈએ એવું સમજવા જેટલી શક્તિ છે તે લોકોને માટે આ જગતમાં ઘણાં ઘણાં મહાન, સરસ અને ઉપયોગી કાર્યો કરવાનાં પડ્યા છે

સંત ફ્રાન્સિસ આદર્શ જીવનના એક મહાન મંત્ર દૃષ્ટા થઈ ગયા. તેઓ જે કાંઈ ઉપદેશ કરતા તે પૈસાને ખાતર નહિ કરતા એમનું જીવન સાદું હતું. પોતાના સદ્બોધ તેમ જ દૃષ્ટાંત દ્વારા લોકોને સન્માર્ગે વાળી રહ્યા છે એ જ તેમને માટે જીવનની કૃતાર્થતા હતી. એમને લોકો જે કાંઈ આપી જતા તેમાથી તેઓ પોતાનો નિર્વાહ ચલાવી લેતા અને સંતોષમાં રહેતા.

એક દિવસે તેઓ અને તેમનો મિત્ર માસેઓ એક ગામમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યારે ભિક્ષા માગવા માટે તેઓ જુદી જુદી શેરીઓમા ચાલવા ગયા. માસેઓ ખાસો ઊંચો અને સુંદર દેખાવનો હતો, અને સંત ફ્રાન્સિસ તો નીચા અને સાધારણ દેખાવના હતા. એટલે લોકો તરફથી માસેઓને ખૂબ ભિક્ષા મળી અને સંત ફ્રાન્સિસને તો થોડુંક અમથું જ મળ્યું.

એ પછી બન્ને જણા ગામ બહાર ગયા અને એક ચોખ્ખા પાણીના ઝરા પાસે એક મોટી શિલા ઉપર બેઠા અને પોતાને મળેલી ભિક્ષા ભેગી કરીને ખાવાની તૈયારી કરવા લાગ્યા.

ભિક્ષામા આવેલી વસ્તુઓ જોઈને સંત ફ્રાન્સિસ તો આનંદમા આવીને બોલી ઊઠ્યા, 'અરે ભાઈ, આવી સરસ મિજબાની માટે આપણે તે કંઈ લાયક છીએ!'

એટલે માસેઓએ કહ્યું, 'વાત તો સાચી છે, પણ આ રોટીના થોડા ટુકડાઓને તે કંઈ મિજબાની કહેવાય? અને વળી આપણી પાસે છરી કાંટા ક્યાં છે, ટેબલ ક્યાં છે, પાથરણું ક્યાં છે, નોકર ચાકર ક્યાં છે?'

ત્યારે સંત ફ્રાન્સિસે જવાબ આપ્યો, 'પણ ભાઈ તમને ભૂખ લાગી હોય ત્યારે ખાવા માટે સારી રોટી મળે અને તરસ લાગી હોય ત્યારે ચોખ્ખા ઝરણામાંથી પીવાને ઠંડું પાણી મળે એ જ શું મિજબાની નથી?'

બેશક, આ વાર્તામાંથી એમ તો અર્થ નથી જ

કાઢવાનો કે ગરીબ લોકોએ હંમેશાં પોતાની ગરીબ સ્થિતિમાં જ સંતોષ માની લેવો જોઈએ. પણ એમાંથી એટલું તો જણાય છે જ કે, તમારી પાસે ભલે ઝાઝી સાધનસંપત્તિ ન હોય કે પછી બાહ્ય પ્રકારની ધન દોલત ના હોય તો પણ તમારો આત્મા જો ઉચ્ચ સ્થિતિમાં રહેતો હશે તો તેને લીધે તમારું જીવન ઉમદા બનશે અને એ જીવનમાં આનંદ પ્રગટશે. અને એને લીધે તમને જે તૃપ્તિ મળશે તેમાં પછી પેલી સાધનસંપત્તિની ખોટ તમને લેશ પણ નહિ લાગશે.

*

અને એક વાત તો ચોક્કસ છે જ કે સાદું જીવન કદી પણ કોઈને હાનિકારક નીવડતું નથી. પણ આ આપણે મોજશોખના કે ઘણી સાધનસંપત્તિવાળા જીવનને માટે કહી શકતા નથી. ઘણું ખરું તો એમ જ બનતું હોય છે કે જે જે વસ્તુઓ જીવન માટે કાંઈ જરૂરની હોતી નથી તે માણસને હાનિ કરતી જ હોય છે.

પ્રખ્યાત મોગલ બાદશાહ અકબર રાજ્ય કરતા હતા ત્યારે આગ્રામાં બનારસીદાસ નામના એક જૈન સંત રહેતા હતા. એક દિવસ અકબરે તેમને પોતાના મહેલમાં આમંત્રણ આપ્યું અને કહ્યું કે, 'હે સંત પુરુષ, આપનું ઉત્તમ જીવન જોઈને મને ઘણો આનંદ થાય છે. તો આપને જે કાંઈ જોઈતું હોય તે માગો. આપની ઇચ્છા હું પૂરી પાડીશ.'

'ભગવાન મને મારે જોઈતું હોય છે તેના કરતાં પણ વધારે આપી રહ્યા છે.' સંતે જવાબ વાળ્યો.

'તો પણ આપ કાંઈક તો માગો જ.' અકબરે આગ્રહ કર્યો.

'તો હું એટલું માગું છું કે આપ મને હવે ફરીથી કદી પણ આપના મહેલમાં બોલાવશો નહિ. મારે માટે સમય પ્રભુએ મને જે કામ સોંપ્યું છે તેમાં જ આપવો એવી મારી ઇચ્છા છે.'

'ભલે, આપની ઇચ્છા મુજબ થશે.' અકબરે કહ્યું, 'પણ હવે મારે આપની પાસે એક વસ્તુ માગવી છે.'

'બોલો મહારાજ!'

'તો આપ મને થોડી સારી સલાહ આપો. એને હું સ્મરણમાં રાખીશ અને તેનો અમલ કરીશ.'

બનારસીદાસે થોડી વાર વિચાર કર્યો અને પછી કહ્યું, 'તો તમે આ વાતનો હમેશાં ખ્યાલ રાખજો કે તમારું ભોજન હમેશાં શુદ્ધ અને આરોગ્ય આપે તેવું હોય. અને ખાસ તો રાતને વખતે તમારા ભોજનમાં જે માંસ અને પીણાં હોય તેની ખાસ સંભાળ રાખજો.'

'આપની આ સલાહ હું કદી નહિ ભૂલું.' અકબરે કહ્યું.

બનારસીદાસનો ઉપદેશ ખરેખર ઘણો સરસ અને સાચો હતો કેમકે તમારી ખાવા પીવાની ટેવો જો સારી હશે તો તમારું શરીર પણ તંદુરસ્ત રહેશે અને એવું શરીર તે એક શુદ્ધ મન અને પ્રાણને વસવા માટેનું યોગ્ય મંદિર પણ બનશે.

હવે એમ બન્યું કે જે દિવસે આ સંત અકબર બાદશાહને મળવા આવેલા તે રોજાનો દિવસ હતો અને બાદશાહ મધરાત પછી ઘણા મોડેથી જમવાના હતા. રાજમહેલના રસોઈયાઓએ તો સમી સાંજથી બધી રસોઈ તૈયાર કરીને સોનાચાંદીના વાસણોમાં ભરી રાખી હતી અને રોજો પૂરો થાય તેની રાહ જોતા બેઠા હતા.

બાદશાહ ભોજન કરવાને આવ્યા ત્યારે રાત તો ઠીક થાવું જ હતી. આખા દિવસના ઉપવાસ પછી રાજાનું મન ભોજન કરવાને ખૂબ જ આતુર થઈ ગયું હતું પણ તે જમવાનું શરૂ કરે છે ત્યાં તો બનારસીદાસના વચનો તેમને યાદ આવ્યાં, 'તમારા ભોજનમાં જે માંસ અને પીણાં હોય તેની ખાસ સંભાળ રાખજો.' એટલે એમણે પોતાની સામે મુકાયેલા થાળ ઉપર ઝીણવટથી નજર નાખી અને જોયું કે ત્યાં તો બધા ખોરાક ઉપર લાલ લાલ કીડીઓ ફરી વળેલી છે. રસોઈયાઓએ આમ કાળજી તો ઘણી જ રાખી હતી છતાં આ કીડીઓ રાજાના થાળમાં દાખલ થઈ ગઈ હતી અને બધું બગાડી મૂક્યું હતું.

અકબરે ભોજન પાછું મોકલી દીધું અને સંતે કરેલો ઉપદેશ કેવો તો મહત્ત્વનો હતો એ વાતની છાપ તેમના મન પર બરાબર અંકાઈ ગઈ.

તમે એટલું તો સમજી ગયા હશો જ કે બનારસીદાસે અકબરને કાંઈ માત્ર લાલ કીડીઓની સામે જ ચેતવણી નહોતી આપી. એમણે તો ભોજનમાંની જે જે

વસ્તુઓ શરીર તથા મનને હાનિ કરે તેવી હોય તે બધાની સામે ચેતવણી આપી હતી.

આપણા મોટા ભાગના રોગો તો હાનિકારક ખોરાકમાંથી જ થતા હોય છે

જે લોકો શરીરને નુકસાન કરે તેવી ખાવા પીવાની વસ્તુઓ જાણી કરીને વેચતા હોય છે તેઓ ખરેખર પોતાના માનવ બંધુઓનો ભયંકર ગુનો કરી રહ્યા હોય છે. અને જે ખોરાક ભેળસેળવાળો હોય અથવા તો બગડી ગયેલો હોય તે જ માત્ર નુકસાનકારક હોય છે એવું નથી જે જે ખોરાક ખાવાથી શરીરને કોઈ પણ રીતે નુકસાન થતું હોય છે તે બધો જ ખોરાક હાનિકારક છે

*

આ પછી વાતોમાં એ આવતું નથી કે અકબરને એના પીણાના પ્યાલામાં કીડીઓ દેખાઈ હતી કે નહિ પણ બનારસીદાસે બાદશાહને એના પીણાને વિષે પણ સંભાળ રાખવાનું તો કહ્યું હતું જ

કેમકે પીણાના પ્યાલા વિષે પણ સંભાળવા જેવું તો હોય છે જ. આવા પ્યાલાઓ જોવામાં તો બહુ ચમકદાર હોય છે અને એમની અંદરના પીણા ઉત્તેજક હોય છે તેમ જ આનંદદાયક પણ હોય છે અને જ્યારે એ પ્યાલા માણસને માટે તો અત્યંત ભયંકર હોય છે આવી રીતના પ્યાલાઓમાં સૌથી પહેલો પ્યાલો તે દારૂનો છે

મહમ્મદ પયગમ્બરે લોકોને શીખવ્યું હતું કે જુગાર રમવો અને દારૂ પીવો તે પાપ છે અને જે લોકોને કુરાન તરફ ભક્તિ છે તેઓ જુગાર અને દારૂ પીવો છોડી દઈને પોતાનું કલ્યાણ સાધે છે.

પણ ઘણા લોકોને હજારો રીતના માદક પીણા પીવામાં કશું નુકસાન દેખાતું નથી આપણે એ લોકોના અભિપ્રાયને ઘટતું માન તો જરૂર આપીશું પણ જ્યાં એ લોકો એમ તો કદી નહિ જ કહેશે કે દારૂ ન પીવો એમાં ભૂલ થાય છે

એટલે કેટલાક લોકો એમ માનતા હોય છે કે દારૂ પીવો એ ખોટું જ છે—તો કેટલાક લોકોને આથી ઊલટું એમાં નુકસાન નથી દેખાતું —પણ જગતમાં એવું કહેનાર તો કોઈ જ નહિ નીકળે કે દારૂ ન પીવો એ ભૂલ છે આમ દારૂ પીવાથી લાભ છે કે નથી એ બાબતમાં વાદવિવાદ કરી શકાય છે પણ એવું કહેનાર તો કોઈ જ નહિ નીકળે કે દારૂ નહિ પીશો તો નુકસાન થશે. અને કાંઈ નહિ તો એક બાબતમાં સૌ કોઈ જરૂર એકમત થશે કે દારૂ ન પીવાથી પૈસાની બચત તો થાય છે જ.

દરેક દેશમાં મદ્યપાન સંયમ અથવા તો મદ્યપાન નિષેધ કરવા માટેના મંડળો આવેલા છે અને એવા મંડળોના સભ્યો પોતે આવા પીણા ન પીવાની પ્રતિજ્ઞા લેતા હોય છે કેટલાક શહેરોમાં તો દારૂના વેચાણ ઉપર પણ પ્રતિબંધ મુકવામાં આવેલો હોય છે

આથી ઉલટું જગતમાં એવા સ્થળો આવેલા છે કે જ્યાં પહેલા દારૂના ઉપયોગની લોકોને લગભગ કશી જ ખબર ન હતી ત્યાં દારૂનો વપરાશ ફેલાવા લાગ્યો છે દાખલા તરીકે હિન્દુસ્તાન જેવા દેશમાં પહેલા અનેક સૈકા લગી લોકો સંયમી જીવન ગાળતા હતા ત્યાં દારૂ પ્રવેશ પામી ગયો છે અને આ દારૂ તો પુરાણોમાં આવતા રાક્ષસ કરતા પણ વધારે ભયંકર રાક્ષસ છે કથામાં આવતા રાક્ષસો તો માત્ર શરીરને જ હાની પહોંચાડી શકતા હતા. પણ આ દારૂમાં તો માણસની વિચાર શક્તિનો નાશ કરી નાખવાની તેમ જ ચારિત્ર્યના બળને હણી નાખવાની શક્તિ પણ રહેલી છે

દારૂ પ્રથમ તો માણસના શરીરનો નાશ કરી નાખે છે અને પછીથી એ દારૂના વ્યસની માણસને જે બાળકો થતા હોય છે તેમને પણ હાનિ પહોંચાડે છે શરીરનો નાશ કર્યા પછી દારૂ માણસની બુદ્ધિનો નાશ કરી દે છે અને પછી જે લોકોએ માનવ જાતિની સેવા કરવી જોઈએ તેમને તે પોતાના ગુલામ બનાવી લે છે

અને માનવજાતિની સેવા કરવી એ તો આપણા પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે આપણે જો આપણા ખોરાકને લીધે કે પીણાને લીધે આપણા શરીર અને મનનો વિનાશ કરી નાખીશું તો પછી આપણે માનવ જાતિના સાચા સેવક બની શકવાના નથી આપણે ભાગે આવેલું કાર્ય પાર પાડી શકવાના નથી.

એક સૈનિક હોય અને તેના હથિયાર જો ભાંગી ગયેલા હોય તો તે શું કરી શકવાનો છે? એક વહાણ વટી હોય પણ તેના વહાણનો થંભ તુટી ગયો હોય

અથવા એક ઘોડેસવાર હોય અને તેનો ઘોડો લંગડાતો હોય તો તેની કેવી દશા થશે? અને એવી જ રીતે માણસે પણ જો પોતાની કિંમતી શક્તિનો ગુમાવી દીધી હશે તો તે પણ પછી જીવનમાં શું કરી શકવાનો છે?

આવો મનુષ્ય તો પછી પશુના કરતા પણ હીન છે. પશુ એટલું તો કરે જ છે કે એ પોતાને નુકસાન કરે એવી કોઈ વસ્તુ ખાતું તો નથી જ તેમ જ પીતું પણ નથી જ.

રોમનો એક વર્જિલ નામે કવિ થઈ ગયો. એને ખેતરોમા રહેવાનું બહુ ગમતું હતું. એ જ્યારે બળવાન બળદોને ખેતરમા હળ ખેડતા જોતો ત્યારે એ બળદો તરફ એને ખૂબ જ ભાવ ઊભરાતો. એ હળ ખેંચાયું જાય એની પાછળ બેનો ચાસ પડ્યો જાય અને એમા પછી કેવું કેવું ધાન ઊગશે. અને, આ બળદ તે કેવા ચિંગા છે, એના સ્નાયુઓ કેવા તો સશક્ત છે, અને આખું યે વરસ એ કેવું તો ભારે કઠણ કામ કર્યે જાય છે.

એ કંઈ દારૂ પીતો નથી કે મરી મસાલાવાળા ભોજન જમતો નથી. વર્જીલે એક કવિતામા લખ્યું છે: 'એ તો કુદરતે ઉગાડેલું ઘાસ ખાય છે. ખળખળ વહેતી નદીઓનું કે નિર્મળ ઝરાનું પાણી પીએ છે. એને કોઈ ચિંતા આવી એની નિદ્રાનો ભંગ કરતી નથી'

તો તમારા ખાવાપીવામા તમે સંયમ રાખતા થાઓ અને તમે બળવાન બનશો.

તમને કોઈ એવા આશીર્વાદ આપે કે, તમે દૂબળા થઈ જાઓ.' તો તો તમને જરૂર ખોટું જ લાગે ને?

એટલે માણસ પોતાના ખાવાપીવામા જો સંયમ રાખશે તો તેથી જે સશક્ત માણસ હશે તેની શક્તિમાં ખૂબ જ વધારો થશે અને જે અશક્ત હશે તેની શક્તિ જળવાઈ રહેશે.

બનારસીદાસના બોધવચનો હંમેશા સ્મરણમાં રાખોઃ

'તમારા ભોજન થાળ સંભાળો,
તમારો માથવજો ભાઈ પ્યાલો.'

('બાલદક્ષિણા')

## પ્યારાબાપુ


વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવુ. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમા લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ... ... ... ... ... ... ૧૨ સપ્ટેમ્બર ૧૯૬૦




પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

### જૂનાગઢ

| | | |
|---|---|---|
| આવા હતા બાપુ–૧ ૨.૩ દરેકના | .... | ૦–૫૦ |
| ગાંધી-ગુરૂ | ... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | .... | ૦–૩૭ |
| મૈરતીની પળોમાં ... | ... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | | (છપાય છે) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | .... | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | .... | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | .... | ,, |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | .... | ,, |
| આવા હતા બાપુ–૪ | .... | ,, |

અથવા એક ઘોડેસવાર હોય અને તેનો ઘોડો લગૂડાતો હોય તો તેની કેવી દશા થશે? અને એવી જ રીતે માણસે પણ જો પોતાની કિંમતી શક્તિઓ ગુમાવી દીધી હશે તો તે પણ પછી જીવનમાં શું કરી શકવાનો છે?

આવો મનુષ્ય તો પછી પશુના કરતા પણ હીન છે. પશુ એટલું તો કરે જ છે કે એ પોતાને નુકસાન કરે એવી કોઈ વસ્તુ ખાતું તો નથી જ તેમ જ પીતું પણ નથી જ.

રોમનો એક વર્જિલ નામે કવિ થઈ ગયો. એને ખેતરોમાં રહેવાનું બહુ ગમતું હતું. એ જ્યારે બળવાન બળદોને ખેતરમા હળ ખેડતા જોતો ત્યારે એ બળદો તરફ એને ખૂબ જ ભાવ ઊભરાતો. આ હળ ખેંચાયું જાય એની પાછળ પેનો ચાસ પડ્યો જાય અને એમા પછી કેવું કેવું ધાન ઊગશે. અને, આ બળદ તે કેવા ધિંગા છે, એના સ્નાયુઓ કેવા તો સશક્ત છે, અને આખું યે વરસ એ કેવું તો ભારે કઠણ કામ કર્યે જાય છે.

એ કંઈ દારૂ પીતો નથી કે મરી મસાલાવાળા ભોજન જમતો નથી. વર્જિલે એક કવિતામા લખ્યું છે: 'એ તો કુદરતે ઉગાડેલું ઘાસ ખાય છે. ઍજાપેંળ વહેતી નદીઓનું કે નિર્મળ-ઝરાનું પાણી પીએ છે એને કોઈ ચિંતા આવી એની નિદ્રાનો ભંગ કરતી નથી.'

તો તમારા ખાવાપીવામા તમે સંયમ રાખતા થાઓ અને તમે બળવાન બનશો.

તમને કોઈ એવા આશીર્વાદ આપે કે, તમે દૂબળા થઈ જાઓ' તો તો તમને જરૂર ખોટું જ લાગે ને?

એટલે માણસ પોતાના ખાવાપીવામા જો સંયમ રાખશે તો તેથી જે સશક્ત માણસ હશે તેની શક્તિમાં ખૂબ જ વધારો થશે અને જે અશક્ત હશે તેની શક્તિ જળવાઈ રહેશે.

બનારસીદાસનાં બોધવચનો હંમેશાં સ્મરણમાં રાખો:

'તમારા ભોજન થાળ સમાલો,
તમારો સાચવજો ભાઈ પ્યાલો.'

('બાલદક્ષિણા')


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમા લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ... ... ... ૧૨ સપ્ટેમ્બર ૧૯૬૦




પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ



વેદભેદ કેતા પઢે, કેતા પાઠપુરાણ;
ભીતર જાગી ઝંઝના, (એના) પારે પૂગ્યાં વાણ.

*

ઊંચાનીચા ડુંગરા, વચમાં પંઠી ખો;
હાલીતલ હરમત ધરે, ઢૂક્યા ભાળે ભો.

*

કે મારે ગજકાતરે, કે આડે પસતોલ;
કે ડાકૂ ચાકૂ પણે, કિસે કરીએ તોલ ?

*

અકડ હુઈ હાલે કુકડ, પકડ મૂછ દે તાવ;
જકડ દિયા ઝટ ઠાઠડી, છકડ ખાઈ પસતાવ.

*

માધવ, મોહન માત્યમા, દયાનંદ પરસિદ્ધ;
વલ્લભ, વિઠ્ઠલ વંકડા, વરસાવો રિધસિદ્ધ.

*

જગતગુરુ જ્યાં નીપજ્યા, એડી ગુર્જર ભોમ
પાણી કેરાં પારખ્યાં, (ભાઈ) જો શે. સરજ સોમ.

# [illegible]

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨ – ઓક્ટોબર ૧૯૬૦ ] અંક ૮ મો

હું જે પાઠ શીખ્યો છું અને
તમે સૌ શીખો એમ ઇચ્છું છું
તે એ છે કે પ્રેમ સર્વોપરી છે

—ગાંધીજી



ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક

# પ્રેમનો ચિરાગ પ્રગટાવો



"દિવાળીના તહેવારની ઉજવણીમાં હમેશ દીવા જલાવી રોશની શા માટે કરવામાં આવે છે તે આપણે સૌએ બરાબર સમજી લેવું જોઈએ. રામ અને રાવણ વચ્ચેના યુદ્ધમાં સર્વ દૈવી તત્ત્વોના પ્રતિનિધિ રામે સર્વ આસુરી તત્ત્વોના પ્રતિનિધિ રાવણને પરાજય આપ્યો. એ વિજયથી રામરાજ્યની સ્થાપના થઈ.

*

અફસોસ! આજે હિંદમાં રામરાજ્ય નથી, તો પછી આપણે દિવાળીની ઉજવણી કઈ રીતે કરી શકીએ? રામના વિજયની ઉજવણી તેણે જ કરવાની હોય જેના દિલમાં રામ વસેલા હોય કેમ કે માણસોના દિલને અથવા આત્માને અજવાળવાને એક ઈશ્વર જ સમર્થ છે અને એ અજવાળાની જ કિંમત છે.

*

ટોળેટોળાં માણસો જલાવેલા દીવાની એ રોશની જોવાને જાય છે પરંતુ આજે આપણને માણસના દિલમાં પ્રેમનું અજવાળું પ્રગટાવવાની જરૂર છે એવું અજવાળું તમે સૌ તમારા દિલમાં પ્રગટાવો તો જ આજના દિવસે મુબારકબાદી મેળવવાને લાયક બનો.

*

... ... આપણે ત્યાં સર્વ સ્થળે ચાલતો આવેલા એક રિવાજ તરફ મારે તમારા સૌનું ધ્યાન ખેંચવું છે. વરસને અંતે આવતી દિવાળી ઉજવવાનો અધિકાર મળે તેટલા ખાતર આપણે ત્યાં પાછલી સાલના કરતા નવી સાલમાં વધારે રૂડી રીતે ચાલવાના ઠરાવો લખી વાંચી જવાનો રિવાજ છે. દિવાળીની ઉજવણીનો અર્થ પછી એવો થાય કે ઉજવણીમાં ભાગ લેનાર સૌએ પોતપોતાના ઠરાવોનો સફળતાપૂર્વક અમલ કર્યો છે

*

બહાર ગમે તેવી ઝગઝગતી રોશની કરો પણ તેનું કોઈ લક્ષણ અંતરમાં ન દેખાતું હોય તો તેનો કશો અર્થ નથી.

*

છેવટમાં વિક્રમ સંવતના આજના છેલ્લા દિવસે મારે તમને એટલું જ કહેવાનું કે હું આશા રાખું છું કે આવતી કાલથી શરૂ થતા નવા વરસમાં તમારા સૌનું અને હિંદનું કામ રૂડી રીતે ચાલો અને તમે સૌ એકબીજાની અને એકલા હિંદની નહીં પણ હિંદ દ્વારા સારા જગતની સેવા કરવાને સમર્થ થાઓ તેટલા ખાતર તમારા સૌના દિલમાં ઈશ્વર પ્રેમનો ચિરાગ પ્રગટાવો.

ગાંધીજી

[ દિલ્હી ડાયરીમાંથી ]

સંપાદક : મહેન્દ્ર પી. [illegible]

૪૨

અબ તો નિભાયાં બનેગા,
બાંહ ગહેકી લાજ ॥
સમરથ સરણ તુમ્હારી સૈંયાં
સરલ સુધારણ કાજ ॥
ભવસાગર સંસાર અપર બલ
જા મેં તુમ હો જાહાજ ॥
નિરધારાં આધાર જગત ગુર ગુર
તુમ બિન હોય અકાજ ॥
જુગ જુગ ભીર હરી ભગતનકી
દીનહી મોચ્છ સમાજ ॥
મીરા સરણ ગહી ચરણ કી
લેજ રખો મહારાજ ॥

આમાર હાત ધરિયા જે લજાત (એકવાર) દિયા છ પ્રભુ તોમાકે શેષ પર્યન્ત તાહાકે રાખાઈયા લઈયા જાઈતે હઈબે

હે પ્રભુ સરલ શક્તિ દિયા સકલકે ઉદ્ધાર કરાઈ તોમાર કાજ એઈ સંસાર ભવસાગરે અબલેર તુમિઈ તરી હે જગતેર ગુરુ આધાર હીનેર તુમિઈ આધાર તુમિ બિના સકલ કાજઈ અકાજ હઈયા દાડાય યુગે યુગે તુમિઈ ભક્તેર સહાય હઈયા છ સમાજકે મુક્તિ દિયા છ

હે મહારાજ, મીરા તોમાર શરણ લઈયા છે, તોમાર ચરણે તાહાકે સ્થાન દાઓ

'હે પ્રાણવલ્લભ, એક વાર હાથ ઝાલીને લાજ રાખી છે તો હવે છેક અંત લગી નભાવતો રહેજે છોડી ના દેતો

હે પ્રભુ સૌનો ઉદ્ધાર કરવાનુ કામ તારુ છે તારે માટે તે સરળ છે આ સંસારરૂપી ભવસાગર માથી પાર પડવા મુજ અબળાની નૈયા તુ જ છે

હે જગત ગુરુ, નિરાધારનો આધાર તુ જ છે તારી સહાયતા તારી મહેર વિના બધા જ કાર્યો નિષ્ક્રીય થઈને ખડા રહે છે યુગે યુગે ભક્તોને તે જ સહાયતા આપી છે સમાજને મુક્તિ પણ તે જ આપી છે.

હે મહારાજ, મીરાએ તારું જ શરણું લીધું છે, તારા ચરણમા એને સદાનુ સ્થાન આપ '

*

૪૩

નિત નહાને સે હરિ મિલે તો જલ જન્તુ હોઈ।
ફલ મૂલ ખાકે હરિ મિલે તો બાદર બાંદરાઈ॥
તીરણ ભખન સે હરિ મિલે તો બહુત મૃગી અજા।
સ્ત્રી છોડકે હરિ મિલે તો બહુત હૈ ખોજા॥
દૂધ પિકે હરિ મિલે તો બહુત બત્સ બાલા।
મીરા કહે બિન પ્રેમસે નહિ મિલે નન્દલાલ॥

નિત્ય સ્નાને યદિ હરિકે પાઉયા જાઈત, તબે જલજ જન્તુ હઈતામ ફલ મૂલ ખાઈલેઈ યદિ હરિ મેલે તબે બાદર હઈતામ. તૃણ ખાઈયા થાકિলেઈ યદિ હરિકે પાઈ તબે અનેક હરિણી છાગલઈ તો આછે સ્ત્રી સંગ ત્યાગ করিলેઈ যदि તાહાકે પાઉયા જાઈત તબે તો કતીব અનેકઈ આછે દૂધ খাইলেઈ যदि હરિકે પાઉયા જાઈત તબે કত শিশু હરিকে પাইত. મીરા কহে প્રেম বিনা નન્દલালকে পাওয়া যায় না

'નિત્ય નહાવામા જો હરિમિલનની શક્યતા હોય તો જળજંતુને જરૂર હરિ મળવા જોઈએ. ફળ મૂળ ખાવામા જો હરિમિલનની શક્યતા હોય તો વાંદરાઓને મળવા જોઈએ ઘાસ પાંદડા ખાવામા જો હરિમિલનની શક્યતા હોય તો મૃગલા બકરા ફાવી જવા જોઈએ પત્નીસંગ છોડવામા જો હરિમિલનની શક્યતા હોય તો જગતમા અનેક વ્યંઢળો છે તેમનાં જન્મ કૃતાર્થ થઈ જવા જોઈએ દુગ્ધાહારમા હરિ મળી શકતા હોય તો કેટલા ય ધાવણા બાળકો હરિને પામી શક્યા હોત પરંતુ ખરી વાત તો એ છે કે વિના પ્રેમે નંદલાલો કોઈથી યે પામી શકાયો નથી '

*

# દયા નહીં પણ ન્યાય*

રાવજીભાઈ મ. પટેલ

સને ૧૯૩૯–૪૦માં ખેડા જિલ્લા લોકલ બોર્ડના એન્જિનિયર સાહેબ નિવૃત્ત થયા. બીજા એન્જિનિયર નીમવાનો નિર્ણય થયો અરજીઓ મંગાવી. ઘણી અરજીઓ આવી. તેમાં એક અરજી મારા જમાઈની પણ હતી. તે બી. ઈ. બીજા વર્ગમાં પાસ થયેલા. વિદ્યાર્થી તરીકે હોશિયાર ગણાય. અને સાથે બાંધકામનો પણ વ્યવહારૂ અનુભવ લેતા હતા. હું તે વખતે ખેડા જિલ્લા સમિતિનો પ્રમુખ હતો અને નિર્ણય મારે કરવાનો હતો. લાગવગ ભલામણો થયા કરે. એક દિવસ ડભાણ ગામના એક આગેવાન મારી પાસે આવ્યા અને મને આગ્રહપૂર્વક કહેવા માંડ્યું.

'મારું એક કામ કરવાનું છે. આજ સુધી તમે જે જે કહ્યું તે તે અમે કર્યું છે આજે મારું કહ્યું તમારે કરવાનું છે.'

હું સમજી ગયો કે તેમને શું કહેવું હશે. તેમની સાથે એક સુઘડ જુવાન....ઉભેલા હતા તે બી. ઈ પાસ થયેલા હતા. તે પણ ઉમેદવાર હતા. જુવાન આ વૃદ્ધ આગેવાનના જમાઈ થાય. તેમનું કહેવું સાંભળી મેં જવાબ આપ્યો.

'મેં તમને દેશનું કામ કરવાનું કહ્યું અને તમે તે કર્યું છે. તેમ તમે પણ મને દેશનું કામ કરવાનું કહો અને હું જરૂર કરીશ મારી ફરજ છે. બોલો, શું કામ કરવાનું છે?'

તે વૃદ્ધજન હસ્યા અને બોલ્યા. 'આ મારા જમાઈ થાય. તેમણે જિલ્લા લોકલ બોર્ડના એન્જિનિયર માટે અરજી કરી છે. તમારે એટલું કામ કરવાનું.' તમે અધી રાત્રે બતાવેલું કામ મેં કર્યું છે. આટલું મારું કામ તમે જરૂર કરો.'

મેં સાંભળ્યું અને હોઠમાં હસ્યો. આમને મારે શો જવાબ આપવો? અને મેં જવાબ આપ્યો:

'... કાકા, આ તમારા જમાઈ થાય? હોશિયાર અને સરસ જણાય છે. અને બી. ઈ. પાસ તો થયા હશે.'

તુરત પેલા જુવાન બોલી ઉઠ્યા, 'ચાલુ સાલે જ બી. ઈ. પાસ થયો.'

હું તુરત વૃદ્ધજન તરફ ફરીને બોલ્યો, 'કાકા હું તો ધર્મસંકટમાં આવી પડયો. તમારા જમાઈ તે મારા જમાઈ ગણાય. જેમ તમારા જમાઈ ઉમેદવાર છે તેમ મારા જમાઈ પણ ઉમેદવાર છે. હવે મારે કોની નિમણૂક કરવી તે મૂંઝવણમાં હું પડયો.'

પેલા જુવાન ઉમેદવારે મને પૂછ્યું: 'કોણ તમારા જમાઈ?'

મેં જવાબ આપ્યો: 'રામભાઈ ખુશાલભાઈ પટેલ.'

પેલા જુવાન તરત બોલી ઉઠ્યા: 'તે તો મારા 'સિનિયર,' અને મારાથી ઘણા હોશિયાર. તે ઉમેદવાર હોય તો હું આશા ન રાખી શકું. હું તેમને સારી પેઠે ઓળખું છું. મારાથી કાંઈ બોલાય નહીં.'

'છતાં એ પણ પસંદ થશે કે નહીં તે હું કહી શકું નહીં. તમે પણ માની ન બેસશો કે તે મારા જમાઈ છે તેથી તેમની નિમણૂક થશે જ.' મેં હસતાં હસતા કહ્યું. સસરો જમાઈ બન્ને જે જે કરતા ચાલ્યા ગયા.

પણ આ પ્રકરણ આટલેથી પૂરું થયું નહીં. થોડા દિવસ પછી હું જમવા બેસતો હતો તેવામાં મારા ગામના વતની ભાઈ કાન્તિભાઈ ચતુરભાઈ અને જિલ્લા લોકલ બોર્ડના હંગામી એન્જિનિયર શ્રી ચિમનભાઈ આવ્યા. બન્ને નડિયાદમાં રહે. શ્રી ચિમનભાઈ દસ વરસથી જિલ્લા બોર્ડની નોકરીમાં હતા. તે પોતે એન્જિનિયરિંગમાં એલ. સી. ઇ. ની પરીક્ષામાં પાસ થયેલા. તેમણે પણ બોર્ડના એન્જિનિયરની ઉમેદવારી કરેલી. બન્ને જણ નિકટના પરિચયી હતા એટલે તેમને મારી પાસે બેસાડયા અને આગમનનું કારણ પૂછ્યું:

ભાઈ કાન્તિલાલે શરૂઆત કરી: 'અમે તો તમારી પાસે દયાની માગણી કરવા આવ્યા છીએ.'

*જીવનનાં ઝરણાં ભાગ પહેલામાંથી સાભાર. નવજીવન પ્રકાશન મંદિર: અમદાવાદ ૧૪ કિં ૩-૦૦

હું તો શરમાયો મેં કહ્યું 'દયા તો આપણે બધાએ ભગવાનની માગવાની હોય હું દયા કરનાર કોણ? છતાં તમારી વાત કહો '

કાન્તિભાઈએ કહેવા માંડયું ચિમનભાઈ મારા સગા થાય તે તમે જાણો છો તે જિલ્લા લોકલ બોર્ડમાં દસ વરસથી નોકરી કરે છે ખાલી પડેલી એન્જિનિયરની જગાએ એમણે પણ ઉમેદવારી કરી છે ન્યાયની દૃષ્ટિએ એમને હક છે અને તેમની પસંદગી થાય તેવી વિનંતી કરવા અમે આવ્યા છીએ '

એમની વાત સાવ સ્પષ્ટ હતી ન્યાયની હતી પણ એમને ડર હતો કે મારા જમાઈ ઉમેદવાર હોઈ તેમની પસંદગી થશે તેમના ડરથી મને દુઃખ થયું છતાં દુઃખ છુપાવી હું બોલ્યો 'તો પછી તમે દયા શાની માગો છો? નીડર પણે ન્યાય માગો '

ભાઈ કાન્તિભાઈ પોતાનો ભય વ્યક્ત કરતા બોલ્યા, 'દયા એટલા માટે કે ચિમનભાઈ દસ વરસથી નોકરી કરે છે નવા પી ઈ થશે તે દાખલ થાય તે ત્રીસ વરસ નોકરી કરે તે પહેલાં તેમને નિવૃત્ત થવાનું થાય [એટલે આખી જિંદગી તમને એન્જિનિયર તરીકેનો મેં કો ન મળે અને એમની જિંદગી બરબાદ જાય એવું ન થાય તે માટે દયાની માગણી તે કરે છે '

મેં દુઃખ સાથે કહ્યું 'કાન્તિભાઈ, તમારી વાતથી મારા દિલને આઘાત લાગે છે હું અહીં બેસીને એવું શું કરું છું કે જેથી મારા પ્રમાણિક પણા વિષે તમને આટલી બધી શંકા આવી? અમે સેવા કરવા બેઠા છીએ બીજાના ન્યાયના ભોગે જમાઈઓને નોકરી અપાવવા નથી બેઠા એટલો વિશ્વાસ તમારા હૃદયમાં પણ માગ માટે નથી તેથી મને દુઃખ થાય છે હું તમને વિશ્વાસ આપું છું કે મારા જમાઈ અને ચિમનભાઈની પસંદગીમાં ચિમનભાઈનો હક પ્રથમ છે અને બીજા ઉમેદવારોના ઉમેદવારી પત્રો જોયા સિવાય કે અંગત મુલાકાત લીધા સિવાય મારાથી એમ ન કહેવાય કે જિલ્લાના હિતને ભોગે ચિમનભાઈ પ્રત્યેની દયા ખાતર જિલ્લાનું અહિત થવા છતાં તેમ જ તેમનાથી વધારે યોગ્ય માણસને અન્યાય કરીને હું તેમને પસંદ કરીશ '

બન્ને રાજી થતા વિદાય થયા ઉમેદવારી પત્રોમાં એવી કોઈની અરજી ન હોતી કે અસાધારણ યોગ્યતા હોય તેથી ભાઈ ચિમનભાઈની નિમણૂક થઈ અને તે નોકરી મને ૧૯૫૬ સુધી પણ ચાલુ છે

*

## પ્રિયજનો મૃત્યુથી નો વધારે નજીક આવે છે

તમારા દુઃખમાં મારી સહાનુભૂતિ છે આત્મહત્યા કરવી એ પાપ છે અને હરકોઈ પાપ એટલે જુદાઈ એમ હોવાથી તમે આત્મહત્યા કરશો તેથી તો તમારી અને તમારા પત્ની વચ્ચેનું અંતર વધશે. [વળી મૃત્યુથી તમારા દુઃખનો અંત આવી જવાનો નથી કારણ તમે તમારા નિવૃત્ત સ્થાને જશો અને તે તેને નિયત સ્થાને ગઈ છે પરંતુ જ્યાં સુધી આ શરીરે તમે જીવો છો ત્યાં સુધી તમારી જાતને સુધારવાનો તમારે માટે અવકાશ છે તમે તેના શરીરને ચાહતા હતા કે અંદર બેઠેલા આત્માને? જો શરીરને ચાહતા હો તો તેમાં મસાલા ભરીને તમે તેને તમારા ઓરડીમાં રાખી શકતા હતા પરંતુ તમે જો આત્માને ચાહતા હો તો તેનો આત્મા તો જરૂર હજી તમારી પાસે જ છે તેનામાં જે કંઈ સારું હતું તેના સ્મરણો તમારા માટે પૂરતા નથી? કે પછી તમારો પ્રેમ કેવળ સ્વાર્થનો હતો? પ્રિયજનો મૃત્યુથી તો આપણી વધુ નજીક આવે છે

[ડાયરીમાંથી 'ભૂમિપુત્ર'

—ગાંધીજી

પહેલાં જાપાનનો રાજા મિકાડો કહેવાતો એવા એક મિકાડોને કાચની બનાવેલી ફૂલદાનીઓ સંઘરવાનો બહુ શોખ હતો. જુદા જુદા દેશોની અને જાતજાતના રંગોની પચીસેક ફૂલદાનીઓ તેણે ભેગી કરી હતી. આ ફૂલદાનીઓ માટે ખાસ ઈલાયદો એક ઓરડો રાખવામા આવ્યો હતો. એ ઓરડામા એક મેજ ઉપર ગોઠવીને બે સળંગ હારમાં બધી ફૂલદાનીઓ મૂકવામાં આવી હતી ફક્ત એ ફૂલદાનીઓ સાચવવા માટે જ એક નોકર ની પણ નિમણૂક કરવામા આવી હતી.

એક સવારે ધૂળ ઝાપટી નાંખી સાફસૂફ કરવા જતાં એક સુંદર ફૂલદાની પેલા નોકરથી નીચે ફરસબંધી ઉપર પડી ગઈ અને એના બે ટુકડા થઈ ગયા. નોકરે આ બાબતની રાજાને ખબર આપી રાજાએ એ નોકરને એની બેદરકારી માટે જાહેરમા ફાંસી આપવાની સજા ફરમાવી. તે સજા અમલમાં મૂકવા માટેનો દિવસ પણ રાજાએ જાહેર કર્યો લોકોને ય આ સમાચારથી માહિત ગાર કરવામાં આવ્યા.

રાજાનો ઢંઢેરો સાંભળી એક વૃદ્ધ માણુને યુક્તિપૂર્વક એવી વાત વહેતી મૂકી કે એને પોતાને કાંચના ભાંગેલા વાસણ સાંધવાનો કીમિયો આવડે છે બહુ થોડા વખતમા એ વાત રાજાને કાને પહોંચી ગઈ. એટલે રાજાએ ખુશ થઈ જઈ તે ઘરડા માણસને મહેલમા બોલાવરાવ્યો.

ડગુમગુ કરતો જાણે મહામહેનતે ચાલતો હોય તેમ તે વૃદ્ધ પોતાની લાકડીની મદદથી રાજ-મહેલમાં પહોચ્યો. રાજાએ ખૂબ હર્ષથી તેનું સ્વાગત કર્યું અને તેને ફૂલદાનીઓના પેલા ખાસ ઓરડામાં લઈ ગયો, અને મેજ ઉપર હારબંધ ગોઠવેલી બધી ફૂલદાનીઓ તેને બતાવી રાજાએ પેલી તૂટેલી ફૂલદાની પોતાના હાથમાં લીધી અને તે ક્યાંથી તેમ જ કેટલી કિંમતે એણે ખરીદી હતી વગેરે ગર્વથી કહેવા લાગ્યો.

રાજા જે કહેતો હતો તેને સાંભળવ.ની જરા પણ દરકાર કર્યા સિવાય પેલા ડોસાએ એના હાથમાંની લાકડી ઊંચી કરી અને જોરથી એક એવો તો સખત સપાટો લગાવી દીધો કે બાકી રહેલી બધી જ ફૂલદાનીઓ જમીન પર પડી ગઈ અને તેમના ટુકડા આમતેમ વેરાવા લાગ્યા. આ રીતે રાજાનાં દેખતા એના કિંમતી સંગ્રહના ચૂરા થઈ ગયા.

રાજા બહુ ગુસ્સે થઈ ગયો અને બોલી ઊઠચો' 'હરામખોર! બદમાશ! અભાગિયા! તેં આ શું કર્યું?'

પેલા ઘરડા માણસે ઠંડે કલેજે જવાબ આપ્યો 'ધર્મકાર્ય! બીજું કાંઈ નહિ!'

'હું તને પણ ફાંસીની સજા ફરમાવું છું,' રાજા ત્રાડી ઊઠ્યો.

'બહુ સારું,' પેલા વૃદ્ધે કહ્યું અને આગળ બોલ્યો, 'બે ડઝન જેટલી જિંદગીઓ બચાવવાનો મને સંતોષ છે, કેમકે તમારી આ દરેક ફૂલ દાનીએ એક એક માણસનો જીવ લીધો હોત! હવે તમે મારો પ્રાણ ખુશીથી લઈ શકો છો.'

વૃદ્ધજનની આવી ચતુરાઈ અને હિંમતથી રાજા પ્રભાવિત થઈ ગયો. એણે એ વૃદ્ધને તેમ જ પેલા નોકરને કરેલી સજા માફ કરી

# 'આ સાચું લાગે છે?'

ચિત્તરંજન રૂ. રાજા

'આ ગાંધીને નામે પથ્થર તરવા માંડયા.'

હું અને મારા એક મિત્ર ટ્રેનમાં વેરાવળથી જૂનાગઢ જઈ રહ્યા હતા. બાજુની બેઠકમાં બેઠેલા એક ભાઈના ઉપલા શબ્દોએ અમારું ધ્યાન ખેંચ્યું. હું એજ વિચારમાં ચડી ગયો અને બે પાંચ મિનિટ મૂગાં મૂગાં નીકળી ગઈ.

'આ સાચું લાગે છે?' અંતે મેં મારા મિત્રને પૂછ્યું.

'સાચું જ. રામને નામે પથ્થરા તર્યાનું આપણે સાંભળ્યું છે અને આ ગાંધીજીને નામે તરતા આપણે જોઈએ છીએ. સારું નરસું તો કોણ જાણે પણ એમાં જ વ્યક્તિની મહત્તા છે. છેટે ક્યાં જવું. આ ચોરવાડ આવ્યું. પાસે જ મજમી નદિને કાંઠે એક ધણેજ કરીને ગામ છે અને ત્યાં એક વડ છે. એની લોકવાર્તા.આ વાતને લાગુ પડે એવી છે.'

આ સાંભળી મેં એમને વાત કરવા કહ્યું અને એમણે શરૂ કરી.

'પરીક્ષિત રાજાનું મૃત્યુ સર્પદંશથી થશે એવો તેના ઉપર શ્રાપ થયો. ધન્વંતરિને થયું કે પરીક્ષિત જેવો સારો રાજા સર્પદંશથી મૃત્યુ પામે અને પોતે એ બેઠા બેઠા જોયા કરે તો તેની વિદ્યા લાજે. એટલે એમણે વિચાર કર્યો કે પરીક્ષિત પાસે પહોંચી જવું કે જેથી સર્પદંશ થાય કે તુરત પોતાની વિદ્યાથી ઝેર ઉતારી શકે. આ નિર્ણય અમલમાં મૂકવા ધન્વંતરિએ તો પોતાના શિષ્યોને સાથે લઈ પ્રયાણ કર્યું. ચાલતા ચાલતાં સમી સંધ્યાએ આવ્યા આ ધણેજ ગામના પાદરમાં. થાક લાગેલો અને રાત પડવા આવી હતી એટલે એક મોટા વડના વૃક્ષ નીચે 'ઉતારો કર્યો' કંઈક થાક ઉતર્યો એટલે આજુબાજુ નજર કરી તો એ જ વડ નીચે એક જુવાનને ઉતારો કરેલ દીઠો. ધન્વંતરિએ તો જુવાનને બોલાવ્યો અને નામ ઠામ પૂછ્યા. પેલો જુવાન તો ધન્વંતરિને ઓળખી ગયો. ધન્વંતરિને કોણ ન ઓળખે? તેણે કહ્યું:

'વૈદરાજ હું મનુષ્ય સ્વરૂપે તક્ષક છું. અને પરીક્ષિતને કરડવા નીકળ્યો છું.'

ધન્વંતરિ તો વિચારમાં પડી ગયા. 'શું સંજોગ ઉભા થયા છે' એમ એમને થયું અને બોલ્યા.

'ભાઈ તક્ષક, આપણે ખોટા ભેગા થઈ ગયા. તમે જેને મારવા નીકળ્યા છો તેને હું બચાવવા નીકળ્યો છું'

તક્ષક બોલ્યો. 'ગુરુદેવ થાય એ ખરું. ધર્મ આજ્ઞા છે એટલે ક્ષમા કરજો. મને દુઃખ થાય છે પણ શ્રાપ એવો ભય કરે છે કે મારું વિષ આપ ન ઉતારી શકો એ સંભવે.'

ધન્વંતરિને સહેજે સંભ્રમ થયો એટલે ફણીએ તેના ઉપર સવાર થઈ બોલાવ્યા.

'નાગરાજ, ડંખ દેખતો હોઉં અને વિષ મારી વિદ્યાથી ન ઉતરે એ કલ્પના બહારની વાત છે.' ખાતરી કરવી હોય તો દંશ આપો આ વડને અને જોઈ લ્યો પારખાં.'

તક્ષકને પણ ધન્વંતરિની વિદ્યા જોવાની ઇચ્છા થઈ અને તેણે વડને બટકું ભર્યું. બટકું ભરતાંની સાથે વડની દંશાયેલી ડાળનાં પાંદડાં કાળાં પડવા શરૂ થયાં. ત્યાં તો ધન્વંતરિએ મંત્ર ભણી અંજલિ છાંટી. એટલે વડ સજીવન થયો. (આજે પણ એ વડ ધણેજમાં ધન્વંતરિ વડ તરીકે પૂજાય છે અને તેનાં પાંદડાં એક ડાળમાં લીલાં છે અને એક ડાળમાં પીળાં છે.)

તક્ષક તો ડઘાઈ ગયો. નીચું ઘાલી પોતાના ઉતારે જઈ સૂઈ ગયો. એ ધન્વંતરિનો ભેદ પામી ગયો હતો. સવારે ધન્વંતરિ ઊઠીને જુએ છે તો તક્ષક અલોપ થઈ ગયો લાગ્યો.

'નક્કી મારા પહોંચવા પહેલાં કામ ઉકેલવા ઉપડી ગયો માટે મારે પણ વિલંબ કરવો ન જોઈએ.' એમ વિચારી સ્નાન, સંધ્યા પતાવી શિષ્યો સાથે પ્રયાણ શરૂ કર્યું. ચાલતાં ચાલતાં થાક ખૂબ લાગે એટલે વિસામો લેતા જાય અને પાછું પ્રયાણ શરૂ કરે. કંઈક ટેકો હોય તો થાક ઓછો લાગે એમ વિચાર કરે છે ત્યાં રસ્તામાં જ એક વાંસની લાકડી પડેલી જોઈ. ધન્વંતરિએ લાકડી ઉપાડી ટેકે ટેકે ચાલવું શરૂ કર્યું. પછી તો લાકડી પણ ભારે લાગવા માંડી. એટલે નાખી ખભે. જેવી ખભે નાખી કે લાકડી સ્વરૂપે અત્યાર સુધી રહેલા તક્ષકે ધન્વંતરિને પીઠમાં બટકું ભર્યું અને ધન્વંતરિના હાથમાંથી સરકી પડી બોલ્યો:

'ગુરુદેવ ક્ષમા માગું છું... આપને કરડવાનું પાપ મેં કર્યું છે. પણ મારા કાર્યમાં આપ વિઘ્ન નાખશો અને મારે પણ શાપિત થવા પ્રસંગ આવે એટલે મેં આ કર્યું છે. આપ હવે ડંખ દેખાતા નથી એટલે આપ આપને જ બચાવી નહિ શકો.' આમ બોલી એ પલાયન થઈ ગયો.

ધન્વંતરિ ગુસ્સે તો થઈ ગયા પણ પોતે કોઈને મારી તો શકે જ કેમ! ધબ કરતા બેસી ગયા અને શિષ્યોને પાસે બોલાવી કહ્યું:

'બેટાઓ, ડંખ દેખાતો નથી એટલે મારી વિદ્યા કામ નહિ આવે. હવે મારે મૃત્યુલોકમાંથી વિદાય લેવી પડશે. એનો મને અફસોસ નથી. આપણું આ કાર્ય તો પાર નહિ પડે પણ ચાલો તમને ઘડિયા વિદ્યા શીખવું. હું મારા પ્રાણનો ત્યાગ કરું છું. તમે મારી ખોપરીમાંથી મારું મગજ કાઢી લઈ મને નદીમાં નાખી દેજો અને પછી મારા મગજના કટકા કરી, રાંધી, તમે બધા ખાઈ જાઓ એટલે મારી વિદ્યા તમારામાં આવશે અને પરીક્ષિત તો નહિ બચે પણ તમે અનેક માનવીઓને બચાવશો.' આટલું કહેતાની સાથે જ ધન્વંતરિએ આસન વાળ્યું. શિષ્યોએ તેની આજ્ઞા અનુસાર માથું ખોલી તેના દેહને નદીમાં પધરાવ્યો અને મગજના કટકા કરી હાંડલામાં રાંધવા બેઠા, ત્યાં યમરાજની આંખ ઉઘડી.

'એકના દશ ધન્વંતરિ થાય અને પછી તો દશના એકસો થાય, તો દુનિયા ચાલે કેમ?' એમણે નારદજીને શોધી હતાશ ભાવે પ્રાર્થના કરી.

'મુનિરાજ.'

'શું આજ્ઞા છે?' નારદજીએ પ્રતિઉત્તર આપ્યો.

'આ ધન્વંતરિના શિષ્યોને રોકવા જોઈએ.' યમરાજે કહ્યું.

'એમાં શું મોટી વાત છે?' 'આપ નિશ્ચિંત રહો. હું આ ચાલ્યો.' કહી નારદજી ઉપડ્યા આ શિષ્યો હતા ત્યાં. નારદજીને જોઈ શિષ્યોએ દંડવત્ કર્યા. નારદજીએ તો બેઠક જમાવી અને શું કરી રહ્યા છો એ પૂછ્યું.

'ગુરુજીનું માથું પકાવીએ છીએ.' શિષ્યોએ કહ્યું.

'અરે! મનુષ્ય માંસનો ભક્ષ? અને તેમાં પણ ગુરુના માંસનો! બ્રાહ્મણ છો કે કસાઈ!' નારદજીએ પૂછ્યું.

શિષ્યો તો શરમિંદા થઈ ગયા. કોઈ ન બોલે કે ન ચાલે. છેવટ એક બોલ્યો:

'દેવ અમને પણ આ નથી ગમતું. પણ ગુરુની આજ્ઞા છે એટલે કરી રહ્યા છીએ.' પછી તેણે આખી વાત કરી.

'અતિક્રમ, અતિક્રમ. સર્પદંશથી ગુરુદેવને

મતિભ્રમ થયો એ આજ્ઞા તમને બંધનકર્તા ન હોય ' નારદજી બોલ્યા

શિષ્યોને પણ આ કરવુ ગમતું નહોતુ અને નારદજીએ નિર્ણય આપ્યો એટલે શિષ્યોનુ ધર્મસંકટ ટળ્યુ બધા ઊભા થયા અને કૂવા ઉપરની હાંડલીને માર્યો પથ્થર હાંડલીના કાચલા વેરાઈ ગયા અને અંદરના ટુકડા વેરણછેરણ થઇ ગયા અને નારદજી તથા શિષ્યો ચાલતા થયા પણ એક શિષ્યને એ ન ગમ્યુ એ બેઠો રહ્યો તેને થયુ

'મતિભ્રમ કે અતિભ્રમ ગુરુની આજ્ઞા પાળવી જ જોઈએ ' પણ થાય શુ ! જુએ છે તો બધુ વેરણછેરણ અને હાંડલીના કાચલા પડ્યા છે છેવટે

'એ તો એ ' એમ વિચારી તેણે કાચલા ચાટ્યા

'પરિણામ જાણવુ છે ? ' મારા મિત્ર બોલ્યા 'આ કાચલા ચાટેલ શિષ્ય અને તેના વંશજમા ધન્વંતરિની વિદ્યા તો ન આવી પણ આ જડીબુટ્ટી આપી સર્પ ઉતારતા ગારુડી પેદા થયા '

## ચડતી પડતી

દેશમા એની હાક વાગતી રતનપુરનો એ મુખ્ય પ્રધાન હતો ઘર ખૂબ સાધનસંપન્ન કેટલાયે નોકરચાકરો પાણી માગે ત્યા દૂધ હાજર થાય આજુબાજુના નાના રાજ્યો પર વિજય મેળવી તેણે પોતાના રાજ્યની સીમા વધારી હતી. જીવાજી એનુ નામ

લોકોમા જાગૃતિ આવી, ક્રાંતિ થઈ સમય બદલાયો અને રાજાએ પ્રજાની તરફેણમા ગાદીત્યાગ કર્યો જીવાજીની મિલકત જપ્ત થઈ એ એના કુટુંબ સાથે વીરનગર નાસી ગયા રાજદરબારમા હવે તેને પડવુ ન હતુ તેનો સૂર્ય આથમી ગયો હતો તેણે વીરનગરમા સૈનિકની નોકરી મેળવી

અકસ્માત વીરનગરના રાજાને આ વાતની ખબર પડી રતનપુરના મુખ્ય પ્રધાન જીવાજી વખાના માર્યા વીરનગરમા સૈનિકની નોકરીમા રહ્યા છે તેમને થયુ જીવાજી સૈનિકની નોકરી કરે એ યોગ્ય નહિ બીજી કોઈ ઉચી નોકરીમા પણ રખાય નહિ એમ છતા પોતાના ખાનદાનને યોગ્ય એવુ કાંઈક જીવાજી માટે તેણે કરવુ જોઈએ

રાજાએ જીવાજીને બોલાવ્યો જીવાજીએ ટટ્ટાર ઉભા રહી સલામ ભરી અને આજ્ઞા માટે રાહ જોતો ઊભો

તમે રતનપુરના મુખ્ય પ્રધાન હતા એ મે જાણ્યુ '

'જી '

સૈનિકની નોકરીમા રાવે છો

'જી '

મે તમારા માટે કાંઈ વિચાર્યુ છે આ નોકરીમા તમને રાખીએ એ મારા ખાનદાનને ન શોભે '

'આભાર'

તમને વીરનગરની ફૂલવાડીમા બંગલો ભેટ કરુ છુ અને દર વર્ષે બારસો રૂપિયા તિજોરીમાથી મળશે તમે આપના દરજ્જાને યોગ્ય એવુ નિવૃત્ત જીવન ગાળો ઈશ્વર સ્મરણ કરો '

'આપની દયા માટે અહેસાનમંદ છુ મારે એ કાંઈ ન ખપે સમય પ્રમાણે મારે જિંદગી સામે ટક્કર ઝીલવી છે, એવો કાયર હુ શા માટે થઉ !

'તમે ઘરે જાઓ અને શાંતિથી વિચાર કરો '

તમારી લાગણી માટે ખૂબ આભાર મે નિર્ણય કર્યો છે કે મારે એ કાંઈ ન ખપે ઈશ્વરની કસોટીમા હુ શા માટે પાછો પડુ '

બરાબર વિચાર્યુ છે ? નોકરી પણ જશે અને મારી ભેટ પણ જશે '

મારો નિર્ણય છે મને આટલા બધા આભારના ભાર નીચે લદી વધુ દુખી બનાવો નહિ મને મારી રીતે જીવવા દો. નોકરીમાથી રદ કરશો તો વળી બીજે જઈશ.' જીવાજીની આંખમા ઝળઝળિયા આવી ગયા

તેણે બંગલાની ભેટ અને પેન્શન ન જ સ્વીકાર્યાં રાજા સ્તબ્ધ બની ગયો મૃત્યુ સુધી જીવાજી સૈનિક રહ્યો જીવાજીનુ અવસાન થયુ ત્યારે તેનુ સ્મરણ કરતા રાજા ગદ્ગદ થઈ ગયા

(સત્ય ઘટના પરથી)

—કિરીટકુમાર પારેખ

# આવા હતા બાપુ



દક્ષિણ આફ્રિકાથી ગાંધીજી હિંદમાં આવ્યા ત્યારે રેલવેમાં પહેલા અને બીજા વર્ગમાં મુસાફરી કરતા. પણ એમણે જોયું કે જો મારે લોકોના સંપર્કમાં આવવું હોય, તેમનાં સુખદુઃખના ભાગીદાર બનવું હોય, તો મારે ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરવી જોઇએ.

વિચાર આવ્યો કે અમલમાં મુકવો, એ ગાંધીજીની ખાસ ખાસિયત. અને તેથી જ એમણે જીવનમાં ઘણું મેળવ્યું.

આમ ત્રીજા વર્ગમાં મુસાફરી શરૂ થઇ. આથી ગાંધીજી પર કેવી કેવી હાડમારી અને વીતકો વીત્યાં એ પણ જાણવાં જેવાં છે. એક પ્રસંગ આપું છું.

૧૯૧૭નું વરસ. ગાંધીજીએ ત્રીજા વર્ગની ટીકીટ લીધી. કરાંચીથી કલકત્તા જવાનું હતું. લાહોરમાં ગાડી બદલવાની હતી. લાહોર સ્ટેશને ગિરદીનો પાર નહીં. ગાડીમાંથી ઊતરનારને ઊતરવાનું ન મળે અને ચડનારાને ચડવાનું ન મળે. સ્ત્રીઓ અને બાળકો ભીંસાઈ જાય. એમાં નાનાં નાનાં બાળકો તો ચીસો પાડે. અને ધક્કાચાલી તો એટલી કે માથું ફરી જાય.

આમા ગાંધીજી પણ હતા. લોકોની સાથે લોકો જેવા થઈ ધક્કામુક્કી કરવી તેમને પસંદ નહીં. તેઓ બગલમાં પોટકું રાખીને આખી ગાડી બે ત્રણ વાર જોઈ વળ્યા પણ ક્યાંય જગા ન મળી. વિચારવા લાગ્યા, 'આજ તો જરૂર ગાડી ચૂકી જઇશ.'

ત્યા એક મજૂર આવ્યો અને ગાંધીજીને કહે, 'શું વિચારમાં ઊભા છો? ગાડીમાં ચડવું છે? લાવો બાર આના, તો હમણાં જ જગા કરી દઉં?'

ગાંધીજીએ કહ્યું: 'જગા શોધી આપ તો જરૂર બાર આના આપીશ.'

મજૂર જગા શોધવા ગયો. પણ ક્યાંય તેને જગા મળી નહીં. ગાડી ઊપડવાની સીટી થઈ, ગાર્ડે ઝંડી ફરકાવી, અને ગાડીએ પાવો કર્યો. ત્યાં ગાંધીજી ઊભા હતા તેની સામેના ડબ્બામાંના એક ભાઈને દયા આવી કે કોણ જાણે, પણ તે મજૂરને કહે: 'અહીં જગા નથી પણ આની અંદર બારીમાંથી ઘુસાડી શકે તો ઘુસાડી દે. ઊભા રહેવાની જગા મળી રહેશે.'

મજૂરે ગાંધીજી સામે જોયું. ગાંધીજીએ હા પાડી. પંજાબી પહાડી મજૂરે તરતજ ગાંધીજીને બે હાથે ઊંચકીને બારીમાંથી અંદર ચાલતી ગાડીએ પોટલાની જેમ ધકેલી દીધા.

આમ ગાંધીજી ચાલતી ગાડીએ ડબ્બામાં પડ્યા, ને આખી રાત ડબ્બાની સાંકળ પકડીને ઊભા જ રહ્યા

ત્યાં પણ ક્યાં શાંતિ હતી

એક ઉતારુએ રૂમાલથી પરસેવા વાળું મોં લુતાં ગાંધીજીને કહે: 'અરે એ, ઊભો શું છે? ક્યાંક બેસી જા બારીએથી હવા તો આવવા દે.'

ગાંધીજીએ શાંતિથી ધીમા અવાજે કહ્યું: ભાઈ, જગા ક્યાં છે કે હું બેસું?'

'તો આમ બારીની વચ્ચે ઊભો રહીને અમને હેરાન કેમ કરે છે?'

આમ આજુબાજુના ઉતારુઓ ગાંધીજીને હેરાન કરતા હતા. ને એમ કરતાં કરતાં સવાર થઈ. આખી રાત ઉતારુઓએ ગાંધીજીને પજવ્યા. અને ગાંધીજીએ શાંતિથી અને મીઠાશ ભર્યા અવાજે જવાબો આપ્યા તેથી એક ઉતારુને નવાઈ લાગી. અને ગાંધીજી પાસે આવીને પૂછયું: 'તમે ક્યાંના રહે-વાસી છો?'

'ગુજરાતનો.'

'તમારું નામ?'

'મોહનદાસ'

'પૂરું નામ બતાવશો?'

'મોહનદાસ કરમચંદ ગાંધી'

જ્યાં પૂરું નામ બોલાઈ ગયું ને આજુબાજુના માણસોનાં કાન ચમક્યા અને તરત ગાંધીજી તરફ જોવા લાગ્યા. અને વિચારવા લાગ્યા કે, 'ગાંધી મહાત્મા તો આ નથી ને?' અને શંકા દૂર થતા ગાંધીજીને ધમકાવનારો ઊભો થયો. અને માફી માગતા પોતાની જગાએ બેસાડ્યા ને પોતે ઊભો થઈ ગયો.

આખી રાતના ઉજાગરાથી, તેમ ઊભાં ઊભાં ગાંધીજી ખૂબ થાકી ગયા હતા, ને માથું ભમતું હતું, એ વખતે બેસવાની જગા મળી તે બદલ ઈશ્વરનો મનમાં આભાર માન્યો.

આમ હાલાકી ભોગવતા ગાંધીજી કલકત્તા પહોંચ્યા.

# એક શુદ્ધ દાન

ગોપાળકૃષ્ણ મલ્લિક

સૈકાઓ પહેલાની વાત છે કોઇ એક શહેરમા એક એક રાજા રાજ કરતો હતો તે શહેરની બાજુમા એક જગલ હતુ તેમા એક કગાળ બ્રાહ્મણ કુટુબ રહેતુ હતુ તે બ્રાહ્મણને એક કન્યા હતી, જે વિવાહ યોગ્ય થઇ ગઇ હતી તેની સ્ત્રીએ તેને સલાહ આપી કે રાજાને આ માટે પ્રાર્થના અને યાચના કરે તો આપણુ આ સકટ દૂર થઇ શકે બ્રાહ્મણ યાચના કરવાને રાજાની પાસે પહોચ્યો

રાજાએ તેની પ્રાર્થના ખૂબ શાતિથી સાભળીને બ્રાહ્મણને દશ હજાર સ્વર્ણ મુદ્રાઓ રાજ-ભડારમાથી બક્ષિસ આપવા આજ્ઞા કરી બ્રાહ્મણે કહ્યુ 'આ બહુ ઓછુ છે રાજન્!' રાજાએ એટલી જ બીજી સ્વર્ણ મુદ્રાઓ વધારી આપવા હુકમ કર્યો પરતુ બ્રાહ્મણે ફરી પ્રાર્થના કરી 'મહારાજ' આથી આ કગાળ બ્રાહ્મણની કન્યાના લગ્નનુ કામ પૂરુ થઇ નહી શકે' રાજાએ ફરી એટલી જ મુદ્રાઓ વધારવાની આજ્ઞા કરી તો પણ બ્રાહ્મણ કહેતો જ રહ્યો આ બહુ જ ઓછુ છે આથી મારુ કાઈ પૂરુ નહી થાય' કટાળીને રાજાએ પોતાનુ આખુ રાજ્ય જ બ્રાહ્મણને અર્પણ કરી દીધુ પણ બ્રાહ્મણની ઉપરની રટ ચાલુ જ રહી કે આમા મારુ શુ પૂરુ થાય

ત્યારે રાજાએ બ્રાહ્મણને કહ્યુ 'મહારાજ' હવે તો મારી પાસે આપવાને માટે કઈ રહ્યુ જ નથી મારી પાસે શુ યાચના કરો છો કેમ કે હવે હુ જ જ્યારે યાચકની સ્થિતિમા મુકાઇ ગયો છુ.'

'પણ આપના શુદ્ધ-દાન વગર મારી કન્યાનુ લગ્ન થવુ સભવ જ નથી, રાજા!' બ્રાહ્મણે ખૂબ જ દુ:ખી હૈયે રાજાને કહ્યુ

'મારુ સર્વસ્વ અર્પણ કરતા છતા પણ તે શુદ્ધ-દાન કયુ બાકી રહ્યુ?' રાજાએ આશ્ચર્યથી બ્રાહ્મણને પૂછ્યુ,

'હા, મહારાજ' આપના શરીર-પરિશ્રમ દ્વારા કમાવાયેલી થોડી મુદ્રા જ મારા માટે સર્વશ્રેષ્ઠ દાન બનશે' બ્રાહ્મણે રાજાને સ્પષ્ટ શબ્દોમા પ્રાર્થના કરી

રાજા થોડી વાર મૌન થઇ ઊડા વિચારમા ડૂબી ગયો અને પછી કહ્યુ 'હે બ્રાહ્મણ કાલે પ્રાત કાળે હુ થોડુ શુદ્ધ-દાન તમને અર્પણ કરીશ'

બ્રાહ્મણ ચાલ્યો ગયો અને રાતે રાજા પોતાનો વેશ બદલી શહેરમા કામ મેળવવાની ચિતામા અહીથી તહી ભટકવા લાગ્યો રાજાએ જોયુ, આખુ શહેર આરામથી સૂતુ છે ફક્ત એક લુહાર પોતાની ભઠ્ઠી ઉપર હજુ પણ પરસેવાથી રેબઝેબ થતો કામ કરી રહ્યો છે તે તેની પાસે ગયો અને પ્રાર્થના કરી, 'ભાઈ હુ એક ગરીબ માણસ છુ, એટલે જો તમારી પાસે કઈ કામ હોય તો આપવાની દયા કરો'

લુહારે કહ્યુ 'હા, મારી પાસે એટલુ કામ છે, જો પ્રાત કાલ સુધી તુ આ કામ પૂરુ કરી દે તો તને મહેનતના ચાર પૈસા આપી શકીશ'

રાજાએ આખી રાત ખૂબ શ્રમ કરીને આપેલા કામથી પણ વધુ કામ કરી નાખ્યુ અને ચાર પૈસા ફક્ત તે લુહારની પાસેથી મેળવીને સવારે રાજમહેલમા પધાર્યો સવાર થતા જ તે બ્રાહ્મણ પણ ત્યા હાજર હતો રાજાએ ખૂબ આનદથી તે શુદ્ધ-ધન તેને અર્પણ કરી દીધુ બ્રાહ્મણ ખુશ થતો થતો ઘરે આવ્યો અને રાજાએ આપેલ પવિત્ર દાન બ્રાહ્મણીના હાથમા મૂક્યુ ગરીબ બ્રાહ્મણી એ ચાર પૈસા જોઇને ક્રોધથી કપાઉઠી ને એ પૈસાને ફળિયામા ફેંકી દીધા

બીજે દિવસે સવારે ત્યા સ્વર્ણ મુદ્રાઓથી ભરેલા ચાર વૃક્ષ ઊગી નીકળ્યા બ્રાહ્મણીને ખૂબ આશ્ચર્ય થયુ, પણ બ્રાહ્મણ તો બધો મર્મ સમજતો હતો. આખા શહેરમા આ વાત ફેલાઈ ગઈ રાજા પણ એ આશ્ચર્ય ઘટના જોવા આવ્યો

બ્રાહ્મણે રાજાનો યથોચિત સત્કાર કર્યો અને કહ્યુ 'ભાગ્યશાળી રાજા' આ આપ-જેવા નેક રાજાના શ્રમની કમાઇનુ ફળ છે આથી તો શ્રમની કમાઈની સામે સારી સપત્તિ અને મોટામા મોટુ રાજપાટ તુચ્છ છે

પણ તે ભલા રાજાની આ કમાઇની પ્રીતિ આ ભલા સભ્ય યુગમા મરી પરવારી છે એટલે તો કેટલીએ ગરીબ કુવારી-કન્યાઓને આપઘાતનો આશરો લેવો પડે છે

*

ઘેર અપરાધીઓને લઈને એક વહાણ ફ્રાન્સથી આવ્યું જાય છે. હતા તો તે સૌ કાળા પાણીની શિક્ષા પામેલા પણ તે માંહેનો એક ગુનેગાર એવો હતો કે એને બીજા ગુનેગાર ધિક્કારતા. કેમ કે એ હતો તો સાધુ પણ એણે એક વૃદ્ધ સ્ત્રીની હત્યા કરી હતી.

બાવા પીર સેંટ રેમી નામે ગામમાં બહુ લોકપ્રિય થયેલો સાધુ હતો. એના દેવળ સામે વિધવા દુકાન રહે. એક દિવસે સવારે આ બાઈને ઘરે સફાઈ કરનારી કામવાળીએ આવીને બારણું ઉઘાડ્યું ને જોયું તો એની શેઠાણી મરેલી પડી હતી.

બાવા પીર સામે પડેલો પુરાવો નિર્ણાયક હતો. વિધવાના ઘરથી તે દેવળના પાછલા બાર ... લગી બરફમાં પગલાં પડ્યાં હતાં. સૌ જાણતા કે વિધવા બાઈ બીકણ છે. સાંજ પછી ઘર બંધ કરીને બેસે છે અને બાવા વિના બીજા કોઈને પછી ઘરમાં પેસવા દેતી નથી. એના મૃત્યુપત્રમાં એનું સર્વસ્વ સાધુને જાય એવું લખાયું હતું. અને બાવાના બાગમાં દાટેલો નોટોનો ડાઘ પડેલો બાવાનો ડગલો પોલિસને હાથ આવ્યો હતો.

બાવા પીર તો એટલું જ કહે કે હું નિર્દોષ છું. પણ એને આપણા આંદામાન જેવા સેતાન બેટ ઉપર જનમટીપની શિક્ષા થઈ.

વહાણ બેટે પહોંચ્યું એટલે સાધુ સહિત સૌને ઝાડ કાપવાનું કામ આપ્યું. બાવા પીર બળવાન હતો. પોતાનું કામ એ સૌથી પહેલાં કરી નાખતો, અને પછી કોઈ નબળો કેદી હોય તો તેને કામ કરાવવા લાગતો.

બીજે વર્ષે બાવા પીરને ઓરાપટની કેદીછાવણીના ઉપરી સેવે મોકલ્યો. એ રાપૂટ તો નરક જેવું હતું. ત્યાં કેદીને કડસમાણા ગારામાં કામ કરવું પડતું ને મચ્છર બહુ એટલે મેલેરિયા પણ બહુ થાય. ઓરાપુટના કેદીઓની સેવા કરીને એમના મન બાવા પીરે હરી લીધાં.

ઓરાપુટની છાવણી બંધ થઈ એટલે બાવા પીરે માગણી કરી કે ઈલ-સાં-લુઈ બેટ ઉપર કોઢિયા કેદીને રાખે છે ત્યાં મને મોકલો. એટલે એને ત્યાં મોકલ્યો. ત્યાર અને પાંચેક વર્ષ થયાં ત્યાં મોકાદ્રૂ ત્યાં આવ્યો.

ઘર ફાડવાના ગુના માટે મોકાદ્રૂને સેતાન-બેટ મોકલ્યો હતો. ત્યાં એણે આઠ વર્ષ વીતાવ્યાં હતાં. પછી એને કોઢ નિકળ્યો એટલે ઈલ-સાં-લુઈ બેટ લઈ આવ્યા.

બાવા પીર એના ઘારા ધોવા ને પાટા બાંધવા આવ્યા ને જોયું તો એના મોં ઉપર માણસનો અણસાર રહ્યો નહોતો.

બાવા પીરે એના ઉપર વાંકા વળીને પૂછ્યું કે કાંઈ દુખે છે? મોકાદ્રૂ બાવા સામો ઘડીક તો જોઈ રહ્યો. પછી રાડ પાડીને બેઠો થઈ ગયો અને બાવાને ... બાવાએ એને પીવા સારુ દૂધ આપ્યું હતું તે એને આપ્યું ને કહે 'લો મારા ભાઈ એટલે તને સારું લાગશે.'

કોઢિયો મનમાં બોલ્યો, 'ના ના એમ તો કેમ બને? આ બાવા પીર ક્યાંથી હોય?'

બાવાએ પૂછ્યું, 'તમે મને ઓળખો છો?'

કોઢિયો કહે, 'તમે મને ન ઓળખ્યો? હું મોકાદ્રૂ.'

બાવા પીર સારી વાર એના સામું જોઈ રહ્યા. પછી કહે 'મારા બાપડા જા, ભગવાન તને દેવો ... છે!'

બીજા કોઢિયા કેદી મોકાદ્રૂની ઝૂંપડીના બારણા આગળ ઊભા હતા. તેને એણે ઝૂંપડીમાં બોલાવ્યા ને કહે 'હું જાણું છું કે હું હવે મરવાનો થયો છું. મારી વાત સાંભળો. બાવા પીર નિર્દોષ છે. વીસ વર્ષ પહેલાં જેની એને શિક્ષા થઈ તે ગુનો મેં કર્યો હતો. આ વાત બાવાજી જાણતા હતા છતાં એણે કોઈ દી કોઈને કહ્યું નહિ.'

'વિધવાને મેં મારી નાખી હતી. હું બાવાજીનો માળી હતો અને એની ઓરડીની નીચે નાનકડી ઓરડીમાં સૂતો. એક રાતે બાવાજીનો ડગલો પહેરીને નિકળી પડ્યો. ડોશીના ઘરમાં બહુ પૈસો છે એ હું જાણતો હતો. તે હતી તો ભારે સાવધાન પણ હું જાણું કે બાવાજીનો ડગલો જોઈ એટલે બાર ઉઘાડશે. એ પ્રમાણે તેણે બારણું ઉઘાડ્યું પણ તેણે મને એ ગણ્યો. એટલે બૂમાબૂમ કરવા મંડી. તેને શાન્ત કરવા મેં તેનું ગળું દાબ્યું પણ મારાથી વધારે ભાર દેવાઈ ગયો.

'ડગને મે બાગમા દાટ્યો, પણ હુ માગી ઝાંગડાંએ જાતો હતો ત્યા બારા ( ર મને જાઈ ગયા. મારુ મોઢુ જોઈને એને થયુ કે મે કાઇક ન કરવાનુ કર્યુ છે તે મને આગોવણા (કન્ફેશન) ની, કોટડીએ લઈ ગયા. મે તેને બધી વાત કરી ને કહ્યુ કે સવારે હુ પોલિસને ચરણે જાઉશ. બીજે દિવસે બાવા પીરને પકડ્યા. હુ નાનો બાળ હતો, તે મારે મ ર નહોતુ, એટલે હુ કાઇ ન બોલ્યો ક્ષણેક્ષણે મ થાય કે આ પકડાયો આ પકડાયો પણ બાવાજી એક અક્ષરે ન બો યા. આગોવણા–કોટડીની વાત તે બહાર ન પાડે એવો પાળ્યો ( શિ !! ધના દીધી

'મને કાગળ ને પેન્સિલ આપો એટને હુ કબૂલાત લખીને તમા સહી કરી આપુ ઝટ કરો કેમ કે હવે હુ ઘડી બે ઘડીનો મ માન છુ '

બાવા પીર ત્યારે કહે 'મારા દીકરા તારે એવુ કાઇ કરવાની જરૂર નથી ભગવાન આગળ તુ ગુનાની કબૂલાત કર એણે તને આકરી શિક્ષા કરી છે એની પ્રાર્થના કરે ને એની જ ક્ષમા મા ગ '

તે જ રાતે એ કારીગર તે ની ઝૂપડીએથી અલોપ થઈ ગયો ને એક દિવસ પછી તેનુ શરીર નદીમા તરતુ જોવામા આવ્યુ

એ રેમોના ખૂન વિષે એક નિવેદન ઉપર સહી કરવા બાવા પીરને કહ્યુ તો તેણે ના પાડી. કહે ઈશ્વરની ઇચ્છાએ મને બહુ આપ્યુ. આ જે એ દુ ખ એનુ કરવા સારૂ એણે મને પસદ કર્યો. એની ઇચ્છાનુસાર આપણે સૌ વર્તીએ.'

આ પછી બેચાર માસે બાવા પીરને છોડી મૂકવાના હુકમ આવ્યા, પણ ત્યા તો તે માદા પડી ગયા હતા તેને મા ભૂમિ ઇટલી મોકલવાની વાત નીકળી. તો તે કહે 'ના ના આ મારા સ્વજન છે અહીજ જ હુ અહિ રહીશ.'

બાવાજી મરી ગયા એટલે કેદીઓએ તેની કબર ખોદી અને તેના ઉપર પત્થરનો નાનકડો ક્રોસ (ત્રિશૂલ) ઊભો કર્યો

(રીડર્સ ડાઈજેસ્ટમાના રૈને બેલમેન્ચાના લેખ ઉપરથી)

## મૂંઝાઇને ન બેસી જા,, ઉદ્યોગ (પ્રયત્ન,, પ્રવૃત્તિ) કરતો રહે.

૧

બે દેડકા હતા. તે દૂધના બે કળશામા એક જ વેળાએ પડી ગયા

તેમા એક નિરાશાવાદી હતો કહે, 'અહિ તો મારાથી શ્વાસ લેવાતો નથી. અને ભીત સાવ ઊભી છે, એટલે મારાથી બહાર નીકળી જવાય એમ નથી એટલે હુ મ રી જઈશ ' અને એ મરીયે ગયો

બીજાથી પણ શ્વાસ લેવાતો નહોતો, શુ કરવુ તે તેને સૂઝતુ નહોતુ તો પણ તે તો કૂદાકૂદ કરે, જેથી કરીને કાઈ વગે એમ ન હોય એવી હાલચાલ પણ કરે પરિણામે થોડી વારમા તેણે દૂધનુ માખણ કરી નાખ્યુ, અને જુએ છે તો પોતે માખણના પીંડા ઉપ બેઠો છે ને છૂટથી શ્વાસ લઈ શકે છે

(આદે મોર્વોના ફ્રેન્ચના અ ગ્રેજી ઉપરથી)

૨

૧૯૧૪–૧૮ના વિશ્વવિગ્રહમા ઘવાયેલા અમેરિકન સૈનિકોને જોવા વિઝડમ ન્ની મેકર એક વાર ગયા. તેમા એક માણસ એવો હતો કે એને પગ એકે ન મળે હાથ એક જ, આખ એકે નહિ ને મોઢુ બધુ ગ અનેલુ. પરિચારિકા એને નાનકડી ગાડીમા ફેરવે તો પણ તે તો આનદમા રહે

તે પછી થોડે દિવસે મિ મેકરે ઇસ્પિતાલના ઉપરિને પૂછ્યુ 'તે તરુણ જીવ્યો કે?' દાક્તર કહે 'જીવ્યો તો ખરો એટલુ જ નહિ પણ તેની પરિચારિકાને પરણી ગયો '

આ વાતને થોડાક વર્ષ વીત્યા પછી મિ મેકરના જાણવામા આવ્યુ કે હોપકિન્સ વિદ્યાપીઠમા વિશેષ સમારભ કરવાના છે ને તેમા જેણે પારાવાર સકટમાં હોવા છતાં સરસ સશોધન કર્યુ હતુ એવા એક જુવાનને પીએચ. ડી નુ પદ આપવાના છે આ સશોધકનુ નામ અપગ થયેલા સૈનિકનુ જ હતુ એટલે મિ. મેકરે પૂછપરછ કરી તો જાણવામા આવ્યુ કે તે તે જ માણસ છે *

(હેરી હૉરિડકના રીડર્સ ડાઇજેસ્ટમાના લેખ ઉપરથી)

* વિશ્વસ દિવાના અ ગ મા ત્રીજા મ ડલનો એક અધ્યાય

'ગઈ વખતે તમે મને શું કહ્યું હતું?' મેં તેમને યાદી આપી.

'મને બાંધી રાખવા માગો છો દાકતર?' કહેતા ગાંધીજી હસ્યા.

'જરૂર....!' મેં કહ્યું. 'મને તો ખાત્રી છે કે જ્યાં સુધી કાચા ચણા ખાવાનો પ્રયોગ બંધ નહિ કરો ત્યાં સુધી લોહી બંધ થવાનું નથી.'

'તમારે શું કરવું છે?' ગાંધીજીએ પૂછ્યું.

'પહેલું એ કે આજથી કાચા ચણા ખાવાનું બંધ, કરો ને બીજું અત્યારે મારી સામે એક કટોરો મોળા દહીંનો મોઠા પી જાઓ.'

'અત્યારે આશ્રમમાં મોળું દહીં હોય ક્યાંથી?' ગાંધીજીએ દહીં ન લેવાનું બહાનું મારી સામે ધર્યું.

'આટલા મોટા આશ્રમમાં આવી ચીજ ના હોય એમ બને જ નહિ....... અત્યારે આશ્રમમાં મોળું દહીં મળી શકશે?' મેં કસ્તુરબાને પૂછ્યું.

'જોઈએ તેટલું મોળું દહીં અમારે ત્યાં હોય છે.'

કસ્તુરબાએ મને સાથ આપ્યો.

'એમ!' પૂ. ગાંધીજી ચકિત થઈને બોલ્યા. 'આશ્રમમાં આટલી વ્યવસ્થિત રીતે કામ ચાલતું હશે તેનો મને ખ્યાલ ન હતો!'

ભલા ભોળા મહાન પુરૂષને શી ખબર એમની સામે કાવતું રચાયું હતું!

કસ્તુરબા દહીં લેવા ગયાં. મેં ગાંધીજીને કહ્યું: 'મારો તમને એક ઈન્જેકશન આપવા વિચાર છે.'

'ઇન્જેકશન? એની તો વાત જ ના કરો દાકતર, મરેલાં જંતુઓને કોઈ કાળે મારા શરીરમાં નાખવા નહિ દઉં.'

'હું ખાત્રી આપું કે આ ઇન્જેકશન વનસ્પતિમાંથી બનાવેલું છે. તો મારા ઉપર વિશ્વાસ છે ને?'

'તમારી ખાત્રી હોય તો આપો. તમારા કહ્યા પ્રમાણે વર્તવા હું બંધાયેલો છું.'

બેગમાંથી સીરીન્જ (પિચકારી) કાઢી મેં ઉકાળવા મૂકી. કસ્તુરબા વાટકામાં દહીંનો મઠો લઈને આવ્યાં. પૂ. ગાંધીજીએ વાટકો મોઢે માંડ્યો ત્યારે બેઠેલા સૌનાં મુખ હસુ-હસુ થઈ રહ્યાં.

સીરીન્જ ઉકાળીને તૈયાર થઈ એટલે મેં 'એમટીન'નું ઇન્જેકશન આપ્યું ને પ્રણામ કરી વિદાય લીધી.

શ્રી. મહાદેવભાઈ મારી પાછળ આવ્યા. મારો બરડો થાબડી બોલ્યા: 'તમે કમાલ કરી દાકતર, તમારા સિવાય બાપુ કોઈનું માનત નહિ ને હેરાન થાત.'

[આરસી]

એક દિવસ સૂરજ મહારાજે પોતાની નિંદા થતી સાંભળી. એ સાથે એમણે નિર્ણય કર્યો કે, હું સૌને ખુશ કરીશ. હું સૌનો વહાલો બનીશ. એક પણ જણ મારી નિંદા શા માટે કરે?

પછી શું કરવાથી સૌને ખુશ કરી શકાય તેનો એમણે વિચાર કરવા માંડ્યો. અને તેમાં એવા ડૂબી ગયા કે હવે જે કામ કરતા તેમાં તેમની ભૂલો થવા માંડી.

એ જોઈ વિધિએ પૂછ્યું: 'કેમ રે આ શું માંડ્યું છે?'

સૂરજે કહ્યું: 'બધાને રાજી રાખવાનો રસ્તો શોધું છું. મારે સર્વ પ્રિય થવું છે.'

'ઓહ! એમ વાત છે!' વિધિએ તે તરફ આંગળી ચીંધતાં કહ્યું: 'તો પછી સૂર્યમંડળમાં શું કામ રહ્યા છો? બેચાર આલતુફાલતુને લઈને રહો ને—એ તમારાં વખાણ કરશે, તમે એમનાં કરજો અને એમ સર્વ પ્રિય બની રહેજો.'

સૂરજને આ સાંભળી આઘાત લાગ્યો: 'આલતુફાલતુ!'

'આલતુફાલતુ જ તો!' સામો પડઘો પાડતાં વિધિએ કહ્યું: 'બાકી સૂર્યમંડળમાં સૂર્ય બનીને રહેવું હોય તો, કોઈ તાપનો બળ્યો, કોઈ તેજનો બળ્યો, નિંદા કરશે જ કરશે! મોટાથી સર્વપ્રિય નહિ થવાય. મોટાનું એ જ દુ:ખ છે!'

—ગુરુદેવ

# સત્યાગ્રહી વીર અર્જુનદેવ

રામનારાયણ ના. પાઠક

શીખોના પાંચમા ગુરુ અર્જુનદેવ એક દ્રષ્ટા, કવિ, સંઘટક અને સત્યના પૂરા આગ્રહી વીર હતા. જર્મન કૈઝરના શબ્દોમાં કહીએ તો 'કોઇ પણ ધાર્મિક હિલચાલ વાસ્તવિક અર્થમાં રાજકીય પ્રવૃત્તિ જ છે.' પૂ. બાપુની રચનાત્મક પ્રવૃત્તિમાં સવિનય કાનૂન ભંગની પ્રચંડ શક્તિ સમાએલી હતી તે આપણે આધુનિક સમયમા નજરે જોયું.

ગુરુ અર્જુનદેવ આધ્યાત્મિક પુરુષ તો હતા જ, પણ તેની સાથે મહાન સમાજ સુધારક અને રાજનીતિજ્ઞ પણ હતા. શીખ સંપ્રદાયમા જ નહીં, ભારતવર્ષના સમગ્ર ધાર્મિક ઇતિહાસમાં માનવજીવનની સમર્પણ ગાથામાં ગુરુ અર્જુનદેવનું નામ સુવર્ણાક્ષરે લખાયેલું છે.

પુત્રના લક્ષણ પારણામાંથી જણાય તેમ અર્જુનદેવ નાના હતા ત્યારે તેમના પિતા ગુરુ રામદાસજીએ તેમને બહાર ગામ મોકલ્યા અને કહ્યું: 'આજ્ઞા થાય ત્યારે પાછો આવજે'

જે કામે તેમને મોકલેલા તે કામ તો પતી ગયું. દિવસો વીત્યાં પણ ગુરુજી અર્જુનદેવને પાછા આવવાનું કહેવડાવતાં વીસરી ગયા. લાંબા સમયે તેમને અચાનક યાદ આવ્યું. આજ્ઞા મોકલી ત્યારે જ અર્જુનદેવ ઘેર આવ્યા. આ નિષ્ઠા અને શિસ્ત તેમના સમગ્ર જીવનમાં વણાઇ ગઇ

શીખ ગુરુની ગાદી કોઇ ફૂલની સેજ નહોતી. એ તો ખરા અર્થમાં કાંટાની પથારી હતી એ વખતે દિલ્હીના તખ્ત પર અકબર બાદશાહ હતો. તેને કાને વાત પહોંચી કે ગુરુ અર્જુનદાસ તમારા કટ્ટર વિરોધી છે. બાદશાહે ગુરુજીને ગુરુદાસ પુરમાં પોતાના મુકામે હાજર થવા ફરમાન મોકલ્યું. ગુરુજીને બદલે ભાઈ બુધાજી ગયા. અકબરશાહે બુધાજીને કહ્યુઃ 'શીખ ગુરુના ઉપદેશ વચન સંભળાવો બુધાજીએ એક સુંદર ભજન ગાઇ સંભળાવ્યું અને તેનો સારાંશ હતો'

'કોઇ રામ કહે છે તો કોઈ રહીમ કોઇ ગોસાઈ કહે છે તો કોઈ અલ્લા. કોઈ તીર્થમાં નાહવા જાય છે તો કોઈ હજ કરવા જાય છે. કોઇ વેદ વાંચે છે તો કોઈ કુરાન પઢે છે. કોઇ પોતાને તુર્ક કહેવડાવે છે તો કોઈ હિંદુ. કોઇ બેહિસ્ત માગે છે કોઈ સ્વર્ગની વાછના કરે છે. નાનક કહે છે એ બધા ભેદ મિથ્યા છે જેનો હુકમ દરેક ઇન્સાને પિછાનવાનો છે તે પરમાત્માનો ભેદ જાણે તે જ અભેદને પામે છે.'

ભજન સાંભળીને બાદશાહનો ભ્રમ ભાંગી ગયો. ગુરુ ધર્મદ્રોહી ને રાજદ્રોહી કહેનાર ખોટા ઠર્યા. બાદશાહ પોતે ગુરુ અર્જુનદેવનાં દર્શને આવ્યો. અને હરિમંદિર માટે નજરાણું ધરી બોલ્યો· 'આપને શી મદદ જોઇએ? આપ કહો તો મંદિરના કાયમી નિભાવ માટે મોટી જાગીર કાઢી આપું?'

ગુરુ અર્જુનદેવ તદ્દન નિસ્પૃહી હતા. પૂરા અનાસક્ત હતા. તેમણે કહ્યું· 'આપ ખુશ થયા છો અને કંઇ આપવાને ઇચ્છો છો તો આ વરસે આ પ્રદેશમાં દુષ્કાળ પડયો છે. તો ખેડૂતોને ચાલુ વરસની મહેસૂલ માફ કરો. અમારે બીજું કશું નથી જોઇતું.'

બાદશાહ આવી લોકોપયોગી માગણીથી ખુશ થયો અને તેણે એક વરસનું મહેસૂલ માફ કર્યું.

ગુરુ અર્જુનદેવે અમૃતસરમાં સુવર્ણમંદિરનો પાયો નાખ્યો. અને એવું જ મહત્ત્વનું બીજું રચનાત્મક કાર્ય કર્યું, ભાઈ બુધાજીને ગામોગામ મોકલી ગુરુઓની વાણી એકત્ર કરાવી, અને તેમાં પોતાની વાણી ઉમેરી 'ગ્રંથ સાહેબ'નું નિર્માણ કર્યું. ગુરુ અર્જુનદેવની વાણી 'સુખમની' નામથી પ્રસિદ્ધ છે. ગ્રંથસાહેબના પાંચમા મહોલ્લામાં તે સંગ્રહાયેલી છે. 'ગ્રંથસાહેબ'ના મનન ચિંતનમાં અર્જુનદેવ મગ્ન રહેતા.

'પણ સત્યાગ્રહીને ચિત્તની શાંતિ હોય.' બહુ અશાંતિ' તેને આત્માનું સુખ હોય બહુ દુઃખ.

ગુરુના વિરોધીઓ ચોમેર આગ સળગાવી રહ્યા તેમાં ગુરુ સાહેબ તો

"માંહી પડયા તે મહાસુખ માણે,
દેખનારા દાઝે જોને."

દૂર કિનારે ઊભીને તમાસો જોનાર એ પરમ પ્રેમપંથીને પિછાનતા ન હતા. લાહોરનો દીવાન ચંદુલાલ બાદશાહની ખિદમત કરતો. એને શીખો ગુરુદ્રોહી ગણતા. એ ચંદુલાલે પોતાની કન્યા ગુરુજીના પુત્ર સાથે પરણાવવા કહેણ મોકલ્યું. ગુરુજીએ તો શીખોની ઈચ્છા એજ આજ્ઞા સમજી કહેણ પાછું મોકલ્યું. તેથી દીવાન ચંદુલાલ ખિજાયો અને તેણે બાદશાહના કાન ભંભેર્યા અકબરનું અવસાન થતાં દિલ્હીના તખ્ત ઉપર જહાંગીર હતો

રાજદ્રોહનો આરોપ ઘડી કાઢયો. ગુરુ ભક્તિમાર્ગ છોડી ઘોડા રાખે છે, શીખોને લશ્કરી તાલીમ આપે છે, શાહીસત્તા સામે સંગઠન ઊભું કરે છે, વગેરે આરોપ મૂકાયા અને તે બદલ બે લાખ રૂપિયા દંડ ભરવા ફરમાન છૂટયું. ગુરુ સાહેબને પકડીને લાહોરના કિલ્લામાં કેદ કર્યા.

શીખ સમાજે ગુરુજીનો દંડ ભરી આપવાની તૈયારી બતાવી. એટલે ગુરુસાહેબે મક્કમતાથી, સાચા સત્યાગ્રહીની અદાથી ઉત્તર આપ્યો: 'મેં કોઈ ગુનો કર્યો જ નથી. દંડ શા માટે ભરવો? વળી, જે કંઈ મિલકત છે તે શીખ સમાજની છે. મારું પોતાનું કશું નથી. હું ફકીર છું.'

આવા જવાબથી ગુરુ સાહેબ ઉપર જુલ્મો શરૂ થયા તેમને સખત તાપમાં ગરમ તવા ઉપર બેસાડવામાં આવ્યા તેમના ઉઘાડા શરીર ઉપર રેતીનો વરસાદ વરસાવ્યો, ફળફળતા ગરમ પાણીના દેગડામાં તેમને ઝબોળવામાં આવ્યા. આવા આકરા સિતમો ગુરુ સાહેબે શાંતિપૂર્વક સહી લીધા. અહિંસાની મૂર્તિસમા ગુરુ અર્જુનદેવે એક કડવો બોલ ઉચ્ચાર્યો નહીં કે મનમાં એ વિરોધીઓ ઉપર રોષ ન આણ્યો. પ્રભુ ભજનમાં લીન બની શારીરિક વેદનાઓ વેઠી લીધી.

આ યાતનાના દિવસોમાં એક ઓલિયાએ ગુરુસાહેબને કહ્યું: 'અર્જુનદેવજી! આપ તો સમર્થ પુરુષ છો. અનેક દૈવીશક્તિઓ આપના કાબૂમાં છે. એમાંથી એકાદને બોલાવી લો અને આમાંથી છૂટી જાઓ.'

ગુરુસાહેબ હસીને બોલ્યા: 'સાંઈમૌલા! મારે મન આ અગ્નિપરીક્ષા એ તો પરમાત્માની અણમોલી બક્ષિસ છે. એમાં મને આનંદ છે. દેહ વેઠતાં થાકે છે પણ શ્રદ્ધા બળવાન બને છે.

અને એ આકરી અગ્નિપરીક્ષામાં જ ગુરુ અર્જુનદેવજીનું ભવ્ય બલિદાન અપાયું. પછી તો સમર્પણની પરંપરા ચાલી. આત્માના અવાજને ગુંગળાવનાર અન્યાયનો પ્રતિકાર કરતાં, એક પછી એક ગુરુઓએ પોતાના બલિદાનથી શીખ જાતિને જગતભરમાં અજેય કરી મૂકી.

☆

રામચંદ્રજીનું રાજ્ય આદર્શ રાજ્ય મનાતું. તે સમયે પ્રજાની હાલત શી હતી? પ્રજામાં સીતાના ચારિત્ર્ય પર શંકા લાવનારી ચર્ચાઓ ચાલતી. સારાંશ એ કે કેવળ રાજા અને રાજ્યસત્તા જનતાની ઉન્નતિ ન કરી શકે. ગૌતમબુદ્ધે રાજ્ય શું કામ છોડયું? શું તેઓ બેવકૂફ હતા? ત્યારે આજે તો બધા જ એમ ઇચ્છે કે આપણે ચુંટાઈને સરકારમાં જઈએ. જે કોઈ આવ્યું તેની નજર ખુરશી પર જ જાય છે. પરંતુ ચુંટાઈને કરે છે શું? નાહકના કેદી બને છે, એક તોતિંગ મશિનના ભાગ બની જાય છે, રાગ દ્વેષને પોષે છે. જનતાની ઉન્નતિ સારું શું કર્યું એમ પૂછીએ તો કહે છે કે અહીં બંધ બાંધ્યો, તહીં બંધ બાંધ્યો. એ તો સમજ્યા, પણ લોકહૃદયને સ્ફૂર્તિ આપે એવું, તેમની શુદ્ધિ થાય એવું, ઉન્નતિ થાય એવું શું કર્યું? કહી શકે છે કે થોડું સુખ વધ્યું, આર્થિક પરિસ્થિતિ સુધરી. પરંતુ નૈતિક ઉન્નતિની દિશામાં કંઈ જ ન થયું. રાજ્યસત્તા દ્વારા નૈતિક ઉન્નતિ થવી અસંભવિત છે.

—વિનોબાજી

બાણાવળી જે દોરી ઉપર એક નજર કરી ચાલી શકે છે, તેના કરતાં પણ સત્ય, અહિંસાની દોરી પાતળી છે. જરા અસાવધાની આવી કે હેઠે પડીએ. પ્રતિક્ષણ સાધના કરવાથી જ તેનાં દર્શન થાય.

પણ સત્યનાં સંપૂર્ણ દર્શન તો આ દેહે અસંભવિત છે. તેની કલ્પના જ માત્ર કરી શકાય. ક્ષણિક દેહ વાટે શાશ્વત ધર્મનો સાક્ષાત્કાર સંભવતો નથી. તેથી છેવટે શ્રદ્ધાનો ઉપયોગ કરવાનો તો રહે જ છે.

તેથી જ અહિંસા જિજ્ઞાસુને જડી. મારા માર્ગમાં જે મુસીબતો આવે તેને હું સહન કરું કે તેને અંગે જે નાશ કરવા પડે તે કરતો જાઉં ને મારો માર્ગ કાપું? આ પ્રશ્ન જિજ્ઞાસુ પાસે ખડો થયો. જો નાશ કરતો જાય તો તે માર્ગ કાપતો નથી પણ હતો ત્યાં જ રહે છે, એમ તેણે જોયું. જો સંકટો સહન કરે છે તો તે આગળ વધે છે. પહેલે જ નાશે તેણે જોયું કે જે સત્યને તે શોધે છે તે બહાર નથી પણ અંતરમાં છે. એટલે જેમ જેમ નાશ કરતો જાય તેમ તેમ તે પાછળ પડતો જાય, સત્ય વેગળું જાય.

આપણી ઉપર ચોર ઉપદ્રવ કરે છે તેમાંથી બચવા સારુ તેમને દંડ્યા. તે ક્ષણે તે ભાગ્યા તો ખરા, પણ બીજી જગ્યાએ જઈને ધાડ પાડી. પણ બીજી જગ્યા પણ આપણી જ છે, એટલે આપણે તો અંધારી ગલીમાં આથડ્યા. ચોરનો ઉપદ્રવ વધતો ગયો, કેમકે તેમણે તો ચોરીને કર્તવ્ય માન્યું છે. આપણે જોયું કે આના કરતાં સારું એ છે કે ચોરનો ઉપદ્રવ સહન કરવો, તેમ કરતાં ચોરને સમજ આવશે. આટલું સહન કરવામાંથી આપણે જોયું કે ચોર કંઈ આપણાથી જુદા નથી. આપણને તો બધા સગા છે, મિત્ર છે. તેમને દંડવા હોય નહીં. પણ ઉપદ્રવ સહન કર્યે જઈએ તેથી બસ નથી. તેમાંથી તો કાયરતા પેદા થાય. એટલે આપણે બીજો વિશેષ ધર્મ જોયો. ચોર આપણા ભાઈભાંડુ હોય તો તેમનામાં તે ભાવના પેદા કરવી જોઈએ. એટલે આપણે તેઓને અપનાવવાને સારુ ઉપાયો શોધવા પૂરતી તસ્દી લેવી રહી. આ અહિંસાનો માર્ગ. આમાં ઉત્તરોત્તર દુઃખ વહોરવાની જ વાત આવે છે, અખૂટ ધીરજ શીખવાની વાત આવે છે અને જો તે હોય તો અંતે ચોર શાહુકાર બને છે, આપણને સત્યનું વધારે સ્પષ્ટ દર્શન થાય છે. આમ કરતાં આપણે જગતને મિત્ર બનાવતાં શીખીએ છીએ; ઈશ્વરનો, સત્યનો, મહિમા વધારે જણાય છે; સંકટ વેઠતાં છતાં શાંતિસુખ વધે છે; આપણામાં સાહસ હિંમત વધે છે; આપણે શાશ્વત અશાશ્વતનો ભેદ વધારે સમજીએ છીએ; કર્તવ્યઅકર્તવ્યનો વિવેક આવડે છે; અભિમાન ગળે છે, નમ્રતા વધે છે; પરિગ્રહ સહેજે ઓછો થાય છે; ને દેહની અંદર ભરેલો મેલ નિત્ય ઓછો થતો જાય છે.

આ અહિંસા આજે આપણે જે જાડી વસ્તુ જોઈએ છીએ તે જ નથી. કોઈને ન જ મારવું એ તો છે જ. કુવિચાર માત્ર હિંસા છે. ઉતાવળ હિંસા છે. મિથ્યાભાષણ હિંસા છે. દ્વેષ હિંસા છે. કોઈનું બૂરું ઇચ્છવું હિંસા છે. જે જગતને જોઈએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે. પણ આપણે ખાઈએ છીએ તે જગતને જોઈએ છે. જ્યાં ઊભા છીએ ત્યાં સેંકડો સૂક્ષ્મ જીવો પડ્યા છે તે, ચગદાય છે; એ જગ્યા તેમની છે. ત્યારે શું આત્મહત્યા કરીએ? તોયે આરો નથી. વિચારમાં દેહનું વળગણ માત્ર છોડીએ તો છેવટે દેહ આપણને છોડશે. આ અમૂર્છિત સ્વરૂપ તે સત્યનારાયણ. એ દર્શન અધીરાઈથી ન જ થાય. દેહ આપણો નથી, તે આપણને મળેલું સપેતરું છે, એમ સમજી તેનો ઉપયોગ હોય તે કરી આપણે માર્ગ કાપીએ.

મારે લખવું હતું સહેલું, લખાઈ ગયું કઠણ. છતાં જેણે અહિંસાનો જરાયે વિચાર કર્યો હશે તેને સમજવામાં મુશ્કેલી ન આવવી જોઈએ.

આટલું સહુ જાણી લે: અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે. અહિંસા અને સત્ય એવાં ઓતપ્રોત છે, જેમ સિક્કાની બે બાજુ અથવા લીસી ચકરડીની બે બાજુ. તેમાં ઊલટી કઈ ને સૂલટી કઈ? છતાં અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ. સાધન આપણા હાથની વાત છે તેથી અહિંસા પરમ ધર્મ થઈ. સત્ય પરમેશ્વર થયું. સાધનની ફિકર કર્યા કરશું તો સાધ્યનાં દર્શન કોઈક દિવસ તો કરશું જ. આટલો નિશ્ચય કર્યો એટલે જગ જીત્યા. આપણા માર્ગમાં ગમે તે સંકટો આવે, બાહ્ય દૃષ્ટિએ જોતાં આપણી ગમે તેટલી હાર થતી જોવામાં આવે, છતાં આપણે વિશ્વાસ ન છોડતાં એક જ મંત્ર જપીએ — સત્ય છે તે જ છે. તે જ એક પરમેશ્વર. તેનો સાક્ષાત્કાર કરવાનો એક જ માર્ગ, એક જ સાધન તે અહિંસા. તેને કદી નહીં છોડું. જે સત્યસ્વરૂપ પરમેશ્વરને નામે આ પ્રતિજ્ઞા કરી છે તેનું પાલન કરવાનું તે બળ આપો.

## ૩. બ્રહ્મચર્ય

આપણાં વ્રતોમાં ત્રીજું વ્રત બ્રહ્મચર્યનું છે. ખરું જોતાં બીજાં બધાં વ્રતો એક સત્યના વ્રતમાંથી જ ઉત્પન્ન થાય છે ને તેને જ અર્થે રહ્યાં છે. જે મનુષ્ય સત્યને વરેલ છે, તેની જ ઉપાસના કરે છે તે બીજી કોઈ પણ વસ્તુની આરાધના કરે, તો તે વ્યભિચારી ઠર્યો. તો પછી વિકારની આરાધના ક્યાંથી જ કરાય? જેની પ્રવૃત્તિમાત્ર સત્યનાં દર્શન કરવાને અર્થે છે તે પ્રજોત્પત્તિ કાર્યમાં કે ઘરસંસાર ચલાવવામાં કેમ જ પડી શકે? ભોગવિલાસથી કોઈને સત્ય જડ્યાનો આજ લગી આપણી પાસે એકે દાખલો નથી.

અથવા અહિંસાના પાલનને લઈએ તો તેનું પૂર્ણ પાલન બ્રહ્મચર્ય વિના અશક્ય છે. અહિંસા એટલે સર્વવ્યાપી પ્રેમ. જ્યાં પુરુષે એક સ્ત્રીને કે સ્ત્રીએ એક પુરુષને પોતાનો પ્રેમ આપ્યો ત્યાં તેની પાસે બીજાને અર્થે શું રહ્યું? એનો અર્થ જ એ થયો, 'અમે બે પહેલાં ને બીજાં બધાં પછી.' પતિવ્રતા સ્ત્રી પુરુષને સારુ અને પત્નીવ્રત પુરુષ સ્ત્રીને સારુ સર્વસ્વ હોમવા તૈયાર થશે, એટલે તેનાથી સર્વવ્યાપી પ્રેમનું પાલન ન જ થઈ શકે એ સ્પષ્ટ છે. એનાથી આખી સૃષ્ટિને પોતાનું કુટુંબ ન જ બનાવી શકાય, કેમ કે તેની પાસે પોતાનું માનેલું એક કુટુંબ મોજૂદ છે અથવા તૈયાર થઈ રહ્યું છે. તેની જેટલી વૃદ્ધિ તેટલો સર્વવ્યાપી પ્રેમમાં વિક્ષેપ થાય છે. આવું થતું આપણે આખા જગતમાં જોઈ રહ્યા છીએ. તેથી અહિંસાવ્રતનું પાલન કરનારથી વિવાહ થઈ ન શકે. વિવાહની બહારના વિકારનું તો પૂછવું જ શું?

ત્યારે જે વિવાહ કરી બેઠાં છે તેમનું શું? તેમને સત્ય કોઈ દહાડો નહીં જડે? તે સર્વાર્પણ કદી નહીં કરી શકે? આપણે તેનો રસ્તો કાઢ્યો જ છે: વિવાહિતે, અવિવાહિત જેવાં થઈ જવું. આ દિશામાં આના જેવું સુંદર મેં બીજું કશું અનુભવ્યું નથી. આ સ્થિતિનો રસ જેણે ચાખ્યો છે તે સાક્ષી પૂરી શકશે. આજે તો આ પ્રયોગની સફળતા સિદ્ધ થઈ કહી શકાય. વિવાહિત સ્ત્રીપુરુષ એકબીજાને ભાઈબહેન ગણતાં થઈ જાય એટલે બધી જંજાળમાંથી તે મુક્ત થયાં. જગતમાં રહેલી સ્ત્રીમાત્ર બહેન છે, માતા છે, દીકરી છે, એ વિચાર જ માણસને એકદમ ઊંચે લઈ જનાર છે, બંધનમાંથી મુક્તિ આપનાર થઈ પડે છે. આમાં પતિપત્ની કંઈ ખોતાં નથી, પણ પોતાની પૂંજીમાં વધારો કરે છે, કુટુંબ વધારે છે, પ્રેમ પણ વિકારરૂપી મેલ કાઢવાથી વધારે છે. વિકાર જવાથી એકબીજાની સેવા વધારે સારી થઈ શકે છે. એકબીજા વચ્ચે કંકાસના પ્રસંગ ઓછા થાય છે. જ્યાં સ્વાર્થી, એકાંગી પ્રેમ છે ત્યાં કંકાસને વધારે સ્થાન રહે છે.

ઉપરનો પ્રધાન વિચાર કર્યા પછી ને તે હૃદયમાં ઠસ્યા પછી બ્રહ્મચર્યથી થતા શારીરિક લાભ, વીર્યલાભ વગેરે બહુ ગૌણ થઈ પડે છે. ઇરાદાપૂર્વક ભોગવિલાસ ખાતર વીર્યહાનિ કરવી અને શરીરને નિચોવવું એ કેવી મૂર્ખાઈ ગણાય? વીર્યનો ઉપયોગ બંનેની શારીરિક અને માનસિક શક્તિ વધારવાને સારુ છે. તેનો વિષય-ભોગમાં ઉપયોગ કરવો તે તેનો અતિ દુરુપયોગ છે, અને તેથી તે ઘણા રોગોનું મૂળ થઈ પડે છે.

આવું બ્રહ્મચર્ય મન, વચન અને કાયાથી પાળવાનું હોય. વ્રતમાત્રનું એમ જ સમજવું. જે શરીરને કાબૂમાં રાખતો જણાય છે પણ મનથી વિકારને પોષ્યા કરે છે તે મૂઢ મિથ્યાચારી છે એમ આપણે ગીતામાં જોયું છે; સહુએ એ અનુભવ્યું હોય છે. મનને વિકારી રહેવા દેવું ને શરીરને દાબવાનો પ્રયત્ન કરવો તેમાં નુકસાન જ છે. જ્યાં મન છે ત્યાં શરીર છેવટે ઘસડાયા વિના નહીં જ રહે. અહીં એક ભેદ સમજી લેવાની આવશ્યકતા છે. મનને વિકારવશ થવા દેવું એ એક વાત છે; મન પોતાની મેળે, અનિચ્છાએ, બળાત્કારે વિકારી થાય કે થયા કરે એ જુદી વાત છે. એ વિકારમાં આપણે સહાય-ભૂત ન થઈએ તો છેવટે જીત જ છે. શરીર કાબૂમાં રહે છે પણ મન નથી રહેતું, એવું આપણે ક્ષણે ક્ષણે અનુભવીએ છીએ. તેથી શરીરને તો તુરત કબજે લઈ મનને કબજે લેવાનો નિત્ય પ્રયત્ન કરવો, એટલે આપણે કર્તવ્યપાલન કરી ચૂક્યા. મનને વશ થયા એટલે શરીર ને મનનો વિરોધ થયો, મિથ્યાચારનો આરંભ થયો. મનોવિકારને દબાવ્યા જ કરીએ ત્યાં લગી બંને સાથે જનાર છે એમ કહેવાય.

આ બ્રહ્મચર્યનું પાલન બહુ મુશ્કેલ, લગભગ અશક્ય માનવામાં આવ્યું છે. તેનાં કારણો શોધતાં એમ જોવામાં આવે છે કે, બ્રહ્મચર્યનો સાંકડો અર્થ કરવામાં આવ્યો છે. જનનેન્દ્રિયવિકારનો નિરોધ એટલે જ બ્રહ્મચર્યનું પાલન એમ ગણાયું. મને લાગે છે કે આ અધૂરી ને ખોટી વ્યાખ્યા છે. વિષયમાત્રનો નિરોધ એ જ બ્રહ્મ

અર્થ છે. 'જે બીજી ઇન્દ્રિયોને જ્યાં ત્યાં ભમવા દઈ એક જ ઇન્દ્રિયને રોકવાનો પ્રયત્ન કરે છે તે નિષ્ફળ પ્રયત્ન કરે છે એમાં શો શક છે? કાનથી વિકારની વાતો સાંભળે, આંખથી વિકાર ઉત્પન્ન કરનારી વસ્તુ જુએ, જીભથી વિકારોત્તેજક વસ્તુનો સ્વાદ કરે, ને છતાં જનનેંદ્રિયને રોકવાનો ઇરાદો રાખે, એ તો અગ્નિમાં હાથ નાખ્યા પછી ન દાઝવાનો પ્રયત્ન કર્યા બરોબર થયું'. તેથી જે જનનેન્દ્રિયને રોકવાનો નિશ્ચય કરે તેણે ઇન્દ્રિયમાત્રને તેના વિકારોથી રોકવાનો નિશ્ચય કરેલો હોવો જ જોઇએ. બ્રહ્મચર્યની સંકુચિત વ્યાખ્યાથી નુકસાન થયું છે. મારો તો દૃઢ અભિપ્રાય છે ને અનુભવ છે કે જો આપણે બધી ઇન્દ્રિયોને એક સાથે વશ કરવાનો અભ્યાસ પાડીએ તો જનનેન્દ્રિયને વશ રાખવાનો પ્રયત્ન તુરત સફળ થઈ શકે. આમાં મુખ્ય વસ્તુ સ્વાદેન્દ્રિય છે, અને તેથી જ એના સંયમને આપણે નોખું સ્થાન આપ્યું છે. તે હવે પછી વિચારશું.

બ્રહ્મચર્યનો મૂળ અર્થ સહુ યાદ કરે; બ્રહ્મચર્ય એટલે બ્રહ્મની – સત્યની – શોધમાં ચર્યા એટલે તેને લગતો આચાર. આ મૂળ અર્થમાંથી સર્વેન્દ્રિયસંયમ એ વિશેષ અર્થ નીકળે છે. માત્ર જનનેન્દ્રિયસંયમ એવો અધૂરો અર્થ તો ભૂલી જ જઇએ.

*


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

[ 'પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે. ]


અનુક્રમણિકા .................................................. ૧૨ સપ્ટેમ્બર ૧૯૬૦




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ ૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી ગુરુ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ | —૫૦ |
| આવા હતા બાપુ—૫ | (છપાય છે) |
| મીરાંનાં ભજનો | |



જળ, થળ, અનળ, અનિળ અને, અંબર ઉપટી જાય;
(પણ) જાગી જોત્યું ઝળહળે, અનંત નવ ઓળપાય.

*

દોકડ. દેકારો કરે, 'તુંહિ' રણઝણે તાંત;
અવની કે વૈકુંઠમાં, (એમ) દલમાં ઊઠે ભ્રાંત.

*

પરનાળે પરસેવથી, સંપત સાપડિયાં;
દાળદરે ડૂબી મરે, લાકે પાંગળિયાં,

*

ત્રેવડ ત્રોજે ભાઈ, (એવી) આદુંની કથણી હલી:
વલાસ હુંદી વધાઈ, સોરઠિયાને કીં સંદે?

*

આહ સગા આ માગવા, ઓ અમરતના મે(હ),
(બહ) હૂતો ને હૂલી હવા, ઘોપટ ઊટે ખે(હ)

*

કાળિનાગનો કેર, વિઠ્ઠલ તેં વરત્યો ભલા;
કેણ્ય હુંફાડા કેર, ગોકળમાં ગાજ્યા નહીં.

તનસુખ ભટ્ટ

# ઓારાઓાર્ધં

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨ - નવેમ્બર - ૧૯૬૦ ] અંક ૮ મો

સહજપ્રાપ્ત સેવામા પૂર્ણ
સંતોષ માનવામા જ આત્માનો
વિકાસ છે ને તેની ઓળખ છે
—ગાંધીજી



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

# બાપુના પત્રો





ચિ. ગંગાબહેન,

પુરુષે સ્ત્રી પ્રત્યે અન્યાય કર્યો છે ને હજુ કરે છે. પણ આનો ઉપાય છેવટે સ્ત્રીના જ હાથમાં છે. સ્ત્રી પોતે પોતાને અબળા માનતી મટી જાય તો આજે સ્વતંત્ર બની શકે છે. શરીરે બળિયા તે બળવાન નથી. રાવણ જેવો રાક્ષસ એટલે શરીરે બળિયો તે નિર્બળ લાગતી સીતાની પાસે અપંગ હતો. તમને કથા યાદ છે ના? સીતાને વરદાન હતું કે તેની ઉપર કોઈ કુદૃષ્ટિ કરે તો તે ભસ્મ થઈ જાય રાવણ તે જાણતો હતો તેથી સીતાને ઊંચકી ગયો પણ તેનો મલિન સ્પર્શ ન કરી શક્યો તેને સારુ તો તેને સીતાને વીનવવી પડતી હતી. ધમકીઓ દેતો કે જેથી સીતા પલળે, પણ ન પલળે ત્યાં લગી રાવણ શરીરે બળિયો છતાં બકરી જેવો હતો. સીતા શરીરે કંઈ જ નહીં છતાં સિંહણ જેવી હતી.

વરદાનનો અર્થ જાણી લઈએ. વરદાન કલ્પના છે. જે સ્ત્રીમાં ન ચળે એવી પવિત્રતા છે તેને સીતાના જેવું જ વરદાન છે. તેની ઉપર કુદૃષ્ટિ કરનાર ભસ્મ થઈ જાય. પુરુષે સ્ત્રીને પીડી છે તો તેનું કારણ એ કે તે પણ તેના જેવી જ વિકારવશ થઈ છે. બન્ને લાલચમાં ફસાયાં એટલે ભાન ભૂલ્યાં, આત્માને ભૂલ્યાં, એટલે બાકી તો શરીર જ રહ્યાં. તેમાં તો પુરુષ બળિયો છે જ. એટલે સ્ત્રી તેને વશ થઈ ગઈ ને એવો જ અભ્યાસ પડી ગયો કે તે તો અપંગ છે, અબળા છે ને હંમેશાં પુરુષનું શરણ લેવા લાયક છે.

આત્મા રૂપે તો બન્ને સરખાં છે. પણ પુરુષ આત્માને ન ઓળખે ને સ્ત્રી જ ઓળખે તો સ્ત્રી બળવતી થઈ, જેમ સીતા; ને પુરુષ નિર્બળ થયો, જેમ રાવણ. આવું કંઈ રામના જ યુગમાં થઈ શક્યું એમ પણ ન માનજો. આજે પણ જગતમાં અનેક સીતાઓ પડી છે જે એક પણ પુરુષની મદદની હાજત નથી રાખતી છતાં સુરક્ષિત છે. આવી એક તો જાનકી મૈયા.* તેને તમે જોઈ હશે. હું મુંબઈ જતો ત્યારે હર વખત મને મળી જતી. એને બિચારીને બુદ્ધિબળ બહુ નહોતું. પણ આત્મબળ અપાર હતું. જુવાનીમાં રૂપવતી હોવી જોઈએ ભરજુવાનીમાં તેણે કઠણ સેવા હાથ ધરી હતી. આવી બીજી પણ હિંદી સ્ત્રીઓ મારી નજરે છે. ઈંગ્રેજી પણ છે. અને આ બધા અલ્પ આત્મશક્તિના દાખલા છે જેનામાં આત્મા પૂર્ણપણે વિકસે એ જગદંબા થવા લાયક છે.

જે ઇચ્છે તેને માટે સત્યયુગ આજે છે એટલે તમારું કામ સ્ત્રીને બળવતી કરવાનું છે. એ પુરુષની પાસેથી ઇન્સાફ લેવાની ખરી રીત છે. મારા જેવા માર્ગ બતાવે. પુરુષને પોતાના ધર્મનું ભાન કરાવે. પણ સ્ત્રી સેવાને સારુ મારી શક્તિને મર્યાદા છે.

સ્ત્રીની સંપૂર્ણ સેવા તો સ્ત્રી જ કરશે. એવી એક નહીં પણ અનેક સ્ત્રીઓ તૈયાર કરવી એ મારી

*મુંબઈના એક જબરા સમાજસેવક, ગુંડાઓને પણ પહોંચી વળે.

આશ્રમની એક મોટી અભિલાષા છે. એ તક અત્યારે સહેજે હાથ લાગી છે.

આ ન સમજાયું હોય તો ફરી ફરી પૂછજો.

* * *

તમારો કાગળ મળ્યો. તમારામાં ઝીણું ઝીણું અભિમાન છે. એ તમને દુઃખ દઈ રહ્યું છે. આપણે ચરારમાં રોજ પૃથ્વીમાત ને નમન કરીએ છીએ ને તેની ઉપર આપણે પગ મૂકીએ છીએ તેને સારુ માફી માગીએ છીએ. આ શ્લોકનું મહત્ત્વ મેં સમજાવ્યું છે પૃથ્વી આપણો ભાર ઉપાડના છતા આપણને દુઃખ નથી દેતી, પોતે મૂગે મોઢે ભાર ઝીલી રહી છે આજની શોધો પ્રમાણે પૃથ્વી વાતાવરણમાં અધ્ધર લટકી રહી છે. આપણી ઉપર રોષે ભરાઈ જરાક પણ પોતાનો માર્ગ મેલે તો આપણો તે જ ક્ષણે નાશ થાય. પણ કરોડો વર્ષ થયાં પૃથ્વી પોતાના માર્ગમાં જ ફર્યા કરે છે ને આપણને નિભાવે છે. આ નમ્રતાની હદ આવી. તે માટીમાથી આપણે પેદા થયા છીએ, તેની સાથે મળી જવુ છે. આટલું જાણ્યા પછી અભિમાન શું? આપણે તો રજકણ છીએ ને રજકણ રહીએ

જેને પાટુ મારવી હોય તે પાટુ મારે, અપમાન કરવું હોય તે અપમાન કરે, આવી નમ્રતા અહિંસાના ગર્ભમાં રહેલી છે એને કેળવો એટલે તમે નાખી શકો. જો આ નમ્રતા આશ્રમમાં જ કેળવાય કેમ કે મને કમને આશ્રમવાસીને કુટુંબ ગણી રહેવું રહ્યું તેમની સાથે જન્માર કાઢવો રહ્યો. ત્યા કડવા ઘૂંટડા પીવા રહ્યા પીજો ને સિંહણની જેમ ગર્જના કરજો 'કદી નદી હાગતા ભાવે સાડી બન જાવે' આ ભજન આપણે પહેલાં ગાતાં.

* * *

તમારો કાગળ મળ્યો. આપણા બધામાં છાનુ અભિમાન રહેલું જ હોય છે. જાહેરી જોઈને અભિમાન કરે તે ગર્વ કહેવાય કેટલીક વાર અભિમાનથી તો મનુષ્ય મોટા કામો પણ કરે છે. આપણે તો એ સૂક્ષ્મ અભિમાન પણ ટાળવા ઇચ્છીએ છીએ. છતાં આપણે હાથે ભગવાનને મોટા કામ કરાવવા હોય તો ભલે કરાવે. એવાં કામનો ત્યાગ એ પણ એક જાતનું અભિમાન હોઇ શકે. મતલબ એ કે જે કામ—નાનું કે મોટું—આપણે માથે આવે તે તનમનથી કરીએ ને તે કરતાં છતાં અલિપ્ત રહીએ. 'મેં કર્યું' એમ ન માનીએ. આ પાંપણ નિરંતર હલે છે ને આંખની રક્ષા કરે છે પણ આપણે નથી કહેતા. નથી માનતા 'મેં પાંપણ હલાવીને આંખનું રક્ષણ કર્યું' તેમ જ આપણે કાંતીએ, વણીએ, રાંધીએ છતા એમ ન માનીએ 'મેં કાંત્યું, વણ્યું, રાંધ્યું' પણ એમ માનીએ ભગવાને આ આપણી પાસે કરાવ્યું. પછી જો આપણે તેમાં તનમન રેડયાં હોય છતા બગડે તો દોષ આપણે માથે ન ઓઢીએ, ભગવાન ઉપર ઓઢાડીએ. વાત એ છે કે નાનામાં નાનું કામ કરવામાં પણ કોઈ એક જ જણનો હાથ નથી હોતો. તેમાં બીજા ઘણા સંજોગો હોય છે તો પછી યશ અપયશ આપણે શા સારુ વહોરીએ? આટલું સમજે તે દુઃખી ન થાય ને ક્રોધ પણ ન કરે. આ સમતા અભ્યાસથી આવે છે.

* * *

તમારા હાથમાં વેડું મૂકતાં મને સંકોચ તો થયો જ છે પણ તમે સાવધાન રહી કરશો એટલે જરૂરત નહીં આવે તેનો ઓછામાં ઓછો ઉપયોગ કરજો. તમારી પોતાની તબિયત સુધારજો. કોટડીઓના ફેરફારથી ન મૂંઝાશો. એવા ફેરફારો છો થયા કરે. આપણને કોટડી છે જ ક્યાં? અપરિગ્રહ તો મનની સ્થિતિ છે. એક કરમ સરખીને પણ પોતાની માની બેઠા એટલે પરિગ્રહ કર્યો. આપણને જગત જ્યાં રહેવા દેય ને જેમ રહેવા દેય ત્યાં ને તેમ રહીએ. આમ કરતાં આવડે તો જ સંપૂર્ણ સેવાભાવ પેદા થાય.

* * *

તમે આશ્રમનો મેલ જોઈ કોઈવાર કંટાળો છો ને ભાગવાનુંયે મન થઇ જાય છે એમ છગનલાલ લખે છે.

ક્યાંયે મેલ ન હોય એવી જગ્યા તમારા ધ્યાનમાં હોય તો આપણે બંને ત્યાં આશ્રય લઈએ. પણ જો એમ માનો કે મેલ તો થોડો ઘણો બધેય હોય જ, તો આશ્રમને વળગી રહી તેને શુદ્ધ કરવામાં જ તમારું, મારું ને જેઓ પોતાને આશ્રમના માને છે તેનું સાર્થક છે. આશ્રમ મેલને સહન નહીં કરે એ તેની પ્રકૃતિ છે ને વધારે ને વધારે એ પ્રકૃતિ ઘડાતી જાય છે એ તેની વિશેષતા છે.

સામાન્ય નિયમ એવો હોય છે કે મેલ કોઈના જોવામાં આવે છે તો તેને ઢાંકી દેવામાં આવે છે. આમ ચાલે છે તેથી જ જગતમાં મેલ વધે છે. મેલ વધતા છતાં જગતમાં શુદ્ધ રહેવાનો પણ સ્વભાવ છે તેથી તો તે ટકી રહ્યું છે. નહીં તો તેનો ક્યારનોય નાશ થઇ ગયો હોત.

આ વિચારી તમે દૃઢ થજો. નિશ્ચિંત રહેજો, શાંત રહેજો. શરીરને ઠેકાણે લાવજો. કાચું શાક થોડું ખાઓ છો કે? દૂધ કેટલું પચે છે?

* * *

તમને નિરાશા શાને? ૫૭ વર્ષ કેમ વ્યર્થ ગયાં? મેં તો જ્યારથી તમને જાણ્યા છે ત્યારથી પ્રયત્નશીલ જોયા છે. પ્રયત્ન કરવાની શક્તિ ઉપરાંત બીજું ઇશ્વરે આપણને આપ્યું જ નથી. આળસ ન કરતાં કર્તવ્યમાં તન્મય રહીએ એટલે નિરાશ થવાનું કારણ નથી.

* * *

દેહ જાઓ અથવા રહો તેમાં આપણને શું? આત્મા થોડો જ ક્યાંયે જવાનો છે? આપણે દેહની ચિંતા શીદને કરીએ? જે અમર છે તેવા આત્માની જ કરીએ ને રાજી રહીએ.

* * *

ઘાસપાન રાંધ્યા વિના ખાતાં શીખજો. દૂધ ઉકાળ્યા વિના. આટો ચાળ્યા વિના, ચોખા છડ્યા વિના. આટલું પણ શીખો ને ગામડિયાને શીખવી દો તો કરોડો બચી જાય.

* * *

તંત્ર ચલાવવાનો અર્થ એ કે કોઈ એક કાયમી માણસથી નહીં પણ નિત્ય નવા તૈયાર થતા માણસો મારફતે કામો ચાલે. એમ આપણાં બધાં જ ખાતાં માટે હોવું જોઇએ. કોઈ પણ કામ એક જ માણસની ઉપર આધાર રાખનારું ન હોવું જોઇએ. એટલે આપણે જેઓ કામ કરનારા છીએ તેણે બીજાને તૈયાર કરવાં જ રહ્યાં.

* * *

એક અનુભવી દાક્તરનો મત છે કે ઘડપણમાં સાંધા ન રહી જાય તેને સારુ સોડાનું સેવન કરવું જોઇએ. તમે તો જાણતાં હશો કે હું કંઈ ને કંઈ નિમિત્તે રોજ લગભગ ૨૦ ગ્રેન સોડા લેતો હોઈશ. પ્લાસ્ટરથી જૂજ ફાયદો થાય. રોગની જડ અંદર છે. તમે ફળનો લોભ ન કરો એ આ દુખાવો ચેતવણી આપે છે. મુખ્યત્વે દૂધ અને ફળ ઉપર જ રહો. ગોઠણને સૂર્યનાં કિરણ આપી શકાય તો સારું. સવારે આઠ વાગ્યાનો સમય સરસ છે.

* * *

તમારો કાગળ મળ્યો. જે હાલ થઈ રહ્યું છે તેમાં મને કંઈ નવું નથી લાગતું. એ બધું ધાર્યું જ હતું. હજી તો બાકી છે. સુધન્વાની પરીક્ષા તેલના પેણામાં ઉકાળીને કરી હતી ના? સીતાને અગ્નિપ્રવેશ કરવો પડ્યો, પ્રહ્‌લાદને ધગધગતા સ્તંભની બાથ ભીડવી પડી. જેને ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા છે તેની સહનશક્તિને છેડો જ નથી હાથીને હારો ને કીડીને કણ ભગવાન આપી જ રહે છે. 'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્' આ ગીતાના શ્લોક છે. એનો એવો જ અર્થ છે. જેવી રીતે મને લોક ભજે છે તેવી રીતે તેને હું આપી રહું છું. કૂવામાં વાટકો નાખનારને વાટકા પૂરતું ને ઘડો નાખનારને ઘડા પૂરતું પાણી મળે છે.*

---

* મં. ૨૧. ગંગાબહેનને (બાપુના પત્રો-૬) માંથી સાભાર નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ-૧૪ કિં. ૧-૦૦

શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના ગુરુ તોતાપુરી પ્રખરજ્ઞાની ને યોગી હતા. નર્મદાકાંઠે પાંત્રીસ વર્ષ જેટલો લાંબો વખત રહીને તેમણે સાધનાની સિદ્ધિ મેળવી હતી, ને પરમશાંતિની મૂર્તિ બનીને બધે વિચરણ કરતા હતા. ફરતાં ફરતાં તે દૈવયોગે કલકત્તાના પ્રસિદ્ધ સ્થાન દક્ષિણેશ્વરમાં આવ્યા. ત્યાં રહેતા રામકૃષ્ણ સાથે તેમને ગાઢ સ્નેહ થયો. તેથી તે લાંબા વખત લગી ત્યાં જ રહી ગયા.

એકવાર તે ત્યાંના પવિત્ર સ્થાન પંચવટીમાં બેઠા હતા, ત્યારે અચાનક એક હલકી જાતિનો કહેવાતો માણસ આવ્યો. તે વખતે તોતાપુરી રામકૃષ્ણને કહેતા હતા કે, 'બધે પરબ્રહ્મ પરમાત્મા વિના બીજું કાંઈ જ નથી. જુદા જુદાં રૂપમાં એ જ રમી રહ્યા છે. એમના વિના બીજું બધું જ મિથ્યા છે.' એટલીવારમાં પેલા પછાત જાતિના આગંતુકે તેમની ધૂણીમાંથી પોતાની ચલમ સળગાવવા થોડા અંગારા લીધા તે જોઈને તોતાપુરી અત્યંત રોષે ભરાઈ ગયા. તે ચીપિયો લઈને પેલા માણસને મારવા દોડ્યા, ને બોલ્યા કે તેં મારી ધૂણીને ભ્રષ્ટ કરી નાખી રામકૃષ્ણદેવ એ જોઈને હસતાં હસતાં બોલ્યા કે, 'મહારાજ, હજુ હમણાં તો તમે કહેતા હતા કે પરમાત્મા વિના બીજું કાંઈ જ નથી. તો પછી આ ભેદભાવ ક્યાંથી પેદા થયો. ને તમને ક્રોધ પણ કેમ થયો? બધે જો એક જ તત્ત્વ હોય તો કોણ કોના પર ક્રોધ કરે? બ્રહ્મ બ્રહ્મ પર ક્રોધ કરે કે?'

એ સાંભળીને તોતાપુરી તરત શાંત પડ્યા, આસન પર બેસી ગયા, ચીપિયો મૂકી દઈને કહેવા માડ્યા કે મારી ભૂલ થઈ પહેલાંના સ્વભાવને લીધે મન કોઈ વાર બળવો કરે છે, ને તોફાને ચઢે છે, તથા જ્ઞાનને ભૂલાવી દે છે માટે તેનું ખૂબ જ ધ્યાન રાખવું જોઈએ.

પરમ જ્ઞાની શ્રી આદ્ય શંકરાચાર્યના જીવનનો પણ આવો જ એક પ્રસંગ અત્યારે યાદ આવે છે. એકવાર તે પોતાના નિત્ય નિયમ મુજબ કાશીમા ગંગાસ્નાન કરીને આવતા હતા, ત્યારે તેમને રસ્તામા એક અછૂત કહેવાતો માણસ મળ્યો. તેથી તે ભારે સંકોચ સાથે એક તરફ ઊભા રહ્યા, ને પેલા માણસને દૂર હટવાનું કહેવા લાગ્યા. પેલા માણસે તેમને પ્રેમથી કહ્યું કે મને જાણવા મળ્યું છે કે તમે તો પરમ તપસ્વી ને જ્ઞાની શંકર છો. અદ્વૈતવાદના હિમાયતી છો. તો પછી તમને આવો ભેદભાવ ક્યાંથી થયો? તમારા વર્તનથી મને ખરે ખર નવાઈ લાગે છે

કહે છે કે પછી શંકરાચાર્ય પોતાની ભૂલ સમજી ગયા.

આ બંને પ્રસંગો એમ સૂચવી જાય છે કે જેને આપણે આદર્શ માનીએ છીએ, કે ઉત્તમ સમજીએ છીએ, તેને વ્યવહારમાં અથવા આચારમાં ઉતારવાનું ધાર્યા જેટલું સહેલું નથી, ને સતત સાવધાની તથા ભારે મનોબળવાળા મહાપુરુષો પણ કેટલીક વાર તેમાં પાછા પડે છે. તો પછી સામાન્ય મનોબળવાળા માનવોનું તો કહેવું જ શું? તેમણે તો એ બંનેનો સમન્વય સાધવા માટે કેટલી બધી જાગૃતિ રાખવી પડે ને કેટલું સતત આત્મનિરીક્ષણ કરવું પડે? ઉત્તમ આદર્શોનું સેવન એક સુંદર વસ્તુ છે, પણ એ આદર્શોને અનુભવવા અથવા જીવનમા સાકાર કરવા એ તદ્દન જુદી જ વસ્તુ છે, ને તે વસ્તુ પર જીવનની સુખ, શાંતિ કે સફળતાનો આધાર રહે છે. તે વસ્તુ ભારે મજબૂત સંકલ્પબળ કે નિશ્ચયશક્તિ માગે છે, આદર્શનું નિરંતર રટણ માગે છે, જીવનને ઉત્તમ બનાવવાની

નમ્રતા માગે છે, ને કઠોર પરિશ્રમ અથવા તપ માગે છે.

જે જીવન આપણે આદર્શ માનીએ છીએ તેનો અનુભવ કરવા તૈયાર થવું જોઈએ. એ અનુભવમાં અવરોધક તત્ત્વો ને ટેવોને દૂર કરવા કટિબદ્ધ થવું જોઈએ. તો જ જીવનનો સાચો સ્વાદ ને સંતોષ મળી શકે. સંસારની સામે આજે જે અનેક સમસ્યાઓ છે તેમાંની એક આ પણ છે કે માણસ જેને સારું માને છે, અથવા તો ઉત્તમ સમજે છે, તેને જીવનમાં ઉતારી શકતો નથી. સત્ય પર વ્યાખ્યાન આપવું હોય તો એક માણસ સહેજે આપી જાય, ને સત્યનારાયણની કથા પણ પૂરા રસથી કરે–કરાવે; પણ સત્યને વફાદાર રહેવાનો કે બોલવાનો પ્રસંગ આવે ત્યારે તે સત્યનું પાલન ભાગ્યે જ કરી શકે. વિદ્યા ને વિજ્ઞાનનાં નવાં નવાં સાધન વધતાં જાય છે, ભણતર પણ વધતું જાય છે, પણ માનવતાના ગુણો ઘટતા જાય છે, વ્યવહારનું જીવન કથળતું જાય છે, ને છળકપટ, સ્વાર્થ કે અનીતિ વધે છે. વિશ્વશાંતિની વાતો કરનાર મોટા દેશો પણ શાંતિનો પ્રસાર થાય એવી નીતિને ભાગ્યે જ અનુસરે છે. પરિણામે વાતો ને ઠરાવો શાંતિ માટે થાય છે, પણ તૈયારી અશાંતિને, ઘર્ષણની કે યુદ્ધની થયા કરે છે.

એટલે વ્યક્તિ કે સમષ્ટિએ જો સુખી થવું હોય તો, આદર્શ ને વ્યવહાર, આચાર ને વિચાર, વચ્ચે મેળ કર્યા વિના આરો તેમ નથી. એ બંનેનો સંવાદ સાધવો જ જોઈશે. માણસ શું માને છે, બોલે છે ને લખે છે, એટલું જ અગત્યનું નથી. સૌથી વધારે મહત્ત્વનું તે શું કરે છે અથવા કેવું જીવે છે તે છે. એ બંનેનો સંવાદ સાધી શકાય તો જીવન ખરેખર ધન્ય થઈ જાય, ને જગત પણ સુખી થાય. જીવનને ઉજ્જવળ ને કૃતાર્થ કરવાની જેમની ઇચ્છા છે તેમણે એ માટે કૃતનિશ્ચય બનવું જોઈએ. એ વિના છૂટકો નથી.

આદર્શ ને વ્યવહારની એકતાના કામમાં કેટલીકવાર સંકલ્પ ને સાવધાનીની ખામી નડતરરૂપ બને છે; તો કોઈવાર મનની સ્વભાવગત નબળાઈ, જૂની ટેવોની ગુલામી ને રસવૃત્તિ તથા પ્રતિકૂળ વાતાવરણ વચ્ચે આવે છે. પણ એ અવરોધો એવા નથી કે જેમને દૂર ના કરી શકાય. એટલે એમનો વિચાર કરીને કોઈએ નાહિંમત થવાની કે નિરાશ બનવાની જરૂર નથી. જે મંદ છતાં મક્કમ પગલે પુરુષાર્થ કરે છે ને આગળ વધે છે, તેના માર્ગમાંથી નાનામોટા બધા જ અંતરાયો એક પછી એક હટી જાય છે, ને તે સાચે જ સફળ થાય છે. પછી તો માનવના વિચાર ને વર્તન વચ્ચે એકતા સધાય છે. એ એકતા જીવનને અનેરા આનંદથી ભરી દે છે. એવું જીવન જ સાચું જીવન છે.

*

## સહિષ્ણુતા

કપાળે કપાળે જુદી મતિ હોય છે. એકબીજાને સહન ન કરીએ તો કેમ ચાલે? સહિષ્ણુતા જેનેમાં આવે તો બધા કજિયા બંધ થાય. સહિષ્ણુતાનો આખા જીવનમાં બધે જ ઉપયોગ કરવાનો છે. આપણી પ્રગતિનો અટકાવ કરનારી મોટામાં મોટી વસ્તુ અસહિષ્ણુતા છે. એ નિવારવાનો હું પ્રયત્ન કરી રહ્યો છું. હું તો અલ્પ પ્રાણી છું, મહા પ્રાણી નથી. જો મહા પ્રાણી હોત તો અસહિષ્ણુતા અટકાવત. હજી મારામાં શુદ્ધતાની, પ્રેમની, વિનયની, વિવેકની ખામી ભરી છે; નહીં તો મારી આંખમાં તમે એવું જુઓ, મારી જીભમાં એવું જુઓ કે તમે સાનમાં સમજી જાઓ ને શાંત અમલદાર કી રીતે થાય. (ભૂમિપુત્ર) —ગાંધીજી

✿

# મીરાંનાં ભજનો [એક નિવેદન]

વિમળા પરેલ

પાંત્રીસેક વર્ષ વીતી ગયાં હશે. નદીનાં નીરની જેમ એ સમય પણ વહી ગયો હશે. (મારા) સ્વ૦ પિતા શાન્તિનિકેતનમાં હતા. જર્મન ભાષા શીખવતા હતા. સાથે સાથે ગુજરાતી પણ. સહસા કોઈ યોગબળે એ ઉચ્ચ તપોભૂમિનો લાભ મળ્યો અને અમારાં એ બાળપણની ધન્ય તામાં ઉમેરો થયો. તે વખતના નાનાશા મગજમાં સંતાયેલી કચકડાંની પટ્ટીમાં એ રંગીન સંસ્કારોની છાપ પડી અને કલ્પનાપીંછીમાં કંઈક નોખી ભાત આવી ભળી હતું તો બાળપણ. ગુરુદેવના દર્શન અમારે મન ત્યારે રમતવાત હતાં. એમાં રહેલા જાદુની કિંમત આંકવાનુ સામર્થ્ય તે વખતની નાદાન બુદ્ધિ માટે કેવળ અશક્ય હતું આજે પણ એનો વસવસો અને કલાના ધામમાં રહી આવ્યાનો ઓડકાર ચિરંજીવ બનીને રહ્યા છે. આટલી એક વાત પછી મૂળ વાત કહું.

પિતાનો શોખ હતો ગુરુદેવના ગ્રંથોને સંઘરવાં, જાળવવાં. એમાથી અધ્યયન કરવુ અને વાચક સામે મૂકાય તેટલું મૂકવું. એમના અવસાન બાદ અને તે પહેલા બંગાળી ભાષા પ્રત્યેનો મારો રાજીપો, એટલું જ નહિ પણ કંઈક આકર્ષણ પણ ખરું, તેને કારણે મને કેટલાંક બંગાળી પુસ્તકોની લહાણી મળી. એમા 'મીરાંબાઈ' નામની ટચુકડી પુસ્તિકા પહેલી જ નજરે પડી. મને તે ગમી. હાથમાં લીધી. પાનાં ઉથલાવ્યા. જોયું તો ગુરુદેવ ફરતાં ફરતાં રાજસ્થાનમાં જઈ ચડ્યા હશે અને ત્યાથી ઉપાડીને લાવ્યા હશે તેવાં ભજનો ખૂબ સુંદર લાગ્યા એનું ભાષાન્તર થાય અને વાચકના હાથમાં જો જાય તો કેવું સારું! એક કોડિયામાંથી બીજા કોડિયા પ્રગટાવ્યા જેવું સુંદર કામ ના થાય! આવો વિચાર જેવો આવ્યો તેવો જ અમલમાં મૂકવાની તીવ્ર ઇચ્છા જાગી. બે ચાર ભજનોને ભાષાન્તરમાં ફેરવી, પૂ. મલ્લિક ચાચાજી (જે આજે 'ચાચાજી'ના વહાલસોયા સંબોધનથી સારા ય ગૂજરાતમા પંકાઈ ગયા છે. એમનો પરિચય હવે અજાણ્યો નથી.) ને મેં મોકલી જોયાં અને પૂછી જોયું કે તે યોગ્ય છે કે કેમ. અનુમતિ મળી. પ્રેમભાવે કેટલાક જરૂરી માર્ગદર્શન આપતાં સૂચનોને પામી. તે પ્રેરણાબળે કામ ઉપાડયું સ્નેહીજનોના સ્નેહાળ સાથમા રહીને ભજનો પુરા કર્યા. આ બધો પ્રેમઋણનો ભાર ગણાય જ. પણ કોડિયાને પ્રકટાવનારનો આભારબોજ કોડિયું સહેલાઈથી વહેતું જ હોય છે એવા નતભાવે આ કામ થઈ રહ્યુ છે.

હવે વાત આવે છે મીરાંનું સંક્ષિપ્ત જીવન ગુરુદેવની કલમે કેવું આલેખાય છે તે જોઇએ. ત્યાર પછી આવશે તેની ભૂમિકા. એ બંનેને જેમ છે તેમ ક્રમવાર મૂકવાનો નમ્ર પ્રયાસ થયો છે



'સંક્ષિપ્ત જીવન'

'પ્રાચીન ભારત કોઈ દિવસે ય તેના· સાધક કે મહાપુરુષના જીવનનાં વર્ષ અને તારીખથી ઇતિહાસ રચાતો નથી. એવા બહુ સાધકોમાંથી ઘણા થોડાની જીવનકથા આજે જાણવા પામીએ છીએ. અને તે ય જેટલું જાણીએ તે પણ ઘણી-ખરી લોકવાણી અને દંત

કથાથી એકઠું થએલું હોય એટલું જ. એમાંથી ખરું સત્ય તારવી કાઢવું કઠણ છે. ઐતિહાસિક અને અનૈતિહાસિક દંતકથાઓનો આધાર લઈને ચાલવું પડે છે. વિશેષ કરીને મીરાં નારી હતી. એટલે એમનાં જીવનની આવશ્યક કહાણી તો અપૂર્ણ જ રહી ગઈ છે.

'મધ્યયુગે ભારતવર્ષમાં નવાશાવોનું પૂર આવ્યું હતું. ત્યારે ભારત પોતાના સમગ્રમાં નવીન સ્વરૂપ આપવા મથતું હતું. નાનક, શ્રી ચૈતન્ય, રામાનુજ, કબીર, તુલસીદાસ, મીરાંબાઈ વગેરે આ યુગનો ફાલ. જ્ઞાનવાદી નાનકે પંજાબમાં વિશુદ્ધ એકેશ્વરવાદનો પ્રચાર કરીને હિન્દુ મુસલમાનના કોયડાના સમાધાનરૂપે શીખધર્મ અને શીખજાતિનું સર્જન કર્યું હતું. વણકર-જાતિના નિરક્ષર કબીર મુનિના વિચિત્ર પ્રકાશની મધ્યમાં એક જુદી જ લીલા કરી ગયા. રામાનુજે જ્ઞાન અને ભક્તિનું અપૂર્વ સમન્વયનું સર્જન કર્યું. તુલસીદાસે રામાયણ લખ્યું. મુસલમાન ધર્મમાં પણ ત્યારે સુફીવાદનું પ્રાધાન્ય હતું. શ્રી. ચૈતન્યે બંગાળને ભક્તિગંગાના પ્રવાહથી સીંચી દીધું. એ રેલો છેક પશ્ચિમ ભારત સુધી પહોંચ્યો હતો. એ જ રીતે એક યુગમાં પરમ ભક્તિશાળી રાઠોડ કુળમાં આશરે ઈ. સ. ૧૪૯૯માં મીરાંબાઇનો જન્મ થયો. તેઓ મારવાડપતિ રાવ જોધાજીના પૌત્રી અને મેવાડના મુખિયા રતનસિંહની કન્યા હતાં. એમનો જન્મ ખેડતાના (પરગણાના) કુડકી નામના ગામડામાં થયો હતો. પિતૃકુળે વૈષ્ણવ હતાં. આખા ય કુળમાં મીરાંના હૃદયમાં સૌથી પહેલવહેલાં ભક્તિનાં બીજ અંકૂર થવા પામેલાં.

'અંદાજે ૧૫૧૬ના ઈ.સ.માં મેવાડના રાણા સંગ્રામસિંહના પુત્ર ભોજ સાથે એમનો વિવાહ થયો. એ વિવાહ સુખદાયી નીવડ્યો નહિ એમ અનેકનું અનુમાન છે. દંતકથા છે કે મેવાડના રાણા કુંભને મીરાંનો પતિ કહેવાય છે પણ તેમાં બિલકુલ અનૈતિહાસિક જુઠાણું છે.

'વિવાહના દશવર્ષમાં જ મીરાં પતિ છોડીને જે આખા વિશ્વનો પતિ છે તેને પતિપદે સ્થાપી એને રંગે રંગાઈ ગઈ. ઇષ્ટદેવતા ગિરિધારીલાલને એ વરી. એ સમયે એના દિયેર વિક્રમાજિત મેવાડની ગાદીએ બેઠેલા હતા. તેઓ રાજકુળ-વધુની સાધુસેવા, ભક્તિરંગ વગેરેની ધમાલ ઉદારતાથી સહી શક્યા નહિ.

'મીરાંને બહુ આક્ષેપો અને તિરસ્કાર સહન કરવાં પડ્યાં. પણ એ બધું એણે બહુ આનંદથી સહી લીધું હતું. વિષનો કડવો ઝેર પ્યાલો તે હોંશે હોંશે પી ગઈ હતી. (ભાવાર્થ એ નીકળે છે કે લોકનિંદા અને મેણાંટોણાં એ ય ખરી રીતે વિષનું કામ કરે છે!) રાજમહેલનો મોહપાશ યા તો નાગપાશની ચૂડ, કુળમર્યાદાનાં બંધનો તેને બાંધી શક્યાં નહિ. જગતના ધોરી માર્ગ પર પોતાના સાચા અને અજોડ એવા પ્રભુપ્રિયતમની જોડે આવીને ઊભી. ચિત્તોડ છોડીને પિતૃગૃહે-મેડતામાં આવ્યાં. અહીં પણ આધાર મળ્યો નહિ. કહેવાય છે કે મેડતા છોડીને રાજસ્થાનમાં. ને રાજસ્થાનમાં આવેલી બનાસ નદીને કાંઠે થોડોક સમય ગાળ્યો. અહિ આગળ જ એમનાં કેટલાંક ભક્તિ પદો રચાયાં હોવાનું મનાય છે

'તેઓ વૃન્દાવન આવ્યાં શ્રી જીવ ગોસ્વામી ત્યારે વૃંદાવનમા રહેતા હતા. વૃંદાવનમાં એમનું કામ વિશ્વેશ્વરની લીલાનાં ગીતો ગવડાવવાનું હતું. વૃંદાવનથી તેઓ દ્વારકા આવ્યા અને ત્યાં વસ્યા.

'સોળમાં સૈકાની શરૂઆતમાં અંદાજે ૧૫૭૦ ઈ. સ.માં દ્વારકામાં તેઓનો દેહાંત થયો. કહેવાય છે કે શ્રી. તુલસીદાસની સાથે તેમનો પત્રવ્યવહાર થયો હતો. અને અકબર બાદશાહ એમની ભક્તિ-ની વાતો સાંભળીને મુગ્ધ થઈને તાનસેન સાથે છૂપે વેશે એમનાં દર્શન કરવા ગયેલા અને એમના મધુર ગીતો સાંભળેલા.

હવે આ કથાને અંતે જેમની જેમની સહા

યતા મેળવી તે તે સૌને કૃતાર્થભાવે યાદ કરે છે ને કહે છે કે 'આ ભૂમિકા પૂરી કરતા પહેલાં, જે બધા ગ્રંથકર્તાઓના ગ્રંથમાંથી હું સહાય પામ્યો છું તેમનો હું કૃતજ્ઞતાપૂર્વક આભાર માનું છું. જોધપુરવાસી સ્વ. મુન્શી દેવીપ્રસાદ અને શાન્તિનિકેતન વિશ્વભારતીના અધ્યાપક શ્રીયુત ખિતિમોહન સેન મહાશય એ બ નેએ મને અનેક રીતે ઉત્સાહ અને સહાય આપીને સવિશેષ આભારી બનાવ્યો છે. શ્રદ્ધેય વડિલ બંધુસમ શ્રીયુત પ્રિયરંજન સેન, અધ્યાપક શ્રી પ્રથમનાથ સરકાર, શ્રી નીરેન્દ્રનાથ રાયચૌધુરી, શ્રી જ્યોતિષચંદ્ર રામ, શ્રી દીનાનાથ સાન્યાલ વગેરેનો પણ હું ઋણી હોઈ તેમના ચરણોમાં મારી આન્તરિક કૃતજ્ઞતા રજૂ કરું છું.'

વિદ્યા મંદિર, ઢુગલી. માઘ ૧૩૩૦.

*

હવે કવિવર એક ભૂમિકા રજૂ કરે છે.

'મીરાંબાઈની રચનાવલીનો પહેલો ખંડ પ્રકાશ પામ્યો ભક્તિમતી મીરાનું નામ ભારતમાં ખૂબ ખૂબ જાણીતું છે પણ તેમના મધુર ગીતોની આપણામાંથી બહુ થોડાઓને ખબર છે. તેમનાં કેટલાક ગીતોનો પહેલો પરિચય પાંચ વર્ષ પહેલાં અને પછીથી ધીમે ધીમે વિસ્તારવાનો પ્રયત્ન કર્યો ને કરી રહ્યો છું.

'મધ્યયુગની જે પવિત્ર ભક્તિધારા ભારત ભૂમિને ભીંજવી રહી હતી, તેનો થોડોક પરિચય વાચકગણને આપવા માટે મીરાના કેટલાક પદ એકઠા કરીને તે રજૂ કરું છું. બીજા ખંડમા એમની બાકી રહી જતી બીજી કૃતિઓ એકઠી કરીને પ્રકાશિત કરવા ઇચ્છું છું. શેષ ખંડે મીરાબાઈનું વિસ્તૃત જીવન, રચના, પ્રવેશિકા અને કાવ્ય સમાલોચના આપવામાં આવશે અહીં તો રેખા નહિ જેવી સંક્ષિપ્ત જીવની આપી છે. તેમનાં જીવનની ઘટનાવલી બાબે ઇતિહાસકારોમાં મત ભેદ છે, છતાં એ બધાનાં મંતવ્યોમા રહેલાં સારભાગને વણી લઈને અત્રે આપવામાં આવ્યો છે.

'પ્રાચીન કાળની વિખ્યાત રચનાવલીઓની જે દુર્દશા તે વખતના સાધકોએ અને ભક્તજનોએ સ્વચ્છંદે કરી છે એમાંથી મીરાની રચના પણ બચવા પામી નથી.

'તેમની રચનામાં ઘણા બધા ભંગ થવા પામ્યા છે. એમાથી મીરાની સાચી સાચી રચના ખોળી કાઢવી કઠણ છે. એ સિવાય, ઘણી જગ્યાએથી તેમના ભક્તો અને ગાયકોને મોઢેથી એમના પદ સાંભળ્યા છે પણ એમાં ય ઘણો ફેરફાર થઈ ગયો છે ઘણી જગ્યાએ નવા પદ ઉમેરાય છે. તો ઘણી જગ્યાએ નવા શબ્દ મૂકાયા છે. પોતાનું ઉમેરીને પોતાની મહત્તા વધારવાની લાલચથી કે પછી ધૂનથી પ્રાચીન ભારતના ભક્તોની વાણીને ખૂબ ધોકો પહોંચ્યો છે મીરાની બાબતમા પણ એમ બન્યું છે એમના ઘણાએક પદોમા સાંપ્રદાયિકતાનો અંશ નહિ જેવો જોવામા આવે એવા કેટલાંક પદ હાથમાં આવી જાય છે કે જેમાં એમના સાર્વજનિક વિરાટ પ્રેમનો પરિચય સાંપડ્યા વિના રહેતો નથી.

'મને જે રીતે પદ મળ્યાં છે એ જ રીતે સંગ્રહ કરેલા છે. પાઠાન્તરોની બાબતમાં નિવેદન કે જેટલા પદ મળતા આવ્યા છે તેટલાં જ સાચવ્યાં છે. જેઓ સ સાંપ્રદાયિક ક્ષુદ્રતાના બંધનથી જકડાયાં નથી અને જેમની તાત્કાલિક, બોધગમ્ય, સાંપ્રદાયિકતાની અંદર પણ વિશ્વહૃદયના ધબકારા સાંભળી શકાતા હોય એવાં પદો જ આ સ્થાને રજૂ કર્યાં છે.

'મીરાબાઈની પદની ભાષા મૂળમાં તો હિંદી છે પરંતુ તેમાં 'વ્રજબોલી' મારવાડી અથવા રાજસ્થાની અને ગુજરાતી શબ્દમાં જોવા મળે છે કેટલાક પ્રાચીન ગુજરાતીમાં મળે છે. ૧૫મી શતાબ્દીની હિંદી અને આજની હિંદીમાં ફેર છે. જરા અઘરી છે. માટે જ્યાં જ્યાં અનુવાદ કરવામા મુશ્કેલી જણાય છે ત્યાં ત્યાં ભાવાનુવાદ રાખ્યો છે. ઉચ્ચાર, પદયોજના અને શબ્દાર્થનો ફેર થઈ ગયો છે પણ એનું લાલિત્ય વર્તમાન

હિંદીની સરખામણીમાં વધારે સારું ગણાય છે. અનુવાદ યથાશક્તિ શબ્દશઃ જ કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ જ્યાં અનુવાદ દુર્બોધ થતો જણાયો હતો ત્યાં ભાવાનુવાદથી ચલાવ્યું છે. નર્યાં મીરાંબાઈના જ પદોના ખાસ સંગ્રહ ક્યાંય થયો નથી. હમણાં પણ ગુજરાતી સ્ત્રીઓ, રાજસ્થાનના ચારણો અને પશ્ચિમભારતના ભિન્ન ભિન્ન સંપ્રદાય-ના સાધક ભક્તોના મોઢામાથી ઘણાં પદ જણાય છે. એ બધાનો સર્વસંગ્રહ કરવો સહેલો નથી. પશ્ચિમભારતના જુદાં જુદા સ્થળોમાં ખાસ કરીને રાજસ્થાન અને ગુજરાતના જુદા જુદા ગામોની લોકપોથીઓમા સંઘરાયેલા છે. કોઈ કોઈ પ્રસિદ્ધ પણ થયા છે. એમાથી નીચે જણાવેલા કેટલાક પુસ્તકોમાથી વિશેષ મદદ મળી છે.

(૧) મીરાંબાઈકી જીવન ઔર વાણી– બેલવેડિયર પ્રેસ, અલાહાબાદ (અલ્લાહબાદ).

(૨) મીરાંબાઈકે ભજન– વૈદનાથ પ્રસાદ, કાશી.

(૩) મહિલા મૃદુવાણી– મુન્શી દેવી પ્રસાદ. જોધપુર.

(૪) બૃહત્ કાવ્યદોહન– (૧લા, ૨જો, ૬ઠ્ઠો અને ૮મો ભાગ) ગુજરાતી–ઇચ્છારામ સૂર્ય-રામ દેસાઈ, મુંબઈ.

(૫) મીરાંબાઈકે પદસંગ્રહ– સાહિત્યભવન, પ્રયાગ, અલાહાબાદ (અલ્લાહબાદ).

(૬) સંગીતરાગ કલ્પદ્રુમ– કૃષ્ણાનંદ વ્યાસસાગર. નગેન્દ્રનાથ વસુ સંપાદિત (બંગીય સાહિત્ય પરિષદ, ૧લો, ૨જો, ૩જો ખંડ).

(૭) મીરાં બાઈકે ભજન– ભાર્ગવ પુસ્તકાલય, કાશી.

'આ સિવાય બીજાં અનેક ગ્રંથોમાંથી સહાય પામ્યો છું.'

*

આગળ મારા નિવેદનમાં જણાવ્યા પ્રમાણે સ્વ૦ પિતાએ પોતાના સાહિત્ય શોખને કારણે અને ગુરુદેવ તરફના પ્રેમભાવે કરીને એમણે જે સંગ્રહ કર્યો એમાંથી આ એક જ પુસ્તિકા મળી છે. બીજી કૃતિઓ મેળવવી મુશ્કેલ છે.

કવિ પોતે કવિ છે. તે એક કૃતિ તૈયાર કરે છે અને એમાં એ ઘણું સાહિત્ય ઉથામીને સાજ મેળવે છે અને પછી કૃતિને પોતાની આગવી કલમે સજાવે છે એ જ છે. કવિની કુશળતા, એ જ છે કલા. એ જ છે અનોખું ભાત પાડતું એક સુંદર ચિત્ર.

મૂળે ય કવિ આકાશગામી હોય. એની લોભ અનોખી જ હોય છતા તે અન્યનો સાથ મેળવે છે. એમા જ છે કવિનો સંવાદ. એમાં જ છે એની સરજનહાર માટેની અપૂર્વ પ્રેમભક્તિ.

આપણે એ જ ભાવે એની કૃતિને સમજવા નો પ્રયત્ન કરીશું તો ન્યાલ થઈશું.

આ લેખાકૃતિની ક્રમિકતામા કદિક ખોટ, કદિક બેસૂરાપણું અથવા તો ઢંગધડા વગરનું જણાશે પણ જેમ જેમ ઉપજતું ગયું તેમ તેમ મૂકતા જવાની સાહજિક પ્રેરણાને જ કામ કરવા દીધું છે. એ પ્રવાહને રોકવાનો મિથ્યા પ્રયત્ન કર્યો નથી. વાચક એટલું જ સમજી લેશે તો, મૂળ ભાવનાને કંઈક ન્યાય મળશે એવી વિનંતી આવશ્યક ગણું છું. આમ, 'મીરાનાં ભજનો'નો એક નાનો સંગ્રહ બંધ થાય છે

¤

ભવિષ્ય ઉપર આપણો અંકુશ નથી, ભવિષ્ય આપણે જાણતા નથી. નાનાં નાના બનાવમાયે આપણે નિમિત્તમાત્ર હોઈએ છીએ. તો પછી દુઃખ શાને માનીએ! જે થાય તે જોયા કરીએ. જે આપણું કર્તવ્ય લાગે તે કર્યા કરીએ ને પછી આનંદમા રહીએ. આમા બધી દષ્ટિ ઉપર જ આધાર છે. તમે જેને દુઃખ માન્યું છે તે જ સુખ કાં ન ગણીએ. તેમાથી તમે સહનશક્તિ શીખ્યા છો. સંતોષમા સુખ છે. સુખ ગોતવા જતાં તો દુઃખ વહોરવું પડે છે. ને દુઃખ સહન કરતાં સુખ મળે છે.

ગાંધીજી

# સુધાસિન્ધુ

આપણે અહિં ત્રીસ ત્રીસ [હવે ચાળીસ ચાળીસ] કોટિ જીવતાં યન્ત્ર છે; તો પછી આપણે જડ સંચા ઉપર શું કામ આધાર રાખવો!

—ગાંધીજી (ઇંડિયન એક્સપ્રેસમાં ઉતારેલું વાક્ય)

ધનુર્વિદ્યામાં એવી એક વસ્તુ છે જે નીતિનિયમ પ્રમાણે વર્તનારા માણસને સિદ્ધાન્તનું કામ આપી શકે. ધનુર્ધારી પોતાના બાણથી લક્ષ્ય વીંધવા ચૂકી જાય છે તો તે પાછું વાળીને જુએ છે અને પોતાની ચૂકનું કારણ પોતામાં જ ગોતે છે. —કોન્ફ્યુશ્યસ

રોમમાં સામાન્ય લોકો તથા ગરાસિયા (અમીર ઉમરાવ) વચ્ચે વાંધો પડ્યો ત્યારે મેનેનિઅસ અગ્રિપ્પા કરીને લોકપ્રિય વક્તા હતો તેણે એક વાર્તા કહી 'એક સમય એવો હતો કે જ્યારે માણસના શરીરના બધા અંગ વચ્ચે આજ છે એવો મેળ નહોતો, અને એક એક અંગને પોતાના સ્વતંત્ર વિચાર તથા વાણી હતા ત્યારે બીજાં અંગને આ વાતમાં ભારે અન્યાય લાગ્યો કે અમે સૌ પરિશ્રમ કરી તથા ચિંતા વેઠીને પેટ સારુ થઈને ખાદ્ય પદાર્થ પૂરા પાડીએ, પણ પેટ તો આપણા સૌની વચ્ચે બેઠું રહે. કાંઈ કામ ન કરે, માત્ર આપણે આણેલી વસ્તુઓ ઉપર હાથ જ મારે. એટલે એ સૌએ ગુપ્ત ઠરાવ કર્યો કે હાથે મોઢા લગી અન્ન પહોંચાડવું નહિ, મોઢાએ એને કોઈ ચીજ અપાય તો તે લેવી નહિ, ને દાંતે પોતાને મળેલી વાની ચાવવી નહિ. આમ એ સૌ પેટને ભૂખે મારીને હરાવી દેવાનો પ્રયત્ન કરતા હતા ત્યાં તો સૌ અંગ પોતે તથા આખું શરીર સાવ ક્ષીણું થઈ ગયું. આથી એક વાત સિદ્ધ થઈ કે પેટ પણ આળસુ નથી અને ખરે લોહી પહોંચતુ કરીને બીજાને એ પોષે છે તે કરતાં પોતાને વધારે નથી પોષતુ.'

શરીરના અંગો વચ્ચે પડેલી ફાટફૂટ અને સામાન્ય લોકોને ગરાસિયા ઉપર ચડેલો રોષ એ બેય બરાબર છે એ વાત મેનેનિઅસે પોતાના શ્રોતાઓને સમજાવી. (લીવસ લિવિઅસકૃત રોમનો ઇતિહાસ, ૨–૩૨–૧, બી. ઓ. ફોસ્ટરનું ભાષાન્તર)

ચંગ ચુઅ એ પોતાનુ મોઢું ફાડ્યું. લાઓત્સેને તેમાં જોવા કહ્યું ને પૂછ્યું: 'આમાં મારી જીભ હજી છે કે?'

'છે.'

'ત્યાં મારા દાંત હજી છે કે?'

'ના, ના.'

'અને એનું કારણ જાણો છો?'

'જીભ વધારે ટકે છે તે સુંવાળી છે એટલે, અને દાંત વહેલા પડે છે તે કઠોર છે એટલે?'

'સાચું. આટલામાં વિશ્વનો સિદ્ધાન્તસાર તમે શીખી ગયા આ વિના બીજું કાંઈ મારે શીખવવાનું છે નહિ.' —નિટ્ટ હસિઅંગ

રિપૌ બદ્ધે સ્વદેહે ચ સમૈકાત્મ્યં પ્રપશ્યતઃ।
વિવેકિન કુતઃ કોપઃ સ્વદેહાવયવેષ્વિવ॥

યાજ્ઞવલ્ક્ય ઉપનિષદ્ ૧૯॥

પોતાના શત્રુ તથા પોતાના શરીર ઉપર જેના સમદૃષ્ટિ છે એવા વિવેકી પુરુષને જેમ પોતાના હાથ-પગ ઉપર તે જ પ્રમાણે પોતાના શત્રુ ઉપર ક્રોધ કેવો!

નમોઽસ્તુ મમ કોપાય સ્વાશ્રયજ્વાલિને ભૃશમ

॥ યા. ઉ. ૨૧॥

પોતે જેને આશરે રહે છે તેને જ બાળનારા ક્રોધને નમસ્કાર.

યઃ કાકિણીમ્ અપ્યપથપ્રપન્ના
અન્વેષતે નિષ્કસહસ્રતુલ્યામ્।
કાલેન કોટિષ્વપિ મુક્તહસ્તઃ
તસ્યાનુબંધં ન જહાતિ લક્ષ્મીઃ॥

કોડી ખોવાઈ ગઈ હોય તો તે જાણે હજાર રૂપિયા બરાબર ન હોય તેમ તેને જે માણસ ગોતે છે, અને સમય આવ્યે જે કરોડો રૂપિયા વાપરે છે તે પુરુષનો લક્ષ્મી કદાપિ ત્યાગ કરતી નથી. (શ્રાદ્ધગુણવિવરણ, પા. ૧૮૨)

અપકારિષ્વપિ પ્રાયઃ સૌમ્યાઃ સ્યુઃ ઉપકારિણઃ॥
મારકેષ્વપિ કલ્યાણં સ્મરાજઃ પ્રયચ્છતિ॥

ઉપકારી અપકારી(પોતાનું બગાડનાર) પ્રત્યે પણ દયાળુ હોય છે; પારો એને મારનારને પણ સોનું આપે છે (શ્રા, પા. ૨૦૫).

તારા પુત્રનું તું બહુમાન રાખજે ને તેથી કરીને, કાંઈ પાપ કરવાનો તારો વિચાર થાય તો તે વિચાર તરત મારી વાળજે. એના નાનપણની તું અવજ્ઞા ન કરતો. પાપ કરવા તું લલચાઈ જા તો એનું સ્મરણ કરજે ને એવી રીતે પાપથી બચી જાજે. —જુવેનલ

યસ્ય ચિત્તં દ્રવીભૂતં કૃપયા સર્વજન્તુષુ।
તસ્ય જ્ઞાનેન મોક્ષેણ કિં જટાભસ્મલેપનૈઃ॥

પ્રાણીમાત્ર ઉપરના પ્રેમને લીધે જેનું હૃદય દ્રવે છે તેને જ્ઞાનમોક્ષની ચર્ચા કરવી તથા જટા રાખવી, શરીરે ભસ્મનો લેપ કરવો—એવું એવું કાંઈ કરવાપણું નથી.

—દે. વા. ગો.

# આભા જેવા બાપુ

'ઈન્દ'



બાપુ વર્ધામા મગનવાડીમાં રહેતા હતા તે સમયની આ વાત છે

ગામડાંમાં જવા અને કામ કરવા કોઈ તૈયાર ન હતું. જેમને બાપુ ગામડાંમાં મોકલે તે કંટાળીને કે રહેવું અશક્ય છે એમ કહીને પાછા ફરે.

આથી બાપુએ એક સવારે નિર્ણય કર્યો ને વર્ધાથી પાંચેક માઈલ દૂર સેગાંવ નામના ગામમાં રહેવાનું નક્કી કર્યું.

આમ ગામડાંમાં બાપુના દિવસો પસાર થવા લાગ્યા.

હિંદનાં બધાં ગામડાંઓમાં સામાન્ય રીતે મલેરિયાનું સારાં પ્રમાણમાં જોર હોય છે. સેગાંવ પણ મલેરિયાના જંતુથી મુક્ત ન હતું ઉલટું ત્યાં વધુ પ્રમાણમાં અમુક મહિનાઓમાં જોર રહેતું.

આવા મલેરિયાવાળાં વાતાવરણથી આશ્રમવાસીઓનાં શરીર પર પણ અસર પડવાં લાગી અને માંદગીનું પ્રમાણ વધવા લાગ્યું.

આથી બાપુના મિત્રો અને સાથીઓને લાગ્યું કે બાપુએ આ સ્થળ બદલવું જ જોઈએ.

અને એક શુભ દિવસે એક સાથીએ બાપુ પાસે બીજા મિત્રો અને સાથીઓનો વિચાર મૂકયો.

બાપુ તો શાંતિથી બધું સાંભળી રહ્યા અને ઊંડા વિચારમાં પડી ગયા. પછી ખૂબ વલોવાતા હૃદયે બોલ્યા :

'જુઓ, આ સેગાંવ ગામડું કેટલાયે વરસોથી અહીં વસ્યું છે. સેંકડો વરસો થઈ ગયા હશે. તેમજ આપણા દેશોમાં લાખો ગામડાં આ દશામાં જીવે છે. તેનો ખ્યાલ કરીને આપણાથી અહીંથી ભગાય કેમ? મને એ વિચાર

જ મૂજાવી મૂકે છે. જો આપણા જેવા સેવકો મલેરિયાથી ડરીને ભાગે તો આ ગામડાંઓનો ઉદ્ધાર કોણ કરશે? માનો ડરીને આપણે ભાગીશું પણ આ ગામડાંના લોકો ક્યાં ભાગશે? સેંકડો વરસોથી આ ગામડાંઓ ટક્યાં છે એ વિચાર જ મને અહીં રહેવાનું બળ આપે છે. મલેરિયા સામે ટકી રહે એવું શરીર આપણે કેળવવું રહ્યું. અને મલેરિયાને ભગાડવાનો પ્રયત્ન કરી ગામડાંને નીરોગી બનાવવું રહ્યું.'

* * *

બાપુજીના સેગાંવ આવ્યા પછી ગામની ગંદકી દૂર થવા લાગી. મહાદેવભાઈ અને મીરાંબહેનની મદદથી ગામમાં ઠીક ઠીક સુધારા બાપુજીએ શરૂ કરવા માંડ્યા.

રસ્તાઓ થયા. તારટપાલની સગવડ આવી. ઝૂંપડિયોમાં રેંટિયા ચાલુ થયા. નાનકડી ગૌશાળા પણ ચાલુ થઈ. આમ ગામડાંની અંદર નવું તેજ આવતું જતું હતું. ગામનો પૂરો સહકાર પણ મળતો જતો હતો.

પણ હરિજનની વાત આવતી ત્યાં ગામના લોકોનાં નાક મચકોડાઈ જતાં.

પૂળા જેવી મોટી મૂછોવાળો ગામનો પટેલ બાપુજી પાસે ગામની વતી આવ્યો અને કહે: 'આપ અમારા ગામમાં આવ્યા છો એ અમારા ધનભાગ્ય. અને અમે પણ આપની આજ્ઞા ઊભે પગે પાળશું. પણ આ એક ઢેઢની વાત ના કરતા!'

'તો તો મારે માથાના વાળ અને દાઢી મૂછ વધારવાં પડશે.'

'કેમ? ગામમાં વાણંદના ઘર ચારપાંચ છે. કહો તો હમણાં કોઈને મોકલું.'

'તમે તો મોકલશો. પણ મારી સાથે રહેતા મારા દીકરા જેવા હરિજનોની એ હજામત કરશે?'

આમ પટેલ સાથે વાતચીત થઈ પણ કંઈ નીવેડો આવ્યો નહીં અને બાપુજીના માથાના વાળ અને દાઢી મૂછ વધવાં લાગ્યાં. અને દિવસો એક પછી એક પસાર થવા માંડ્યા.

બાપુજી વૈદું પણ સારી રીતે જાણતા હતા. તેથી ગામના દરદીઓ બાપુ પાસે આવતા અને દવા લઈ જતા.

આમ એક દિવસે એક વાણંદની સ્ત્રી અને તેની દીકરી આવ્યાં. તેનું દરદ જાણીને બાપુએ કેટલાક ઘરગથ્થુ ઇલાજો બતાવ્યા અને પછી બાપુજીએ સહેજ હસતા કહ્યું: 'અહીં વાણંદોના ચારપાંચ ઘર હોવા છતાં મારે માથાના વાળ દાઢી મૂછ વધારવા પડે છે. તેનું શું?'

'શા માટે બાપુજી! મારો વર તો હોંશેહોંશે દોડતો દોડતો આવશે. એના ક્યાં એવા ભાગ્ય કે આપની હજામત

કરવાની મળે.

'પણ એ મારી હજામત તો જરૂર કરશે. પણ અહીં મારી સાથે આશ્રમમાં રહેતા બીજા હરિજનોની હજામત કરશે? જો એમની હજામત કરે તો જ હું કરાવું!'

'હું પૂછીને આપને ખબર આપું!'

એમ કહીને બાઈ અને દીકરી ગયાં. પણ એ ગયાં તે ગયાં જ. કંઈ પરિણામ આવ્યું નહીં.

આમ બાપુજીના માથાના વાળ તથા દાઢીમૂછ વધતાં ચાલ્યાં. ને છેવટે સંચો મગાવીને સામે અરીસો રાખીને બાપુજીએ માથાના વાળ કાપવાનું શરૂ કર્યું.

ત્યાં ઓચિંતા જ એક ભાઈ આવ્યા. તેમણે કહ્યું: 'ઊભા રહો, મારી સાથે આવેલ ભાઇ વાળ કાપી આપશે. તેનો એજ ધંધો છે.'

તે ભાઇએ હાથમાં સંચો લીધો અને બાપુજીએ તેની સામું હસતાં હસતાં જોયું અને પૂછ્યું: 'જે ભાઇ તું મારા વાળ તો કાપીશ પણ તું હરિજનના વાળ કાપીશ ખરો?'

'મને તેઓ પ્રત્યે જરાય સૂગ તો નથી.'

'એમ નહીં, જે ભાવથી તમે મારી હજામત કરો છો તે જ ભાવથી તમે એ લોકોની કરો ખરા? જો તમને એમાં વાંધો હોય તો મારે વાળ કપાવવાની તમને ના પાડવી જોઇએ.

'મેં હજુ સુધી કોઈ હરિજનની હજામત કરી નથી. પણ આજથી તેઓની કરવાની ના નહીં પાડું.'

અને બાપુજી એ ભાઇ પાસે વાળ ઉતરાવીને બધી રીતે હલકા થયા.

* ગાંધીજીને માટે આપણા મનમા પૂજ્યભાવ ખૂબ છે પણ એમની પાછળ ચાલવાની જોઇએ તેટલી વૃત્તિ નથી.

* તમારી પાસે કોઈ દુઃખી માણસ આવે તો તમારી શેતરંજી પર બેસાડજો અને તમે સોયે બેસજો. તો સામેથી તમારે સુખ આવવાનુ છે.

* પહેલવહેલો ખુરશીમાં આવીને બેઠો અને હારતોરા પહેરાવવામા આવ્યા કે ગુપ્ત અભિમાન પેદા થાય છે.

* જેમ કોઈ દાવાનળ સળગ્યો હોય, રેલ આવી હોય, એવા સંકટમા એક થઈ જઇએ છીએ એમ આપણે એક થઈ જવું જોઇએ

* આપણે એકબીજા વચ્ચે જોઈએ એવો ભાઈચારો રાખીએ એક નાવમા બેઠેલા ખારવારિયે જે મહોબત, પ્રેમ રાખે છે તેવાં મહોબત, પ્રેમ રાખીએ.

* માણસ જેટલો સન્માનને લાયક હોય તેટલું જ તેનું સન્માન કરવું જોઈએ, એથી વધારે ન કરવું જોઈએ. નહીં તો એને નીચે પડવાનો ડર રહે છે. —સરદાર

મને યાદ છે ત્યાં સુધી તો એ સાલ હતી ૧૯૨૭ની. ત્યારે મારા પિતાશ્રી મુંબઈમાં ગામદેવી મણિભુવનમાં રહેતા હતા. હું એ વખતે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતો હતો. રાજકારણની વાતો ખાસ સમજું નહિ પણ છાપામાંથી એટલું સમજાય કે ઇંગ્લૅંડની પાર્લમેન્ટ તરફથી કમિશનને (સાઈમન) હિંદુસ્તાન મોકલવાનો નિર્ણય લેવાયો છે અને આપણા નેતાઓ તેનો બહિષ્કાર કરવાની પ્રવૃત્તિમાં પડેલા છે. રોજ સવારે છાપું ઉઘાડું ત્યાં વાંચવા મળે કે લગભગ બધા જ નેતાઓ બહિષ્કારને સફળ બનાવવા રાત દિવસ મંડયા છે મેં ત્યાં સુધી કોઈ નેતાને જોયેલા નહિ– ગાંધીજીને પણ નહિ. ઘણાંનાં તો નામ પણ સાંભળેલાં નહિ. ત્યાં તો એક સવારે છાપામાં વાંચ્યું કે 'મહાત્માજીનું મુંબઈમાં આગમન.' તેમનું નિવાસસ્થાન મણિભુવનમાં શ્રી રેવાશંકરભાઈને ત્યાં રહેવાનું એ પણ જાણ્યું. હું તો દોડયો મારા મોટાભાઈના ઓરડામાં. મેં કહ્યું:

'ભાઈ, ગાંધીજી આજે હમણાં જ આવે છે અને ઊતરે છે આપણી ઉપર રેવાશંકરભાઈને ત્યાં. ચાલ ગોઠવાઈ જઈએ દરવાજામાં જ.'

દાતણ મોમાં ઘાલી અમે બન્ને કાગની આંખે દરવાજામાં ગોઠવાયા.

ત્યાં તો વલ્લભભાઈ આવ્યા, ભુલાભાઈ આવ્યા. મિસિસ બેસંટ આવ્યા. બધાં અમારા કમ્પાઉન્ડમાં ગાંધીજીના આગમનની રાહ જોતાં ઊભાં.

અરધાક કલાકમાં એક મોટર આવી ઊભી રહી ગાંધીજી ઊતર્યા પાછળ ઊતર્યા મીરાબહેન અને પછી મહાદેવભાઈ. આ મારા ગાંધીજીનાં પહેલાં દર્શન. પછી તો ગાંધીજીનો આવવા જવાનો કાર્યક્રમ અવારનવાર થવા લાગ્યો.

એ વખતે અમારે ત્યાં એક ભાઈ નાનજી, મહેતાજી તરીકે કામ કરે. ખાયપીયે અને રહે પણ અમારે ત્યાં જ. હું અને મારા મોટાભાઈ એને જોઈને રોજ કહીએ કે:

'માળો છે ફૅશનેબલ' અઠવાડિયામાં બે વખત હજામત કરે. જમવામાં રોટલી કરતાં બ્રેડ ખાવા વધારે રાજી અને અઠવાડીઆમાં બે વખત સિનેમા નિયમ તરીકે જોવા જાય. આવી બધી તેની આદતો ત્યાં તો એક દિવસ નાનજીની કાયાપલટ થઈ ગઈ લાગી. જ્યાં જોઈએ ત્યાં માથે તોકો, ખાદીનો ઝભ્ભો અને ટૂંકું ધોતિયું.

'આ શું નાનજી!' મેં પૂછ્યું.

તેણે કહ્યું, 'રોજ સવારે ઉપર અગાશીમાં ગાંધીજીની પ્રાર્થનામાં જાઉં છું અને એની અસર થઈ છે. એઓ કહે છે એવું બીજું બધું થાય કે ન થાય પણ ખાદી તો હું પહેરીશ જ અને રોજ પ્રાર્થના પણ કરવાનો જ.' અમે વિચાર્યું કે:

નાનજીને આ લોભ હોવાનું નથી. પણ કરતો હોય તો શું ખોટું? કંઈ નહિ તો ખર્ચમાં તો બચાવશે મહિનોક દિવસ થયો હશે ત્યાં તો નાનજી એક સવારે મારી પાસે આવ્યો. એ કહે.

'ભાઈ ગાંધીજીનું આ પોસ્ટકાર્ડ આવ્યું છે. પણ અક્ષર ઉકલતા નથી તો વાંચી આપો ને.' તેનો હરખ માયો માય નહિ. પોસ્ટકાર્ડ મેં વાંચી બતાવ્યું પ્રાર્થનામાં ચિત્ત ચોટતું નથી તો શું કરવું, એવો નાનજીએ પત્ર લખ્યો હશે તેના જવાબમાં આ ગાંધીજીએ લખેલું. આ વાત ચાલે છે ત્યાં બહાર રસ્તા ઉપર એક મોટર ઊભી રહી દેખાણી. તેમાંથી ગાંધીજી અને પાછળ મહાદેવભાઈ ઊતર્યા. નાનજીએ પણ આ જોયું

મારા હાથમાંથી પોસ્ટકાર્ડ ખેંચતો એ દોડયો દાદર પાસેના દરવાજાએ. ગાંધીજી ચારપાંચ પગથીઆં ચડયા હશે ત્યાં નાનજીએ બૂમ પાડી.

'બાપુજી, બાપુજી.'

'કેમ શું છે ભાઇ!' કહી ગાંધીજી ઊભા રહી પાછા જોયું.

'આ તમારું પોસ્ટકાર્ડ આવ્યું છે પણ સમજાતું નથી.' એ કહ્યો.

મને થયું કે અક્કલના ઓથમીરે કરી છે ને! પોસ્ટકાર્ડ તો મેં વાંચી દીધું છે પછી આમ શું કરવા કહેતો હશે! ત્યાં તો ગાંધીજી બોલ્યા,

'અક્ષર ગડબડીઆ છે એટલે એમ થતું હશે. જુઓ મહાદેવ તમને વાંચી આપશે. અને પછી અર્થ ન સમજાય તો ઉપર આવજો.' અને પછી મહાદેવભાઈ તરફ ફરી એમણે કહ્યું

'મહાદેવ, આ ભાઇને પોસ્ટકાર્ડ વાંચી આપજો.' એમ કહી હસતાં હસતાં તેઓ દાદર ચડી ગયા.

મહાદેવભાઈએ પોસ્ટકાર્ડ વાંચી આપ્યું એટલે અમારા નાનજીભાઈ પધાર્યા ઘરની અંદર.

'અલા એ નાનજી! પોસ્ટકાર્ડ તો મેં વાંચી આપ્યું હતું પછી આમ કા બાફયું?' મેં પૂછયું.

તેણે જવાબ આપ્યો 'જે કર્યું એ કર્યું. પણ એ વિના ગાંધીજી સાથે થોડી વાત થઈ શકત! તમે કરો છો આજ સુધી વાત?'

'તો પછી લખાણ ન સમજવાને બહાને પણ ઉપર જવાનો હઇશ.' મેં કહ્યું.

'એમ જ તો.' એમ કહી એ ઉપર ગયો.

એક બાબતમાં અમે ખોટા પડયા છીએ. નાનજીનું એ તૂત થોડા દિવસનું ન રહ્યું. એનો રંગ પાકો હતો.

*

## બાપુ અને તેમના બહેન

'ભાઈને માલમ થાય કે, તું તો આખા જગતનું કલ્યાણ કરવા બેઠો છું. આ બહેનની સામે તો જરા જો.' એક કાગળમાં આ જાતની વાત કોઈક પાસે લખાવીને બહેન કાગળ રવાના કરે છે.

બાપુ જવાબ આપે છે: 'બહેન તું જાણે તો છે કે તારો ભાઈ મોટો બાવો છે એના હાથમાં એક લંગોટ સિવાય બીજું કાંઈ નથી. તને હું શું આપું? એના કરતાં તું ઈળખુા દળીને, મહેનત મજૂરી કરતી હોય તો? કેવું સારું!'

બહેન વળતો જવાબ આપે છે: 'ભાઈ હું હવે વૃદ્ધ થવા આવી. શરીરમાં જોર હતું ત્યાં સુધી તો કામ કર્યું. હવે થતું નથી. એટલે તો તને આજીજી કરી છે.'

ત્યારે એમ કર. અહિં આવ. જેટલું બને એટલું કામ કરીને સુખેથી રહેજે.'

(જગત આખા ય સાથે સંકળાયેલો છતાં છેવટે માનો જણ્યો ભાઈ બહેનનું દુઃખ એ ખમી શકતો નથી. પોતાની પાસે (આશ્રમમાં) બોલાવી લે છે.)

વૈષ્ણવ મરજાદી બહેન જાય છે તો ખરી પણ જુએ છે કે ભાઈ તો આખા ય વિશ્વનો મેળો ભેગો કરીને બેઠો છે. ત્યાં પોતાનો મેળ શે ખાય? પોતાને તો દેવ મંદિર કરવા છે કોઈને અડવું નથી. નાત જાતના બે ના સંસ્કાર પૂરેપૂરા જાળવવા છે આ કયાંથી બને? બાપુએ તો ચોખ્ખું ચટ્ટાક સંભળાવી દીધું: 'જે છે તે આ ભાઈનો સંસાર છે, એને સમજીને તારે આવવાનું છે....'

(સાબરમતી આશ્રમ. તેમાં આવેલું 'હૃદયકુંજ.' બાપુનું એ નિવાસસ્થાન. હજારો લોકો દેશ દેશથી આવે. બાપુની છબિઓ જુએ. બાપુના ઓરડામાંથી એક એક કરીને પ્રસંગ નિહાળે. એમાંથી નવનીત ઉલેચે અને અરસપરસ એની આપ લે કરે. કંઈ કંઈ વાતો કરે અને આનંદ રસ પામીને જાય. આ પ્રસંગ એમાંથી જ પામી શકી છું.)

—વિમલા

# આંઝવાના જળ

કિશોર હીરાચંદ પારેખ

ઈલાએ કહ્યું: 'સિનેમા જોવા આવશો?'

મેં ના પાડી ગિરદી સખત છે, તેણે રીઝર્વ્ડ કરાવી આવવા કહ્યું–ત્રણ ટિકિટ. મેં પૂછ્યું, 'કોણ કોણ?'

'હું, સરલાબેન અને સુરેખા.'

'અને જતીન?'

'એય આવશે.'

'એની ટિકટ?'

'એની વળી શું ટિકિટ હોય?'

જતીન પાંચ વર્ષનો થયો છે એમ કહ્યું. તો કહે: 'બીજા કોઈ ક્યાં લે છે? એ તો એમ જ ચાલે.'

'એની ટિકિટ હું તો લેતો આવીશ.'

'એની ટિકિટ નથી લેવી. સુરેખા, જતીન એક સીટમાં બેસે એટલે વાંધો નહિ.'

'બન્નેને જુદી સીટમા બેસે.'

'શું કામ ચીકાશ કરો છો, મારે એની ટિકિટ નથી લેવી.'

'કાંઈ કારણ?'

'ડોરકીપર ક્યાં માગે છે? જો એની લેવાની હોય તો એ કહે ને.'

'કોઈ કહે તો જ આપણે ટિકિટ લેવી? નાનું ગામ, ઓળખતો હોય એટલે કદાચ ન બોલે તો શું થઈ ગયું?'

'તમે ખોટા સિદ્ધાંતને વળગી રહો છો.'

'પણ તું મને સમજાવ તો ખરી તારા કેટલા પૈસા બચશે? ટિકિટ ન મળે અને વધુ ઊંચા વર્ગની ટિકિટ માટે વધારે પૈસા ખર્ચવા પડે તો!'

'એ જુદી વાત. જતીનની ટિકિટ નથી લેવી.'

'હું લઈશ. તારે બંગલો બંધાવવો છે? એ બચતમાંથી બંગલો નહિ બને.'

'તો મારે સિનેમા જોવા નથી જવું.'

'એમ કાંઈ ચાલે?'

'જતીનને તમે રાખશો?'

'હા, શા માટે નહિ? હજુ તારે ગળે વાત ઉતરી નહિ. તારે શું વાંધો? હું કહું તેમ કરને.'

'સારું, તમને ઠીક લાગે તેમ કરો.'

માત્ર બાબાની સિનેમાની ટિકિટ માટે જ આવું છે? ટ્રેનમાં જઈએ ત્યારે પાંચ વર્ષના બાબાને ત્રણ વર્ષથી ઓછી ઉંમરનો ગણાવી ટિકિટ નથી લેતા. પંદર વર્ષની બેબીની ટિકિટ પૂરી લેવાને બદલે અધી લઈએ છીએ. કોઈ પૂછે તો કહીએ કે ઉંમર અગિયાર વર્ષ છે (કે અગિયાર વર્ષ છે), હાડમાં છે એટલે વધારે ઉંમર લાગે, અને આજના આપણા ઓછા તંદુરસ્ત બાળકો પંદર વર્ષના હોય તો ય બારથી ઓછા વર્ષના લાગે. બસની મુસાફરીમાં પણ આપણે આવું જ કરીએ છીએ શા માટે?

રેલવે સ્ટેશન પર કોઇ મહેમાનને લેવા કે મૂકવા ગયા હોઇએ ત્યારે ઘણું ખરું પ્લૅટફૉર્મ પાસ લેવાની આપણે દરકાર કરતા નથી એટલા માટે કે આપણી પાસે કોઈ પ્લૅટફૉર્મ પાસ માગતુ નથી. કેટલા પૈસા બચ્યા? દશ નવા પૈસા. શાના ભોગે આટલો લાભ થયો? અને કદાચ મહેમાન સાથે પ્લૅટફૉર્મ બહાર નીકળતાં અજાણ્યો નવો આવેલો ટિકિટ ચેકર માગે તો?

કોઈવાર ટ્રેઇનમાં મફત સફર કરીએ છીએ. આપણે ,ટિકિટના થતા હોય તેથી અધો પૈસા ખરચીએ, કોઈવાર એ મહાશય કહી દે કે તમે ફિકર ન કરો હું તમને સ્ટેશનેથી પસાર કરી દઇશ. પરંતુ એમાં તમને ખબર પડે કે ડબ્બે ડબ્બે ખાસ ચેકરો ચડ્યાં છે તો? ટિકિટ વિના સફર કરવાની સજા અનુભવવા જેવી છે. તમે સ્ટેશને સ્ટેશને તમારા એ ઓળખીતાને નજરમાં રાખશો. એ ક્યાંક ચાલી જાય તો તમે મુશ્કેલીમાં મૂકાઇ જાઓ. કોઇ સ્ટેશને, એમને ચા નાસ્તો આપશો, બેચાર વાર સિગારેટ પાશો, સિગારેટ ન પીનારને તમાકુવાળુ પાન ખવરાવશો. મને

કહેશો, આ બધું શા માટે? શા માટે આ કડફડાટ? શા માટે આ ચિંતા?

કેટલાક કાર્યોમાં આનંદ આવે છે, આમાં શું આનંદ આવે છે? અજાણતાં થઈ જાય છે? જિંદગીમાં આવી ઘણી ક્ષણો આવે છે. આવી નાની વાતને વળગી રહેનાર વેદિયા ગણાય છે, અવ્યવહારુ હોય છે. તમે ટિકિટચેકરને છેતરો છો, અને સિનેમાવાળાને છેતરો છો, રેલવેને છેતરો છો કે સરકારને છેતરો છો? આપણે કોને છેતરીએ છીએ? આપણે જ્યારે પાંચ વર્ષના બાબાને ત્રણ વર્ષનો કહીએ, પંદર વર્ષની બેબીને અગિઆર વર્ષની કહીએ, પ્લૅટફૉર્મ પાસ લેવાની ચિંતા ન કરીએ અને ચાલે તો મફત સફર પણ ખેડી નાખીએ ત્યારે આપણે કોને છેતરીએ છીએ?

તમે કહેશો ઈશ્વરને છેતરીએ છીએ. ભગવાન પણ તમારા પર વિશ્વાસ રાખશે?

મને લાગે છે ફરી ફરીને વિચારશું તો પ્રતીતિ થશે કે આપણે આપણા આત્માને છેતરીએ છીએ. આપણી બુદ્ધિથી, હોશિયારીથી આપણે પોતાને જ છેતરીએ છીએ. તો પછી ફરી કાં ન વિચારીએ!

☆

એક શ્રીમંત જમીનદાર હતો. એણે બાગ બનાવ્યો અને તેમાં જાતજાતના ફળઝાડો રોપ્યાં. જ્યારે એ રોપ મોટા થયા અને તેને ફળ આવવા લાગ્યા ત્યારે એની સંભાળ રાખવા માટે એણે બે ચોકીદાર રાખ્યા. એમાં એક આંધળો હતો અને બીજો લંગડો હતો. બેઉ બાગના દરવાજે બેસી ચોકી કરતા. જમીનદારે વિચાર્યું કે બેઉ ચોકી તો બરાબર કરશે પણ ફળની ચોરી નહીં કરી શકે.

એ વાતને દિવસો વહી ગયા. અને શરદ પૂનમ આવી. ચાંદની એવી તો ફેલાઈ હતી કે કીડી પણ ચાલતી હોય તે દેખાય. ચોકી કરતા કરતા લંગડાએ વૃક્ષો પર લટકતા મજાના ફળો જોયાં અને તેના મોંમાં પાણી છૂટ્યું. એણે આંધળાને કહ્યું: 'ફળો એવા તો મઝાના લાગ્યા છે કે ખાવાનું મન થાય! વળી કેટલાં બધાં છે!'

'તો પછી શેની રાહ જુએ છે? ચાલ આપણે ખાઈએ!' આંધળાએ કહ્યું.

'હું તો ચાલી શકતો નથી. હા, જો તું મને તારા ખભા પર બેસાડી લે અને હું કહું ત્યાં તું મને લઈ જાય તો ફળ તોડી શકાય!'

આંધળાએ હા પાડી અને લંગડાને કાંધ પર બેસાડી તે કહે ત્યાં ત્યાં તેને લઈ જતો ને થોભતો. અને લંગડો પાકેલાં સારાં સારા ફળ તોડતો. ખાવા જેટલાં ફળ થયા પછી બંનેએ પોતાની જગ્યા પર જઈ આનંદથી ખાધા.

બીજે દિવસે જમીનદાર બાગમાં આવ્યો. અને થોડાં ફળો ઉતારી લીધેલા જણાયાં. એણે બેઉ ચોકીદારને ધમકાવ્યા: 'તમે બરાબર ચોકી કરતા નથી. જુઓ આ ઝાડ પરથી કોઈ ફળ ચોરી ગયું છે.'

'માલિક, બાગમાં કોઈ આવ્યું નથી.' બંનેએ કહ્યું

'ત્યારે તમે તોડ્યાં હશે, ખાય કર્યાં!'

'અરે માલિક! હું તો ચાલી શકતો નથી, ને આ તો આંધળો છે—અમે કેવી રીતે ફળ તોડી શકીએ?' લંગડાએ બચાવ કર્યો.

'જો તું આંધળાની કાંધ પર બેસે ને એ તને તું કહે ત્યાં લઈ જાય તો તું સહેલાઈથી ફળ તોડી શકે, ખરું ને?' જમીનદારે લંગડાને કહ્યું. તે ફરી જ જવાબ આપી શક્યો નહીં.

માણસની વાત પણ આવી જ છે. દેહ કહે છે કે 'હું જડ છું. માટીનો પિંડ છું, અંધ છું, માટે પેદા કરનારી ચીજને હું જોઈ શકતો નથી. મારાથી પાપ થાય એ શક્ય જ નથી. પાપ કેમ થાય એ જ હું જાણતો નથી.

જીવાત્મા કહે છે: 'જ્યારે મારી પાસે પાપ કરવાનું કોઈ સાધન નથી ત્યારે હું પાપ કેવી રીતે કરી શકું? શું ઇન્દ્રિયો વિના થઈ શકે ખરું?'

શરીર અને આત્માની વાત સાંભળી ભગવાન કહે છે: 'આત્મા શરીરની કાંધ પર બેસે છે અને બંનેના સહકારથી પાપ થાય છે.'

—ટૉલ્સ્ટૉય

# નાનકડી વાર્તાએ જીવન બદલ્યું

રામનારાયણ ના. પાઠક

એકવાર ઈશુ ભગવાન સાંજના પહોરે સુંદર પહાડી પર બેઠા હતા. કારીગરો, મજૂરો, ખેડુતો જમીનદારો સૌ કામકાજથી પરવારી તેમની ફરતા વીંટળાઈ વળ્યા. એ વખતે તેમણે 'સર્વોદય'ના બીજરૂપ, માનવસમાનતાનું સરસ દૃષ્ટાંત આપતી એક વાર્તા કહી :

એક જમીનદારને દ્રાક્ષ ઉતારવા માટે વાડીમાં મજૂરોની જરૂર પડી. તે વહેલી સવારે ગામમાં ગયો. ગામમાં કેટલાક લોકો બેઠા હતા, તેમને એણે પૂછ્યું: 'ભાઈઓ, તમે મારી વાડીમા કામે આવશો?' તેઓ ખુશીથી તૈયાર થયા. એક આનો દાડી ઠરાવી તેમને જમીનદારે પોતાની વાડીમાં કામે મોકલ્યા.

બેએક કલાક પછી ફરી જમીનદાર બજારમાં નીકળ્યો તો તેણે કેટલાક માણસોને નકામા બેઠેલા જોયા. તેમને પૂછ્યું: 'કેમ નવરા બેઠા ગપ્પાં મારો છો?'

'બાપુ અમને કામ જોઈએ છીએ '

'જાઓ, આપણી વાડીએ ત્યાં દ્રાક્ષ ઉતારો. તમને વ્યાજબી મજૂરી આપીશ.'

એટલે તેઓ કામ પર ગયા.

વળી, બપોર થવાને થોડીવાર હતી ત્યારે પેલો જમીનદાર ગામમાં આંટો મારવા ગયો તો ત્યાં તેણે બેચાર માણસોને કામ વિના બેઠેલા જોયા. તેમને પણ કામ મળ્યું ન હતું. કામ કરવા તેઓ રાજી હતા. તેથી 'યોગ્ય મજૂરી મળશે' એમ કહીતેમને વાડી પર દ્રાક્ષ ઉતારવા મોકલી આપ્યા.

સાંજના ત્રણ ચાર વાગે જમીનદાર બજારમા થઈને નીકળ્યો તો તે વખતે પણ થોડા માણસો ચોરે બેઠેલા હતા. તેને પૂછતાં જણાયું કે કોઈ ઘરકામ અંગે તો કોઈ ઘરમાં બિમારી અંગે વહેલા કામે જઈ શક્યા નહીં તેથી બેકાર બેઠા હતા. જમીનદારે તેમને પણ પોતાની વાડીમાં કામે મોકલી આપ્યા

હવે સાંજ પડ્યે સૌને મજૂરી ચૂકવવાનો વખત આવ્યો ત્યારે જમીનદારે પોતાના મુનીમને કહ્યું: 'ભાઈ, તું આ બધાને મજૂરી ચૂકવી આપજે. સૌથી છેલ્લો આવ્યો છે તેનાથી શરૂ કરીને (un to this last) દરેકને એક આના પ્રમાણે ચૂકાવો કરવાનો છે.'

આમ કહી જમીનદાર પોતાને મકાને ગયો. હવે મજૂરોને મજૂરી ચૂકવવાનું શરૂ થયું ત્યારે જે સાંજના ચાર વાગે આવેલ તેને એક આનો મળ્યો, બે વાગે આવેલાને પણ એક આનો મળ્યો, બાર વાગ્યા વાળાને પણ એક આનો મજૂરી ચૂકવવામાં આવી.તેથી જેઓ સવારે વહેલા આવેલા તેમને થયું કે આપણને કંઈક વધારે મળશે. પણ મુનીમે તેમને પણ એક આના લેખે જ ચુકાવો કરવા માંડયો ત્યારે તેમણે તકરાર કરી. બોલ્યા: 'આમ કેમ ચાલે. છેક સાંજે આવ્યા તેમનેય સરખી મજૂરી અને સવારનાનેય સરખી. આ તો અન્યાય કહેવાય બે કલાક કામ કર્યું તેય સરખા અને આઠ કલાક કરનાર પણ સરખા!' તેમણે એક આના પ્રમાણે મજૂરી લેવાની ના પાડી. તેથી મુનીમ જમીનદાર પાસે ગયો અને વાત રજૂ કરી.

જમીનદાર ઘોડે ચડીને વાડીમાં આવ્યો. તેણે મજૂરોને પૂછ્યું: 'આપણે શો ઠરાવ થયેલો?'

'ઠરાવ તો એક આનાનો જ થયો છે.'

'તો પછી હું બીજાને શું આપું છું તે તમારે જોવાનું નથી. તમને ઠરાવ પ્રમાણે મળી રહે છે તે લઈ લેવું જોઈએ.'

પછી મજૂરો મજૂરીના પૈસા લઈ રવાના થયા.

આ નાનકડી, સાદી વાર્તાને આધારે એક મહાન વિચારકે સુંદર પુસ્તક લખ્યું. એ વિચારક તે અંગ્રેજ લેખક જહોન રસ્કિન અને પુસ્તક 'અન ટુ ધીસ લાસ્ટ' ઈશુના વાક્ય ઉપરથી જ એ પુસ્તકનું નામ રાખવામાં આવ્યું.

એકવાર ગાંધીજી વકીલાતના કામે જોહાનીસબર્ગથી ડરબન જતા હતા ત્યારે તેમના મંત્રી શ્રી. પોલાકે આ પુસ્તક તેમને રસ્તામાં વાંચવા આપ્યું.

એક બેઠકે ગાંધીજી એ પુસ્તક વાંચી ગયા. એ નાનકડી ચોપડીએ ગાંધીજીના જીવન ઉપર જાદુઈ અસર કરી. તેમણે એનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું. નામ રાખ્યું: 'સર્વોદય.'

ગાંધીજીએ એનો સાર ખેંચ્યો. ત્રણ મુખ્ય સિદ્ધાંત તારવ્યા.

(૧) સૌના ભલામાં આપણું ભલું છે.

(૨) દરેક ધંધા સરખા છે, કોઈ ઊંચો કે નીચો નથી.

(૩) મહેનતુ, પ્રમાણિક, ખેડૂતનું જીવન એ સાચું જીવન છે.

એ પ્રમાણે પોતાના જીવનમાં ફેરફાર શરૂ કર્યો વાંચવું, વિચારવું અને સાચું લાગે તેનો તરત અમલ કરવો એ ગાંધીજીની રીત હતી તેમના મહાન જીવનની એ ઉત્તમ કલા હતી

જોહાનીસબર્ગમાં તેમના એક જર્મન મિત્ર હતા. તેમનું નામ કેલનબેક. એમને એ પુસ્તક વંચાવ્યું. એ મોટા ઇજનેર હતા. મહિને હજારો કમાતા અને ખર્ચતા. લહેરી લાલા હતા. બન્ને વચ્ચે દોસ્તી હતી ગાંધીજીના વિચારો તેમને બહુ ગમતા હતા.

પોતાનાં કામો જાતે કરી લેવાનું બન્નેએ નક્કી કર્યું. કપડાં હાથે ધોવાં, બાગ કામ જાતે કરવું, દળવું, રસોઈ કરવી એમ વાત વધતી ગઈ.

જોહાનીસબર્ગની બજારમાં ઘંટીના પડ ખભે મૂકી નીકળ્યા ત્યારે, કોટપાટલૂન નેકટાઈથી શોભતા, જીવનવીરોને લોકો ઘડીભર કુતૂહલથી નીરખી રહ્યા

પછી તો ગાંધીજીએ વકીલાતના વાઘા ઊતાર્યા અને કેલનબેકે ઈજનેરીના. બન્નેએ ડરબન પાસે ફિનિક્સમાં જમીન લઈ ખેડૂતનું જીવન શરૂ કર્યું ત્યારે જાતે મકાનો બાંધ્યા. ફળઝાડનો બગીચો કર્યો. એક પ્રેસ ઊભું કર્યું જાત મહેનતની કમાણી કરી સાદું જીવન જીવવાનું શરૂ કર્યું.

ઊંચા કુળનું, બુદ્ધિનું, ભણતરનું, અભિમાન ઓસરી ગયું. સાદાજીવનની સુવાસથી માનવતા મઘમઘી રહી સર્વોદયની સરવાણી માનવજીવનને પાવન કરતી વહેવા લાગી.

દારૂના નશા જેવો જ, એથી કંઈક વિશેષ ઉચ્ચ કુલાભિમાન, સત્તા અને બુદ્ધિના ગુમાનનો નશો હોય છે રસ્કિનની એક નાનકડી વાર્તા, રસ્કિનની એક નાનકડી ચોપડીએ એક આદમીનો નશો ઊતાર્યો અને 'સર્વોદય'ની ગંગોત્રીનું પાવનકારી સ્રોત જગતમાં વહી રહ્યું.

✿

આજથી બે વર્ષ પહેલા ઇંદોરની સફેદ કોઠીના દરવાજાની સામે, શ્રી ગોવિંદવલ્લભ પંતજીએ ગાંધીજીના એક શિલ્પ કરેલી મૂર્તિનું ઉદ્‌ઘાટન કરેલ. ગાંધીજીના હાથમાં એક છડી છે ને ઇંદોરની તરફ તેમની નજર છે.

આ મૂર્તિની સામે એક સિનેમાઘર છે. તેની પાસે ત્યારે એક દારૂનું પીઠું હતું. અને દારૂ બનાવવાની ભઠ્ઠી હતી. તેના માલિક હતા એક પારસી ગૃહસ્થ. તેનો ઇંદોરથી મઉ સુધી દારૂ જતો હતો. એક એક પીઠાની તેની કમાણી મહિનાની રૂા. ૬૦–૭૦ હજારની હતી.

ગાંધીજીની મૂર્તિનું ઉદ્‌ઘાટન થયું તે દિવસે આ પીઠામાં સારો નફો થયો. અને પેલા પારસી ગૃહસ્થ ખૂબ કામમાં રહ્યા. બહારના કામમાં વ્યગ્ર દેખાતા એ પારસીભાઈના દિલમાં રાતે જોરદાર હલચલ મચી.

રાષ્ટ્રના પિતા, રાષ્ટ્રને પુનઃજીવન આપનાર, રાષ્ટ્રને આઝાદ કરનાર ગાંધીજી જેઓ શરાબના કટ્ટર વિરોધી હતા તે જાણે મૂર્તિ રૂપે શાંત, ખામોશ ઊભા તેની સામે જોઈ રહ્યા હતા!

આખી રાત તેને નિંદર ન આવી મનોમંથનમાં રાત પૂરી થઈ. વહેલી સવારે ઊઠી એક પત્ર ટાઈપ કરી, તેણે ભારતી મોટરે ઍરોડ્રોમનો રસ્તો પકડ્યો.

'હું આજ સવારથી મારી દારૂની દુકાનને બંધ જાહેર કરું છું અને દારૂનું લાયસન્સ સરકારને પાછું મોકલી આપું છું.' પંતજી સમક્ષ તેણે જણાવ્યું ત્યારથી એ દુકાનને તાળું દેવાઈ ગયું દુકાન પાઘડીથી આપવા હજારો રૂપિયાની લાલચો મળી રહી છે પણ દોરાબજી પારસી મક્કમ છે. તેને એ વાત હવે મંજૂર નથી.

# ગાંધી-દર્શનનાં મૂળતત્ત્વો (પૂ. બાપુના શબ્દોમાં) — તનસુખ ભટ્ટ

## ૪. અસ્વાદ

બ્રહ્મચર્યની સાથે બહુ નિકટ સંબંધ ધરાવતું આ વ્રત છે. મારો અનુભવ એવો છે કે આ વ્રતને પહોંચી વળાય તો બ્રહ્મચર્ય એટલે જનનેન્દ્રિયસંયમ સાવ સહેલો થઈ પડે. પણ આને વ્રતમાં નોખું સ્થાન સામાન્ય રીતે નથી અપાતું. સ્વાદને મોટા મોટા મુનિવરો પણ જીતી નથી શક્યા, એટલે તે વ્રતને નોખું સ્થાન નથી મળ્યું. આ તો માત્ર મારું અનુમાન છે, એમ હો યા ન હો, આપણે આ વ્રતને નોખું સ્થાન આપ્યું છે તેથી તેનો વિચાર સ્વતંત્રપણે કરી લેવો ઘટે છે.

અસ્વાદ એટલે સ્વાદ ન લેવો. સ્વાદ એટલે રસ. જેમ ઔષધિ ખાતાં આપણે તે સ્વાદીલી છે કે કેવી તેનો વિચાર ન કરતાં શરીરને તેની જરૂર છે એમ સમજી તેની માત્રામાં જ ખાઈએ છીએ, તેમજ અન્નનું સમજવું. અન્ન એટલે ખાદ્ય પદાર્થ માત્ર. તેથી દૂધ ફળનો પણ અહીં સમાવેશ છે. જેમ ઔષધ ઓછી માત્રામાં લીધું હોય તો અસર નથી કરતું અથવા થોડી કરે છે ને વધારે લીધું હોય તો હાનિ કરે છે, તેમ જ અન્નનું છે. તેથી કંઈ પણ વસ્તુ સ્વાદ લેવાને અર્થે ચાખવી એ વ્રતનો ભંગ છે. સ્વાદીલી લાગતી વસ્તુ વધારે લેવી એ તો ભંગ સહેજે થયો. આ ઉપરથી સમજી શકાય કે વસ્તુનો સ્વાદ વધારવા કે બદલવા સારુ કે અસ્વાદ મટાડવા સારુ મીઠું મેળવવું એ વ્રતભંગ છે. પણ અમુક પ્રમાણમાં મીઠાની આવશ્યકતા અન્નમાં છે એમ આપણે જાણતા હોઈએ ને તેથી તેમાં મીઠું નાખવું એમાં વ્રતભંગ નથી. શરીરપોષણને સારુ આવશ્યકતા ન હોય છતાં મનને છેતરવા સારુ આવશ્યકતાનું આરોપણ કરીને કંઈ વસ્તુ ઉમેરવી એ તો મિથ્યાચાર થયો ગણાય.

આ પ્રમાણે વિચારતાં આપણે જોઈશું કે અનેક વસ્તુઓ આપણે લઈએ છીએ તે શરીરરક્ષાને સારુ આવશ્યક ન હોઈ ત્યાજ્ય થઈ જાય છે. અને એમ અસંખ્ય વસ્તુનો ત્યાગ સહજ થઈ જાય તેના વિકારમાત્ર શમી જાય. 'એક તોલડી તેર વાના માગે છે,' 'પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગાડે,' આ બધાં વચનોમાં બહુ સાર સમાયેલો છે. આ વિષય ઉપર એટલું બધું ઓછું ધ્યાન દેવાયું છે કે વ્રતની દૃષ્ટિએ ખોરાકની પસંદગી લગભગ અશક્ય થઈ પડી છે. વળી બચપણથી જ માબાપ ખોટું હેત કરીને અનેક પ્રકારના સ્વાદો કરાવી શરીરને બગાડી મૂકે છે ને જીભને કૂતરી કરી મૂકે છે, જેથી સમજણા થતાં સંસારશરીરે રોગી ને સ્વાદદૃષ્ટિએ મહાવિકારી જોવામાં આવે છે. આનાં કડવાં પરિણામ આપણે ડગલે ને પગલે અનુભવીએ છીએ: અનેક ખર્ચમાં પડીએ છીએ, વૈદ્યદાક્તરોને સેવીએ છીએ, ને શરીર તથા ઇંદ્રિયોને વશમાં રાખવાને બદલે તેમના ગુલામ થઈ અપંગ જેવા રહીએ છીએ. એક અનુભવી વૈદ્યનું વચન છે કે જગતમાં તેણે એક પણ નીરોગી મનુષ્યને જોયો નહોતો. જરા પણ સ્વાદ થયો ત્યારે જ શરીર ભ્રષ્ટ થયું ને ત્યારથી જ ઉપવાસની આવશ્યકતા તે શરીરને સારુ પેદા થઈ.

આ વિચારશ્રેણીથી કોઈએ ગભરાવાની જરૂર નથી. અસ્વાદવ્રતની ભયંકરતા જોઈ તે છોડવાની પણ જરૂર નથી. આપણે કોઈ વ્રત લઈએ છીએ ત્યારથી તે સંપૂર્ણતાએ પાળતા થઈ ગયા એવો અર્થ નથી. વ્રત લેવું એટલે તેનું સંપૂર્ણ પાલન કરવાનો પ્રમાણિક, દૃઢ પ્રયત્ન મન, વચન, કર્મથી મરણ લગી કરવો. અમુક વ્રત મુશ્કેલ છે તેથી તેની વ્યાખ્યા મોળી કરી મનને છેતરીએ નહીં. આપણી સગવડને સારુ આદર્શને ઉતારવામાં અસત્ય છે, આપણું પતન છે. આદર્શને સ્વતંત્રપણે જાણી તે ગમે તેટલો કઠિન હોય છતાં તેને પહોંચવાનો આથાતૂટ પ્રયત્ન કરવો એ પરમ અર્થ છે—પુરુષાર્થ છે. (પુરુષ શબ્દનો અર્થ કેવળ નર ન કરતાં મૂળ અર્થ કરવો. પુરમાં એટલે શરીરમાં રહે છે તે પુરુષ. આમ અર્થ કરતાં પુરુષાર્થ શબ્દનો ઉપયોગ નરનારી બન્નેને સારુ થઈ શકે). મહાવ્રતોને સંપૂર્ણતાએ ત્રણે કાળ પાળવા જે સમર્થ છે તેને આ જગતમાં કંઈ કરવાપણું નથી; તે ભગવાન છે, તે મુક્ત છે. આપણે તો અલ્પ, મુમુક્ષુ, જિજ્ઞાસુ, સત્યનો આગ્રહ રાખનારા, તેની શોધ કરતા પ્રાણી છીએ. એટલે ગીતાની ભાષામાં ધીરે ધીરે પણ અતંદ્રિત રહી પ્રયત્ન કર્યા કરીએ. આમ કરશું તો કોક દિવસ પ્રભુપ્રસાદીને સારુ લાયક થઈશું ને ત્યારે આપણા રસ માત્ર બળી જશે.

અસ્વાદવ્રતનું મહત્ત્વ જો સમજ્યા હોઈએ તો આપણે તેના પાલનને સારુ નવો પ્રયત્ન કરીએ. તેને

સારુ ચોવીસે કલાક ખાવાના જ વિચારો કરવાની આવશ્યકતા નથી રહેતી; માત્ર સાવધાનીની, જાગૃતિની અતિ આવશ્યકતા રહે છે. આમ કરવાથી થોડા જ સમયમાં આપણે ક્યાં સ્વાદ કરીએ છીએ ને ક્યાં શરીરને પોષવા ખાઈએ છીએ એની ખબર પડી રહેશે. આ ખબર પડ્યા પછી આપણે દૃઢતાપૂર્વક સ્વાદો ઓછા કરતા જ જઈએ. આ દૃષ્ટિએ વિચાર કરતાં સંયુક્ત પાક જો અસ્વાદવૃત્તિથી થતો હોય તો બહુ મદદગાર છે. ત્યાં આપણે રોજ શું ખાઈશું કે રાંધીશું તેનો વિચાર નથી કરવો પડતો; પણ જે તૈયાર થયું હોય ને જે આપણે સારુ ત્યાજ્ય ન હોય તે ઈશ્વરનો અનુગ્રહ માની, મનમાં પણ તેની ટીકા કર્યા વિના, સંતોષપૂર્વક શરીરને આવશ્યક હોય તેટલું ખાઈ ઊઠીએ. આમ કરનાર સહેજે અસ્વાદવ્રતનું પાલન કરે છે. સંયુક્ત પાક તૈયાર કરનારા આપણો બોજો હળવો કરે છે. આપણા વ્રતના તે રક્ષક બને છે. સ્વાદ કરાવવાની દૃષ્ટિથી તે કંઈ તૈયાર નહીં કરે કેવળ સમાજના શરીરના પોષણને સારુ જ પાક તૈયાર કરશે. ખરું જોતાં આદર્શ સ્થિતિમાં અગ્નિનો ખપ ઓછામાં ઓછો અથવા મુદ્દલ નથી. સૂર્યરૂપી મહાઅગ્નિ જે વસ્તુઓ પકવે છે તેમાંથી જ આપણું ખાદ્ય શોધવું જોઈએ અને આમ વિચાર કરતાં મનુષ્ય પ્રાણી કેવળ ફળાહારી છે એમ સિદ્ધ થાય છે. પણ એટલે ઊંડે અહીં ઊતરવાની આવશ્યકતા નથી. અહીં તો અસ્વાદવ્રત શું છે, તેમાં શી હરકતો છે ને નથી, તથા તેનો બ્રહ્મચર્યપાલન સાથે કેટલો બધો નિકટ સંબંધ છે તે જ વિચારવાનું હતું. આટલું મનમાં ઠસ્યા પછી સહુ યથાશક્તિ એ વ્રતને પહોંચી વળવાનો શુભ પ્રયત્ન કરે.

### ૫ અસ્તેય

હવે આપણે અસ્તેયવ્રત ઉપર આવીએ છીએ. ઊંડે ઊતરતાં આપણે જોઈશું કે બધા વ્રતો સત્ય અને અહિંસાના અથવા સત્યના ગર્ભમાં રહ્યા છે. તે આમ દર્શાવી શકાય :




આ તો સત્યમાંથી અહિંસા ઘટાવીએ અથવા સત્ય, અહિંસાને જોડી ગણીએ. બન્ને એક જ વસ્તુ છે; છતાં મારું મન પહેલા તરફ ઢળે છે. ને છેવટની સ્થિતિ જોડીયા—દ્વંદ્વ—અતીત છે. પરમ સત્ય એકલું ઊભું છે. સત્ય સાધ્ય છે, અહિંસા એ સાધન છે. અહિંસા શું છે એ જાણીએ છીએ; પાલન કઠિન છે. સત્યનો તો અંશમાત્ર જાણીએ છીએ; સંપૂર્ણતાએ જાણવું દેહીને સારુ કઠિન છે, જેમ અહિંસાનું સંપૂર્ણ પાલન દેહીને સારુ કઠિન છે.

અસ્તેય એટલે ચોરી ન કરવી. ચોરી કરે તે સત્ય જાણે કે પ્રેમધર્મ પાળે એમ કોઈ નહીં કહે છતાં ચોરીનો દોષ આપણે સહુ થોડે ઘણે અંશે જાણે અજાણે કરીએ છીએ. પારકાનું તેની રજા વિના લેવું એ તો ચોરી છે જ પણ પોતાનું ગણાતું પણ માણસ ચોરે છે;—જેમ એક બાપ પોતાનાં બાળકોનાં જાણ્યા વિના, તેઓને ન જણાવવાને ખાતર છાનોમાનો કંઈ વસ્તુ ખાઈ જાય છે, આશ્રમનો કોઠાર આપણો બધાનો છે એમ કહેવાય; પણ તેમાંથી છાનોમાનો જે ગોળની ગાંગડી પણ લે છે તે ચોર છે. એક બાળક બીજાની કલમ લે છે તે ચોરી કરે છે, ભલે સામેનો માણસ જાણે છતાં કંઈ વસ્તુ તેની રજા વિના લેવી એ પણ ચોરી છે. વસ્તુ કોઈની નથી એમ માનીને લેવી એમાં પણ ચોરી છે; એટલે કે રસ્તે પડી ગયેલી વસ્તુના આપણે માલિક નથી, પણ તે પ્રદેશના રાજા અથવા તે પ્રદેશનું તંત્ર છે. આશ્રમની નજીક મળેલી કંઈ પણ વસ્તુ આશ્રમના મંત્રીને સોંપવી જોઈએ. મંત્રી, જો તે આશ્રમની ન હોય તો, સિપાઈને હવાલે કરે.

એટલે લગી તો સમજવું પ્રમાણમાં સહેલું જ છે. પણ અસ્તેય આથી બહુ આગળ જાય છે. કોઈ વસ્તુ લેવાની આપણને આવશ્યકતા નથી, છતાં તે જેના કબજામાં હોય તેની પાસેથી, તેની ભલે રજા મેળવીને પણ, લેવી એ ચોરી છે. ન જોઈતી એક પણ વસ્તુ લેવી ન જોઈએ. આવી ચોરી જગતમાં વધારે ને વધારે ખાવાના પદાર્થો વિષે થાય છે. મને અમુક ફળની હાજત નથી છતાં લઉં છું, અથવા જોઈએ તે કરતાં વધુ લઉં છું, તો તે ચોરી છે. ખરી હાજત વસ્તુતઃ છે એ

માણસ હમેશા જાણતો નથી, ને લગભગ આપણે બધા આપણી કેટલી જરૂરિયાત હોય તેના કરતા વધારે હાજત કરી મૂકીએ છીએ તથા આપણે અજાણપણે ચોર બનીએ છીએ. વિચાર કરતા આપણે જોઈશુ કે આપણી ઘણી હાજતો આપણે સહેજે જતી કરી શકીએ છીએ. અસ્તેયનુ વ્રત પાળનાર ઉત્તરોત્તર પોતાની હાજત ઓછી કરશે. આ જગતમા ઘણી કંગાલિયત અસ્તેયના ભંગથી પેદા થઈ છે.

ઉપર બતાવી તે બધી બહારની અથવા શારીરિક ચોરી કહીએ. આથી સૂક્ષ્મ અને આત્માને પાડનારી કે રાખનારી ચોરી તે માનસિક છે. મનથી આપણે કોઈની વસ્તુ મેળવવાની ઇચ્છા કરીએ કે તેની ઉપર એઠી નજર કરીએ તે ચોરી છે. મોટા કે બાળક સારી વસ્તુ જોઈ લલચાઈએ તે માનસિક ચોરી છે. ઉપવાસી શરીરથી તો નથી ખાતો પણ બીજાને ખાતા જોઈ મનથી સ્વાદને સેવે છે તે ચોરી કરે છે ને પોતાના ઉપવાસનો ભંગ કરે છે. જે ઉપવાસી ઉપવાસ તોડતાં ખાવાના વિચારો ઘોડ્યા જ કરે છે તે અસ્તેયનો ને ઉપવાસનો ભંગ કરે છે એમ કહી શકાય. અસ્તેય વ્રત પાળનાર ભવિષ્યમા મેળવવાની વસ્તુના વિચારના વમળમા નહી પડે. ઘણી ચોરીઓના મૂળમા આ એવી ઇચ્છા રહેલી જોવામા આવશે. આજે જે વિચારમાત્રમા રહી છે તે મેળવવાને આવતી કાલે આપણે સારાનરસા ઉપાયો યોજવા મંડી જઈશુ.

અને જેમ વસ્તુની ચોરી થાય છે તેમ વિચારની ચોરી પણ થાય છે. અમુક સારો વિચાર પોતાનામા ન ઉદ્ભવ્યો હોય છતા પોતે જ પ્રથમ કર્યો એમ જે અહંકારમા કહે છે તે વિચારની ચોરી કરે છે. આવી ચોરી ઘણા વિદ્વાનોએ પણ દુનિયાના ઇતિહાસમા કરી છે ને આજ ચાલ્યા કરે છે. ધારો કે મે આંધ્રમા નવી જાતનો રેંટિયો જોયો. એવો રેંટિયો મે આશ્રમમા બનાવ્યો ને પછી કહુ કે આ તો મારી શોધ છે. આમા મે સ્પષ્ટ રીતે બીજાએ કરેલી શોધની ચોરી કરી છે, અસત્ય તો આચર્યું છે જ.

એટલે અસ્તેય વ્રતનુ પાલન કરનારે બહુ નમ્ર બહુ વિચારશીલ બહુ સાવધાન બહુ સાદા રહેવુ પડે છે.

## ૬ અપરિગ્રહ

અપરિગ્રહ અસ્તેયને લગતુ ગણાય. જે મૂળમા ચોરેલુ નથી તે અનાવશ્યક સંઘરવાથી ચોરીના માલ જેવુ થઈ જાય છે. પરિગ્રહ એટલે સંચય અથવા એકઠુ કરવુ. સત્યશોધક, અહિંસક પરિગ્રહ ન કરી શકે. પરમાત્મા પરિગ્રહ કરતો નથી. તેને 'જોઈતી' વસ્તુ તે રોજની રોજ પેદા કરે છે. એટલે જો આપણે તેની ઉપર વિશ્વાસ રાખીએ તો સમજીએ કે આપણને જોઈતી વસ્તુ તે રોજની રોજ આપે છે, આપશે. ઓલિયાઓનો, ભક્તોનો આ અનુભવ છે. રોજના પૂરતુ જ રોજ પેદા કરવાના ઈશ્વરી નિયમને આપણે જાણતા નથી અથવા જાણતા છતા પાળતા નથી. તેથી જગતમા વિષમતા ને તેથી થતા દુઃખો અનુભવીએ છીએ. ધનાઢ્યને ત્યા તેને ન જોઈતી વસ્તુઓ ભરી હોય છે, રખડી જાય છે, બગડી જાય છે; જ્યારે તેમને અભાવે કરોડો રવડે છે, ભૂખે મરે છે, ટાઢે ઠરે છે. સહુ પોતાને જોઈતા સંગ્રહ કરે તો કોઈને તંગી ન આવે ને સહુને સંતોષ રહે. આજ તો બન્ને તંગી અનુભવે છે. કરોડપતિ અબજપતિ થવા મથે છે, તોય તેને સંતોષ નથી રહેતો. કંગાલ કરોડપતિ થવા ઇચ્છે છે, કંગાળને પેટ પૂરતુ જ મળવાથી સંતોષ પેદા થતો જોવામા નથી આવતો. પણ કંગાળને પેટ પૂરતુ મળવાનો અધિકાર છે, અને સમાજનો તેને તેટલુ મેળવતો કરવાનો ધર્મ છે. તેથી તેના અને પોતાના સંતોષને ખાતર ધનાઢ્યે પહેલ કરવી ઘટે. તે પોતાનો અત્યંત પરિગ્રહ છોડે તો કંગાળને પોતા-પૂરતુ સહેજે મળી રહે ને બન્ને પક્ષ સંતોષનો પાઠ શીખે. આદર્શ આત્યંતિક અપરિગ્રહ તો મનથી અને કર્મથી જે દિગંબર છે તેનો જ હોય. એટલે કે તે પક્ષીની જેમ ઘર વિનાનો, વસ્ત્ર વિનાનો અને અન્ન વિનાનો વિચરશે. અન્ન તો તેને રોજ જોઈશે તે ભગવાન આપી રહેશે. આ અવધૂત સ્થિતિને તો કોઈક જ પહોંચી શકે. આપણે સામાન્ય કોટીના સત્યાગ્રહી જિજ્ઞાસુ આદર્શને ધ્યાનમા રાખીને જેમ બને તેમ નિત્ય આપણો પરિગ્રહ તપાસીએ ને ઓછો કરતા જઈએ. ખરા સુધારાનુ, ખરી સભ્યતાનુ લક્ષણ પરિગ્રહનો વધારો નથી, પણ તેનો વિચાર ને ઇચ્છાપૂર્વક ઘટાડો છે. જેમ જેમ પરિગ્રહ ઓછો કરીએ તેમ તેમ ખરુ સુખ ને ખરો સંતોષ વધે છે, સેવાશક્તિ વધે છે. આમ વિચારતા ને વર્તતા આપણે જોઈશુ કે આપણે આશ્રમમા ઘણો સંગ્રહ એવો કરીએ છીએ કે જેની આવશ્યકતા સિદ્ધ નહી કરી શકીએ, અને એવા અનાવશ્યક પરિગ્રહથી પડોશીને ચોરી કરવાની લાલચમા ફસાવીએ છીએ. અભ્યાસથી મનુષ્ય પોતાની હાજતો ઘટાડી શકે છે ને જેમ ઘટાડતો જાય છે તેમ તે સુખી

શાંત ને બધી રીતે આરોગ્યવાન થાય છે. કેવળ સત્યની, આત્માની દૃષ્ટિએ વિચારતા શરીર પણ પરિગ્રહ છે. ભોગેચ્છાથી આપણે શરીરનું આવરણ ઊભું કર્યું છે ને તેને ટકાવી રાખીએ છીએ. ભોગેચ્છા અત્યંત ક્ષીણ થાય તો શરીરની હાજત મટે; એટલે મનુષ્યને નવું શરીર ધારણ કરવાપણું ન રહે. આત્મા સર્વવ્યાપક હોઈ શરીર-રૂપી પાંજરામા કેમ પુરાય? એ પાંજરાને ટકાવવા સારુ અનર્થો કેમ કરે? બીજાને કેમ હણે? આમ વિચાર કરતાં આપણે આત્યંતિક ત્યાગને પહોંચીએ છીએ, અને શરીર છે ત્યા લગી તેનો ઉપયોગ કેવળ સેવાને અર્થે કરતાં શીખીએ છીએ; તે એટલે લગી કે તેનો ખરો ખોરાક જ સેવા થઈ પડે છે ખાય છે, પીએ છે, સૂએ છે, બેસે છે, જાગે છે, ઊંઘે છે, તે બધું સેવાને જ અર્થે. આમાથી ઉત્પન્ન થતું સુખ ખરુ સુખ છે, ને આમ કરતો મનુષ્ય છેવટે સત્યની ઝાંખી કરશે. આ દૃષ્ટિએ આપણે સહુ આપણો પરિગ્રહ વિચારી લઈએ.

આટલું યાદ રાખવા યોગ્ય છે કે જેમ વસ્તુનો તેમ વિચારનો પણ અપરિગ્રહ હોવો જોઈએ. જે મનુષ્ય પોતાના મગજમાં નિરર્થક જ્ઞાન ભરી મૂકે છે તે પરિગ્રહી છે. જે વિચાર આપણને ઈશ્વરથી વિમુખ રાખે અથવા ઈશ્વર પ્રતિ ન લઈ જતા હોય તે બધા પરિગ્રહમાં ખપે, અને તેથી ત્યાજ્ય છે. આવી વ્યાખ્યા ભગવાને તેરમા અધ્યાયમાં જ્ઞાનની આપી છે તે આ પ્રસંગે વિચારી જવી ઘટે છે. અમાનિત્વ ઈત્યાદિને ગણાવીને કહી દીધું કે તેની બહારનું જે બધું તે અજ્ઞાન છે; આ ખરું વચન હોય — અને ખરું છે જ — તો આજે આપણે ઘણું જે જ્ઞાનને નામે સંઘરીએ છીએ તે અજ્ઞાન જ છે ને તેથી લાભને બદલે હાનિ થાય છે; મગજ ભમે છે, છેવટ ખાલી થાય છે; અસંતોષ ફેલાય છે અને અનર્થો વધે છે. આમાંથી કોઈ મંદતાને તો નહીં જ ઘટાવે, પ્રત્યેક ક્ષણ પ્રવૃત્તિમય હોવી જોઈએ. પણ તે પ્રવૃત્તિ સાત્ત્વિક હોય, સત્ય તરફ લઈ જનારી હોય. જેણે સેવાધર્મ સ્વીકાર્યો છે, તે એક ક્ષણ પણ મંદ રહી શકે જ નહીં, અહીં તો સારાસારનો વિવેક શીખવાનો છે. સેવાપરાયણને એ વિવેક સહજપ્રાપ્ત છે.


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'મા વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


(પા. ૧૯નો લેખ 'કલ્યાણયાત્રા'માંથી)

અનુક્રમણિકા ............................................................ ૧૭, નવેમ્બર ૧૯૬૦




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ ૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી-ગુરુ | ૧—૨૫ |
| ગીતાજંલિ એક અધ્યયન | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ | (છપાય છે) |
| મીરાંના ભજનો | " |



ચિત ચોખા, તન નરમળા, પામે પ્રસેવ અંન;
ઓળઘોળ્ય, ટાઢક ઉરે, (બ) એંધાણે હરિજંન.

*

ભતકિયુ ભગવંતની, વાગે વાધે પ્રેહ;
મન માયા માને નહિ, લાગે હરિની લેહ

*

હજાર હાથે શ્રીહરિ, રાખે દિન ને રાત્ર;
દેવદેવલા થરથરે, (તો) માનવિયા કુણ માત્ર?

*

કુદરત કાઠો કોરહો, નવલખ તારા સૂર,
ફેરફુદડિયું નત્ય ફરે, (ત્યા) નરનું કમણું નૂર?

*

કાના! તારો કારહો, છૂટે નહિ નર છેક;
વડપણ ગણું વશેક, શરણાગતિમા શામળા!

*

ઘટની ભીતર ખટખટે, જંતર નવલી જાત્ય;
કળ હાલે સૌ સાત, (પણ) કૂંચી હથ કિરતારને,

તનસુખ ભટ્ટ

# રૂપાયતનનાં નવાં પ્રકાશનો

આવા હતા બાપુ ભાગ ૪ સંપાદકો આપી ભાઈઓ ૦—૫૦

અને

| | |
|---|---|
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા . | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |

લેખક ગુરુદયાલ મલ્લિક

'આવા હતા બાપુ'ના ગ્રાહકોને પોસ્ટેજ માફ

**રૂપાયતન પ્રકાશન : જૂનાગઢ**



માણસ વિલાસી બનીને નહિ, બ્રહ્મચર્ય પાલન કરીને ઈશ્વરની વધારેમાં વધારે સેવા કરે છે.
—ટૉલ્સ્ટૉય

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ | ૧૨-ડિસેમ્બર-૧૯૬૦ | અંક ૧૦ મો

મારો ભાઈ ગુનો કરે તે મારો
જ ગુનો છે એમ મને લાગે છે.
દરિયાના પાણીના બુંદ એકબીજાથી
વિખૂટા પાડી શકાય? એ બધાં
સાથે રહે છે તો મોટાં મોટાં જહાજો
ને પોતાના સીના પર ઉઠાવે છે.
વિખૂટા પડે છે તો સુકાઈ જાય છે.

ગાંધીજી.



ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક )

# સોક્રેટીસનાં અંતિમ વચનો — ગાંધીજી

મારે મરતાં પહેલાં બે વચન તમને કહેવાનાં છે. મારી પાછળ તમને વધારે અડચણ છે એમ માનું છું. મને દૂર કરી તમે અનીતિના પગલા ભરી શકશો જ, એમ માનવાનું નથી. તમને કોઈ ઠપકો નહીં આપે એવું ન સમજશો. મને મરવાની જગાએ લઈ જાય તે પહેલાં જેઓને મારા વચન ઉપર વિશ્વાસ છે તેઓને હું બે શબ્દો કહીશ....મોતનો શો અર્થ છે તે હું જેવો સમજું છું તેવો તમને કહેવા માગું છું. મારી ઉપર જે બનવાનું છે તે સારું છે એમ માનજો. જેઓ મોતને દુઃખરૂપ માને છે તેઓ ભૂલ કરે છે. મોતનાં બે પરિણામ આવી શકે. એક તો, એક માણસ મરી ગયા પછી તેનો કંઈ ભાગ રહેતો નથી ને તેનું ચેતન પણ નાશ પામે છે અથવા તો મરવા (આત્મા) એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે હવે જો પહેલું પરિણામ ખરું હોય ને ચેતન માત્રનો નાશ થતો હોય તો એ તો એક મહાનિદ્રા જેવું થયુ. નિદ્રાને—ઊંઘને સુખરૂપ માનીએ છીએ. ત્યારે મોત જે મોટી નિદ્રા છે તે વધારે સુખરૂપ હોવુ જોઈએ. હવે જો એમ માનીએ કે મોતથી જીવ એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે, ત્યારે તો જ્યા મારી પૂર્વે જેઓ મરીને ગયા ત્યાજ મારે જવાનું થશે. તેઓના સંગાથમાં મને શુદ્ધ ન્યાય મળશે. આમાં શું ખોટું ગણવું? જ્યા હોમર ગયેલ છે, જ્યાં બીજા મહાત્માઓ ગયા છે, તે સ્થાને મારે જવાનું થાય તો હું મોટો ભાગ્યશાળી ગણાઈશ. જે ઠેકાણે અયોગ્ય રીતે સજા પામેલા જીવો પહોંચ્યા છે ત્યાં મારે પહોંચવું તેમાં હું માન સમજું છું.

એટલું તો તમારે ચોક્કસ યાદ રાખવાનું કે નીતિમાન માણસને જીવતા કે મરતાં દુઃખ હોય જ નહીં તેવા માણસને ખુદા છોડતો જ નથી સત્યવાન સદાય સુખી જ રહ્યો. તેથી મારે આજે મરવું ને શરીરની જંજાળમાંથી છૂટવું તેમાં મને કંઈ જ દુઃખ નથી. તેથી મને સજા કરનાર તરફ કે મારા પર આરોપ મૂકનાર તરફ મને કશો ગુસ્સો નથી તેઓએ મારું બૂરું ઇચ્છયું હોય તો તેઓ ઠપકાને પાત્ર છે, પણ મારી ઉપર તેઓની ઇચ્છાનું બૂરું પરિણામ નથી આવી શકતું.

હવે મારી છેલ્લી માગણી એ છે કે, જ્યારે મારા છોકરાઓ ઉંમરલાયક થાય ત્યારે જો તેઓ નીતિનો માર્ગ છોડે અને સદ્‌ગુણ કરતાં દોલત અથવા બીજી વસ્તુ વધારે વહાલી ગણે, ને જો તેઓમા કંઈ નહીં હોવા છતા પોતાને મોટા માને, તો જેમ મેં તમને આવાં કારણોને સારુ ઠપકો દીધો છે ને ચેતવ્યા છે તેમ તમે તેઓને સજા કરજો એ પ્રમાણે કરશો તો મારી ઉપર અને મારા છોકરા ઉપર તમે હાથ રાખ્યો એમ હું ગણીશ...

હવે જવાનો વખત થયો છે—મારે મરવાને તથા તમારે આ દુનિયામા રહેવાને. પણ બેમાથી કોની સ્થિતિ વધારે સારી ગણવી તે તો માત્ર ખુદા—ઈશ્વર જ કહી શકે

*

માણસની સૌથી વહાલી સંપદ છે જિંદગી. અને એ એને એક જ વાર જીવવા અપાઈ છે, તેથી એણે એ એવી રીતે જીવવી જોઈએ કે ભાગના ને શરમક ભૂતકાળની શરમમાં એને ન સિઝાવું પડે. એણે એવી રીતે જીવવું જોઈએ કે મરતી વખતે કહી શકાય: મારું આખું જીવન અને મારી શક્તિ મેં જગતના સર્વોત્તમ ધ્યેયને પાર પાડવામાં સમર્પી છે એ ધ્યેય છે—માનવ જાતની મુક્તિ.

—લેનીન

એક હતું પંખી. તે હતું સાવ અનાડી. એ ગીત ગાય, શાસ્ત્ર વાંચે નહીં. કૂદકા મારે, ઉડ્ડયન કરે; પણ જાણે નહીં કે કાયદાકાનૂન શી ચીજ છે

રાજા કહે, 'આવું પંખી તો સાવ નકામું. અને વળી વનનાં ફળો સફાચટ કરીને રાજપેઠના ફળબજારને નુકસાન પહોંચાડે છે.'

મંત્રીને બોલાવી કહ્યું, 'આપો આ પક્ષીને શિક્ષણ.'

પક્ષીને કેળવવાનું કામ રાજાના ભાણેજને માથે આવી પડ્યું.

પંડિતોએ (રૉયલ કમિશનમાં) બેસી રીતસરની ચર્ચા કરી.

સવાલ એ હતો કે 'આ જીવના અજ્ઞાનનું કારણ શું?'

નિર્ણય થયો કે મામૂલી ઘાસ તરણાંનો માળો પક્ષીઓ બાંધે છે, તેથી તેમાં ઝાઝી વિદ્યા માતી નથી. અતએવ મહત્ત્વની વાત એ કે સારું સરખું પાંજરું બનાવવું જોઈએ

રાજપંડિતો દક્ષિણા લઈને પ્રફુલ્લ મને ઘેર પાછા ફર્યા.

સોની બેઠો સોનાનું પાંજરું ઘડવા. પાંજરું એવું તો અપ્રતિમ બન્યું કે એ જોવા દેશવિદેશના લોકો ઊમટ્યા. કોઈ કહે, 'કેળવણી મળે કે ન મળે, પાંજરું તો થયું. પંખી ભાગ્યશાળી તો ખરું.'

સોનીને થેલીઓ ભરી ભરીને બક્ષિસ મળી. ખુશ થઈને એણે તરત જ ચાલવા માંડ્યું પોતાના ઘર તરફ

પંડિતો બેઠા પંખીને વિદ્યા પઢાવવા. તપકીર નાકમાં ખોસતાં પંડિત બોલ્યા, 'એ ચાર પોથી પોથી આ કામ કાંઈ પતે એવું નથી.'

એટલે ભાણેજે ગ્રંથલેખકોને નોતર્યા. તેમણે પોથીઓની નકલો અને નકલોની નકલો કરીને પોથીઓનો પર્વત રચ્યો. જે જુએ તે બોલી ઊઠે, 'શાબાશ વિદ્યાની પરાકાષ્ઠા થઈ!'

લેખકોના નોકરચાકર હજૂરીયાઓને ઈનામો મળ્યાં; ગાડાં ભરી ભરીને તેઓએ તરતાતરત ઘર તરફ દોટ મૂકી. ખાવાપીવાની ચિંતા હવે એમને રહી ન હતી

આ બહુમૂલ્ય પાંજરાની સાચવણી માટે તો ભાણેજરાજે હદ જ કરી. સમારકામ, બાંધકામ તો અખંડ ચાલુ હતું. તે ઉપરાંત ઝાડઝૂડ, સાફસૂફ, પૉલિશ વગેરેની ધામધૂમ જોઈ બધાં જ કહેવા લાગ્યા, 'ઉન્નતિ થાય છે ખરી' ઘણા ઘણા લોકો આ કામ માટે રોકવામાં આવ્યા અને તેથીયે વધારે ભરતી થઈ એમના પર દેખરેખ રાખનારાઓની.

જગતમાં બીજી ઊણપો અગણિત છે પણ નિંદકોનો માત્ર તોટો નથી. તેઓ કહે. 'પાંજરાની ઉન્નતિ થાય છે ખરી, પણ પંખીની સારસંભાળ કોઈ જ રાખતું નથી.'

વાત રાજાજીને કાને ગઈ. એમણે ભાણેજ રાજને બોલાવીને પૂછ્યું 'આ હું શું સાંભળું છું?'

ભાણેજરાજ બોલ્યા, 'સત્ય જાણવું જ હોય તો બોલાવો સોનીઓને, પંડિતોને, લેખકોને, બોલાવો પેલા સમારકામ–સાંધકામ કરનારાઓને અને સમારકામની દેખરેખ કરતાં ફરે છે તે બધાને પણ. નિંદકોને ઉચાપત કરવાનું મળતું નથી તેથી જ આવી હલકી વાતો કહે છે તેઓ.'

જવાબ સાંભળી રાજાસાહેબના ભેજામાં પ્રકાશ પડ્યો અને તરત જ ભાણેજરાજના ગળામાં સોનાનો હાર ચડ્યો.

કેળવણી કેવી ભયંકર ગતિએ ચાલી હશે એ જાતે જોવાની રાજાસાહેબને ઊર્મિ ઊઠી. એક દહાડો પોતાના સખા મોબતીઓ, સભાસદ વગેરે લાગતાવળગતા સાથે તેઓ શિક્ષામંદિરમાં આવી ઉપસ્થિત થયા. રાજાની સવારી આવતા જ મહાદ્વાર પાસે શંખ, ઘંટા, ઢોલ, તાસા, નગારાં

ગાંધીજી કહે: 'મુશ્કેલીની શાની? તમારે વહેલાં ઊઠવાની ટેવ પાડવી. એટલો લાભ થશે.

ગાંધીજીની વરસગાંઠને દિવસે એક દસ વરસની છોકરીએ એક નિબંધ લખ્યો તે ઉપરથી આપણને ખબર પડે છે કે વિલાયતમાં તેમના પાડોશમાં રહેતાં છોકરાં ગાંધીજીને કેવી રીતે ઓળખતાં હતાં.

ઘણાં વરસ પહેલાં વિલાયતમાં એક સાધુ-પુરુષ થઈ ગયા તેમનું નામ સંત ફ્રાંસીસ એની સાથે ગાંધીજીની કેવી સુંદર સરખામણી કરી છે? વાંચો.

'સંત ફ્રાંસીસ બધી રીતે ગાંધીજીના જેવા જ હતા. તે બાળકોને અને પંખીઓને ચાહતા હતા. ગાંધીજીની જેમ તેઓ પણ લંગોટ પહેરતા હતા. બંનેના બાપ પૈસાદાર હતા. સંત ફ્રાંસીસ એકવાર ઉજાણી કરતા હતા ત્યાં તેમને ગરીબોનો વિચાર આવ્યો. તે બહાર દોડ્યા. પોતાના કિંમતી કપડાં ને પૈસા ગરીબોને આપી દીધા ગાંધીજીની પેઠે તેમણે એક કંથા ધારણ કરી લીધી. ફ્રાંસીસ પોતાના સાથીઓ સાથે ઝૂંપડામાં રહેતા. ગાંધીજી પણ તેમ જ રહે છે. તેમણે સુખી, પૈસાદાર જીવન ગરીબોને ખાતર ત્યાગી દીધું હતું. ગાંધીજી પાસે એક કોડીની મિલકત નથી. સોમવારે ગાંધીજીને બોલાવીએ તો પણ બોલતા નથી. તેઓ વિલાયત ગોળમેજીમાં હિંદુસ્તાનનો વેપાર પાછો લેવા આવ્યા છે. ગાંધીજી બકરીનું દૂધ, ફળ અને શાક ખાય છે, માંસમચ્છી ખાતા નથી. તેમને કોઈનો જીવ લેવો ગમતો નથી. તેઓ દારૂ પીતા નથી. તેઓ રોજ એક કલાક કાંતે છે. તેઓ મારે ઘેર આવ્યા ત્યારે મારી બા કપડાંને ઇસ્ત્રી કરતી હતી. એટલે ગાંધીજીએ તેમને કહ્યું કામ બંધ ન રાખશો. મેં પણ એ કામ કરેલું છે. કામ કરતાં વાતો કરવી મને ગમે છે.

'મેં ગાંધીજી સાથે ર્યો છે. દાધ મેળવીને આપણે 'ગુડબાઈ' કરીએ છીએ હિંદીઓ 'રામ રામ' કહે છે.'

આવા નાનાં ભૂલકાંઓ તો ગાંધીજી પાછળ ગાંડાં બની ગયાં હતાં.

ગાંધીજીનો ઉતારો બેઠા ઘાટના અગાશી વાળા ઘરમાં હતો. અગાશીમાં ઓરડીની અંદર ગાંધીજી રહેતા હતા. લખવું, વાંચવું, કાંતવું, કાગળ લખવા, મળવું-હળવું, ખાવું-પીવું, બધું જ ઉપર. અગાશી કાંઈ બહુ ઊંચી નહોતી. સામે જ મજૂર અને કારીગર લોકોનાં ઘર હતાં. ગાંધીજીના ઓળખીતા છોકરાંઓ ઘેર જઈને રોજ એના માબાપને વાત કરે, 'બા! ગાંધીકાકા આવા છે અને તેવા છે!' એટલે ગાંધીજીને જોવાનું સૌને મન થતું. મા ઘરમાં રાંધતી હોય કે કામ કરતી હોય છોકરાં બારણામાં ઊભા રહીને અગાશી સામે તાકી રહે. ગાંધીજી અગાશીમાં જરા વાર બહાર નીકળે એટલે ઘરમાં દોડી જાય ને બૂમ પાડે: 'બા! ચાલ જલદી! ગાંધીકાકા બહાર આવ્યા છે.

મા કામ પડતું મૂકીને દોડે. કોઈ રસોઇ કરતી દોડે, કોઈ જમતી જમતી દોડે. ગાંધીજીને અગાશીમાં ઊભેલા જોઈને સામે તાકી રહી મનમાં હસે પછી બોલી ઊઠે: 'છાપાવાળા બધા કેવા ધુતારા છે? લખતાં હતાં કે ગાંધી કદરૂપો છે, ઠીંગણો છે, કાળો છે, રિસાળ છે. ગાંધીસાહેબ તો રૂપાળા છે, ઘઉંવર્ણા છે, પ્રેમાળ છે, સાધુપુરુષ છે ભગવાન એનું ભલું કરજો.'

'બા! જોયાને! કાલે હું એમને આપણે ઘેર લઈ આવીશ. ફરવા નીકળશેને? ત્યારે!'

'સારુ, બેટા! જરૂર લઈ આવજે. એવાના પગલાંથી ઘર પાવન થાય.'

ગાંધીજીએ એ ગરીબ લત્તાનાં નાનાં મોટાં સૌનાં મન થોડા વખતમાં જ હરી લીધા.

—'દેવનાં દીધેલ'

## ચાચાજીની વાતો — વિમળા પટેલ

મહાસાગરને તળિયે મૂલ્યવાન મોતી પડયાં હોય છે. તેને કાઢનારા મરજીવા પણ સારે એવા જ હોય છે. એમાં પણ કળા સમાયેલી છે. આજે આપણને એવો જ કળાકાર પુરુષ આવી મળ્યો છે જે વિશ્વવિખ્યાત કવિ સમ્રાટની વાતો કહેવા ગુજરાતને આંગણે આવી ઊભો છે.

ઑગસ્ટ મહિનો હોય છે. ગુરુદેવની પુણ્ય તિથિ આવીને નજીક ઊભી હોય છે. તે જ વખતે કવિનાં ગુણગાન ગાવા તે સાધુ પુરુષ આવી ચડે છે ને સ્થળે સ્થળે હૈયું ખોલીને કવિ ગીતો ગાઈ સંભળાવે છે.

ઉગતા લેખકો મળે છે. ત્યાથી પ્રશ્ન પૂછાય છેઃ "ગુરુદેવનું સાહિત્ય સર્જન અને પ્રતિભા કેવી હતી?"

પ્રશ્ન જેવો સાદો સીધો હોય. તેવો જ તેનો જવાબ હોય.

'પણ ના. તેવું નથી. સાદી સીધી વાણીમાં ઊંડા ઊંડા અર્થ હોય છે. ચેતનાની ભોમનો જેણે પ્રકાશ ઝીલ્યો છે તે જ તે ગહનતાને પામી શકે છે. એ જ વાણીને ઝીલવાનું સામર્થ્ય ધરાવી શકે છે. વળી, તેનાથી અનેક ગણું સામર્થ્ય આચરણ માટે જોઈએ છે.

જીવનની એકતા, મિત્રતા, પરસ્પર બંધુભાવ. આ હોય છે મૂળ્ય સૂર એનો કાને સંભળાય તો છે, પણ જીવનમાં પકડવો અઘરો છે.

પ્રશ્ન : 'ગુરુદેવનું સાહિત્ય સર્જન.'

મોં પર પ્રેમભાવની સુરખી છવાઈ જાય છે. મેઘની સંધ્યામાં જે રંગરેજ રંગ પૂરે છે એ જ રંગરેજના હાથે ગુરુદેવ માટેનો અનન્ય ભક્તિભાવનો રંગ પૂરાય છે. અને એમાંથી સંચાર થાય છે, અનંતના સાક્ષીરૂપે સરજનહારને જાણે નોતરતા હોય, એમ નનમાવે જવાબ આપે છેઃ

'એ તો જેનાથી સર્જન થતું હોય, તે જ વ્યક્તિ સર્જનની વ્યાખ્યા કરી શકે છે. કવિની ગતિ કવિ જ જાણે! હજી મારે માટે તો સમસ્યા ઊભી છે. ગુરુદેવના સર્જન ગીતની રીતો એવી હતી. પ્રથમ ગન્ ગન્, પછી આખી ને આખી કવિતા! આ સ્થળે ગુરુદેવ માનતા કે જીવન અને જગત તેમ જ જીવના ઉંડાણમાં આનંદ પડયો છે તે અનુભવીને પોતાની કૃતિમાં પોતાને આનંદ થાય તો જ અન્યને આનંદનો પ્રકાશ મળે છે.

વળી, સર્જન માટેનો ગાળો અવસ્થા હોય છે.

(અત્રે એમની વાતો મૂકાય છે. પણ વાચકે એક વસ્તુ ધ્યાનમાં લેવાની છે કે વ્યક્તિમાત્રને પોતાની ય કંઈક આગવી દૃષ્ટિ હોય છે. આગવો આંતરપ્રદેશ હોય છે. જ્યારે થએલી વાતો સારરૂપે જ્યારે બહાર અવતરે છે, ત્યારે કંઈક સંભવ છે કે એનું કલેવર આગવું બનેલું દેખાય, અથવા તો શબ્દ શરીરનો વળાંક નોખો જણાય. પણ મૂળગત અર્થદેહ જરા પણ ખંડિત ના થાય, એની કાળજી ધરમૂળથી રાખવાનો પ્રયત્ન સચવાયો છે, છતાંય દોષ દેખાય તો તેની ક્ષમા-પ્રાર્થના રહે છે).

બીજો પ્રશ્ન આવે છે

'Inspirationથી જ ગુરુદેવનું સર્જન થતું?'

'હા ગીતોમાં તો એ જ આધાર રહેતો. કોઈ પણ મૌલિક કલા, પછી તે સાહિત્ય હોય, સંગીત હોય કે પછી ચિત્ર હોય. એમાં Inspirationની રાહ જોવી પડે છે. મારઠોકથી કશું જ વળતું નથી. ભગવાન જાણે આ એમની Inspirationની શક્તિ એમણે ક્યાથી મેળવી. મને તો લાગે છે કે તેમની આત્મિક પ્રેરણાની પાછળ તેમના આધ્યાત્મિક અનુભવોનો આધારમાં કોઈ વિરાટ સત્યનું દર્શન હતું.

પ્રશ્ન: 'Inspirationના નામની પાછળ રાહ

પિપૂડી, સરણાઈ, ભેરી, ઝાંઝ, મૃદંગ અને કરતાલ મુખરિત થઈ ઊઠ્યાં. પંડિતવર્ગ ધોટા કાઢી, ચોટલી ઝાટકીને મંત્રપાઠ કરવા લાગ્યો. મિસ્ત્રી, મજૂર, સોની, લેખક, વ્યવસ્થાપક અને મામાના દીકરા, ફુઆના દીકરા, પિત્રાઈ, મસિયાઈ ભાઇઓ બધાઓએ જયજયકાર કર્યો.

ભાણેજ બોલ્યો, 'મહારાજ, જોયોને આ બધો સમારોહ?'

રાજાસાહેબ બેહદ ખુશ થઇને મહાદ્વારેથી બહાર આવી જેવા હાથી પર બેસવા જાય છે તે જ વખતે ઝાડીમાં સંતાઇ બેઠેલો નિંદક બરાડ્યો, 'મહારાજ, પક્ષીને જોયું કે?'

રાજા ચમક્યો. કહે, 'ખરેખર, ધ્યાનમાં જ ન આવ્યું! પક્ષીને જોવાનું તો રહી જ ગયું.'

પાછા આવી પંડિતોને કહ્યું, 'પક્ષીને તમે કઈ રીતે શીખવો છો તે પદ્ધતિ જોવી છે મારે.'

જોવાનું પૂરું થયું. નયનો કૃતાર્થ થયાં. શિક્ષણની પ્રગતિ પક્ષી કરતા પણ એટલી મોટી હતી કે પક્ષી તો ક્યાંય દેખાય જ નહીં. લાગે કે એને ન જોઈએ તો યે ચાલે. રાજાસાહેબે જાણી લીધું કે વ્યવસ્થામા વાંક કઢાય એવું તો છે જ નહીં. પાંજરામાં ન મળે દાણા કે ન મળે પાણી. ભારોભાર પોથીઓમાંથી માત્ર પાનાંઓના ઢગ-લાના ઢગલા ફાડી લેખણીના છેડા વતી પક્ષીના મોંમા ભરાતા જાય છે. ગાયન તો બંધ જ— ચીસ પાડવા પૂરતી ફાટ પણ પુરાઈ ગયેલી જોઈ શરીરનાં રૂંવાડાં જ ઊભાં થઈ જાય.

શિષ્ટાચારના સભ્ય નિયમો નીચે પંખી દિવસે દિવસે અધમૂઉં થવા લાગ્યું. પાલકોને આ વાત સારી આશાજનક લાગી. તો યે સ્વભાવદોષને લીધે સવારના પહોરમાં પંખી પ્રકાશ તરફ જુએ છે અને અસભ્ય રીતે પાંખ ફફડાવે છે. એટલું જ નહીં, પણ કોઇકવાર દેખાઇ આવે છે કે એ પોતાની દુર્બળ ક્ષીણ ચાંચ વડે પાંજરાના સળિયા કાપવાનો પ્રયત્ન પણ કરે છે.

કોટવાલ કહે, 'શી આ બે અદબી!'

એટલે પછી શિક્ષણ વિભાગમાં ધમણ હથોડી અને અગ્નિ લઇને લુહાર હાજર થયો અને પછી શા ચાલ્યા ધડાધડ ઘણના ઘા! લોખંડની સાંકળ તૈયાર થઈ અને પંખીની પાંખ પણ કપાઈ.

રાજાના સગાસંબંધી મોઢું વકાસી માથું હલાવતા બોલ્યા, 'આ રાજ્યમાં પંખીઓને કેવળ અક્કલ નથી એટલું જ નહીં, પણ કૃતજ્ઞતા પણ નથી.'

પંખી મરી ગયું. ક્યારે તે પણ કોઇના ધ્યાનમાં આવ્યું નહીં. કમબખ્ત નિંદકોએ માત્ર ખુમરાણ મચાવ્યું, 'પંખી મરી ગયું!'

ભાણેજને બોલાવી રાજાસાહેબે પૂછ્યું, 'ભાણેજ, આ શું સાંભળું છું?'

ભાણેજ કહે, 'મહારાજ, પંખીનું શિક્ષણ પૂરું થયું.'

રાજાએ પૂછ્યું, 'ત્યારે હવે એ ફૂદકા મારે છે કે?'

ભાણેજ કહે, 'ના રે.'

'ઊડે છે ને?'

'અંહં.'

'ગાતું હશે ત્યારે.'

'અંહં.'

'દાણા ન મળે એટલે ખુમરાણ કરે છે?'

'અંહં.'

રાજા બોલ્યા 'એકવાર પંખીને મારી સામે લઇ આવો જોઇએ.'

પંખી આવ્યું. સાથે આવ્યો કોટવાલ, આવ્યા સિપાઈ પ્યાદા, આવ્યું ઘોડદળ, પાયદળ. રાજાએ પંખીને દબાવી જોયું. એણે ચૂં કે ચાં ન કરી. માત્ર એના પેટમાંના પોથીનાં કોરાં પાનાં ખસખસ અવાજ કરવા લાગ્યા.

બહાર નવવસંતના મલયસમીરે કૂંપળના દીર્ઘ નિશ્વાસે મુકુલિત વનમાં ચોમેર વ્યાકુળતા ફેલાવી દીધી. ('રવીન્દ્ર-સૌરભ')

# ગાંધીકાકા

[ગોળમેજી પરિષદ વખતે ગાંધીજી વિલાયત ગયા હતા ત્યારનો આ પ્રસંગ છે બાળકો તેમને ખૂબ વહાલા હતા એમને જ્યાં જતા ત્યાં બાળકો સાથે દોસ્તી કરી લેતા, અને બાળકો તેમની પાછળ ભમતા ભાળતાં વિલાયતના બાળકોને તેમની કેવી લગની લાગી હતી તે આ લેખ વાંચતા જણાશે મળે છે ]

વહેલી સવારે સૂર્યોદય થવા આવે તેવે વખતે ગાંધીજી ફરવા નીકળે વિલાયતમાં તો ઠંડી પડે છતાં પગમાં ચંપલ ને કચ્છીભેર ઉઘાડે ડિલે ને ઉઘાડે માથે નીકળે એક ધાબળો કે પછેડી ઓઢી હોય ગરમ ઓવરકોટ અને બૂટ મોજાં વિના એવે વખતે કોઇ બહાર નીકળે તો પણ ઠીંગરાઈ જાય એવી ઠંડીમાં ગાંધીજીને ફરવા નીકળતાં જોઈ સૌને બહુ નવાઈ લાગતી.

ગાંધીજી સવાર સાંજ ફરવા નીકળે ત્યારે નાના ગોરા ભૂલકાં આવીને સામા ઊભા રહે અને ધીમેથી પૂછે: 'ગાંધીકાકા! તમારી ભાષા કઈ? તમારો દેશ કયો? તમારું આખું નામ શું?'

ગાંધીજી એમને જવાબ આપે મારી ભાષા હિંદી, દેશ હિન્દુસ્તાન અને મારું નામ મોહન દાસ કરમચંદ ગાંધી ' પછી એ છોકરાઓ સાથે ગાંધીજી ગમ્મતે ચડે એમને ભાષા શીખવે 'જુઓ, તમારી ભાષામાં 'મધર' કહો છો તેને અમે 'મા' કહીએ છીએ તમે 'ફાધર' કહો છો અમે 'બાપુ' કહીએ છીએ તમે 'વૉટર' કહો છો અમે 'પાણી' બોલીએ છીએ ' પાછા બીજે દિવસે બધા શબ્દો યાદ કરાવે

ગાંધીજીના ઉતારા પાસે એક બાલમંદિર હતું તેમાં એક ચાર વરસનો છોકરો હતો. એણે ગાંધીજીને જોયા ત્યારથી એ એમના નામનું રટણ કર્યા કરતો હતો વારંવાર એની બાને પૂછ્યા કરે 'હેં બા! મને કહેને? ગાંધી કેમ ખાતા હશે? શું ખાતા હશે? એ કપડાં કેમ નથી પહેરતા?' એની બા પછી બધા સવાલના જવાબ આપે. અને ઉપર કહે 'ગાંધી ન કહેવાય 'ગાંધીસાહેબ' કહેવું જોઈએ તને ખબર તો છે કે તેઓ બહુ ભલા માણસ છે.'

'ઠીક બા! હવેથી હું એમને ગાંધીકાકા કહીશ ' એટલામાં ગાંધીજીનો જન્મદિવસ આવ્યો નાના છોકરાઓએ ગાંધીજીને જન્મ દિવસની ભેટો મોકલી પેલા છોકરાએ એક કુતરાનું રમકડું મોકલ્યું અને સાથે લખ્યું! વહાલા ગાંધીકાકા, તમને વરસગાંઠની આ ભેટ મોકલી છે તમે તમારી વરસગાંઠને દહાડે અહીં અમારા બાલમંદિરમાં આવશો તો અમે વાજાં વગાડશું ને ગીત ગાશું!

ગાંધીજીના જન્મદિવસે સાંજે એક બાઈએ આવી ગાંધીજી પાસે ફરિયાદ કરી: 'મારે સાહેબ! આપની સાથે કજિયો કરવો છે '

ગાંધીજી કહે 'શાનો કજિયો?'

જુઓ, આ મારી નાનકડી બેન છે, તે રોજ સવારે વહેલી મને ઊંઘમાંથી ઊઠાડે છે; ને ન ઊઠું તો મારે છે અને પાછી મને કહે છે કે: 'હવે તમે મને નામું ન મારશો કારણ કે ગાંધીકાકાએ અમને તે દિવસે શિખવાડયું હતું કે મારે એને સામું ન મરાય!' સાંભળીને ગાંધીજી હસવા લાગ્યા

બીજા બે-ત્રણ બાળકોના માબાપ આવીને કહેવા લાગ્યા 'ગાંધીજી સાહેબ, તમે અમારા છોકરાને ફટવી દીધા છે એ અમારા હાથમાં હવે રહ્યા નથી અમને બહુ પજવે છે હઠ કરીને કહે છે કે ગાંધીકાકા સવારે વહેલા ફરવા નીકળે ત્યારે તેમને સલામ કરવા અમને વહેલા ઊઠાડજો હવે અમને વહેલા ઊઠવાની ટેવ નથી એટલે બારે મુશ્કેલી પડે છે '

જોવામાં પોતાના જીવનની બરબાદી થવી. પરિણામે એમાં આવતી નિર્માલ્યતા, પુરુષાર્થ માટેની એક ઉદાસીનતા અને નિર્બળતામાંથી જન્મતી નિષ્ક્રિયતા વગેરે અનિષ્ટ તત્ત્વો દાખલ થઈ જતાં જોવામાં આવે તો તેને 'Inspirationની રાહ' કહેવી કે વિચારોનું વાંઝિયાપણું કહેવું?'

(અનિષ્ટ માત્ર ખોટું છે સદાય સૌમ્ય જણાતા ચહેરા ઉપર પણ થોડા ઘણા સખત ભાવો સાથે જવાબ આપે છે)

'આ એક થોડી ઘણી ગમજફેર થઈ છે. Inspiration અંદરની છે કે બહારના જગતમાંથી જન્મેલી કોઈ કલ્પના છે. તેની ચાવી તે મેળવતા. તેનું તે મંથન કરતા.

*Inspiration* માટેની સાધના તે કરતા. એમનાં પુસ્તક છપાતા તે વખતે પ્રેસવાળા કંટાળી જતા એટલી હદે તેઓ પ્રુફ તપાસે. એક વાર ઉમેરો કરે. બીજી વાર ઉમેરો કરે એટલેથી હદ ના આવે. ત્રીજી વાર, ચોથી વાર. એમ નવું નવું ઉમેરવાનું નીકળ્યા જ કરે. આ એમની સાધના હતી અને તે ચાલુ જ રહેતી.'

અંતે એક પ્રશ્ન પૂછવામાં આવે છે:

'ક્રાન્તિ કરવી કોને કહેવાય?'

જગતમાં એક ખીલતા ફૂલનું ઉદાહરણ આપે છે: 'ફૂલ જ્યારે કળીરૂપે હોય છે. ત્યારે તે પ્રકાશ સામે નજર રાખીને, પોતાની આસપાસનાં આવરણોને દૂર કરે છે અને પોતાની પાંખડીઓ અનંતના પ્રકાશમાં પ્રસારીને પોતાની ખુશબો ફેલાવે છે, તે ક્રિયાને ક્રાન્તિ ગણી શકાય.'

* * *

એક લાડીલો કવિ પૂછે છે: 'રવીન્દ્રનાથમાં એવું તે શું હતું કે તમારા જેવા એની પાછળ લટ્ટુ થયા?'

(ખંડ આખો ય હાસ્યધ્વનિથી ગાજી ઊઠ્યો).

નવપરિણીત મુગ્ધકન્યાના ગાલે શરમના શેરડા જેમ શોભી ઊઠે છે એવા જ શેરડા જોવા મળે છે અને પછી જવાબ મળે છે: 'કાળા કૃષ્ણમાં એવું તે શું હતું કે ગોપીઓ બધી ઘેલી થઈને પાછળ ભમતી.'

(સૌ ખડખડાટ હસી પડે છે).

* * *

હવે જુદે જુદે સ્થળેથી સાંભળવા મળે છે તે વાતો સાંભળીએ એક પ્રશ્ન આવે છે: 'ગુરુદેવ શું ઇચ્છતા હતા?'

જવાબ આપે છે: 'એ તો ગુરુદેવ જાણે અને ગુરુદેવના પણ ગુરુદેવ જાણે. કવિ જ કવિને ઓળખે છે ને! મને તો કદાચ એક લાખ જન્મ બીજા લાગશે ગુરુદેવને ઓળખવા માટે. પણ ગીતાંજલિમાં બે ચાર ગીતો પરથી ગુરુદેવના જીવનનો મર્મ સમજવાની ચાવી મળી જાય છે.

બીજું ઉપનિષદોના વિચારો અને બાઉલોની મસ્તી સ્વીકારવા ઉપરાંત તેઓ એ પણ કહેતા હતા કે: 'બુદ્ધ ભગવાન જે ઇચ્છતા હતા, તે હું પણ ઇચ્છું છું!'

૩૦ ૩૫ વર્ષ પહેલાં એક બંગાળી પત્રિકાના સંપાદકે વિદ્વાનોને પાંચદશ પ્રશ્ન પૂછ્યા હતા. ગુરુદેવને પૂછેલા પ્રશ્નોમાંનો એ પ્રશ્ન હતો.

'who is your master?' (આપના ગુરુ કોણ?)

ગુરુદેવે જવાબ આપેલો: 'Buddha.' (બુદ્ધ). એટલે ગુરુદેવ એ ઇચ્છતા હતા જે, બુદ્ધે કહ્યું હતું—'મૈત્રીધર્મ'! વધુ ઉચ્ચે ન પહોંચી શકીએ તો આપણે મૈત્રી તો કરી શકીએ છીએ! એટલે ગુરુદેવ ઇચ્છતા જ રહેશે કે બુદ્ધનો મૈત્રીધર્મ આપણે જીવનમાં ઉતારીએ.

પ્રશ્ન બીજો.

'who is your hero in life?' (જીવનમાં આપનો આદર્શ કોણ?).

'Ram Mohan Roy.' (રામમોહન રૉય)

ગુરુદેવે આધ્યાત્મિક જીવનમાં પોતાના પિતાને, તેમ રાષ્ટ્રિય—સામાજિક—જીવનમાં રાજા રામમોહનરૉયને પોતાના આદર્શ સ્વીકાર્યા

હતા. રામમોહન રૉય! મહાન સુધારક, આધુનિક ભારતના એક સર્જક અને ભારતને વિદેશો સાથે જોડનાર એક સાંસ્કૃતિક એલચી! તો આપ સૌ પણ રાજા રામમોહનરાયનો આદર્શ આપની સામે રાખજો. યુવાનોને જોઈને મારી એક જ આશા, ઇચ્છા, પ્રાર્થના રહે છે કે: 'જે અમે ન કરી શક્યા તે આપ કરજો.'

'બીજું શું ઇચ્છતા હતા ગુરુદેવ?'

'કલા અને સંગીતને ગુરુદેવ જીવનની સાધનામાં બહુ ભારે મહત્ત્વ આપતા હતા. એટલા માટે તો ૧૯૦૧માં શાન્તિનિકેતન ખોલતી વખતે જ લોકોના પરિહાસ છતાં તેમણે સંગીત, કલાનું શિક્ષણ શરૂ કર્યું હતું.'

કલા સંગીતને એક વિશેષ કારણે મહત્ત્વ આપતા હતા. કલા અને સંગીતમાં કંઈક એવું રહસ્ય છે કે જેથી એકતા જલદી ઉત્પન્ન થઈ જાય છે. ઉત્તમ ચિત્રના દર્શનથી કે ઉત્તમ સંગીતના શ્રવણથી માણસ પોતાનું 'હું'પણું ભૂલી જાય છે. જ્યાં આપણે પોતાનું અલગ અસ્તિત્વ ભૂલી જઈ, બીજા સાથે એ અનુભવ કરીએ છીએ ત્યાં ઈશ્વરના રાજ્યમાં પહોંચી જઈએ છીએ. સિતાર વગાડનારો ઉસ્તાદ સિતાર વગાડતી વખતે પોતાને ભૂલી જાય, ગાયક કે નૃત્યકાર પણ ગાતી-નૃત્ય કરતી વખતે પોતાને ભૂલી જાય તો તે સંગીત સાર્થક થયું! આવી તલ્લીનતા એ જ સંગીતનો પ્રાણ છે. ગાયક જોતો રહે કે પેલી બાજુથી કોણ તાળી વગાડે છે, એ ખરેખર સાચું સંગીત નથી.

એટલે કલા સર્જન સમયે પોતાની જાતને ભૂલી જવાય તે મહત્ત્વનું છે. જ્યારે પોતાને ભૂલ્યા ત્યારે જ પોતાને ઓળખ્યો! આ તો ઉંધી રીત છે ને! આવી ઉંધી રીત આપ અને હું સૌ આપણા જીવનમાં ઉતારીશું તો ગુરુદેવ અને ગાંધીજીના આશીર્વાદ આપણને મળશે.

આમ સંગીત અને કલા ગુરુદેવની એકતારૂપી જીવનસાધનામાં કેટલાં ઉપયોગી હતાં તે જોઈ શકાય છે.

પછી ગુરુદેવને પૂછવામાં આવેલું:

'which dress is the best?' (કયો પોષાક સારો?)

તેમણે જવાબ આપેલો:

'That dress is the best which makes you less self-conscious. (એ કે જે વધુ આત્મ સંયત બનાવે).

અને છેલ્લે તેમને પૂછાયેલું:

'what is your greatest virtue?' (તમારો સૌથી મોટો ગુણ કયો?)

'Inconsistency.' પોતાની જાત યા જગત સાથે સંવાદ, સુમેળ) જવાબ અપાયેલો.

'And what is your greatest weakness?' (તમારી સૌથી મોટી નિર્બળતા કયી?)

'The same.' (એ જ).

જીવનનો સાધક કોઈ પણ વસ્તુને વળગી નથી રહેતો. કોઈ પણ વાતને વળગી નથી રહેતો. એ પકડી રાખે છે ઈશ્વરને. એ તૈયારી રાખે છે પોતાનો દૃષ્ટિકોણ સુધારવાની. ગુરુદેવના જીવનમાં સવાદીપણાનો સુમેળનો ગુણ હતો તે અર્થમાં કે તેઓ પોતાના સ્પષ્ટ દર્શનને વળગી રહેતા. પણ એથી આગળનું દર્શન તેમને થતું કે એ મૂકીને તેઓ આગળ વધતા. બીજાનું સ્વીકારવા, બીજા સાથે એક થવા તેઓ તત્પર રહેતા.

* * *

ગુરુદેવને અનુભૂતિ કેમ થઈતી તેના પ્રશ્ન પર શ્રી. રાજેન્દ્રકુમારે ('જ્ઞાનોદય'ના ઓગ.ના અંકમાં આપેલો છે લેખ).

જીવનમાં અનુભૂતિ તો એક કે બે જ હોઈ શકે ગુરુદેવ જેવી મહાન વ્યક્તિ યે પણ કુલ ત્રણ અનુભૂતિ અનુભવી. અને એનું દર્શન એમનાં બધાં સાહિત્યમાં ને અન્ય કલાઓમાં જોઈ શકાય છે.'

પ્રશ્ન: એ કઈ અનુભૂતિઓ હતી? અને કઈ કઈ અવસ્થામાં પ્રગટી હતી?'

ઉત્તર: 'પહેલી અનુભૂતિ એમણે લગભગ બારતેર વર્ષની વયે અનુભવી. ગુરુદેવને કવિતા તથા સંગીતનો વિશેષ શોખ હતો. છેક શૈશવથી જ કવિતાની રચના કરવા લાગ્યા હતા. સંધ્યાકાળે, એકાંતમાં બેસીને પોતાનાં અંતરમાં ખોવાઈ જવાની ડૂબી જવાની કવિને આદત હતી. શાંત તથા ગંભીર વાતાવરણની મોહિની એમના પર વ્યાપી જતી હતી. કલાકોના કલાકો સુધી એ આ સ્થિતિમાં બેસી રહેતા. આવી જ એક સંધ્યાએ કવિ ચૂપચાપ બેસીને કશુંક વિચારી રહ્યા હતા. ને ત્યાં જ અવાજ આવ્યો 'રવિ આમાય ગાન સુનાબો?' (રવિ મને ગીત સંભળાવશો?'

રવિએ ચારે બાજુ જોયુ તો કોઈ નહોતું. એ નવાઈ પામ્યા. વિચાર સમુદ્રમાં એ ડૂબી ગયા. થોડી વાર રહીને પાછો અવાજ આવ્યો – 'અરે, રવિ! આમાકે ગાન કોખન સુનાબો! અબઈ કે તુમિ ગાન સુનાચ્છો!'

રવિ ફરીને ચોંકી ગયો અને ચારે કોર જોયુ. કોઈ ત્યાં હતું નહિ. ત્યારે જ એમને ભાન થયું કે એ એમનો જ પુકાર હતો. પોતાના જ આત્માનો અવાજ હતો. એ મહાન ચિંતનમાં ખોવાઈ ગયા નિશ્ચય કર્યો. પ્રેરણા વિના ક્યારે ય ગીત નહિ લખે

બીજી પ્રેરણાનો અનુભવ ૧૬વર્ષની વયે થયો.

સવાર સાંજ એકલા રખડવાની આદત હતી. સવારે સૂર્યોદય જોવા નીકળ્યા. નદીના પાણીમાં ઊગતા સૂર્યનું પ્રતિબિંબ પડતું હતું. એ આ દૃશ્ય એકીટશે જોતા હતા અંતરમાં પ્રેરણા જાગી. સર્વ જીવો એક સરખા છે.

એ ઘેર પાછા ફર્યા. ઘણુંખરું એમના ઘરમાં સગાંસંબંધી એકઠાં થતાં હતા જ. રવિબાબુ એમનો તિરસ્કાર કરતા હતા. કારણ કે એમ માનતા હતા કે આ સગાંવહાલાંઓ ખાવાપીવાની તથા પૈસાની લાલચથી જ અહિં એકઠા થાય છે. પણ આ દિવસની વાત જ જુદી હતી. એક મહાન પરિવર્તન થયું હતું. જે કોઈ મળતું તેને એ ખૂબ આવેશથી ભેટતા. નોકર ચાકરને ય ભેટતા. અને આ આલિંગનના અધિકારી માત્ર નોકર ચાકર જ નહોતા. રસ્તાના રાહદારીઓ પણ એના અધિકારી બની ગયા હતા. એટલાથી સંતોષ ન થયો, તે વૃક્ષના થડને, ક્યારીઓને ભેટવા લાગ્યા. આ સ્થિતિ લાગલગાટ ત્રણ દિવસ સુધી ચાલુ રહી.

ત્રીજી ચેતનાનો અનુભવ ૧૯વર્ષે થયો. એક સંધ્યાકાળે ધ્યાનમગ્ન રવિ બારીમાથી અસીમ સમુદ્રને જોઈ રહ્યા હતા. અચાનક કોઈએ પૂછ્યું. 'રવિ તમારી કલાનું ધ્યેય શું?'

રવિ નિરૂત્તર!

અવાજ આવ્યો આદેશ થયો. 'સીમિતને નિઃસીમ કરો!' સંક્ષેપમાં રવિબાબુએ મેળવ્યું – પ્રકૃતિ, મનુષ્ય ને ઈશ્વર એક છે. ત્રણે એક બીજાના અભાવમાં અપૂર્ણ છે.'

શાન્તિનિકેતનના આરંભકાળની વાત છે.

ચાચા મલ્લિકજી આ સંસ્થામાં નવા નવા આવ્યા હતા, ત્યારે ૫–૭ અધ્યાપક જ ત્યાં રહેતા હતા. રવિબાબુની એ ટેવ હતી કે સાંજની ચા બધા અધ્યાપકોને પોતાને હાથે જ પીવડાવતા હતા. એક સંધ્યાકાળે રવિબાબુને ઘેરીને સહુ અધ્યાપકો બેઠા હતા. રવિબાબુ પ્યાલામાં ચા રેડતા હતા. ત્યાં જ એમનો હાથ થંભી ગયો. સૌએ જોયું તો એ ધીમે ધીમે ગણગણી રહ્યા હતા. આંખો બંધ થઈ ગઈ ગણગણાટનો વેગ વધ્યો. એક પછી એક બધા અધ્યાપકો ચા પીધા વિના જ ઊઠી ગયા. કોઈએ ચાચા મલ્લિકનું પહેરણ ખેંચી ચાલ્યા જવાની ઇસારત કરી. પણ તેમને તો ગુરુદેવ શું કરે છે તે જાણવાની જિજ્ઞાસા હતી!

ઊઠી, દિવાલની ઓથે છૂપાઈ એ જોવા લાગ્યા.

રવિબાબુના હાથમાં એક નાની પેન્સિલ હતી એ ડાયરીમાં લખી રહ્યા હતા. સાથે ગણગણી રહ્યા હતા થોડી વાર રહીને જોયું તો એક સુંદર,

સંપૂર્ણ ગીત કાગળ પર ઉતર્યું હતું. કવિ કલ્પના લોકમાંથી પાછા ફર્યા હતા.

* * *

આવો જ એક પ્રસંગ એક અંગ્રેજ યુવક માટેનો છે.

એ ઑક્સફર્ડનો વિદ્યાર્થી હતો.

એક રાતે એને અવાજ સંભળાયો 'Co to India.' (જા, ભારત જા).

સવારે ઊઠીને એણે પોતાનો નકામો સામાન વેચી નાખ્યો. જહાજ પર ટિકિટ લઈને એ મુંબઈ આવી પહોંચ્યો. કસ્ટમવાળા સામાન જોતા હતા ત્યાં અવાજ સંભળાયો–'Go to Poona.' (પૂના જાઓ).

ગાડીમાં બેસીને તે પૂને જઈ પહોંચ્યો. ત્યાં એક પાદરી એને શોધતો આવી પહોંચ્યો. ખૂબ આવેશથી ભેટતાં એ બોલ્યો: 'Oh brother, you have come!! Have been told that you are coming. Come with me. (ઓ ભાઈ, તું આવી પહોંચ્યો? મને પહેલાં જ કહેવાયું હતું કે તું આવે છે, ચાલ મારી સાથે).

ત્યાર પછી આ યુવકે પોતાનું આખું જીવન ગોંડ આદિવાસીઓની સેવામાં વ્યતીત કર્યું. એક ગોંડ મહિલાને પરણ્યો પણ ખરો. આ જ યુવક આદિવાસીઓની સમસ્યા માટે ભારત સરકારનો સલાહકાર છે.

એવું જ બીજું એક 'મદ્રાસના એક સુવિખ્યાત લેખકે એક વિચાર લખ્યો એ વિચાર સંબંધે વાત કરતાં એ લેખકે મને જણાવ્યું કે ૨૫૦ વર્ષથી હિમાલયમાં સાધનામાં લીન અને અજ્ઞાત તપસ્વીના આ વિચાર છે. જેની અજાણી આકૃતિએ મારી સામે હાજર થઈને આ બધું લખાવ્યું છે.

* * *

અમદાવાદમાં ચાચાજી આવે. તે વખતે એમની વાતો વણી લેવા ઘણા જ કુશળ કળાકારો દોડી આવે છે એક નાના સરખા કૉલમમાં આવેલો એક સુંદર પ્રસંગ એક મારા સાથીદાર મિત્રે બતાવ્યો આપણે તે ય જોઈએ.

'શાન્તિનિકેતનના તેઓ આચાર્ય હતા. છતાં તેઓ કહે છે કે ગુરુદેવ ટાગોરની સાથે હું ૨૧ વર્ષ રહ્યો, પણ તેમની સાથે હું ૨૧ મિનિટ પણ બોલ્યો નથી ગાંધીજી સાથે ૨૭ વર્ષ રહ્યો. પણ તેમની સાથે ૨૭ મિનિટ પરાણે બોલ્યો હોઈશ. ગાંધીજીના ઓરડામાં મોટા મોટા આગેવાનો એકઠા થતાં ખાનગી વાત કરવાની હશે એમ માનીને હું ઊઠવા જતો ત્યારે ગાંધીજી કહેતા "બહાર ન જશો તમે કોઈને વાત નહિ કરો એવો મને વિશ્વાસ છે." બાળપણમાં જ મને એક યોગીએ શીખવ્યું હતું કે જે વાત સાથે તમારે સંબંધ નહિ હોય તે વાત સાંભળવી નહિ કાન બંધ કરી દેવાં આમ ગાંધીજીના ઓરડામાં હું બેસતો પણ મારા કાન કોઈની વાત સાંભળતા જ નહિ.'

---

[અનુસંધાન પૃ. ૧૬થી ચાલુ]

જોઈએ. એ જ એમનું ધ્યેય છે, ને એ ધ્યેય જીવનની પ્રત્યેક પળે નજર સામે તે રહે તે જરૂરી છે. ધાર્મિક ક્રિયાઓ જ્યારે કેવળ રૂઢિનું રૂપ ધારણ કરે છે, ને જીવનના સુધાર કે વ્યવહાર સાથેનો સંબંધ ખોઈ બેસે છે, ત્યારે જડ અથવા નિષ્પ્રાણ ને યાંત્રિક બની જાય છે. તેની મજા મરી જાય છે, ને તે જીવનનું શ્રેય નથી કરી શકતી. આજે ધર્મને આચરણમાં ઉતારવાની અત્યંત આવશ્યકતા છે, ત્યારે, આ વાતને ખાસ યાદ રાખવા જેવી છે, જેથી જીવનનો સાચો આનંદ મળી શકે, ને કૃતાર્થ થઈ શકે. ગીતાનો ઉત્સવ પણ ત્યારે જ સફળ થઈ શકે. એ ઉત્સવ એકલો બહારનો ના હોય, પણ એનો ઉદ્ભવ અંતરમાંથી પ્રાણના પ્રત્યેક પરમાણુમાંથી ને અવિરત રીતે થતો હોય. બહારનો ઉત્સવ તો એ મહોત્સવનો આછોપાતળો પડઘો જ હોય.

# આવા હતા બાપુ

'ઇન્દ્ર'



ગાંધીજી આફ્રિકાથી આવ્યા પછી શાંતિનિકેતન ગયા ત્યાં થોડાક દિવસ રહ્યા પછી તેઓ કુંભ મેળામાં ગયા. કુંભ મેળો દર બાર વર્ષે ભરાય. આ મેળામાં લાખો લોકો આવે. બાવાઓ અને સાધુઓ તો ચારે દિશાએથી ઉતરી આવે.

આ મેળામાં રોગ ન ફાટી નીકળે તેથી દેશના દરેક ખૂણામાંથી સ્વયંસેવકો આવે. આમાં ગાંધીજી પણ ફિનિક્સ આશ્રમની ટુકડી લઈને મેળામાં ગયા.

ગાંધીજીએ તો એક ખૂણે પોતાના તંબુ તાણ્યા. અને ભંગી કામ જ પસંદ કર્યું. મંડળી સાથે સફાઈ કામમાં પરોવાઈ ગયા. પાયખાના માટે ખાડાઓ કર્યા હતા તેમાં માટી કોઈ નાખે નહિ. આ માટી નાખવાનું કામ ગાંધીજીએ ઉપાડી લીધું.

ગાંધીજીને 'મહાત્મા'નો ઇલ્કાબ મળી ગયો હતો. જ્યારે લોકોને ખબર પડ્યા કે ગાંધીજી અહીં આવ્યા છે ત્યારે ગાંધીજીના તંબુની આસપાસ જાત્રાળુઓનાં ટોળાં દર્શને આવવા લાગ્યા. સાધુ, સંન્યાસીઓ, પણ ધર્મની ચર્ચા કરવા આવી ચડતા.

આ મેળાનો ગાંધીજીએ ખૂબ અભ્યાસ કર્યો. લોકો આમ દર્શન કરીને પાપ ધોવામાં માને એ કેમ સહન થાય? પાપ ધોવા માટે તો જીવન શુદ્ધ કરવું જોઇએ અને વિચારને આચારમાં મુકવા જોઇએ. આળસ, વહેમ, બીક કાઢવા જોઇએ. એ બધું તક મળે ત્યારે સમજાવતા.

મેળામાં ચારેબાજુ ફરતા જોયું તો સાધુ બાવાઓના અખાડાઓ જામ્યા છે. 'મહાત્મા'ઓનો તો પાર જ

નહીં, ખોરાકમાં માલપૂડા અને બાસુદી. અને પેટ ભરવા જાતજાતના ઢોંગ અને ધતિંગ થતાં જોયાં. ધર્મને નામે કેવું અંધેર ચાલે છે તે જોઇને કંમકમા આવી ગયા અને આ બધું કેમ દૂર થાય તે માટે રાત દિવસ મંથન ચાલી રહ્યું.

'ઘણીવાર તો એટલા બધા અકળાઈ ઉઠતા કે, હું અહીં ન આવ્યો હોત તો સારું થાત. કેવી રીતે હિંદુ ધર્મમાં જે ઊચ્ચ વિચારો છે તે લોકોની પાસે મૂકી શકું! ચારેકોર પેટના ખાડા પૂરવા જે ધર્મને નામે પાખંડ ચાલી રહ્યુ છે તે દૂર કરવા માટે શું કરવું? શું પ્રાયશ્ચિત કરું?

અને ગાંધીજીએ તરત પોતાની શાંતિ માટે બે વ્રતો ત્યાં ને ત્યાંજ લઇ લીધા.

પહેલું—ભોજનમાં પાંચ વસ્તુથી વધુ ન લેવી.

બીજું—દિવસ આથમ્યાં પહેલા જ જમી લેવું.

* * *

ગાંધીજીએ કચ્છ ક્યારથી અને શા માટે પહેરવા માંડ્યો તેની પણ કથા છે.

આફ્રિકામાં ગાંધીજી કોટ પાટલુન પહેરતા. આફ્રિકાથી આવ્યા પછી કાઠિયાવાડી પોશાક પહેરવાનો શરૂ કર્યો. તેમાં કાપડનો બધુ બગાડ જોયો તેથી પહેરણ, ધોતિયું અને ટોપીની શરૂઆત કરી અને છેલ્લે કચ્છ પહેરવા પર આવી ગયા.

ગાંધીજી આફ્રિકાથી આવ્યા પછી આખા દેશની પરિસ્થિતિ નજરે નિહાળવા આખો દેશ ભમ્યા.

ઓરિસ્સા પ્રાંતની ગરીબાઈ જોઈ ગાંધીજી ધ્રુજી ગયા. એક કુટુંબમાં બે ત્રણ બહેનો હોય તો એક સાથે નીકળી ન શકે. કારણ કે એક જ કપડું અંગ ઢાંકવા પૂરતું હોય. એક બહાર જાય ત્યારે બીજી બહેનો ઘરની અંદર ભરાઈ રહે.

દેશના દરેક પ્રાંતોના કંગાલિયતના દશ્યો જોઈ ગાંધીજી કકળી ઉઠ્યા.

અને પરદેશી માલના બહિષ્કારનો કાર્યક્રમ દેશ સમક્ષ મૂકાયો. પરદેશી કાપડની હોળીથી શરૂઆત થઈ. ગાંધીજી દેશનો ખૂણેખૂણો ફરીને પરદેશી કાપડની હોળી કરવા લાગ્યા.

ફરતાં ફરતાં ગાંધીજી મદ્રાસ ગયા. મોટી સભા ભરાઇ. હજારો લોકો ગાંધીજીનો પડ્યો બોલ ઝીલવા ઊભા હતા.

ગાંધીજીએ કહ્યું. 'તમારી પાસે જે કંઇ પરદેશી કાપડ હોય તે બાળી મુકો.'

ત્યા મેદનીમાંથી એક અવાજ આવ્યો. 'ગાંધીજી: અમારી પાસે તો એક જ જોડ કપડાની છે. તે બાળી દઇએ તો અમે પહેરીએ શું? કરોડો લોકો નાગા ફરે છે તેને આ કપડા આપવા શું ખોટા?'

આ વાક્ય ગાંધીજીને હૃદય સોંસરું

ઉતરી ગયું. ઓરિસા પ્રાંત યાદ આવ્યો. ત્યાંની બહેનોની સ્થિતિ આંખ સામે તરવરી ઊઠી. સભા પૂરી થઈ.

ગાંધીજી ઉતારે આવ્યા. હૃદય વલોવાતું હતું. છેવટે કંઈક સમાધાન થયું હોય તેમ ગંભીર અવાજે રાજાજીને કહ્યું :

'આજથી આવાં કપડાં પણ નહીં પહેરું. આજથી હું લંગોટી જ પહેરીશ.'

'પણ બાપુ શિયાળાની ટાઢ અને ઉનાળાની ગરમી કેમ સહન થશે ?'

'લાખો લોકો કેમ સહન કરે છે? તેઓ જો સહન કરી શકે તો હું કેમ ન કરી શકું ?'

બીજા લોકોએ પણ ખૂબ દલીલ ગાંધીજી સાથે કરી પણ ગાંધીજીનો નિર્ણય અડગ રહ્યો અને એ નિર્ણય ને વધુ અડગ કરતા કહ્યું : 'આજને આજ બે કચ્છ તૈયાર કરાવો. આજથી જ હું આ નિર્ણયને અમલમાં મૂકીશ.'

અને બીજે દિવસે ૧૯૨૧ની ૨૨મી સપ્ટેમ્બરે સાંજની વિરાટ સભામાં ગાંધીજી કચ્છ પહેરીને બોલવા ઊભા થયા. એ અવાજમાં જોર હતું. એ અવાજમા મસ્તી હતી. તેમણે બુલંદ અવાજે કહ્યું :

'આપણે સ્વતંત્ર થવું હોય, ગુલામીનાં બંધનો તોડવાં હોય તો પરદેશી કાપડ બાળ્યે છૂટકો. તમને એક જોડી પણ કપડા ન મળે તો લંગોટ પહેરીને ફરજો પણ પરદેશી કપડાંથી શરીર ન અભડાવશો.'

અને સભા ઉપર જાણે જાદુઈ અસર થઈ હોય તેમ ટપોટપ પહેરલ કપડાંનો ઢગલો ખડકાઈ ગયો.

☆

એકવાર દિલ્હીમા ખરે બપોરે ચાર બહેનપણીઓ નાટક જોવા ગઈ નાટક પૂરું થયુ બહાર નીકળ્યા ત્યારે ધોધમાર વરસાદ વરસતો હતો ચારે બાજુ પાણી પાણી થઈ ગયું હતુ. એક બહેન મોટર લાવી હતી તેના મોટરમા ચારેય માંડ માંડ બેસી જતા બીજાના ઘરે પહોંચ્યા મોટર ત્રિમૂર્તિ રસ્તા પાસે પહોંચી પણ ત્યા પાણી ખૂબ ભરાઈ ગયુ હજ તેવુ વરસતા વરસાદમા ધ્યાન ન રહ્યુ અને એન્જિનમા પાણી ભરાઈ ગયુ. મોટર રસ્તાની બાજુએ સરકી પડી ને એન્જિન બંધ થઈ ગયુ

ચારે બહેનપણીઓ મૂઝાઈ ઘણી મોટરો ત્યાથી પસાર થઈ ગઈ હતી. પણ કોઈ મદદ કરવા ઊભું ન રહ્યું ઘણા સિગ્નલો મોટરોને ઊભી રાખવા માટે ચારે બહેનપણીઓ કર્યા પણ વરસતા વરસાદમાં કોણ કોને દાદ દે? અને નકામી પારકી પીડા કોણ વહોરે? આમ એકાદ કલાક પસાર થયો હશે ત્યા એક મોટર ઊભી રહી ને એમાંથી અવાજ આવ્યો

'ક્યા મોટર બિગડ ગઈ હૈ?'

ચારે બહેનોએ એ અવાજ તરફ કરીને જોયુ તો આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂ હતા

પંડિતજીએ ચારે બહેનોને પોતાની મોટરમા બેસી જવા કહ્યુ અને પોતાને બંગલે લઈ જઈને ગરમ ગરમ ચા પાઈ ચા પીતા પીતા મજાકમા વડા પ્રધાને કહ્યુ 'જોયુ ઓઓ મોટર ચલાવે તેનુ પરિણામ!' અને પછી પોતાની કારમા ચારે બહેનોને પોતપોતાને ઘેર પહોંચાડયા.

શ્રીમદ્ ભગવદ્‌ગીતાના વિભૂતિયોગ નામના દસમા અધ્યાયમાં, ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને પોતાની જુદીજુદી વિભૂતિઓનું વર્ણન કરતાં કહ્યું છે કે, મહિનાઓમા હું માગશર મહિનો છું. 'માસાનાં માર્ગશીર્ષોહમ્.' એ વચનમા એક ખાસ રહસ્ય પણ રહેલું છે. કુરુક્ષેત્રના મેદાનમાં ને મહાભારતના યુદ્ધમા, ભગવાન કૃષ્ણનો ગીતા-રૂપી ઉપદેશ માગશર મહિનામાં જ અપાયો હતો, ને તે પણ માગશર સુદ અગિયારસને પવિત્ર દિવસે. ત્યારથી એ દિવસે ખાસ મહત્ત્વ ધારણ કર્યું છે. ભારતભરમાં એ દિવસે ઠેરઠેર ગીતાજયંતિનો ઉત્સવ થાય છે. એ દિવસે અથવા તો એની પહેલાંના થોડા દિવસોથી વ્યાખ્યાનોના કાર્યક્રમ યોજવામાં આવે છે, ગીતાના અઢાર અધ્યાયનું પારાયણ થાય છે, કોઈ કોઈ ઠેકાણે ગીતાના પુસ્તકની પૂજા કરીને ગીતાનો વરઘોડો પણ કાઢવામાં આવે છે.

એ રીતે ગીતા પ્રત્યેના પોતાના આદર ને ભક્તિભાવને પ્રજા જુદી જુદી રીતે પ્રકટ કરે છે. એ ખરેખર આનંદ પામવા જેવું છે ગીતા માત્ર ભારતવર્ષની જ નહિ, પરંતુ સારાય સંસારની એક મહામૂલી થાપણ છે તેમા જીવનના વિકાસ માટેની અત્યંત આવશ્યક ને અમર સામગ્રી ભરેલી છે, ને તેને માટે ભારતની પ્રજા ગૌરવ લઇ શકે તેમ છે.

પરંતુ ગીતાજયંતિના આ પર્વદિનને આપણે ઠેરઠેર પ્રવચનો કરીને, ગીતાની પૂજા કરીને તથા આરતિ ઉતારીને તેમજ ગીતાપારાયણ ને ગીતાના વરઘોડાના કાર્યક્રમ કરીને જ પસાર કરીએ એથી ગીતાના એ મહાન પુસ્તક પ્રત્યેનું આપણું કર્તવ્ય પૂરું નથી થઇ જવાનું. એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. ગીતાનો સદેશ અત્યંત વિશાળ તથા ગૂઢ છે તે માનવના સમગ્ર જીવનને ને માનવના સ્વભાવને પલટાવવાની પવિત્ર કરવાની તથા પ્રભુમય બનવવાની પ્રેરણા આપે છે. એ પ્રમાણે તે માનવમાં રહેલા આસુરી સંપત્તિના રહ્યાસહ્યા અવશેષોને દૂર કરીને તેને દૈવી વિચારો, ભાવો, ગુણો તથા કર્મોથી વિભૂષિત કરવાની ઇચ્છા રાખે છે. જીવન બધે તેટલી બધી રીતે ગીતામય બની જાય એવી એની અપેક્ષા છે. એ સંદેશ, પ્રેરણા અથવા ઇચ્છાને નજર સામે રાખીને માણસે પોતાના જીવનને વધારે ને વધારે વિશુદ્ધ, સેવામય ને પ્રભુપરાયણ કરવાનો પ્રયાસ કરવાની ને તે માટે જ પોતાનુ બધું જ ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર છે. તો જ ગીતાનુ સાચું રહસ્ય સમજી શકાય, ને ગીતા પ્રત્યેનો ભક્તિભાવ અથવા આદર પણ એ દ્વારા જ વ્યક્ત કરી શકાય.

પરંતુ વધારે ભાગે માણસે જીવનને પલટાવવાનો ને ઉત્તમ બનાવવાનો આ મહત્ત્વનો મુદ્દો ગૌણ ગણી લીધો છે, એ હકીકત કડવી છતાં સાચી છે તેની ખાતરી આપણી આજુબાજુની દુનિયા તરફ દૃષ્ટિપાત કરવાથી સહેલાઈથી થઈ શકે છે. ને ત્યારે આપણને લાગ્યા વિના નથી રહેતું કે ઉત્સવને ઉજવવા પૂરતો જે ઉત્સાહ માણસમાં દેખાય છે તે ઉત્સવની પૂર્ણાહુતિની સાથે જ, પાણીના પરપોટાની પેઠે અથવા તો ચપલાના ચમકારાની જેમ, થોડી વારમાં જ અદૃશ્ય થઈ જાય છે. તે ઉત્સાહ જીવનનું નવનિર્માણ કરવાના મહત્વના ને અતિ ઉપકારક કામમાં નથી વપરાતો. એને લીધે જીવનમાં, માનવના સ્વભાવમા ને વિચાર કે વર્તનમાં જરૂરી સુધાર નથી થતો, ને તેની વૃત્તિ પણ અહંતા, મમતા, આસક્તિ અથવા રાગદ્વેષથી રહિત નથી બનતી. આ વાત કેવળ સામાન્ય માનવોને જ નહિ, પરંતુ ગીતાના મોટા મોટા વિદ્વાનો ને પંડિતોને પણ લાગુ પડે છે.

એ સંબંધી એક સાચી બનેલી ઘટનાનું મને સ્મરણ થાય છે. થોડા વરસો પહેલાં હરદ્વારમાં એક સમર્થ સંન્યાસી આવેલા. તે ગીતાના પુષ્કળ

પ્રેમી, પ્રસંશક ને વિદ્વાન હતા. તે ગીતા પર અસ્ખલિત રીતે, અનોખી શૈલીમાં, બધાને મુગ્ધ કરે તેવાં, નિયમિત પ્રવચનો કરતા. લોકો એથી અત્યંત આનંદ પામતા, ને સંન્યાસી મહારાજની પેટ ભરીને પ્રસંશા કરતા. હરદ્વારમાં એમનાં ગીતા પ્રવચનો લાંબા વખત સુધી એક ધારાં ચાલુ રહ્યાં. ગીતાપ્રેમી લોકો ગીતાજયંતિનો ઉત્સવ કરીને તેની પૂર્ણાહુતિ કરવાના હતા. પણ ત્યાં તો એક દુઃખદ ઘટના બની ગઇ. સંન્યાસી મહારાજને કોઇ ભયંકર વ્યાધિ લાગુ પડ્યો, તેમનું શરીર તદ્દન બગડી ગયું, ને તે પથારીવશ બની ગયા. ભક્તો ભારે ચિંતામાં પડી ગયા. તેમણે અનેકાનેક ઉપચારો કર્યો, પણ તે સાજા થઈ શક્યા જ નહિ. રોજ પ્રભાતે ગીતાના અઢારે અધ્યાયનો પાઠ કરનાર ને ગીતા પર હૃદયંગમ શૈલીમાં વ્યાખ્યાન આપનાર એ વિદ્વાન સંન્યાસીનો અંતકાળ પાસે આવી પહોંચ્યો, ને તેમના મુખમાંથી 'ગીતા, ગીતા' એવા બે શબ્દો નીકળી પડ્યા. ભક્ત મંડળને એ સાંભળીને આનંદ થયો, તેમને થયું કે મહારાજની વૃત્તિ જીવનના અંતકાળે પણ ગીતામાં જ રમી રહી છે. એક વિદ્વાન ગીતા પ્રેમીને માટે એથી વિશેષ ધન્યતા બીજી કઈ હોઈ શકે? સંન્યાસી મહારાજે જ્યારે ફરીવાર 'ગીતા, ગીતા' કહ્યું, ત્યારે તેમના ભક્તોએ, તેમની ઇચ્છા ગીતાને જોવાની છે એમ માનીને, તેમની પાસે તેમની ગીતાને રજૂ કરી. પણ તેમણે તો તેના તરફ દૃષ્ટિપાત કરીને અશાંતિ સાથે કહ્યું કે 'આ નહિ પણ મારી અમૃતસરવાળી ગીતા.' ને તેમણે છેલ્લો શ્વાસ લીધો.

ભક્તો એ સાંભળીને વિચારમાં પડ્યા. તેમને એ શબ્દોનો મર્મ જરા પણ ના સમજાયો. ગીતા પરનો સ્વામીજીનો પ્રેમ પ્રખ્યાત હતો, પરંતુ અમૃતસરવાળી ગીતા એટલે શું? શું અમૃતસરમાં ગીતા નામની કોઈ સ્ત્રી છે જેને માટે સંન્યાસી મહારાજને પ્રીતિ કે મમતા છે? મરતી વખતે તેમણે તે સ્ત્રીને યાદ કરી કે શું? ભક્તો અનુમાન કર્યું કે કદાચ એમ જ હશે. માટે તો તેમણે ગીતાના પુસ્તકને જોઈને નારાજી બતાવી.

એ વાતને પાંચેક મહિના થઈ ગયા. વાત શાંત પણ પડી ગઈ. એક દિવસ હરદ્વારના જે આશ્રમમાં પેલા સંન્યાસી મહારાજ ઉતર્યા હતા તે આશ્રમના એક બીજા વિદ્વાન સંન્યાસી ફરતા ફરતા અમૃતસર જઈ પહોંચ્યાં. ને પેલા ગીતાપ્રેમી સ્વર્ગસ્થ સંન્યાસીના આશ્રમમાં ઉતર્યા. આશ્રમના મહંતને તેમણે સંન્યાસી મહારાજના અંતિમ શબ્દોની વાત કરી. મહંતને એ વાત સાંભળીને વિચાર આવ્યો કે એ સંન્યાસીનું કબાટ આશ્રમમાં સુરક્ષિત છે. તેમાં તેમનો થોડોક સામાન છે. તેને તપાસીએ તો તેને પરિણામે કદાચ કોઈ એવો મુદ્દો મળી જાય જેની મદદથી તેમના અંતિમ ઉદ્ગારોનું રહસ્ય ઉકલી જાય.

એટલે એમણે એ સંન્યાસીનું કબાટ ઉઘાડી જોયું. કબાટ જૂનું ને તૂટેલું હતું. એને ઉઘાડતા વેંત જ એ વિદ્વાન મહંત ચમકી ઉઠ્યા. કબાટમાં ઘણો સામાન હતો. તેમાં એક મોટું ગીતાનું પુસ્તક પણ હતું. તેનાપર એક સાપ પડ્યો હતો. મહંતે ભારે મહેનત કરી ત્યારે તે દૂર થયો. એ પછી તેમણે પેલા ગીતાના પુસ્તકને ઉઘાડી જોયું તો તેમના અપાર આશ્ચર્ય વચ્ચે તેમાંથી એક તદ્દન નવી એવી સો રૂપિયાની નોટ નીકળી હવે તેમને પેલા સંન્યાસી મહારાજના અંતિમ ઉદ્ગાર 'આ નહિ, પણ મારી અમૃતસરવાળી ગીતાનું' રહસ્ય સમજાયું. સંન્યાસી મહારાજની વૃત્તિ અંતકાળે તેમની પ્યારી ગીતામાં નહિ, પણ સો રૂપિયાની નોટમાં રહી ગઈ હતી, તેની તેમને ખાતરી થઈ.

આ વાતમાં ધાર્યા કરતા ઘણો વધારે સાર સમાયલો છે. આપણી બધી જ ધાર્મિક ક્રિયાઓ છેવટે તો આપણા ચિત્તની જડતાનો નાશ કરનારી, આપણા સ્વભાવને સાત્વિક બનાવનારી ને જીવનને ઉત્તરોત્તર નિર્મળ ને પ્રભુપરાયણ કરનારી સાબિત થવી

[અનુસંધાન પૃ ૧૧ મે]

# કોરો ચેક

ચિત્તરંજન રૂ. રાજા

ગાંધીજી મુંબઈ આવે ત્યારે એમનો ઉતારો રેવાશંકરભાઈને ત્યાં મણિભવનમાં. એ બન્ને બાળપણાના સ્નેહીઓ હતા. રેવાશંકરભાઈના સ્વર્ગવાસ પછી ગાંધીજી માઉન્ટ પ્લેઝન્ટ રોડ ઉપરના બિરલા હાઉસમાં ઊતરતા. ત્યાં પણ એમના નિત્યક્રમ પ્રમાણે સવારે અને સાંજે પ્રાર્થના થાય' એમનીપ્રાર્થના લોકોને માટે ખુલ્લી રહેતી. સવારની પ્રાર્થના બહુ વહેલી સવારના થતી અને માત્ર પ્રાર્થના પૂરતી જ મર્યાદિત રહેતી! એટલે બહુજ ઓછા લોકો આવે. સાંજની પ્રાર્થનામાં તો ગાંધીજી પ્રાર્થના પછી પ્રવચન કરતા તે સાંભળવા હજારો માણસો આવતા. ગાંધીજી જ્યાં હોય ત્યાં એમની પ્રાર્થના એક આકર્ષક અંગ બની જતું. મને સવારની પ્રાર્થનામાં જવું વધારે ગમતું. વહેલી સવારનું વાતાવરણ જ પ્રાર્થના માટે શુદ્ધતા ઊભી કરતું લાગે અને બહુ જ ઓછા માણસો આવે એટલે શાંતિ આપો આપ જ જળવાય.



સાલ તો યાદ નથી પણ ૧૯૩૫ની આસપાસમાં શાન્તિનિકેતન સંસ્થા માટે ગુરુદેવ ટાગોરને ફંડની જરૂર પડી અને એ ઉઘરાવવા પોતાને નીકળવું પડયું. ગાંધીજીથી આ સહન ન થયું. એમણે એ ફંડ ભેગું કરી આપવાનું બીડું ઝડપ્યું અને ગુરુદેવને નિશ્ચિંત થઈ શાન્તિનિકેતન પાછા ફરી જવા સમજાવ્યા. પછી તો એ ફંડ ભેગું ન થાય ત્યાં સુધી પ્રાર્થના પછી ઉઘરાવવાતું હરિજન ફંડ બંધ કરી શાન્તિનિકેતન માટેનું ફંડ શરુ થયું. હરિજન ફંડ માટે પ્રાર્થના પછી ગાંધીજી પાંચ રૂપિયા લઈ ટૂંકી (મો. ક. ગાધી) સહી કરી આપતા અને દશ રૂપિયા લઇ (મોહનદાસ કરમચંદ ગાંધી) સહી કરી આપતા. આ ક્રમ શાન્તિનિકેતનનાં ફંડ માટે પણ અપનાવવામાં આવેલ. સવારની પ્રાર્થના પછીતેઓ સહીઓ કરવા માટે રોકાય નહીં. આ ક્રમ લોકો પણ જાણે એટલે કોઈ સવારની પ્રાર્થનામા એમની પાસે સહીઓ કરાવવા માટે જાય પણ નહીં.

મારા મોટાભાઈ અને હું કોઈકવાર મારાં બા બિરલા હાઉસમાં સવારની પ્રાર્થનામાં પહોંચી જતાં. અમે એવી જ રીતે એકવાર પ્રાર્થનામાં જઇને બેઠા. આજુબાજુ જોયું તો બાજુમાં જ મારા મોટાભાઈના કોલેજમાં સાથે ભણેલા એક સ્નેહી પણ બેઠેલા. પ્રાર્થના પૂરી થઈ એટલે ગાંધીજી અંદર ગયા. અમે પણ જવાની તૈયારી કરતા હતા ત્યાં પેલા સ્નેહીભાઈએ પાસે આવી પૂછ્યું: 'ગાંધીજીને મળવું હોય તો શું કરવું?'

મારા મોટાભાઈએ કહ્યું: 'અત્યારે ગાંધીજી મળશે નહિ. છતાં સામે મહાદેવભાઈ ઊભા છે

એમને ચાલો પૂછીએ.' કહી અમે મહાદેવભાઈ પાસે ગયા અને મળવા માટે પૂછ્યું. મહાદેવભાઈએ પૂછ્યું, 'શું કામ માટે મળવું છે?'

એટલે પેલા સ્નેહી કહે: 'મારે બીજું કામ નથી પણ શાન્તિનિકેતનના ફાળામાં પૈસા આપવા છે.'

મહાદેવભાઈએ કહ્યું: 'અત્યારે તો ગાંધીજી એમના નિત્યક્રમમાં હોય છે એટલે મળતા નથી અને આગ્રહ પણ રાખવો ન જોઈએ. પણ તમે ફરી આવી શકો એમ ન હો અને સારી રકમ આપવાના હો તો પૂછીને જણાવું.'

મારા મનમાં હું વિચાર કરતો હતો કે આ ભાઈ આગ્રહ ન રાખે તો સારું. ત્યાં તો એ બોલ્યા: 'સારી રકમ તો કોણ જાણે પણ બપોરના હું બહારગામ જવાનો છું એટલે ફરી આવવું મુશ્કેલ છે. આપ પૂછી જુઓ તો સારું.'

મહાદેવભાઈ અંદર જઈ તરત જ પાછા આવી અંદર જવાનું કહી ગયા. ગાંધીજી અંદર નીચે ગાદી ઉપર બેસી કંઈ લખી રહ્યા હતા. અમે સામે જઈને બેઠા. એટલે ગાંધીજી બોલ્યા: 'જુઓ હું બહુ કામમાં છું એટલે ટૂંકું પતાવજો; ફાળો મહાદેવભાઈને આપ્યો હોત તો ન ચાલત? મને લાગે છે કે સહીના પૈસા લઉં છું. એમ મારે વાત કરવાના પણ પૈસા લેવા જોઈશે.'

એટલું કહી એ હસી પડ્યા અને બોલ્યા: 'બોલો કેટલી રકમ આપશો?'

પેલા ભાઈએ ખીસામાંથી ચેકબુક કાઢી એક પાનામાં સહી કરી ગાંધીજીના હાથમાં મૂકી. ગાંધીજીએ આગલા ચેકનું અરધિયું ઉથલાવી જોઈ કહ્યું: 'આમાં બૅન્કની સિલક લખી હોત તો ચેક લખવો અનુકૂળ થઈ પડત. પણ હું તો લખું છું જો જો, ચેક પાછો ન ફરે.'

આટલું કહી એમણે તો રૂપિયા દશ હજારનો ચેક લખી નાખ્યો.

મને થયું કે આ ભાઈ ડાહ્યા થવા તો ગયા છે અને હવે ઓસવાશે. ચેક આપી અમે બહાર નીકળ્યા. એટલે મેં કહ્યું: 'કાં ભાઈ મોંઘું પડ્યું ને?'

મેં આમ કહ્યું તો ખરું પણ એમના સામે જોયું તો મોઢા ઉપરથી એમ ન લાગ્યું.

એમણે કહ્યું: 'ખરેખર તો હું પચીસ હજાર આપવા આવેલો એટલે ઊલટું સસ્તે પત્યું. હવે પંદર પછી મોકલી આપીશ.'

મેં કહ્યું: 'તો ત્યારે જ કેમ ન બોલ્યા?'

એ કહે 'ગાંધીજીએ દશ લખ્યા પછી એ સુધારવું મને ઠીક ન લાગ્યું.'

મારા મોટાભાઈ અત્યાર સુધી બોલ્યા ન હતા એ હવે બોલ્યા: 'એક બીજી વાત પણ વિચારવા જેવી છે. સુધરાવવા જતા ગાંધીજી મોંઘું યે પાડી દે. ડોસા ઓછા નથી. એમને માણસ માત્રની રગ પારખતાં આવડે છે.'

---

કોંગ્રેસના માજીપ્રમુખ રાજર્ષિ પુરુષોત્તમદાસ ટંડનજીના એક પુત્ર કોઈ એક સરકારી વિભાગની ઉમેદવારીમાં આવવા ઇચ્છતા હતા. પણ આ ઉમેદવારીમાં જે પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયા હોય તે જ ઉમેદવારી કરી શકે એમ હતું. જ્યારે ટંડનજીના આ પુત્ર પાસે ત્રીજા વર્ગમાં ઉત્તીર્ણ થયાનું પ્રમાણ પત્ર હતું. અધિકારીઓએ ટંડનજીનો પુત્ર હોવાથી તેને ઉમેદવારીમાં નામ દાખલ કરવાની રજા આપી.

જ્યારે આ વાતની ખબર ટંડનજીને પડી ત્યારે તેઓ અકળાઈ ગયા અને પોતાના પુત્રને ઉમેદવારી પાછી ખેંચવાની સલાહ આપીને ભરેલું ઉમેદવારી પત્ર ખેંચાવી લીધું.

# ગાંધી-દર્શનનાં મૂળતત્ત્વો [પૂ. બાપુના શબ્દોમાં] ——— તનસુખ ભટ્ટ

[ ગતાંકના સંધાનમાં ]

### ૬. અપરિગ્રહ

અપરિગ્રહ અસ્તેયને લગતું ગણાય. જે મૂળમાં ચોરેલું નથી તે અનાવશ્યક એકઠું કરવાથી ચોરીના માલ જેવું થઈ જાય છે. પરિગ્રહ એટલે સંચય અથવા એકઠું કરવું. સત્યશોધક, અહિંસક પરિગ્રહ ન કરી શકે. પરમાત્મા પરિગ્રહ કરતો નથી તેને 'જોઈતી' વસ્તુ તે રોજની રોજ પેદા કરે છે. એટલે જો આપણે તેની ઉપર વિશ્વાસ રાખીએ તો સમજીએ કે આપણને જોઈતી વસ્તુ તે રોજની રોજ આપે છે, આપશે. ઓલિયાઓનો, ભક્તોનો આ અનુભવ છે. રોજના પૂરતું જ રોજ પેદા કરવાના ઈશ્વરી નિયમને આપણે જાણતા નથી, અથવા જાણવા છતાં પાળતાં નથી. તેથી જગતમા વિષમતા ને તેથી થતાં દુઃખો અનુભવીએ છીએ. ધનાઢ્યને ત્યાં તેને ન જોઈતી વસ્તુઓ ભરી હોય છે, રખડી જાય છે, બગડી જાય છે; જ્યારે તેમને અભાવે કરોડો રવડે છે, ભૂખે મરે છે, ટાઢે ઠરે છે. સહુ પોતાને જોઈતો જ સંગ્રહ કરે તો કોઈને તંગી ન આવે ને સહુને સંતોષ રહે. આજ તો બંને તંગી અનુભવે છે. કરોડપતિ અબજોપતિ થવા મથે છે, તો યે તેને સંતોષ નથી રહેતો. કંગાળ કરોડપતિ થવા ઈચ્છે છે; કંગાળને પેટ પૂરતું જ મળવાથી સંતોષ પેદા થતો જોવામાં નથી આવતો. પણ કંગાળને પેટ પૂરતું મળવાનો અધિકાર છે, અને સમાજનો તેને તેટલું મેળવતો કરવાનો ધર્મ છે, તેથી તેના અને પોતાના સંતોષને ખાતર ધનાઢ્યે પહેલ કરવી ઘટે. તે પોતાનો અત્યંત પરિગ્રહ છોડે તો કંગાળને પોતા પૂરતું સહેજે મળી રહે ને બંને પક્ષ સંતોષનો પાઠ શીખે. આદર્શ આત્યંતિક અપરિગ્રહ તો મનથી અને કર્મથી જે દિગંબર હોય છે તેનો જ હોય. એટલે કે તે પક્ષીની જેમ ઘર વિનાનો, વસ્ત્ર વિનાનો અને અન્ન વિનાનો વિચરશે. અન્ન તો તેને રોજ જોઈશે તે ભગવાન આપી રહેશે. આ અવધૂત સ્થિતિને તો કોઈક જ પહોંચી શકે, આપણે સામાન્ય કોટીના સત્યાગ્રહી, જિજ્ઞાસુ આદર્શને ધ્યાનમાં રાખીને જેમ બને તેમ નિત્ય આપણો પરિગ્રહ તપાસીએ ને ઓછો કરતાં જઈએ, ખરા સુધારાનું, ખરી સભ્યતાનું લક્ષણ પરિગ્રહનો વધારો નથી, પણ તેનો વિચાર ને ઈચ્છાપૂર્વક ઘટાડો છે. જેમ જેમ પરિગ્રહ ઓછો કરીએ તેમ તેમ ખરું સુખ ને ખરો સંતોષ વધે છે, સેવાશક્તિ વધે છે. આમ વિચારતાં ને વર્તતાં આપણે જોઈશું કે આપણે આશ્રમમાં ઘણો સંગ્રહ એવો કરીએ છીએ કે જેની આવશ્યકતા સિદ્ધ નહીં કરી શકીએ. અને એવા અનાવશ્યક પરિગ્રહથી પડોશીને ચોરી કરવાની લાલચમાં ફસાવીએ છીએ. અભ્યાસથી મનુષ્ય પોતાની હાજતો ઘટાડી શકે છે; ને જેમ ઘટાડતો જાય છે તેમ તે સુખી, શાંત ને બધી રીતે આરોગ્યવાન થાય છે કેવળ સત્યની, આત્માની દૃષ્ટિએ વિચારતાં શરીર પણ પરિગ્રહ છે. ભોગેચ્છાથી આપણે શરીરનું આવરણ ઊભું કર્યું છે ને તેને ટકાવી રાખીએ છીએ. ભોગેચ્છા અત્યંત ક્ષીણ થાય તો શરીરની હાજત મટે: એટલે મનુષ્યને નવું શરીર ધારણ કરવાપણું ન રહે, આત્મા સર્વવ્યાપક હોઈ શરીરરૂપી પાંજરામાં કેમ પુરાય? એ પાંજરાને ટકાવવા સારુ અનર્થો કેમ કરે! બીજાને કેમ હણે? આમ વિચાર કરતાં આપણે આત્યંતિક ત્યાગને પહોંચીએ છીએ, અને શરીર છે ત્યાં લગી તેનો ઉપયોગ કેવળ સેવાને અર્થે કરતાં શીખીએ છીએ; તે એટલે લગી કે તેનો ખરો ખોરાક જ સેવા થઈ પડે છે. તે ખાય છે, પીએ છે, સૂએ છે, બેસે છે, જાગે છે, ઊંઘે છે, તે બધું સેવાને જ અર્થે. આમાંથી ઉત્પન્ન થતું સુખ ખરું સુખ છે ને આમ કરતો મનુષ્ય છેવટે સત્યની ઝાંખી કરશે. આ દૃષ્ટિએ આપણે સહુ આપણો પરિગ્રહ વિચારી લઈએ.

આટલું યાદ રાખવા યોગ્ય છે કે જેમ વસ્તુનો તેમ વિચારનો પણ અપરિગ્રહ હોવો જોઈએ. જે મનુષ્ય પોતાના મગજમાં નિરર્થક જ્ઞાન ભરી મૂકે છે તે પરિગ્રહી છે. જે વિચાર આપણને ઈશ્વરથી વિમુખ રાખે અથવા ઈશ્વર પ્રતિ ન લઈ જતા હોય તે બધા પરિગ્રહમાં ખપે; અને તેથી ત્યાજ્ય છે. આવી વ્યાખ્યા ભગવાને તેરમા અધ્યાયમાં જ્ઞાનની આપી છે તે આ પ્રસંગે વિચારી જવી ઘટે છે. અમાનિત્વ ઈત્યાદિને ગણાવીને કહી દીધું કે તેની બહારનું જે બધું તે અજ્ઞાન છે: આ ખરું વચન હોય— અને ખરું છે જ—તો આજે આપણે ઘણું જે જ્ઞાનને

નામે સંઘરીએ છીએ તે અજ્ઞાન જ છે ને તેથી લાભને બદલે હાનિ થાય છે; મગજ ભમે છે, ઉચાટ પાણી થાય છે; અસંતોષ ફેલાય છે અને અનર્થો વધે છે. આમાંથી કોઈ મંદતાને તો નહીં જ ઘટાવે, પ્રત્યેક ક્ષણ પ્રવૃત્તિમય હોવી જોઈએ. પણ તે પ્રવૃત્તિ સાત્ત્વિક હોય, સત્ય તરફ લઈ જનારી હોય. જેણે સેવાધર્મ સ્વીકાર્યો છે તે એક ક્ષણ પણ મંદ રહી શકે જ નહીં. અહીં તો સારાસારનો વિવેક શીખવાનો છે, સેવાપરાયણને એ વિવેક સહજ પ્રા છે.ય

## ૭. જાતમહેનત

જાતમહેનત મનુષ્યમાત્રને સારુ અનિવાર્ય છે એ વાત મને પ્રથમ ટૉલ્સટૉયના એક નિબંધ ઉપરથી. એટલી સ્પષ્ટ આ વાતને જાણવા પહેલાં તેનો અમલ કરતો થઈ ગયો હતો—રસ્કિનનું 'અન્ટુ ધિસ લાસ્ટ' (સર્વોદય) વાંચ્યા પછી તુરત. જાતમહેનત અંગ્રેજી શબ્દ 'બ્રેડલેબર'નો અનુવાદ છે. 'બ્રેડલેબર'નો શબ્દશઃ તરજુમો રોટી (ને સારુ) મજૂરી. રોટીને સારુ પ્રત્યેક મનુષ્યે મજૂરી કરવી જોઈએ, શરીર વાંકું વાળવું જોઈએ એ ઈશ્વરી નિયમ છે. એ મૂળ શોધ ટૉલ્સ્ટૉયની નથી, પણ તેના કરતાં ઘણું અપરિચિત રશિયન લેખક બુનોહની છે. તેને ટૉલ્સ્ટૉયે પ્રસિદ્ધિ આપીને અપનાવી. આની ઝાંખી મારી આંખ ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયમાં કરે છે. યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોરીનું અન્ન ખાય છે એવો કઠિન શાપ અયજ્ઞને છે. અહીં યજ્ઞનો અર્થ જાતમહેનત અથવા રોટી મજૂરી જ શોભે છે ને મારા મત પ્રમાણે મળે છે. એ ગમે તેમ હો, આપણા આ વ્રતની એ ઉત્પત્તિ છે. બુદ્ધિ પણ એ વસ્તુ ભણી આપણને લઈ જાય છે. મજૂરી ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય? બાઈબલ કહે છે: 'તારી રોટી તું તારો પસીનો રેડીને કમાજે ને ખાજે.' કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટ્યા કરે ને તેના મોમાં કોઈ ખાવાનું મૂકે ત્યારે તે ખાય તો તે લાંબો વખત ખાઈ નહીં શકે, તેને તેમાં રસ પણ નહીં રહે. તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નિપજાવે છે, ને ખાય છે તો પોતાના જ હાથમોં હલાવીને. જો આમ કોઈક રીતે અંગકસરત રાયરંક બધાને કરવી જ પડે છે તો રોટી પેદા કરવાની જ કસરત સહુ કાં ન કરે, એ પ્રશ્ન સહેજે પેદા થાય છે. ખેડૂતને હવા લેવાનું કે કસરત કરવાનું કોઈ કહેતું નથી. અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસનો નિર્વાહ ખેતીથી થાય છે. આનું અનુકરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલું સુખ, કેટલી શાંતિ ને કેટલું આરોગ્ય ફેલાય! અને ખેતીની સાથે બુદ્ધિ ભળે એટલે ખેતીને અંગે રહેલી ઘણી હાડમારીઓ સહેજે દૂર થાય. વળી જાતમહેનતના આ નિરપવાદ કાયદાને જો સહુ માન આપે તો ઊંચનીચનો ભેદ ટળી જાય. અત્યારે તો જ્યાં ઊંચનીચતાની ગંધ પણ નહોતી ત્યાં, એટલે વર્ણવ્યવસ્થામાં યે, તે પેસી ગઈ છે. માલિક મજૂરનો ભેદ સર્વવ્યાપક થઈ પડ્યો છે ને ગરીબ ધનિકની અદેખાઈ કરે છે. જો સહુ રોટીપૂરતી મજૂરી કરે તો ઊંચનીચનો ભેદ નીકળી જાય, ને પછી પણ ધનિકવર્ગ રહેશે તે પોતાને માલિક નહીં માને પણ પોતાને તે ધનના કેવળ રખેવાળ કે ટ્રસ્ટી માનશે, ને તેનો મુખ્યપણે ઉપયોગ કેવળ લોકસેવા અર્થે કરશે. જેને અહિંસાનું પાલન કરવું છે, સત્યની આરાધના કરવી છે, બ્રહ્મચર્યને સ્વાભાવિક બનાવવું છે તેને તો જાતમહેનત રામબાણરૂપ થઈ પડે છે. આ મહેનત ખરું જોતાં તો ખેતી જ છે. પણ સહુ તે કરી શકતા નથી એવી અત્યારે તો સ્થિતિ છે જ. એટલે ખેતીના આદર્શને ધ્યાનમાં રાખીને ખેતીની અવેજીમાં માણસ ભલે બીજી મજૂરી કરે—એટલે કે કાંતવાની, વણવાની, સુતારની, લુહારની ઇત્યાદિ, ઇત્યાદિ. સહુએ પોતપોતાના ભંગી તો થવું જ જોઈએ. ખાય છે તેને મળત્યાગ તો કરવાનો જ છે. મળત્યાગ કરે તે જ પોતાના મળને દાટે એ ઉત્તમ વસ્તુ છે. એ ન જ બની શકે તો સહુ કુટુંબ પોતાનું કર્તવ્ય કરે. જ્યાં ભંગીનો નોખો ધંધો કરપ્યો છે ત્યાં કંઈક મહાદોષ પેસી ગયો છે એમ મને તો વર્ષો થયાં લાગ્યું છે. આ આવશ્યક આરોગ્યપોષક કાર્યને હલકામાં હલકું પ્રથમ કોણે ગણ્યું હશે તેનો ઇતિહાસ આપણી પાસે નથી. જેણે ગણ્યું તેણે આપણી ઉપર ઉપકાર તો નથી જ કર્યો. આપણે બધા ભંગી છીએ એ ભાવના આપણાં મનમાં બચપણથી જ ઠસવી જોઈએ, અને એ ઠસાવવાનો સહેલામાં સહેલો રસ્તો એ છે કે જે સમજ્યા છે તે જાતમહેનતનો આરંભ પાયખાનાં સાફ કરવાથી કરે. આમ જ્ઞાનપૂર્વક કરશે તે તે જ ક્ષણથી ધર્મને જુદી ને ખરી રીતે સમજતો થશે. બાળક, બુઢ્ઢાં અને રોગથી અપંગ થયેલાં મજૂરી ન કરે એને કોઈ અપવાદ ન સમજે. બાળક માતામાં સમાય છે. જો કુદરતના કાયદાનો ભંગ ન થતો હોય તો બુઢ્ઢાં અપંગ ન થાય, ને રોગ તો હોય જ શાને?

## ૮ સ્વદેશીવ્રત

સ્વદેશીવ્રત આ યુગનુ મહાવ્રત છે જે વસ્તુ આત્માનો ધર્મ છે, પણ અજ્ઞાનને કે બીજે કારણે આત્માને જેનુ ભાન નથી રહ્યુ તેના પાલનને સારુ વ્રત લેવાની જરૂર પડે છે જે સ્વભાવે નિરામિષાહારી છે તેને આમિષાહાર ન કરવાનુ વ્રત લેવાપણુ ન હોય. આમિષ તેને સારુ પ્રલોભન નથી એટલુ જ નહી, પણ આમિષ જોતા તેને ઓકારી આવશે.

સ્વદેશી આત્માનો ધર્મ છે પણ તે ભુલાઈ ગયો છે તેથી તેને વિષે વ્રત લેવાની જરૂર રહે છે આત્માને સારુ સ્વદેશીનો અતિમ અર્થ સ્થૂળ સબધો માત્રથી આત્યતિક મુક્તિ છે દેહ પણ તેને સારુ પરદેશી છે કેમ કે દેહ બીજા આત્માઓની સાથે ઐક્ય સાધતા તેને રોકે છે તેના માર્ગમા વિઘ્નરૂપ છે જીવમાત્રની સાથે ઐક્ય સાધતા સ્વદેશીધર્મને જાણનાર ને પાળનાર દેહનો પણ ત્યાગ કરે

આ અર્થ ખરો હોય તો આપણે સહેજે સમજી જઈએ કે આપણી પાસે રહેલાની સેવામા ઓતપ્રોત થઈ રહેવુ એ સ્વદેશી ધર્મ છે એ સેવા કરતા દૂરના રહી જાય છે અથવા તેને હાનિ થાય છે એવો આભાસ આવવાનો સભવ છે પણ તે આભાસમાત્ર હશે. સ્વદેશીની શુદ્ધ સેવા કરતા પરદેશીની પણ શુદ્ધ સેવા થાય જ છે જેવુ પિડે તેવુ બ્રહ્માડે

એથી ઊલટુ દૂરની સેવા કરવાનો મોહ રાખતા તે થતી નથી ને પડોશીની સેવા રહી જાય છે એમ બાવાના બેઉ બગડે છે મારી ઉપર આધાર રાખનાર કુટુબીજન અથવા ગ્રામવાસીને મે મૂક્યા એટલે મારી ઉપરનો તેમનો જે આધાર હોય તે ગયો. દૂરનાની સેવા કરવા જતા તેની સેવા કરવાનો જેનો ધર્મ છે તે તેને ભૂલે છે દૂરનાની આબોહવા તે કરતો હોય તેમ બને, એણે ત્યાનુ વાતાવરણ તેણે બગાડ્યુ ને પોતાનુ ચૂકીને તો તે ચાલ્યો જ હતો આમ દરેક રીતે તેણે નુકસાન જ કર્યું આવા હિસાબો અસખ્ય કલ્પી સ્વદેશી ધર્મ સિદ્ધ કરી શકાય તેથી જ '**સ્વધર્મે નિધન શ્રેયઃ પરધર્મો ભયાવહઃ**' વાક્ય નીકળ્યુ છે એનો અર્થ આમ જરૂર કરી શકાય 'સ્વદેશી પાળતા મૃત્યુ થાય તો યે સારુ છે પરદેશી તો ભયાનક જ છે' સ્વધર્મ એટલે સ્વદેશી

સ્વદેશી ન સમજવાથી જ ગોટા વળે છે કુટુબની ઉપર મોહ રાખી હુ તેને પપાળુ તેને ખાતર ધન ચોરુ બીજા કાવતરા રચુ, એ સ્વદેશી નથી મારે તો તેના પ્રત્યેનો ધર્મ પાળવાનો રહ્યો છે તે ધર્મ શોધતા ને પાળતા મને સર્વવ્યાપી ધર્મ મળી રહે સ્વધર્મના પાલનથી પરધર્મીને કે પરધર્મને હાનિ પહોચે જ નહીં, પહોચવી જોઈએ નહી પહોચે તો માનેલો ધર્મ સ્વધર્મ નથી પણ તે સ્વાભિમાન છે તેથી તે ત્યાજ્ય છે

સ્વદેશીનુ પાલન કરતા કુટુબનો ભોગ પણ આપવો પડે પણ તેવુ કરવુ પડે તો તેમા યે કુટુબની સેવા હોવી જોઈએ. જેમ પોતાને જતા કરીને પોતાને રક્ષી શકીએ છીએ તેમ કુટુબને જતુ કરી કુટુબને રક્ષતા હોઈએ એમ બને મારા ગામમા મરકી થઈ છે એ રોગની વ્યાધિમા સપડાયેલાની સેવામા હુ મને પત્નીને પુત્રોને પુત્રીઓને રોકુ ને બધા એ વ્યાધિમા સપડાઈ મોતને શરણ થાય તો મે કુટુબનો સહાર નથી કર્યો, મે તેની સેવા કરી છે સ્વદેશીમા સ્વાર્થ નથી અથવા છે તો તે શુદ્ધ સ્વાર્થ છે શુદ્ધ સ્વાર્થ એટલે પરમાર્થ શુદ્ધ સ્વદેશી એટલે પરમાર્થની પરાકાષ્ઠા.

આ વિચારશ્રેણીનો આશ્રય લેતા મે ખાદીમા સામાજિક શુદ્ધ સ્વદેશી ધર્મ જોયો બધા સમજી શકે તેવો બધાને જે પાળવાની આ યુગમા આ દેશમા બહુ આવશ્યકતા છે એવો કયો સ્વદેશીધર્મ હોઈ શકે? જેના સહજ પાલનથી પણ હિદુસ્તાનના કરોડોની રક્ષા થઈ શકે એવો કયો સ્વદેશી ધર્મ હોય? જવાબમા રેટિયો અથવા ખાદી મળ્યા

આ ધર્મના પાલનથી પરદેશી મિલવાળાઓને નુકસાન થાય છે એમ કોઈ ન માને ચોરને ચોરેલી મિલકત પાછી આપવી પડે અથવા ચોરી કરતા અટકાવાય તો તેમા તેને નુકસાન નથી લાભ છે પડોશી શરાબ પીતા કે અફીણ ખાતા બધ થાય તેથી કલાલને કે અફીણના દુકાનદારને નુકસાન નથી લાભ છે અયોગ્ય રીતે જેઓ અર્થ સાધતા હોય તેમના એ અર્થનો નાશ થાય તેમા તેમને અને જગતને લાભ જ છે

પણ જેઓ રેટિયા વડે જેમ તેમ સૂતર કાતી, ખાદી પહેરી પહેરાવી સ્વદેશીધર્મનુ પૂર્ણ પાલન થયુ માની બેસે છે તેઓ મહામોહમા ડૂબેલા છે ખાદી એ સામાજિક સ્વદેશીનુ પ્રથમ પગથિયુ છે, એ સ્વદેશીધર્મની પરિસીમા નથી એવા ખાદીધારી જોયા છે જેઓ બીજુ બધુ પરદેશી વસાવી રહ્યા છે તેઓ સ્વદેશીનુ પાલન નથી કરતા. તેઓ તો ચાલતા પ્રવાહમા તણાઈ રહ્યા છે

કેવલં વ્યસનસ્યોક્તં ભેષજં નયપંડિતૈઃ ।
તસ્યોચ્છેદસમારંભો વિષાદપરિવર્જનમ્ ॥

માણસને કાંઈ સંકટ આવી પડે તો તેનું એક જ ઓસડ નીતિશાસ્ત્રી ચીંધે છેઃ તે એ કે શોક છોડીને સંકટમાંથી છૂટવાનો પ્રયત્ન કરવો.

પ્રત્યૂહઃ સર્વસિદ્ધીનાં ઉત્તાપઃ પ્રથમઃ કિલ ।
અતિશીતલમપ્યંભઃ કિં ભિનત્તિ ન ભૂભૃતઃ ॥

તપી જવું ને ઉતાવળ(ઉત્તાપ) કરવી તેથી સિદ્ધિમાત્રમાં અંતરાય આવે છે. પાણી અત્યંત ટાઢું હોય છે તેથી તો તે પર્વતને તોડી નાખે છે.

હતં જ્ઞાનં ક્રિયાહીનમ્ ।
બળ્યું જ્ઞાન ક્રિયા વિના ।

માણસ ધર્મ જાણે પણ પાળે નહિ તો તેનું જ્ઞાન વ્યર્થ છે.

અન્યાયોપાર્જિતં વિત્તં દશ વર્ષાણિ તિષ્ઠતિ ।
પ્રાપ્તે ચૈકાદશે વર્ષે સમૂલં ચ વિનશ્યતિ ॥

અન્યાયથી માણસ ધન કમાય તે દસ વર્ષ ટકે, ને અગિયારમે વર્ષે સમૂળગું નાશ પામે.

દશપુત્રસમો દ્રુમઃ ।
દસ–પુત્ર–સમું ઝાડ.

---

### સુધારો

નવેમ્બરના અંકમાં અગિયારમે પાને બીજા ખાનામાં બીજા શ્લોકમાં 'સ્વાશ્રય' પછી 'જ્વાલિને' વાંચવા વિનંતિ છે.

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

અનુક્રમણિકા ... ૧૩, ડિસેમ્બર ૧૯૬૦



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી - રૂપાયતન મુદ્રણાલય - જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧-૨ ૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી-ગુરુ .. | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં . . | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા ... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ .. | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ | (છપાય છે) |
| મીરાંનાં ભજનો | ,, |

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨ – જાન્યુઆરી – ૧૯૬૧ ] અંક ૧૧ મો

જે લોકોના વિચાર મારાથી
જુદા પડે છે તે મારો જેટલો
સખત વિરોધ કરશે તેટલું હું
તેમને માન આપીશ.

ગાંધીજી



ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]



અનંત પ્રેમંડનો ધણી, હડસેલાણો 'હેડ્ય,
માયાવશ છવડો થિયો, કરી, કરમની ખેડ્ય.

સુપાત્રને સોવ્રણ કરે, પરમારથી જન કોય;
(પણ) કુપાત્રને કંચન કરે, ભગવંત ભેદુ સોય.

કંચનવરણી કાયમાં, હુંપદ હટાળ રોગ;
વૈદ વડો વેગી દિયે, કિયે ઓખદી જોગ ?

કુંજરને કળશી દિયે, કીડી નોઢે કણ;
પંખીડાને ચણય, રામધણીના રાજમાં

ત્રણ દરવજ્જા નરકના, કામ ક્રોધ ને લોભ;
ધરવું હોય તો ધરી જા, થોભવું હોય તો થોભ.

ચંદણ કંકુ ચોપડ્યા, (પણ) કાળજડે કોરા;
દેવ પૂજે પરભાતમા, (પછે) નીંઝે ધાહોરાં

નનસુખ ભટ્ટ

## રૂપાયતનનાં નવાં પ્રકાશનો

| | |
|---|---|
| આવા હતા બાપુ ભાગ ૪ સંપાદકો ગાંધી ભાઈઓ | ૦–૫૦ |
| અને | |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા ... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |

લેખક ગુરુદયાલ મલ્લિક

પ્યારાબાપુ'ના ગ્રાહકોને પોસ્ટેજ માફ

રૂપાયતન પ્રકાશન : જૂનાગઢ

# મારાબાપુ

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨ - જાન્યુઆરી - ૧૯૬૧ ] અંક ૧૧ મો

જે લોકોના વિચાર મારાથી જુદા પડે છે તે મારો જેટલો સખત વિરોધ કરશે તેટલું હું તેમને માન આપીશ.

ગાંધીજી



[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

# બાપુના પત્રો



[શ્રી છોટાલાલભાઈ કામદારે આ પત્રો મોકલ્યા છે. શ્રી મોહનલાલ માણેકચંદ ખંડેરિયા ગાંધીજી સાથે દક્ષિણ આફ્રિકામાં હતા. તારા તેમનાં પુત્રી થાય.]

પટણા
તા. ૧૬-૩-૪૭ રવિવાર

ચિ. તારા,

તારી અને મનુ ચિ. કુટુંબીઓ પર દુઃખનું કટક ચડી આવ્યું છે. મને તો ચિ. સતીશના તારથી ખબર પડી. મોહનલાલને આમ થાય એ કલ્પી નહોતો શકતો. પણ અકલ્પિત કયાં રોજ નથી બનતું? જન્મે તેને સારુ મોત તો છે જ. આ જ્ઞાનથી આપણે શાંતિ મીંચીએ. વધુ શું લખું? મને લખજે.

બાપુના આશીર્વાદ

*

પટણા
તા. ૨૫-૩-૪૭

ચિ. તારા,

મોહનલાલ વિષે મને સતીશે ખબર આપ્યા કે તુરત તને પાંડાનેર કાગળ લખ્યો. હવે તું ત્યા છો ને બહુ મુંઝાય છે એમ બાળ લખે છે. આવી નિર્બળ કેમ? કોઈનું કોઈ અમર થયુ તેં જાણ્યું છે? જે માર્ગે મોહનલાલ ગયા તે માર્ગે તારે મારે અને બધાયે જવું જ છે. તેમાં હર્ષ શો, શોક શો? સ્વાર્થનો કે?

તારે તો મોહનલાલનું નામ દીપાવવું છે. તેમ કરવાની તારામાં યોગ્યતા છે, ન હોય તો મેળવ.

બેઠી થા, જાગ અને આંખ ખોલીને જો. તારા કર્તવ્યનું પાલન કર. તમને બન્નેને

બાપુના આશીર્વાદ

જહાનાબાદ તા. ૨૮-૧૩-૪૭

ચિ. મનુ,

તારા અને તારી ઉપર કાગળ લખ્યો એ તને મળ્યો હશે. તું હવે સ્વસ્થ થઈ ગયો હશે. હવે તું પિતાની ગાદી શોભાવવા સારુ શું કરવાનો છે? એ લખજે.

તારા બહુ કલ્પાંત કરતી લાગે છે. મેં એને આશ્વાસન તો આપ્યુ છે. એટલી બધી નબળી મેં એને ધારી નહતી. મોહનલાલ નબળા મનના નહતા. આ યુગમા નબળું મન જરાએ પોસાય એમ નથી. જન્મ સ્વાભાવિક છે. એના કરતાં મૃત્યુ વધારે સ્વાભાવિક છે, એ જરાક વિચાર કરતા સમજી શકાય એમ છે.

બાપુના આશીર્વાદ

સૌ પોતાની ફિકર કરે ને વિચારે કે આપણે કેટલી પ્રગતિ કરી અને દેશનું કલ્યાણ આપણે પોતાને હાથે કેટલું થઈ શકે. આખરે તો માણસમાત્રને મરવાનું છે. જે જન્મ્યું તેનો મરણમાંથી છુટકારો નથી. એવા મૃત્યુનો ભય શો? તેનો શોક કરવાનો શો હોય? હું માનું છું કે આપણા સૌને માટે મૃત્યુ એક આનંદ આપનારો મિત્ર છે. તે હમેશ આવકારવા જેવો ને મુબારકબાદીને લાયક દોસ્ત છે. એનું કારણ પણ ઉઘાડું છે. મૃત્યુથી એક વખત તો આપણે દરેક પ્રકારના દુઃખોમાંથી છુટી જઈએ છીએ.

ગાંધીજી

# વિચાર બિંદુઓ

યોગેશ્વર

## ૧. ઉપદેશ ને ઉપદેશક

જ્ઞાનની દીપ્તિથી ભરેલા વદનવાળા એક સંન્યાસીએ એક મંદિરમાં ઉતારો કર્યો. તેની પાસે કેટલાંક નવાં જ નિકળેલા વેદાંતના પુસ્તકો હતાં.

બીજા દિવસથી તેણે ગામમાં કથા કરવા માંડી. ટોળે મળેલા લોકોને તેણે કહેવા માંડ્યું કે 'ભાઈઓ, સૌમાં પરમાત્મા છે માટે સૌને પ્રેમ કરો. ને સૌ પ્રત્યે સમભાવ રાખી સૌની સેવા કરો. એ રીતે જ તમે સાચું જીવન જીવી શકશો મનુષ્ય જ નહિ, પણ પશુ, પંખી અને વનસ્પતિને પણ પ્રેમ કરો.'

ટોળે વળેલા લોકોમાંના એકે પૂછ્યું 'પ્રભુ, તમારે માતા છે? શું તમે પરિણીત છો, ને તમારે બાળકો પણ છે? કે તમે અપરિણીત જ રહ્યા છો?'

ને યુવાન સંન્યાસીએ ઉત્તર આપ્યો કે 'પોતે પરિણીત છે, ને ઘરમાં પોતાને પત્ની, માતા ને બાળકો પણ છે.'

'ત્યારે તેમનું શું?' લોકોએ એકાએક કહેવા માંડ્યું: 'તમારા ઉપદેશને તેમને માટે લાગુ ના પાડવાનું કારણ શું?'

ને એ રાતે તે યુવાન સંન્યાસી પોતાની માયાળુ માતા, પ્રેમાળ પત્ની ને બાળકોને યાદ કરીને એકાંતમાં આંસુ સારવા માંડ્યો.

બીજે દિવસે લોકોએ કથામાં આવીને એજ વાતનું પારાયણ કરી કહેવા માંડ્યું કે: 'પ્રભુ, આપનો સંદેશ જો સૌને માટે સાચો હોય, તો પહેલા તેનો અમલ કરો. તે વિના અમને આગળની કથામાં રસ ભાગ્યે જ પડશે.'

## ૨. ચિતાનું ચિત્ર

પાસે પાસે રહેતા બે શ્રીમંતોના મહેલમાં એક જ જાતનાં બે ચિત્રો હતાં, ને તે બંને વચ્ચે મિત્રતા હતી. બંને શ્રીમંતોના મહેલની દિવાલ પર એક જ જાતનાં ચિતાનાં બે ચિત્રો હતાં.

પહેલાંના મહેલમાં પ્રવેશેલા એક પ્રવાસીએ તેનું કારણ પૂછ્યું તો તેણે કહેવા માંડ્યું: 'વિનાશની ચિતા આવી રીતે સળગી રહી છે, ચરાચરમાં સળગી રહી છે, ને તેમાં બધું જ ભસ્મિભૂત થવાનું છે: આ તન, મન, ભવન, બધું જ. એ વાતની યાદી માટે આ ચિત્ર છે. તે મને અહંકાર, અનર્થ ને આસક્તિથી દૂર રાખે છે.'

તેજ પ્રવાસી કોઈ કારણથી એક વાર પેલા બીજા મહેલમાં જઈ ચડ્યો. તેમાં રહેનાર શ્રીમંતે તેના પ્રશ્નના જવાબમાં તે જ ચિત્રને હાથમાં લઈને કહેવા માંડ્યું: 'વિનાશની ચિતા આ જ રીતે સળગી રહી છે, ચરાચરમા સળગી રહી છે, ને તેમાં અંતે બધું જ ભસ્મિભૂત થઈ જવાનું છે. માટે જીવનનો જે લગીર જેટલો પણ સમય મળ્યો છે, તેમા લહેર કરી લો, ને કોઈનો પણ ડર રાખ્યા વિના લહેર કરી લો, બને તેટલા ભોગ ભોગવી લો, એવી પ્રેરણા મને આ ચિત્રમાંથી મળી રહી છે. માટે તે મને પ્રિય છે, ખૂબ પ્રિય છે, ને તેને મેં મારા વિશાળ દીવાનખાનાની વચ્ચે જ રાખ્યું છે.'

## ૩. બે બાળકો.

નિશાળે જતાં બે બાળકો વચ્ચે વિશ્વની શાંતિ વિશે વાતો ચાલી ને તેમાંથી હરીફાઈ જામી. પહેલો બાળક કહે: 'મોટો થઈને હું વિશ્વની શાંતિ માટે મોટાં કામ કરીશ.' ને બીજો કહે: 'મારાથી મોટા કામ નહિ થાય તોયે જેવાં થશે તેવા નાનાં કામ પણ હું શાંતિ માટે જ કરીશ.'

બાળકો ઘેર આવ્યાં ત્યારે પણ એજ વાત કરવા માંડ્યાં. એવામાં એક બાળકને તરસ લાગી ને તે પાણી પીવા ઊભો થયો. ઘરના ખૂણામાં પડેલા કૂંજામાંથી પાણી કાઢતી વખતે તેણે કૂંજા નીચે નજર કરી તો એક કીડો કૂંજા નીચેની ઠંડીનો આશ્રય લેવા આવતો હતો. બાળકે તેને દૂર કર્યો, ને પછી પાણી પીને પાછો ફર્યો.

થોડી વારે બીજો બાળક પાણી પીવા ઊભો થયો, ને તેણે પણ એ કીડાને કૂંજા તરફ આવતો

જોયો. કૂંજામાંથી પાણી લઈ ને તેણે તેના માર્ગમાં છાંટી દીધું, ને કીડો તેમાં શાંતિપૂર્વક પડી રહ્યો. એ જોઇ રહ્યો.

ઘરમાં પાસે જ બેસીને આ બધું જોઇ રહેલા ફિલસૂફ પિતાએ બાળકોની માતાને કહ્યું: 'કાલે ગમે તે થાય, આજે તો આ બીજો બાળક જ શાંતિને માટે વધારેમાં વધારે પ્રયાસ કરનારો છે, એ ચોક્કસ છે.'

## ૪. ઇશ્વરનો મહિમા

'ઈશ્વરના મહિમાનું તમારામાંથી કોઇએ દર્શન કર્યું છે ખરું?

ટોળે વળેલા ઉમેદવારોને સંબોધીને સંસ્થાના સંચાલકે સવાલ કર્યો.

'હા.' એમાંથી એક યુવાન બોલી ઊઠ્યો: 'મેં દર્શન કર્યું છે.'

'ક્યાં? કોનામાં?' સંચાલકે ફરી પૂછ્યું.

યુવાન સંસ્થાના મકાનમાં ગયો ને થોડી વારે એક બાળક સાથે બહાર આવ્યો.

'આનામાં — આ બાળકમાં મને ઈશ્વરના મહિમાનું દર્શન થઈ રહ્યું છે. આ ઈશ્વરનો મહાન પ્રતિનિધિ છે.' તેણે પોતાની વાતનો ખુલાસો કર્યો.

ને સંચાલકે કહ્યું: 'આજ યુવાન મારી નવી ખુલનારી બાળસંસ્થા માટે લાયક છે. તે તેનો વ્યવસ્થાપક બનીને બાળકોની સેવા કરી શકશે.'

*

એક વાર એક સિંહ, એક વરુ અને એક શિયાળ શિકારમાં ભેગા થઈ ગયા. બધાએ મળી એક ગધેડો, એક હરણ અને એક સસલાનો શિકાર કર્યો.

તે પછી બધા શિકારની વહેંચણી કરવા બેઠા અને સિંહે વરુને પૂછ્યું, 'બોલો વરુભાઈ, આપણે શિકારના ભાગ કેવી રીતે પાડીશું?'

'આપણે આ ત્રણ પ્રાણીને કાપી કાપીને કંઈ વહેંચવાની જરુર નથી.' વરુએ કહ્યું. 'આપણે એમ કરીએ, આપ ગધેડાને લઈલો, શિયાળ સસલું લેશે અને મને તો હરણ મળશે તો ચાલી રહેશે.'

વરુ જેમ બોલતો જતો હતો તેમ તેમ તેના વાક્યે વાક્યે સિંહના મોંમાંથી એક ભયંકર ઘુરકી નીકળતી હતી. અને જ્યા વરુએ બોલવાનું બંધ કર્યું કે એની આ શિખામણનો બદલો આપતો હોય તેમ સિંહે વરુને જોરથી પંજો લગાવી દીધો અને એનું ડોકું ધડથી જુદું પાડી દીધું. પછી શિયાળ તરફ ફરીને પૂછ્યું:

'બોલો શિયાળભાઈ, તમે હવે શું કહો છો?'

'અરે નામદાર!' શિયાળે ખૂબ ઝૂકીને સલામ કરી અને કહ્યું, 'એમાં કહેવાનું શું છે? વાત તદ્દન સાદી છે. આપ સવારના નાસ્તામાં ગધેડો લેજો, આપનું સાંજનું ભોજન હરણનું કરજો અને એ બે વચ્ચે સસલાનું સહેજ શિરામણ કરી લેજો.'

'વાત તો બહુ સારી કહી.' આખોયે શિકાર પોતાને મળવાનો છે એના સંતોષપૂર્વક સિંહે કહ્યું અને પછી પૂછ્યું, 'પણ શિયાળભાઈ, તમને આવી ડહાપણભરી અને સાચી સલાહ આપવાનું કોણે શિખવ્યું?'

'વરુભાઇએ,' શિયાળે ઘણી ચાલાકીપૂર્વક જવાબ આપ્યો.

તો શિયાળ આ પ્રમાણે શા માટે બોલ્યું હશે? એ શું પોતાના મનની સાચી વાત કહેવા માગતું હતું? નહિ જ. તો પછી તે શું સિંહને સાચેસાચ રાજી કરવા માગતું હતું? ના, એમ પણ નહોતું જ. શિયાળ જે બોલ્યું તે ડરના માર્યા જ બોલ્યું હતું. અને એ માટે આપણને તેના તરફ સહાનુભૂતિ પણ થાય જ. પરંતુ આપણે એટલું તો કહેવું જ પડશે કે એણે જે કહ્યું તે સત્ય નહોતું, એમાં માત્ર ચાલાકી જ હતી. અને સિંહે શિયાળની વાત સ્વિકારી લીધી તે એને સત્ય માટે પ્રેમ હતો એટલા કારણે નહિ, એનો પ્રેમ તો માંસને માટે હતો.

'બાલદક્ષિણા'—માતાજી

'આ જગતમાં બે જાતનાં મનુષ્યો હોય છે: ગઈ કાલનાં લોક ને આવતી કાલનાં લોક, મારા-ભાઈઓ, તમે એ બે પૈકી કયા વર્ગના છો? આવો, મને તમારાં મોઢાં જોવાં દો કે તમે પ્રકાશનાં લોકમાં પ્રવેશ કરનારા છો કે પછી અંધકારના અરણ્યમાં રવડી જનારા છો, આવો, મને કહો તમે કોણ છો, તમે શું છો?'

'તમે શું રાજકીય નેતાઓ છો અને તમારી જાતને એવું કહો છો કે હું મારા દેશને મારા સ્વાર્થનું સાધન બનાવીશ? એમ હોય તો તમે પારકાના માંસ પર જીવનારી જળોથી જરાયે જુદા નથી. કે પછી તમે એવા નિષ્ઠાવાન દેશભક્તો છો, જે પોતાના દિલ સાથે હળવેકથી સંતલસ કરે છે કે હું મારા દેશની નિમક હલાલ નોકરની જેમ સેવા કરીશ. જો એમ હોય તો તમે મુસાફરની તરસ છિપાવનારી રણ વચ્ચેની વીરડી સમા છો.

'કે પછી તમે લોકોની ગરજનો લાભ લેનારા એવા વેપારી છો, જે અછતને વખતે મોમાગ્યા દામ પડાવવા માલની સંઘરાખોરી કરે છે? એમ હોય તો તમારે માટે પ્રભુના દરવાજા બંધ છે અને તમે વિશાળ મહેલમાં રહો કે જેલમાં રહો તે બધું સરખું જ છે.

'કે પછી તમે એવા પ્રામાણિક માણસ છો, જે ખેડૂત અને વણકરને એમના માલની લેવડ દેવડની સગવડ કરી આપે છે, જે વેચનાર ને ખરીદનાર વચ્ચે મધ્યસ્થી કરે છે, અને પોતાની ન્યાયી પદ્ધતિને કારણે પોતાને તેમજ બીજાને લાભદાયક થઈ પડે છે?

'તેમ હોય તો, તમે પુણ્યવાન મનુષ્ય છો, અને તમારી નિંદા થાય છે કે સ્તુતિ તે જરાયે મહત્ત્વનું નથી.

'તમે શું કોઈ ધર્મના વડા છો, જે શ્રદ્ધાળુઓની સરળતામાંથી પોતાના અંગ માટે કીરમજી જામા વણી લેતા હોય છે, અને એમની મમતામાંથી પોતાના માથા સોનાનો મુગટ ઘડી લેતા હોય છે, અને જે શેતાનની ઉદારતા પર જીવતાં જીવતાં શેતાનને માથે લ્યાનત વરસાવતા થાકતા નથી? એમ હોય, તો તમે જ નાસ્તિક છો, અને તમે બધા દિવસ ઉપવાસ કરો ને બધી રાત પ્રાર્થના કરો તેથી કશો ફેર પડતો નથી.

'કે પછી તમે એવા આસ્થાવાન મનુષ્ય છો, જે લોકોની સારપમાં સમસ્ત રાષ્ટ્રની સુધારણાનો પાયો દેખે છે, અને જેનું અંતર પરમાત્મા સુધી પહોંચાડનારી પૂર્ણતાની નિસરણી સમું છે? એમ હોય તો તમે સત્યના ઉપવનમાં કોળેલા કુમુદ સમા છો; અને તો પછી તમારી સૌરભ મનુષ્યો ગ્રહણ કરી ન શક્યા હોય અને કેવળ વાયુમાં વિખરાઈ ગઈ હોય તો તેનો કાંઈ વાંધો નથી, વાયુ એને શાશ્વત કાળ પર્યંત સાચવી રાખવાનો છે.

'કે પછી ગુલામોના બજારમાં સિદ્ધાંતો વેંચવા બેઠેલા ને ગપ્પાં, ગમખ્વાર ઘટનાઓ અને ગુના પર તગડા થનાર કોઈ પત્રકાર તો તમે નથી ને? એમ હોય તો તમે સડતા મડદાને ફોલતા ખાઉધરા ગીધ જેવા છો.

'કે તમે ઇતિહાસના ઊંચા રંગમંચ પર ઊભેલા એવા કોઈ આચાર્ય છો, જે ભૂતકાળના ગૌરવથી પ્રેરિત થઈને મનુષ્યજાતિને બોધ આપતા હોય ને તે બોધ આચરણમાં ઉતારી બતાવતા હોય? તો તમે પીડિત માનવતાના ઉદ્ધારક છો અને ઘવાયેલાં હૈયાંને રૂઝવનાર છો.

'તમે શું એવા રાજકર્તા છો જે પોતાની પ્રજાને પોતાથી નીચી માનતા હોય અને જે રૈયતનાં ખીસાં ખાલી કરવા માટે જ ફક્ત બહાર નીકળતા હોય છે અને પોતાના લાભ માટે એમનું શોષણ કરતા હોય છે? એમ હોય તો તમે દેશના ખેતરની ખળીમાં પડેલા ફુસકાં જેવાં છો.

'તમે લોકોને ચાહનારા, સદા તેમના હિતનું

ધ્યાન રાખનારા ને તેમની ફતેહ માટે ઉત્સાહી એવા નિષ્ઠાવાન સેવક છો શું? તો તમે દેશના અલંકારો માટે આશિષ રૂપ છો.'

'કે પછી તમે એવા પતિ છો, જે પોતાનાં સ્ખલનો તો કાયદેસર માનતો હોય છે, પણ પોતાની પત્નીનાં સ્ખલનોને ગેરકાયદેસર માનતો હોય છે? તો તમે ગુફામાં વસનારા ને ચામડાંથી શરમ ઢાંકનારા જૂના જમાનાના જંગલી જેવા છો.

'કે તમે એવા વફાદાર સાથી છો જેની પત્ની પળેપળે એની સંગિની રહેતી હોય, એના એકેએક વિચાર, ઊર્મિ અને વિજયમાં ભાગ લેતી હોય? તો તમે એવા મનુષ્ય છો જે ન્યાય, સત્ય અને જ્ઞાનના મધ્યાહ્ન પ્રતિ રાષ્ટ્રને દોરનારા અગ્રણી છો.

'તમે શું જનતાના સ્તરથી ઊંચે અક્કડ ડોક રાખનારા પણ ભૂતકાળની ખીણમાં બુદ્ધિને ડૂબેલી રાખનારા એવા લેખક છો જેનું ભેજું જમાનાઓના ભંગાર અને ગાભાંથી ભરેલું છે? તો તમે ગંધાતા ખાબોચિયા જેવા છો

'કે પછી તમે એવા કુશાગ્ર ચિંતક છો, જે અંતરમાં બારીક નજર ફેરવીને જે કાંઇ નકામું, ઘસાયલું ને નઠારું હોય તેને ફેંકી દેવામાં અને જે કાંઇ ઉપયોગી ને સારું હોય તેને સંઘરવામાં આળસ કરતો નથી. તો તમે ક્ષુધાર્તને મળી આવતા શ્રીફળ સમા છો અને તૃષાર્તને મળી જતા સ્વચ્છ શીતળ જળ સમા છો.

'તમે શું ખાલીખમ શબ્દાળુતાથી ભરેલા ઘોંઘાટિયા કવિ છો? તો તમે પેલા ઊંટવૈદ જેવા છો જે રડે ત્યારે હસવું આવે ને હસે ત્યારે રડવું આવે.

'કે પછી તમે એવા કોઇ શુચસંપન્ન આત્મા છો જેના હાથમાં ઈશ્વરે અંતરને હરનારી સ્વર્ગીય સંગીતની અમી કૂપી મૂકી છે જેથી એ પોતાના ભાઈઓને જીવનની અને જીવનના સૌંદર્યની સમીપે લઈ જઈ શકે? તો તમે અમારી સમક્ષ અમારો પંથ ઉજાળનારા પંથપ્રદર્શક છો. અમારાં હૈયાંની તમે મધુર આકાંક્ષા છો અને અમારાં શમણે દેખા દેતી સાક્ષાત્ દેવની મુખછબી છો.

'આમ જ માનવજાતિ બે લાંબી હારોમાં વહેંચાયેલી છે. એક હાર છે ઘરડાં અને એવડાવળી ગયેલા લોકોની. એ લોકો વાંકીચુંકી લાકડી ઓને ટેકે ટેકે જીવનનો માર્ગ કાપે છે. એમની ચાલ એવી છે કેમ જાણે પહાડને શિખરે ન ચડતા હોય જ્યારે હકીકતે તો એ બુઢ્ઢાઓ ઊંડી ખીણમાં ઊતરતા હોય છે.

'અને બીજી હાર યુવકોની છે. એમને પગે પાંખો ફૂટી હોય એમ એ દોડે છે, કંઠમાં ચાંદીના તાર બાંધ્યાં હોય તેમ ગાય છે, અને કેમ જાણે કોઈ અમોઘ મંત્રને બળે ખેંચાતા હોય તેમ પહાડને શિખરે ધસમસતા ચડે છે.

'તમે આ બે પૈકી કયા સરઘસમાં ભળેલા છો, મારા ભાઇઓ? રાતની નીરવ વેળાએ જ્યારે તમને એકાંત મળે ત્યારે તમારા દિલને આ સવાલ પૂછજો.

'તમે જ જાતે નિર્ણય કરજો કે તમે ગઈ કાલના ગુલામોની લંગારમાં ભળેલા છો કે આવતીકાલના આઝાદ માનવીના સંઘમાં સામેલ થયેલા છો.'

અનુ. પ્રબોધ ચોક્સી [ક્ષિતિજ]

☆

સાબરમતી આશ્રમમા વર્ષો પહેલાં બનેલો એક આ પ્રસંગ છે.
વિનોબાજીને કોઈ એક જૈનમુનિએ પૂછ્યું : 'ગાંધીજી તો મહાત્મા છે, તમે કોણ છો.'
વિનોબાજીએ કહ્યું : 'હું "આત્મા" છું.'

# બાપુ રોઈ પડ્યા — શ્રી મહાવીર ત્યાગી

આ ઘટના સને ૧૯૨૪ની સાલની છે, જ્યારે આપણા સને ૧૯૨૧ના ખિલાફતના આંદોલનના ઓસરતા પાણી થયા હતા, અને લોકો પોતપોતાની સજાઓ ભોગવીને જેલમાંથી છૂટા થઈ રહ્યા હતા. કેટલાક પોતાની તંદુરસ્તીની તો કેટલાક પોતાના કુટુંબકબિલાની કે ધંધારોજગારની ચિંતામાં પડ્યા હતા. છતાં જનતામાં સળગી ઉઠેલો જોશ હજી શાંત થયો ન હતો. જ્યારે પણ આપણને ક્રોધ આવી જાય છે ત્યારે અચૂકપણે એવું થોડું જ બને છે કે એ તમામે તમામ ક્રોધ પોતાની સાસુ–નણંદ ઉપર કે દીકરા ભત્રીજા ઉપર જ ઊતરે? ક્યારેક એ દૂધના પ્યાલા ચાના કપ–રકાબી પેણી પેન્સિલ કે દોરના ખીલા કે ચાકૂ ઉપર પણ ઊતરી પડે છે! જનસમૂહની સ્થિતિ વ્યક્તિઓ કરતાં કંઈક વધારે વિચિત્ર હોય છે. જનતામાં જાગી ઊઠેલ જોશ વિનાશ વેર્યા વગર શાંત થતું નથી. એ પ્યાલા કે કપ–રકાબીને બદલે રેલના પાટા, બસ, મોટર મકાનોની બારીઓના કાચ અને વિજળીના થાંભલા ઉપર ઊતરે છે. કોઈ પણ સાર્વજનિક આંદોલનને જગાવવું સહેલ છે, શાંત કરવું મુશ્કેલ છે.

## હિંદુ–મુસ્લિમ એકતા અને કુસંપ

મહાત્મા ગાંધીએ ઘણી ઘણી વખત ના કહ્યા છતાં આપણે અંગ્રેજોની વિરુદ્ધ ઘણી વેર અને ઘૃણાની લાગણી પેદા કરી લીધી હતી. જ્યારે પારકાની સાથે વેર બંધાઈ જાય છે ત્યારે પોતાના લોકોની સાથે સુમેળ થઈ જાય છે. ખિલાફતના દિવસોમાં સંયુક્ત મોરચો રચવાને લીધે હિંદુ અને મુસલમાનો વચ્ચે દૂધ–સાકર જેવી એકતા થઈ ગઈ હતી, પરંતુ એ આંદોલન ઢીલું પડતાની સાથે અંદર અંદર પાછો કુસંપ જાગી ઊઠ્યો. હિંદુઓએ 'શુદ્ધિ' અને મુસલમાનોએ 'ધર્મપ્રચાર' પાછા શરૂ કરી દીધા. પછી તો શું પૂછવું હતું? થવા લાગ્યા (કોમી) તોફાનો—ક્યાંક મસ્જિદની સામે વાજાં વગાડવાને નામે તો ક્યાંક શંખ ફૂંકવા કે બાંગ પોકારવાને નામે!

આ તોફાનોથી પરદેશી સરકારને મનગમતું મળી ગયું. મુસ્લિમલીગ અને હિંદુ મહાસભાને પણ મનભાવતી તક મળી ગઈ પરંતુ કોંગ્રેસના માણસોના બજારભાવ ગગડી ગયા. એમાંના જેઓ હિંદુ હતા એમને તો ઝાઝી ચિંતા ન હતી, કારણ કે ઘણા ભાગના હિંદુઓ હજી સુધી કોંગ્રેસની સાથે હતા, પરંતુ મુસલમાનોમાં જેઓ કોંગ્રેસને માનવાવાળા હતા તેઓ 'કાફર' કહેવાવા લાગ્યા.

આ અરસામાં જ એક દિવસ હું મારા સાથી બિજનોરના અબ્દુલ લતીફને મળવા ગયો. એમના પિતાએ અને મારા દાદાએ વકીલાતની પરીક્ષા સાથે સાથે જ પસાર કરી હતી તેથી હું એમના પિતાને દાદાસાહેબ કહીને બોલાવતો હતો. મેં પૂછ્યું: 'દાદાસાહેબ, લતીફકાકા ક્યાં છે?' એમણે પોતાના આંગણા તરફ આંગળી ચીંધીને જવાબ આપ્યો: 'પંડિતજીની બાબતમાં પૂછો છો? હશે ત્યાં ગાંધીઆશ્રમમાં!'

આવા વાતાવરણમાં ગાંધીજીએ કોંગ્રેસવાળાઓને લખ્યું હતું કે ઝંઝાવાતમાં જંગલનાં ઘણાં ઝાડ ઊખડી જાય છે. એ વખતે ફક્ત એ જ ઝાડ ટકી રહે છે કે જેનાં મૂળ મજબૂત હોય છે. એટલા માટે સાચો કોંગ્રેસી એ જ છે જે આ કોમી ભરતી–ઓટની વચ્ચે એકનો ખડો રહેવો દેખાય. ભારે મુસીબતના એ દિવસો હતા!

## વાંધાભરેલું ભાષણ

એ અરસામાં જ કોંગ્રેસના પ્રમુખ મૌલાના મહમદઅલીનું એક ભાષણ છપાયું, જે એમણે મુસલમાનોની સામે આપ્યું હતું (એમાં એમણે એમ કહ્યું હતું કે) 'હું એક વ્યભિચારી ('ફાજિર') અને ચારિત્રહીન ('ફાસિક') મુસલમાનને પણ મહાત્મા ગાંધીથી ચડિયાતો માનું છું!' બસ પંજાબના હિંદુ અખબાર ખળભળી ઊઠ્યા. આ ભાષણ પછી મજબૂત પગવાળા કોંગ્રેસીઓના પગ પણ ઊખડવા લાગ્યા. હું એ વખતે આલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટીનો સભ્ય હતો અને પંડિત જવાહરલાલ નેહરુ એના મંત્રી હતા. કોંગ્રેસ પ્રમુખનું આ ભાષણ અસહ્ય બની ગયું. મેં એમની સામે અવિશ્વાસનો ઠરાવ મોકલી આપ્યો, અને શ્રી નરદેવ શાસ્ત્રીએ એના ઉપર અનુમોદક તરીકે સહી કરી દીધી.

જવાહરલાલજી શરૂઆતથી જ બારે કંપેદેસ કામ કરનારા માણસ છે. એમણે મને કાગળ લખી પૂછાવ્યું કે 'શું તમે સાચે જ આ ઠરાવને રજૂ કરવા ઇચ્છો છો?' ને જવાબ આપ્યો કે મેં ઘણો વિચાર કરીને એ

મોકલ્યો છે. હું એ જરૂર રજૂ કરીશ.' એટલે એ ઠરાવ એજેન્ડામાં છપાઈ ગયો. ૨૭ જૂને અખિલ ભારતીય કોંગ્રેસ મહાસમિતિની બેઠક અમદાવાદમાં બોલાવવામાં આવી હતી. અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ સરદાર પટેલ સ્વાગત સમિતિના પ્રમુખ હતા.

અમે લોકો કમાતા—કરતા તો કશું ન હતા; છતાં કોંગ્રેસને માટે જે લાંબી લાંબી મુસાફરીઓ કરતા, એનું ખર્ચ કોંગ્રેસમાંથી લેતા ન હતા. ત્રીજા વર્ગ (થર્ડ ક્લાસ)માં અમે મુસાફરી કરતા અને દેશભરના પ્રાંતોના લોકો એકજ ડબ્બામાં બેસી જતા. એક બીજાનો અનુભવ સાંભળતાં, ચણા—પકોડી ખાતા અને પોતપોતાની મુશ્કેલીઓની મશ્કરી કરતાં ચાલ્યા જતા. અમદાવાદની આ બેઠક કોંગ્રેસના ઇતિહાસમાં અમર રહેશે. મહાત્મા ગાંધી જેલમાંથી છૂટીને પહેલીવાર જ ઑલ-ઈન્ડિયા કોંગ્રેસ કમિટીના અધિવેશનમાં આવ્યા હતા. એમની ગેરહાજરી દરમ્યાન પંડિત મોતીલાલજી નહેરુ, માલવિયાજી, શ્રી દેશબંધુ દાસ, હકીમ અજમલખાન, રામભજદત્ત ચૌધરી, અને વિઠ્ઠલભાઈ પટેલ વગેરે નેતાઓએ મળીને, એક તપાસ કમિટી મારફત, એવી ભલામણ કરી હતી કે કાઉન્સીલોનો (ધારાસભાઓનો) બહિષ્કાર છોડી દઈને કોંગ્રેસે કાઉન્સીલોની અંદરથી આંદોલન ચલાવવું જોઈએ. અને 'સ્વરાજ્ય પાર્ટી' ને નામે સેંકડો કોંગ્રેસીઓ ધારાસભાઓના મેમ્બરો તરીકે ચૂંટાઈ ચૂક્યા હતા.

જો કે ક્રાંતિકારી પક્ષના નેતાઓ નાગપુર કોંગ્રેસમાં મહાત્મા ગાંધીને વચન આપી ચૂક્યા હતા કે એમના અસહકારનાં આંદોલનને પૂરી તક આપવામાં આવશે, અને એ સમય દરમ્યાન બૉમ્બ વગેરેનો ઉપયોગ બંધ કરવામાં આવશે. આમ છતાં કેટલાંક નવયુવાનો એવા હતા, જેઓ અંગ્રેજી સલ્તનતના જુલમોને બરદાસ્ત ન કરી શક્યા, અને પંજાબ—બંગાળમાં આ પક્ષની હિલચાલ પાછી ચાલુ થઈ. કલકત્તાનો પોલિસ કમિશનર સર ચાર્લ્સ ટેગાર્ટ જૂડો થઈને ક્રાંતિકારીઓની પાછળ પડ્યો હતો. શહીદ ગોપીનાથ સાહાએ એને ગોળીથી ઠાર કરવાનો નિર્ણય કર્યો, પણ સર ચાર્લ્સના બદલે એક બીજા અંગ્રેજ મિસ્ટર 'ડે'ને ઠાર કર્યો. શ્રી ગોપીનાથને ફાંસી મળી, ઑલ-ઈન્ડિયા કોંગ્રેસ કમિટીની આ બેઠક શ્રી ગોપીનાથ સાહાની શહાદત પછી તરત જ મળની હતી.

## અવિશ્વાસનો ઠરાવ

બેઠકનું કામ શરૂ થાય એ પહેલાં જ મૌલાના મહમદઅલીએ 'મારા ભાગ્યનો (હું પ્રમુખ તરીકે ચાલુ રહેવાનો છું કે કેમ એ બાબતનો) ફેંસલો પહેલાં થઈ જવો જોઈએ.' એમ કહીને મને કહ્યું કે 'તમારો અવિશ્વાસનો ઠરાવ રજૂ કરો!'

હું ત્યારે ચોવીસ વર્ષનો જ હતો, મૌલાની જેમ હું વ્યાસપીઠ ઉપર ખડો થઈ ગયો. મેં હજી ફક્ત 'મિસ્ટર, પ્રેસિડેન્ટ ઍન્ડ ફ્રેન્ડઝ' એ પ્રમાણે સંબોધન કર્યું, એટલામાં જ ગાંધીજીએ મહમદઅલી પાસે રજા માગતાં કહ્યું કે 'આ ઠરાવની પહેલાં ઠરાવ મૂકનારની સાથે બે મિનિટ વાતચીત કરવાની રજા મને મળવી જોઈએ.'

મૌલાનાએ ઊંચે સાદે કહ્યું: 'ઑર્ડર, ઑર્ડર! પહેલાં ઠરાવનો ફેંસલો થશે; પછી બીજી વાત.'

મહાત્માજીને ચુપ કરવાનું કામ મુશ્કેલ હતું. એમણે મને કહ્યું: 'તમને તો મારી સાથે વાત કરવામાં વાંધો નથીને?'

મેં કહ્યું: 'ના.'

એટલે બાપુએ જોરથી હસતાં હસતાં કહ્યું: 'જ્યારે હું અને એ છીએ રાજી તો વચમાં શા માટે બોલે છે કાજી.'

આખી સભામાં હાસ્યનું મોજું ફરી વળ્યું.

હું તરત જ ગાંધીજીની પાસે જઈ પહોંચ્યો.

## બાપુનો તર્ક

બાપુએ કહ્યું: 'આ ઠરાવ તો સારો નથી, મૌલાનાએ એમાં (પોતાના ભાષણમાં) બીજા કોઈને માટે તો કશું કહ્યું નથી; વ્યભિચારી અને ચારિત્રહીન મુસલમાનને મહાત્મા ગાંધી કરતાં સારો માનવાની વાત છે. એમાં કોઈ ગાળ તો છે નહીં. ગાળની સાબિતી તો કોઈને એ લાગુ પડે ત્યારે કહેવાય. ગાંધી તો પોતાને આવી ગાળ લાગ્યાનો સ્વીકાર નથી કરતો; પછી તો એ બકવાસ જ થઈ ગયું!'

મેં જવાબમાં કહ્યું: 'આને મહાત્મા ગાંધી સાથે કશી લેવા દેવા નથી, આ ભાષણ પ્રમાણે તો, રાષ્ટ્રપતિ (કોંગ્રેસ પ્રમુખ)ની દૃષ્ટિમાં એક બદમાસ અને ચરિત્રહીન મુસલમાન પણ બીજા સંપ્રદાયની સર્વશ્રેષ્ઠ વ્યક્તિ કરતાં ઊંચો છે! આજકાલ ઠેર ઠેર હિંદુ—મુસલમાનોના

'તોફાન થઈ રહ્યાં છે; આવું જાણું ભડભડતી આગમાં પેટ્રોલ રેડવાનું કામ કરશે.'

ગાંધીજી: 'તમને આશા છે કે આ ઠરાવ પસાર થઈ જશે? કેટલા મત મળશે?'

મેં કહ્યું: 'એ મત તો નક્કી છે. એ પસાર થાય કે ન થાય, છતાં ઓછામાં ઓછું એટલું તો રેકર્ડ ઉપર નોંધાઈ જશે ને કોંગ્રેસના પ્રમુખના ભાષણની સામે કેટલાક લોકોનો વાંધો છે?'

મહાત્માજી: 'આવી વાતો નોંધાવાને લીધે કોંગ્રેસનું રેકર્ડ સારું થવાને બદલે વધારે કલંકિત બનશે. જો હિંદુ અને મુસલમાનોએ સાથે રહેવું હશે તો એકબીજાની કમજોરીને ચલાવી લેવી પડશે. મિત્રતાનો અર્થ જ કમજોરીને ચલાવી લેવી એ છે, જે એમ નથી કરતો એ મિત્ર નથી. આ ઠરાવ સારો નથી.'

'હવે પાછો તો નહીં ખેંચું, બાપુ!' મેં ઊભા થતાં કહ્યું.

બાપુએ ટકોર કરતાં કહ્યું: 'સારું, જેવી તમારી મરજી. પણ તમે એક સવાલનો જવાબ આપો. તમે અક્કલવાળા છો કે મહાત્મા ગાંધી અક્કલવાળા છે?'

મેં કહ્યું: 'મહાત્મા ગાંધી.'

બાપુએ કહ્યું: 'તો તો પતી ગયું. એક બેવકૂફે અક્કલવાળાની વાત માની લેવી પડશે. આ દલીલ તો તમને પસંદ પડી હશે. હું તો પહેલેથી જ જાણતો હતો કે બેવકૂફને અક્કલભરી દલીલ નહીં પણ બેવકૂફીની દલીલ પસંદ પડશે. હવે તો પાછો ખેંચી લેશો ને?'

હું હસી પડ્યો; હવે શું બોલું: ઠરાવ પાછો ખેંચી લીધો. તે દિવસથી મારી જાતને બેવકૂફ કહેવરાવવાનું મને ઘણું ગમે છે; પણ હવે કોઈ કહેનાર જ નથી!

બીજી બેઠકમાં ગાંધીજીના ચાર ઠરાવ રજૂ થયા. પહેલો મિસ્ટર ડે'ના રાજદ્વારી ખૂનને વખોડી કાઢતો અને બીજો અદાલતો, નિશાળો, કૉલેજો, ધારાસભાઓ અને પરદેશી કાપડના બહિષ્કારને લગતો. ત્રીજા ઠરાવમાં કહેવામાં આવ્યું હતું કે પ્રાંતિક કે જિલ્લા કોંગ્રેસનો જે કોઈ હોદ્દેદાર એમની નીતિ અને એના કાર્યક્રમથી વિરુદ્ધ કામ કરશે એનો હોદ્દો ખાલી થયેલો લેખવામાં આવશે; અને એની જગાએ બીજી વ્યક્તિની પસંદગી કરી લેવામાં આવશે. ચોથો ઠરાવમાં કહેવામાં આવ્યું હતું કે કોંગ્રેસના પ્રત્યેક સભાસદે ચાર આનાને બદલે દરેક મહિનાની ૧૫મી તારીખ પહેલાં પોતે કાંતેલું સૂતર આપવું જોઈશે; જેઓ એ પ્રમાણે નહીં કરે એમની સામે કાયદેસર પગલાં ભરવામાં આવશે.

શ્રી દેશબંધુદાસ અને પંડિત મોતીલાલજી નેહરુના પક્ષે પહેલા ઠરાવમાં શહીદ ગોપીનાથની દેશભક્તિ અને સાહસિકતાની તારીફ કરતો સુધારો, અને અદાલતોના બહિષ્કારને લગતા બીજા ઠરાવમાં દીવાની સલાઓમાં હાજર થવાની રજા આપતો સુધારો રજૂ કર્યો. બાપુ એ બન્ને સુધારાની વિરુદ્ધ હતા.

શહીદ ગોપીનાથને લગતા ઠરાવના સુધારાની સામે એમનું કહેવું હતું કે કોંગ્રેસનું ધ્યેય અહિંસા છે; એ હિંસાના કોઈ પણ કૃત્યની પ્રશંસા ન કરી શકે વગેરે વગેરે.

દેશબંધુના સુધારાની તરફેણમાં ૭૦ મત પડ્યા અને વિરોધમાં ૭૮. સુધારો ઊડી ગયો. બીજા ઠરાવના સુધારા ઉપર મત લેવામાં આવે તે પહેલાં જ શ્રી દાસ અને પંડિત મોતીલાલજી નહેરુ તેમજ એમના પક્ષના ૫૭ સભ્યો (સ્વરાજ્ય પાર્ટી) બેઠક છોડીને બહાર ચાલી ગયા. મત લેવામાં આવતાં ગાંધીજીના પક્ષનો વિજય થયો, પરંતુ આ લોકો બેઠક છોડીને ચાલી ગયા એની ગાંધીજીના મન ઉપર ઊંડી અસર પડી. એમણે પોતાના કાયદેસર પગલાં ભરવા સંબંધી ઠરાવોમાં સુધારો કરી લીધો કે જે પસાર થવાથી કાઉન્સીલના સભ્યો પણ કોંગ્રેસના હોદ્દેદારો તરીકે ચાલુ રહી શક્યા. સાથોસાથ ગાંધીજીએ એક નવો ઠરાવ રજૂ કર્યો, કે જેના આધારે અદાલતોનો બહિષ્કાર કરવા છતાં મોતીલાલજી અને દાસબાબુની ઇચ્છા પ્રમાણે, દીવાની દાવાઓમાં હાજર રહેવાની છૂટ આપવામાં આવનાર હતી.

આ ઠરાવ રજૂ થયો કે તરત જ ડૉક્ટર ચોઈથરામે કહ્યું કે 'આ ઠરાવ ગેરકાનૂની છે; કારણ કે આજે જ પસાર કરેલા બહિષ્કાર સંબંધી ઠરાવથી વિરુદ્ધ છે.'

ગાંધીજીએ કહ્યું: 'એ ઠરાવ પસાર તો થઈ ગયો છે, પરંતુ જેટલા વધુ મતથી એ ઠરાવ પસાર થયો છે તેથી હું છેતરાઈ શકું એમ નથી.'

મહમદઅલીએ મહાત્માજીને કહ્યું: 'આપ પણ બેરિસ્ટર છો. કહો, હું શી ફેંસલો (રૂલિંગ) આપું?'

મહાત્માજીએ કહ્યું: 'ચોઈથરામની વાત તો સાચી છે, પણ હું નથી ઇચ્છતો કે સભ્યો, મારી અસર પડવાને લીધે, પોતાની મરજી વિરુદ્ધ ઠરાવ પસાર કરે. પહેલાંનો ઠરાવ એમણે પોતાની મરજીથી પસાર નહોતો કર્યો.

મૌલાના મહમદઅલીએ પોતાનો ફેંસલો આપી દીધો કે 'આ ઠરાવ રજૂ ન થઈ શકે.'

આ પછી સમારંભનું કામ પૂરું થવાનું હતું. મૌલાના આઝાદે મહાત્માજીને વિનંતિ કરી: 'આપ આટલા દિવસો બાદ અમારી વચ્ચે આવ્યા છો. આ દરમિયાન ઘણા ફેરફાર થઈ ગયા છે. એટલે સમારંભ પૂરો થતાં પહેલાં અમે બધા આપના શ્રીમુખે બે શબ્દ સાંભળવા ઇચ્છીએ છીએ.'

ગાંધીજીએ શૌકતઅલી તરફ નજર કરી; અને વાતમાને વાતમાં એમના (ગાંધીજીના) ચહેરા ઉપર લાગણીની રેખાઓ ઊપસી અને ગાલ ફરકવા લાગ્યા. પળવારમાં આંસુઓની ધારા વહી નીકળી, અને પોતાના પાલવથી આંખો લૂતાં લૂતાં અને બાળકની જેમ ડૂસકાં ભરતા ભરતાં બાપુ બોલવા લાગ્યા: 'આ ચોઈથરામ, જે મારા પુત્રની જેમ મોટો થયો છે, આજે મને 'પોઈન્ટ-ઓફ-ઓર્ડર' શિખવાડવા નીકળ્યો છે! આજે તો હું એકલો પડી ગયો છું. આપ સહુએ મળીને મને ફક્ત હરાવ્યો જ છે એમ નથી, પણ જંગલમાં એકલો છોડી દીધો છે!...

અમે બધા સ્તબ્ધ થઈ ગયા. મૌલાના મહમદઅલી ઘૂંટણીએ પડીને—જાણે પંચાંગ પ્રણિપાત કરતા હોય એ રીતે ઝૂકીને—બન્ને હાથ આગળ કરીને બોલ્યા: 'અમ પાપીઓને ખુદાને સોંપી દો!' અને તેઓ જોર જોરથી રોવા લાગ્યા.

બસ, આખી સભા અશ્રુ-સ્નાન કરવા લાગી! જે દિવસ મોટા મોટા નેતાઓ પણ બાળક બની ગયા. એમના પૂરમાં નાના-મોટા બધાય સરખા બની જાય છે.

મૌલાના આઝાદે ગાંધીજીના ખભા ઉપર હાથ મૂકીને એમને શાંત કર્યા અને શ્રી પુરુષોત્તમદાસ ટંડને ઊભા થઈને અમારી બધાની વતી ગાંધીજીને ખાતરી આપી કે અમે બધા આપની સાથે છીએ; આપના પરસેવાની સાથે અમારું લોહી વહાવી દઈશું, અને આંખો મીંચીને આપના ઇશારા પ્રમાણે ચાલીશું'.

ગાંધીજી શાંત થઈ ગયા હતા, તે ફરી રોઈ પડ્યા. અમારી સુંદર મંડળીથી હવે રહ્યું ન ગયું. આંસુ લૂછી નાખીને, અવરુદ્ધ કંઠને ફુલાવીફુલાવીને અમે 'મહાત્મા ગાંધીની જય' ના નાદ ગજવવા શરૂ કર્યા.

મહાત્મા ગાંધીને આવી રીતે આંસુ સારતા ઓલ-ઇન્ડિયા કોંગ્રેસ કમિટીના સભ્યો સિવાય બીજા કોઈએ ક્યારેય નહીં જોયા હોય. એ જ આંસુઓથી સિંચાયેલી ભારતમાતાની આશાવેલી ઉપર આજે ફૂલ ખીલી નીકળ્યાં છે. આંસુઓથી પોષાયેલાં આ ફૂલ પાષાણહૃદયમાંથી નહિ, પણ સુકોમળ મનમાંથી જ ઊગી નીકળે છે.

## પાપનો પડછાયો

પછી એ જ દિવસે સાંજના અમે બાપુની પ્રાર્થનામાં ગયા. ત્યાં જે કંઈ બન્યું, એ તો આજ સુધી દુનિયાના જાણવામાં આવ્યું નથી. મારા લેખનું બધું મૂલ્ય એ નાનીસરખી ઘટનામાં જ છે. પ્રાર્થનાના મંચ ઉપર બાપુની બાજુમાં જ, બીજા નેતાઓની સાથે, પંડિત મોતીલાલ નેહરુ પશ્ચાત્તાપની મૂર્તિસમા બનીને બેઠા હતા. પોતાનાં કઠોર નેત્રો આમ તેમ ફેરવતા ભાઈજી (મોતીલાલ નહેરુ) કંઈક અન્યમનસ્ક જેવા લાગતા હતા—જાણે કે કોઈ ખોવાઈ ગયેલા વિચારને શોધી રહ્યા ન હોય! આવી અન્યમનસ્ક વૃત્તિને ભૂલવાને માટે અને મનમાં ઊંડા આઘાતને દબાવવાને માટે લોકો સિગારેટ વગેરે પીવે છે, ગીતાના પાઠની વચ્ચે જ એકાએક મોતીલાલ નહેરુએ પોતાની સિગારેટ સળગાવી અને લાગ્યા લાંબા લાંબા દમ ખેંચવા! બાપુએ એમની તરફ નજર કરી અને આંખો મીંચી લીધી. પ્રાર્થના પૂરી થયા પછી પ્રવચન શરૂ થયું. બાપુએ કહ્યું:

'આજે તો મારું મન પાપનું ઘર બની ગયું! મોતીલાલજી તો મારા સગા ભાઈ જેવા છે; એમનાથી તો મારે કશું છુપાવવાપણું છે જ નહીં. હું તો એમને બધી વાતો કરી શકત; મારા મનની ખાનગી વાત પણ ઉઘાડી કરી શકત. એમ છતાં એમણે જ્યારે પોતાની સિગારેટ સળગાવી ત્યારે મેં એ જોયું ખરું, પણ જોઈને હું ચૂપ થઈ ગયો. મારી ફરજ હતી કે એમને કહું કે પ્રાર્થનામાં સિગારેટ ન પીશો; પણ હું મારા મનને દબાવીને બેસી ગયો. પણ મન તો પાપને પચાવી નથી શકતું; તો પછી પ્રાર્થનામાં મનને પરોવવાનું કેવી રીતે બની શકે? જો મારું મન નિર્મળ હોત તો હું એમને સિગારેટ બુઝાવવાનું જરૂર કહી શકત; પણ મારા મનમાં

તો આજે દોષ પ્રવેશી ગયો છે, એ એમ લાગ્યું કે મોતીલાલજી તો મારાથી નારાજ છે. મને ક્યાંક પ્રાર્થનાનો પણ ત્યાગ કરીને ચાલ્યા ન જાય એવો મને ભય લાગ્યો. મોતીલાલજીનો મારા ઉપર પ્રેમ છે એ હું જાણું છું; તો પછી મને ભય શાનો? ભય તો પાપના પડછાયાનું બીજું નામ છે.'

એટલામાં મોતીલાલજીનું મન ભરાઈ આવ્યું. સિગરેટને બુઝાવ્યા વગર જ દૂર ફેંકી દઈને રૂમાલથી આંસુ લૂછતા લૂછતા તેઓ ડૂસકા ભરીને રોવા લાગ્યા આપણા મ તાનો સાચા દિલની વાણી ક્યારે શીખશે? દિલ તો આંસુઓની વાણીને સમજે છે.

મોતીલાલજીના એ પવિત્ર મોતીઓના ઝળકારે અમારી આંખોને પણ નિર્મળ બનાવી દીધી—જાણે કે અમારા મનના મેલ પણ ધોવાઈ ગયા.

આજે અમને નચાવનારા, ગભરાવનારા અને હસાવનારા તો ઘણાય છે, પણ એ આત્મ–સ્નાન કરાવનારા નથી રહ્યા! સુકાઈ ગયેલી આંખો હવે ફરી આંસુ વહાવવા ચાહે છે. ફરી આવો - પધારો બાપુ!

અનુવાદક રતિલાલ દીપચંદ દેસાઈ [પ્રબુદ્ધ જીવન]

*

એક વરુ ગંગાને કિનારે આવેલા ખડકોમા રહેતું હતું. પછી હિમાલયમાં બરફ ઓગળવા લાગ્યો એટલે નદીમા પાણી ચડવા લાગ્યુ અને પાણી ચડતું ચડતું વરુના ખડકની ચારે બાજુએ ફરી વળ્યુ અને એક દિવસ તો તેનાથી ખોરાક શોધવાને બહાર જવાય જ નહિ તેવી સ્થિતિ થઈ રહી.

એણે જોયુ કે પોતાની પાસે હવે તો કશુ જ ખાવાનું છે નહિ, એટલે બોલ્યું, 'અરે, આજનો તો મહા પવિત્ર દિવસ છે અને આ દિવસે તો ખાસ ઉપવાસ કરવો જોઇએ.'

એટલે પછી તે ખડકની કિનાર ઉપર આવીને બેઠું અને પોતે ઉપવાસ કરે છે એવો ખૂબ જ ગંભીર ભાવ ધારણ કરી લીધો. પણ ત્યાં તો થોડી વારમાં એક જંગલી બકરું પાણીમાં થઈને ખડકો ઉપર કૂદતું કૂદતુ જ્યાં વરુ ભક્તિભાવ ધારણ કરીને બેઠેલું હતું ત્યાં આવી ગયું. અને એને જોતા જ વરુ બોલી ઊઠ્યું:

'અરે અરે, આ તો કંઈક ભોજનનો પદાર્થ આવી ગયો.'

અને તેણે બકરા પર તરાપ મારી, પણ ચૂકી ગયું. વળી એણે ફરી તરાપ મારી અને ફરી પણ ચૂકી ગયું. અને આખરે બકરું એ ઝડપથી વહેતાં પાણી ઠેકી જઇને સામે પાર જતું રહ્યું

અને વરુએ પાછો સાધુપણાનો દેખાવ ધારણ કરી લીધો. અને બોલ્યું, 'અરે આજના જેવા પવિત્ર દિવસે બકરાનું માસ ખાવા જેવી અપવિત્ર ક્રિયા મારાથી ન થાય. ના ના, આજે ઉપવાસના દિવસે મારે માસ ખાવાનું ના હોય.'

આ વરુને વિષે, એની ભક્તિ વિષે, એ પવિત્ર દિવસ માટે તેને જે ભાવ હતો તે વિષે તમે શું ધારો છો? વરુનાં ઢોંગ જોઈ તમને જરૂર હસવું આવશે. પણ જગતમાં આ વરુના જેવી જ સચ્ચાઈવાળા લોકો, કેટલા બધા છે! સારી સારી ભાવનાઓ ધારણ કરવાથી પોતાનો સ્વાર્થ-સધાય છે એમ તેમને લાગવાથી તેઓ એવી ભાવનાઓ ધારણ કરીને ફરે છે, અને એ લોકો પોતે મુક્તપણે દુરાચાર કરી શકતા નથી એટલા માટે જ નાનકડા સંત બનીને ફરતા હોય છે. પણ એવા લોકો ભલે ગમે તેટલી ચતુરાઈ કે ચાલબાજી કરે છતાં તમને શું એમ લાગે છે ખરું કે એ પ્રપંચી લોકો સાચા અને ન્યાય પરાયણ લોકોની સામે લાંબો વખત ટકી શકશે?

'બાલદક્ષિણા'—માતાજી

# આવા હતા બાપુ

'ઇન્દ'



આફ્રિકાથી આવ્યા પછી ગાંધીજી દેશનો ખૂણે ખૂણો ખૂંદી વળ્યા. દેશની કંગાલિયત દશા જોઈ ગાંધીજી દ્રવી ઊઠ્યા. આ કંગાલિયત—ગરીબી કેમ દૂર થાય તેના વિચારમાં પડ્યા. અને રેંટિયો તેમને જડ્યો. રેંટિયામાં તેમણે હિંદની ગરીબાઈ દૂર થવાનાં દર્શન થયા. અને સાથે સાથે "સૂતરને તાંતણે સ્વરાજ" પણ જોયું.

અને સાથીઓની મદદથી રેંટિયો પાછો ગૂંજતો કર્યો. પણ એ જાડી ખાદી પહેરે કોણ? તેથી ખાદીનો પ્રચાર કરવા અને વેચવા દેશનો પ્રવાસ શરૂ કર્યો.

પ્રવાસમાં, ટ્રેનમાં, સ્ટેશને જ્યાં જ્યાં મોકો મળે ત્યાં ગાંસડો ખોલી ખાદી વેચવા લાગ્યા. શહેરમાં ખાદીભંડારો ખોલ્યા.

પણ ખાદીભંડારો કેમ ખોલ્યા તથા સ્ટેશને ખાદી કેવી રીતે વેચતા તે તો જુઓ.

મધ્યપ્રાંતમાં એક શહેરમાં ખાદી-ભંડાર ખુલ્લો મૂકવાનો હતો. ખાદી-ભંડારની આજુબાજુ હજારોની મેદની જમા થઈ હતી.

ગાંધીજી આવ્યા. ભાષણ કરવા ન ઊભા રહ્યા પણ સીધા દુકાને ચઢ્યા અને જેમ કોઈ વેપારી સવારમાં દુકાનને પગે લાગી થડા પર બેસે તેમ ગાંધીજી પણ બેસી ગયા અને ખાદીનો તાકો હાથમાં લઇને ખાદી વેચવા લાગ્યા. લોકો પર આની ભાષણ કરતાં પણ વધુ અસર થઇ ને દુકાન પર દરોડો પડ્યો.

ચપોચપ ખાદી ઉપડવા લાગી. ગાંધીજી બીલ બનાવતા જાય, નીચે સહી : મો. ક. ગાંધી કરતા જાય. લોકો

તો ગાંડા બનીને ખાદી અને ગાંધીજીના હસ્તાક્ષર લેતા જાય. આમ કલાકેક વેપાર કરીને ખાદીભંડાર ખુલ્લો મૂક્યો.

* * *

હવે જુઓ બીજો પ્રસંગ.

ગાંધીજી અને તેમના સાથીઓ ખાદીના ગાંસડા લઈને ટ્રેનમાં એક ગામથી બીજે ગામ બિહારમાં ફરી રહ્યા હતા. રસ્તામાં છપરા જંકશન આવ્યું. ગાડી ઠીક ઠીક સમય રોકાવાની હતી. લોકો ગાંધીજીના દર્શને ઉમટી હતી. ગાંધીજીની વાણી સાંભળવા તલસી રહી હતી. ગાંધીજી નીચે ઊતર્યા. લોકોને થયું હમણાં ગાંધીજી બોલશે. પણ ગાંધીજીએ એક શબ્દ પણ ન ઉચાર્યો. ગાડીમાંથી ખાદીનો ગાંસડો પ્લેટફોર્મ પર ઊતાર્યો અને છોડ્યો. અને વેપાર શરૂ કરવા માંડ્યો.

ખાદીનો તાકો વેચતા જાય અને બોલતા જાય : "હું વાણિયો છું એટલે વેપારી રહ્યો. હું અહીં ભાષણ કરવા નથી આવ્યો પણ વેપાર કરવા આવ્યો છું. ગરીબોને રોટલો પહોંચાડવા આવ્યો છું. ગરીબોને ભિક્ષા આપીને, સદાવ્રત ખોલીને બેઠે બેઠે ખવડાવવું નથી પણ તેમને ધંધે વળગાડીને કમાતા કરવા છે. માટે ખાદી જ ખરીદો, પહેરો. આ ત્રણ રૂપિયે ચાદર, આ પાંચ રૂપિયે ધોતિયું. આ છ રૂપિયે સાડી, બોલો કોણ લે છે?"

અને મેદનીમાંથી અવાજો આવ્યા. "લાઈએ ગાંધીજી, લાઈએ મહાત્માજી."

અને આમ બધી ખાદી વેચાઈ ગઈ.

ગાંધીજી ગજ અને કાતર લઈ ગાડીમાં ચઢ્યા. ગાડી ઉપડી. મેદનીએ "ગાંધીજીકી જય"ના ગગનભેદી અવાજથી સ્ટેશન ભરી મૂક્યું.

લંકાના યુદ્ધમાં હનુમાનની સેનાના વાનરો અને રીંછો દમ મરનકરાળા રાવણની સામે રામચંદ્ર અને લક્ષ્મણના પક્ષમાં રહીને યુદ્ધ કરતા હતા. રાવણના ઉપર ચારે દિશામાંથી આ યોદ્ધાઓએ પ્રખર મારો ચલાવ્યો અને રાવણ હારવા લાગ્યો. એટલે પછી તેણે પોતાની મંત્ર વિદ્યાનો ઉપયોગ કર્યો.

એ મંત્રના બળે એકદમ, બધા રાક્ષસોની વચ્ચે રાવણની આસપાસ અનેક અનેક રામ અને લક્ષ્મણ દેખાવા લાગ્યા. એ કાંઈ સાચા રામ લક્ષ્મણ નહતા. એ તો તેમના ખોટા પ્રતિરૂપઆકારો હતા. પણ વાનરો અને રીંછોએ તો તેમને સાચા રામ લક્ષ્મણ માની લીધા અને એકદમ ગભરાઈ જઈને લડતા અટકી પડયા. પોતાના આ પૂજ્ય પુરુષોની સામે, રામચંદ્ર અને લક્ષ્મણ ઉપર પોતાથી કેવી રીતે હથિયાર ચલાવી શકાય, કેવી રીતે પથ્થરોનો મારો કરી શકાય!

એ બધાને આમ ગભરાઈ ગયેલા જોઈને રાવણના મો ઉપર એક ક્રૂર આનંદનું હાસ્ય છવાઈ ગયું. પણ તે જોઈને રામ પણ હસ્યા. એમને પણ આ મિથ્યા આભાસનો નાશ કરવામાં, આ પ્રપંચને ખુલ્લો પાડવામાં, અને સત્યને વિજય અપાવવામાં કેટલો બધો આનંદ આવતો હતો! પછી રામે પોતાના પ્રચંડ ધનુષ્ય ઉપર એક બાણ ચડાવ્યું અને છોડયું. અને એ બાણ સમસમાટ કરતું પેલી બધી માયાવી આકૃતિઓને વીંધતું બધે ફરી વળ્યું અને એ બધું એકદમ અલોપ થઈ ગયું. પછી હનુમાનની સેનાને આ બધી માયાની ખબર પડી ગઈ અને બધામાં પાછી હિંમત આવી ગઈ.

જે કોઈ માણસ સત્યનિષ્ઠ હોય છે તેના તરફથી આવતી વાણી આ રીતે બાણની માફક કામ કરતી હોય છે. તે મર્મ અસર કરે અને દંભનો નાશ કરી દે છે. 'ભાવદર્શિકા'—ભાતાજી

## બંધન ના જોઈએ

ચિત્તરંજન રૂ. શાહ

આ પ્રસંગ મારા એક સ્નેહીએ કહેલો છે એ સ્નેહનું નામ કરમારકર. એમની ઓળખાણ ખરેખર તો આપવાની જ જરૂર નથી. તો પણ આપું. તે આપણા દેશના એક ખ્યાતનામ શિલ્પી છે. પૂનાનું છત્રપતિ શિવાજી મહારાજનું એક જ ઢાળામાં આવડું મોટું પૂતળું અને તે પણ નાની ઉંમરે એમણે બનાવેલુ. સ્વભાવે આજે પણ બચ્ચાં જેટલા નિર્દોષ.

તેઓ એકવાર કલકત્તામાં હતા. બરાબર ત્યારે ગાંધીજી પણ ત્યા થોડા દિવસ માટે ગયેલા. કરમારકરને સુઝ્યુ કે ગાંધીજીનું પૂતળું સામેજ બેસીને કેમ ન બનાવવુ ! એટલે ઉપડ્યા સીધા ગાંધીજી પાસે અને પોતાની ઇચ્છા કહી.

ગાંધીજી કહે: 'ખુશીથી કાલે આવજો. પણ મફત નહિ થાય. હરિજનની થેલીમાં તમારે કંઈક આપવું પડશે.'

કરમારકર જરા વિચારમાં તો પડ્યા. પછી બોલ્યા: 'ભલે બાપુજી, મારાથી આપી શકાશે એટલી રકમ જરૂર આપીશ.'

ગાંધીજી કહે: 'કેટલા આપી શકશો!'

કરમારકરે તો કહી નાખ્યુ: 'એકસો રૂપિયા.' અને ગાંધીજીએ બીજે દિવસ આવી જવા કહ્યું.



બરોબર નક્કી કરેલા સમયે કરમારકર તો સાધન સામગ્રી લઈ પહોંચી ગયા. ગાંધીજી પોતાના સામેનાં ઢાળીયાં ઉપર લખી રહ્યા હતા. પાસે જઈ કરમારકરે એકસો રૂપિયા આપ્યા. ગાંધીજીએ એ લઈ લીધા અને કામ શરૂ કરવા કહ્યું.

કરમારકરે તો સામે જમાવ્યુ અને માટી વગેરે પલાળી શરૂ કરવા તૈયાર થઈ ગયા. ઊંચું જુએ છે તો ગાંધીજી લખી રહ્યા છે. એમના સ્વભાવે જોર કર્યું.

'બાપુજી બાપુજી, જરાક આ બાજુ ઊંચું જુઓ તો!' એમણે કહ્યુ.

ગાંધીજી ઘડીક તો જોઈ રહ્યા. જાણે સમજાયું ન હોય એમ પછી કહે: 'કેમ! તમારે કરવું હોય તો કરો. હું તો લખું છું એ લખ્યા કરીશ.'

કરમારકરે પણ એટલી જ નિખાલસતાથી કહ્યું: 'એ ન ચાલે આપે મારું કહ્યું કરવું જોઈશે. આપ મારું ભાડે લીધેલ મોડલ છો.'

ગાંધીજી હવે સમજ્યા અને ખૂબ હસી પડ્યા. એમણે કરમારકરને એમના સો રૂપિયા પાછા આપ્યા અને કહ્યુ કે આમને આમ કરવું હોય તો કરો. અને એ પણ મફત કરો.

આશ્ચર્ય તો એ જ છે કે સૌ કોઈ ફળ ખાવા ઈચ્છે છે, પરંતુ બીજ રોપવાને અથવા તેને પાણી પાઈ પોષવાને—ધર્મ બજાવવાને—કોઈ તૈયાર હોતું નથી ...આપણે જો આપણા કર્તવ્યને વળગી રહીશું તો આપણા હક્ક અને અધિકાર એની મેળે જ આપણી પાસે આવશે.

* * *

કૃપા ત્રણ પ્રકારની છે. (૧) ઈશ્વર કૃપા (૨) ગુરુકૃપા અને (૩) આત્મકૃપા. જેના ઉપર ગુરુ-કૃપા થાય છે તેનાજ ઉપર ઈશ્વરકૃપા થાય છે, અને જેના ઉપર આત્મકૃપા થાય છે તેને જ ગુરુ-કૃપાનો લાભ મળી શકે છે ...જેણે આત્મસેવા કરી નથી તેનાથી દેશ સેવા થઈ શકતી નથી.

* * *

આખા જગતને ચકિત કરી નાખી તેને દોરવ-વાની જો તમારી ઈચ્છા હોય તો જગતના સૌથી મોટા અને પાસેના ભાગ રૂપ તમારા આત્માને પ્રથમ ઢંઢોળી જાગૃત કરો...જેટલે અંશે આપણે આપણી જાતને હલાવીએ એટલે અંશે જ આપણે જગતને ખળભળાવી શકીએ

* * *

જ્યારે કોઈ જગ્યાની હવા સૂર્યના તાપથી પાતળી થઈને ઊંચે છે ત્યારે તે ખાલી જગ્યા ભરી દેવાને માટે ચારે બાજુની હવા એની મેળે જ દોડી આવે છે એને એથી કોઈ કોઈ વાર તો વાવા-ઝોડું પણ થાય છે. એવી જ રીતે જ્યારે એક મનુષ્ય ઈશ્વરી પ્રકાશરૂપ ઉષ્ણતાથી તપ્ત થઈને ઉન્નત થાય છે ત્યારે તેની ઇચ્છા હોય કે ન હોય તો પણ તે જગતના લોકોની ઉન્નતિનું નિમિત્ત થઈ પડે છે.

* * *

હે મનુષ્ય! તારામાં એવું તો અપાર ઐશ્વર્ય અને સામર્થ્ય છુપાયેલું છે કે તેને યોગ્ય રીતે પ્રકટ કરવાથી દેશ, વિશ્વ અને વિશ્વનાથને પણ પ્રસન્ન કરી શકાય છે. હે શરૂ થતી વસંતના રમ-ણીય પુષ્પ! તું પ્રથમ વિકાસને તો પામ! તારી જાત પ્રત્યેની આ ફરજ અદા કરવાથી બીજી સર્વ ફરજ એની મેળે જ અદા થઈ જશે અને ક્ષુદ્ર જંતુથી લઈને આકાશમાં ઊડતા પક્ષીઓ સુધી સર્વ ખુશી થઈ જશે.

* * *

જે દોષ આપણે બીજાનામાં શોધીએ છીએ તે આપણા પોતાનામાં લાવીએ છીએ. 'રામ' કહે છે કે જો તમારે તમારુ હિત સાધવું હોય તો બીજાના દોષ શોધવા છોડી દઈને પોતાની મનો-ભૂમિકામાં પ્રામાણિકપણું અને સદ્દગુણ સિવાય બીજા કોઈ જ વિચાર પેસવા દેવા નહિ.

* * *

કોઈ દેવળના ઘુમટમા જેમ આપણો જ અવાજ ઘૂમીને પાછો આવે છે તેવી રીતે આ આકાશરૂપી ઘુમટ નીચે આપણા જ વિચારો પાછા આવીને આપણા ઉપર અસર કરે છે અને તેને જ આપણે પ્રારબ્ધ કહીએ છીએ. તમારા વિચારો શુદ્ધ રાખો. જગતને ખરાબ દુષ્ટ વગેરે કહેવું એ નાના બાળકની પેઠે ઘુમટને દોષ દેવા જેવું છે

* * *

જે પોતાને મદદ કરવાને તૈયાર છે તેને મદદ કરવાને ઈશ્વર પણ તૈયાર જ છે, એ એક ઈશ્વરી નિયમ છે. જ્યારે મનુષ્ય પૂર્ણ અધિકારી બને છે ત્યારે તેના હક પોતાની મેળે જ તેને શોધતા આવે છે, એ એક અચૂક ઈશ્વરી નિયમ છે. જો અહીંયાં અગ્નિ સળગતો હોય તો પ્રાણવાયુ ત્યાં ખેંચાઈ આવવો જ જોઈએ. અંગ્રેજીમાં એક કહેવત છે કે 'પ્રથમ લાયક થાઓ અને પછી ઈચ્છા કરો.' પરંતુ 'રામ' કહે છે કે: 'તમે ફક્ત લાયક જ બનો એટલે ઈચ્છા નહિ કરો તો પણ તમારી યોગ્યતા પ્રમાણે બધું જ તમને પ્રાપ્ત

થશે.'...ભીંતમાં ચણવા જેવો પથ્થર રસ્તામાં કાંઈ પડયો રહે કે? જો તમે અધિકારી થાઓ તો તમારી કદર જરૂર જ થાય. અધિકાર શોધવામાં ફોકટ વખત ન ગુમાવતાં અધિકારને લાયક થવાની જ ચિંતા રાખો...ભિખારીને સૌ કોઇ દૂર હાંકી કાઢે છે પણ મોટા માણસ તરફ સર્વ વસ્તુઓ જાતે જ નમતી આવે છે.

* * *

'રામ' જેને 'આત્મકૃપા' કહે છે તેનો અર્થ કોઈ પણ જાતનો અહંકાર, આત્મશ્લાઘા અથવા સ્વાર્થ નહિ પણ આધ્યાત્મિક જ્ઞાન અને અંતઃકરણની ઉદારતા છે. તે ઉદારતા એટલી બધી આવવી જોઈએ કે પોતાનો આત્મા સર્વનો આત્મા જ બની જવો જોઇએ. આખું જગત પોતામાં પ્રતિબિંબિત થતું જોઇએ, અને જ્યારે લોકોની દૃષ્ટિએ આપણે આખા હિંદુસ્તાનનું અથવા સકળ વિશ્વનું કામ કરતા હોઇએ ત્યારે પણ આપણી પોતાની દૃષ્ટિએ આપણે ફક્ત આપણું પોતાનું જ કામ કરીએ છીએ, એમ લાગવું જોઇએ.

* * *

'રામ' જેને 'આત્મબળ' કહે છે તે બીજા શબ્દોમા કહીએ તો 'ઈશ્વરી બળ' જ છે. આપણું જે ખરૂં સ્વરૂપ છે તે જ સૌનું ખરૂં સ્વરૂપ છે અને વસ્તુતઃ ઇશ્વરનું સ્વરૂપ પણ તે જ છે. આપણે જ આ સંસારમા પ્રકટેલુ ઈશ્વરી તેજ છીએ અથવા આ સંસારરૂપી ઝરામા વહેતું અમૃત છીએ.

* * *

નામરૂપ ખરૂં જોતાં ક્ષણિક છાયા જેવાં છે. આપણે નામરૂપ છીએ એમ સમજીને કરવામાં આવતું કાર્ય અહંકાર અને સ્વાર્થથી પ્રેરિત હોય છે અને તેનો અંત દુઃખ અને નિરાશામા જ આવે છે; પરંતુ જે કામ ખરા આત્મજ્ઞાનથી અથવા વિશ્વાસથી કરવામાં આવે છે તે અહંકારપ્રેરિત નહિ પણ ઇશ્વરપ્રેરિત હોવાથી તેનો અંત ચિરકાલ આનંદ અને વિજયમાં આવે છે.સર્વ વ્યાખ્યાનનો સાર એ છે કે અહંકારને બદલે ઇશ્વરી દૃષ્ટિથી સઘળા સંબંધ તમે જુઓ અને નામરૂપને વળગી રહેવા કરતાં ઈશ્વરી સ્વરૂપમાં લીન થાઓ...છાયા ભલેને મોટા પર્વતની હોય તો પણ તે તુચ્છ દેખાવ માત્ર જ છે.

* * *

તત્ત્વદર્શી મનુષ્ય એ જ છે કે જેની દૃષ્ટિ દૃશ્ય જગતને ભેદીને, નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિવેક સમજીને, લોકોની નિંદા કે સ્તુતિની દરકાર ન કરતા ફક્ત તત્ત્વને જ વળગી રહે છેઃ કેમકે ઇશ્વર સિવાય કંઇ જ નથી. બ્રહ્મ જ સત્ય છે અને જગત મિથ્યા છે.

* * *

સ્વપ્નમાં ખજાનો મળવાથી જાગ્રતમાં જે અમીરી દાખવવા જાય તે જેમ મૂર્ખ છે તેમ આ માયિક વસ્તુઓને ભરોસે જે જીવે છે તેને પણ જીવતો છતા જ મૂએલો સમજવો.

* * *

કેટલીક વાર માણુસને દોરડી જોવાથી સાપનો ભાસ થાય છે, પરંતુ માણુસના મનમા સાપ હોય છે તો દોરડી નથી હોતી અને દોરડી હોય છે તો સાપ નથી હોતો. તેમ માણસના મનમા અહંકાર હોય તો ઇશ્વર નહિ અને ઇશ્વર હોય તો અહંકાર નહિ. . મહાત્માઓ આસક્તિ અને અહંકાર ત્યજીને જ અમરત્વ મેળવે છે.

* * *

સૂર્યનો ઉદય થયો એટલે કોઇ પથારીમાં સૂઇ રહેતું નથી; પશુઓની આંખો પણ ઊઘડી જાય છે, દરિયામાં પથરાયેલી બરફની ચાદરો પણ સૂર્યનો ઉદય થતાં ગળી જાય છે અને ઘૂઘૂ કરતો દરિયો પોતાની લહેરો ઉછાળવા માંડે છે. તો સૂર્યનો પણ સૂર્ય જે આત્મદેવ તે જ્યારે આપણા હૃદયમાં વિલસી રહે ત્યારે પછી ત્યાં શોક મોહ અને દુઃખ કેવી રીતે થોભી શકે? કદી નહિ, કદી નહિ.

☆

# સાબરને કાંઠેથી

વિમળા પટેલ

થોડાક દિવસો થયા હશે.

સાંજના છ વાગ્યાની તૈયારી હતી. કામ આટોપીને ઊઠવાની તૈયારી જ્યાં કરતી હતી ત્યાં એક દુબળી પાતળી બહેનને પગથિયાં ગણી ગણીને નીચે ઉતરતાં જોઈ. ચહેરો એનો ખૂબ સૌમ્ય જણાતો હતો. પાતળું અણિયાળું એનુ નાક એનામાં પડેલું સ્વમાન દેખાડતું હતું ભવ્ય એનુ લલાટ અને એના પરની આડી રેખાઓ જોઈને મને લાગ્યું કે આ બહેન છે તો કોઈ ઊંચા ગૃહસ્થની ખાનદાન સ્ત્રી. હાથે સોનાની એક એક બંગડી વિધવાપણું સૂચવતી હતી તેથી તો કરૂણાની મૂર્તિસમી એ દીસતી હતી. નમ્રતાપૂર્વક મેં એને નમસ્કાર કર્યા એણે તે જ ભાવે નમસ્કાર ઝીલ્યા ને સામે જોઈને તે હસી. પાસે આવીને બેઠી. મારા હાથમાનું લેખનકામ જોઈને એણે પૂછ્યું 'તમે અહીં રહો છો?'

'ના. રહું છું તો બીજે. કામ કરું છું અહીં.'

સામેની બાપુજીની ચિત્રાવલીમા તે કંઇક જોઈ રહી હતી. મો ઉપર એના અવનવા ભાવો એક પછી આવતા જતા હતા. 'પેલી છબિ કેવી સરસ છે! બાપુ મારો વા'લીડો. કેવા હસી રહ્યા છે. જાણે આ હમણાં જ બોલી ઊઠશે. આહાહા! શું એનુ ચેતન! એના એક આટલા ચેતને આખા જગતને ડોલાવી મૂક્યું! વાહ મારા વા'લીડા, વાહ! (એક જગદંબા પોતાના પુત્રને લડાવતી હોય એવા મુગ્ધભાવો એના મો પર દેખાતા હતા. એ જોઈ હુ મનમાં ખૂબ જ રાજી થતી હતી.)

'પહેલવહેલો મેં આ જગાએ પગ મૂક્યો. હું એકલી હતી. શાન્તિમાં અશાન્તિ લાગતી હતી તેવી મારી મનોદશાની પળોને એ જ છબિએ સાચવી લીધી હતી "આવ, આવ તારું સ્થાન આ છે. તને જરૂર ગમી જશે." (છબિમાંથી) બાપુએ મને પોતાની પાસે બોલાવી મારો અણગમો દૂર કર્યો' મેં મારો પ્રથમ અનુભવ કહી સંભળાવ્યો.

'ચેતનવાન પુરુષોની ચેતનરજ તો દિવાલો સોંસરી પથરાયેલી પડી હોય છે. આપણે જો એટલી દૃષ્ટિ સૂક્ષ્મ કેળવી હોય તો તેની અનુભૂતિ થયા વિના રહે જ નહિ ને....' બહેનની વાતો જ્ઞાનયુક્ત જણાઈ

આ પછી અમારે આડીતેડી ઘણીય વાતો થઈ. એમાં એક વસ્તુની પરખ એ થઈ કે ઈશ્વર માટેની શ્રદ્ધા એની ગજબ હતી અને એ શ્રદ્ધાનાં બીજારોપણ કેમ થયાં એનો ઉજ્જવળ દાખલો આપતાં એણે કહ્યું કે-

'હું રોજ ગીતા વાચન કરું છું. એમાં મને ખૂબ જ વિશ્વાસ છે, ભક્તિ છે. અને તેમ કરાવનાર મારા જીવનસંજોગે છે. ચાલીસ ચાલીસ જેટલા તો ઓરડા જેને સાંકડા પડતા હતા એની ધણિયાણી હું હતી. રેવાજી (નર્મદા) કાંઠે આવેલા મોટા શહેરમાં અમારો વસવાટ હતો. ઘેર નોકરચાકર હતા. વાડી હતી. મોટર હતી. પણ ઈશ્વરની કસોટીએ ચડવા વારો આવ્યો! આ મિલકતનો ધણી અચાનક ચાલ્યો ગયો. એને પગલે ઘરની લક્ષ્મીએ પણ ચાલતી પકડી. નાનાં ચાર છોકરાં. એમને પાલવવાં. મોટાં કરીને અભ્યાસ કરાવવો, ઠેકાણે પાડવાં વગેરે સાંસારિક ફરજ મારે માથે આવી ઊભી. મારી ઉંમર હતી તો નાની. આજના જેવી બુદ્ધિ અને સમજ પણ ત્યારે પાકાં નહિ. હું મૂઝાઈ ગઈ. છેવટે ઈલાજ સૂઝ્યો. વધારાની મિલકત વેચી દીધી. એમાંથી બે દીકરીઓ પરણાવી, એક મોટો દીકરો ભણીને સારી નોકરીએ ચડ્યો. નાનો છોકરો જે સાયંસમાં છેલ્લા વર્ષમાં હતો તેને પરણાવ્યો. આમ ગાડું કંઈક ચીલે પડતું જણાયું, તે જાણે ઈશ્વરના દરબારમા મંજૂર નહિ હોય એમ ભણતા દીકરાને ઓચિંતી મગજની બિમારી લાગુ થઈ ગઈ. છોકરો છેક શૂનમૂન થઈ ગયો. નવરાવવો, ધોવરાવવો, પીવરાવવો વગેરે બધુ જ મારે કરવું પડતું.

વહુ તો પિયર જતી રહી. એને શેકાથે ય કેવી રીતે? દીકરો મારો. હું એની મા. મારે તો પાલવવો રહ્યો. વહુ પારકા ઘરની. એ છોડીને જતી રહે. એને એ શોભે. રાતદિવસ મને અજંપો લાગ્યા કરે. ક્યાંય ચેન ના પડે. રાત જાય તો દિવસ ન જાય. દિવસ જાય તો રાત ના જાય. મારી એવી દશા પાછી શરૂ થઈ. મારું નોધારાપણું મને સાલવા લાગ્યું. માંડ કળ વળી હતી, ત્યાં દીકરાએ પાટુ માર્યું! શૂનમૂન બનીને બેસી રહેતા દીકરાને જોઇ મારું શેર શેર લોહી શેકાઈ જતું. પરણેલો દીકરો. એને મારે આમ પાલવવો પડે એજ વિચાર મારા મગજમાં સતત ઘુમરડી લીધાં કરે. સાયંસનુ છેલ્લું એનું વર્ષ હતું. પાસ થઈ ને આગળ જાય એવો બુદ્ધિવાળો, હોંશિયાર હતો પણ વિધાતાએ શું ધાર્યું હશે. ડાહ્યો હતો ત્યારે વહુ સગી હતી. આજે એ ય જતી રહી! પાગલ તો પાગલ. મારો દીકરો. કૉલેજ જતો ત્યારે કેટલી યે ભમરાળીઓ ભમરાની જેમ એની પાછળ ભમતી. આજે કોઈ સામે ય જોતું નથી! કુદરતી હાજતે એ મારા ચતુર દીકરો ખરડાઈ બેસતો. હું એને ધોઉં. ના ધોઉં તો એમ જ પડી રહે....આ ઓશિયાળી એની સ્થિતિની કરૂણતાનો વિચાર આવે ને હું રડી પડું.

'એકવાર થયું એમ કે, એનાં બગડેલાં કપડાં ધોઈને એનું ટેબલ હું ઠીક કરતી'તી ત્યાં અચાનક એક કાગળની કાપલી ઉપર મારી નજર પડી. "ઇશ્વર હંમેશાં સાથે છે. એવું આશ્વાસન હો. હૈયે હામ એની જ ધારણ કરો...ગમે એવી કપરી સ્થિતિમાં ય તેને નજર સામે રાખો. તે કલ્યાણ કરશે. કેમકે, છેવટે એ જ કર્તાહર્તા છે...." મારા અંતરપ્રદેશમાં આ શબ્દોએ રામબાણની ગરજ સારી. નવીન કોઇ પ્રકાશ જણાયો. "ઇશ્વર સાથે છે એનો આધાર હો." મારી નજરે ખૂલી ગઇ. "કર્તાહર્તા એ છે." એના પર પાકો વિશ્વાસ બેસી ગયો. કોઈ અજબ અલૌકિક શક્તિએ મારા પ્રાણમાં સંચાર કર્યો. નવીન જ્યોતિએ અંધકારમાં પ્રકાશ આપ્યો. મારામાં હામ આવી. દીકરાની સારવારમાં ફરક લાગવા માંડ્યો. એનામાં ય અજબ ફેરફાર થવા લાગ્યો. થોડા વખતમાં તો દીકરો હતો એવો થઈ ગયો. મારી કસોટીવેળાનાં વાદળો આછાં થવાં લાગ્યાં. ક્ષિતિજમાં પ્રકાશ જણાયો. સારાં વાનાં થવાં લાગ્યાં વહુનાં કહેણ આવવાં લાગ્યાં. હું શા માટે ના પાડું? વહુ આવી.

'પણ મને તો સખત બોધપાઠ મળ્યો કે કર્તાહર્તા તે ઈશ્વર છે. આપણે નિમિત્ત માત્ર છીએ. તો પછી ફોગટ ચિંતા શેની? સંસારનાં કામ કરવાં ખરાં પણ અંદર લપેટાઈ ન રહેવું. કામ કરવાની ખાતર જરૂર કરવાં; પણ તેમાં ગરકાવ થવું નહિ...'

અંધારૂં થતું હતું.

અમે એક-બીજાને ફરી મળવાની આશા આપતાં છૂટાં પડયાં.

*

* બનાવટી હીરો ગર્વથી કહેવા લાગ્યો: 'અરે, જરા જુઓ તો ખરા! હું કેવો મોટો છું!' એ સાભળીને ખરીદનાર બોલ્યો: 'એટલે જ મને શંકા પડે છે કે તું સાચો હીરો નથી!' —ગુરુદેવ

* રસ્તો સાફ કરનારા એક હરિજનને સંબોધીને એક દિલસૂફે કહ્યું: 'મને તારી ખૂબ દયા આવે છે! તારું કામ સૌથી ગંદુ અને સૌથી અઘરૂં છે.'

હરિજને કહ્યું: 'ધન્યવાદ, પરંતુ આપ કયું કામ કરો છો, એ જણાવશો?'

ફિલસૂફ બોલ્યો: 'હું માણસનું મન, તેનાં કાર્યો અને તેની વાસનાઓનો અભ્યાસ કરું છું.'

હરિજને રસ્તો સાફ કરવા માંડ્યો અને હસતાં હસતાં કહ્યું: 'મને તારી દયા આવે છે!'

—ખલિલ જિબ્રાન

# ગાંધી-દર્શનનાં મૂળતત્ત્વો [પૂ બાપુના શબ્દોમા] — તનસુખ ભટ્ટ

[ગતાકના સધાનમા]

## ૧૦ અસ્પૃશ્યતા નિવારણ

આ વ્રત પણ અસ્વાદવ્રતની જેમ નવુ છે અને કઈક વિચિત્ર પણ લાગે જેટલુ વિચિત્ર છે તેના કરતા વધારે આવશ્યક છે અસ્પૃશ્યતા એટલે આભડછેટ, અને અણજાણતા રીતે ગાયુ છે કે, 'આભડછેટ અળકેરુ અંગ' એ જ્યા ત્યા ધર્મમા ધર્મને નામે કે બહાને વિઘ્ન નાખ્યા જ કરે છે અને ધર્મને કલુષિત કરે છે જો આત્મા એક જ છે, ઈશ્વર એક જ છે તો અસ્પૃશ્ય કોઈ નથી જે રીતે ઢેડભંગીને અસ્પૃશ્ય ગણવામા આવે છે પણ અસ્પૃશ્ય નથી તે રીતે મૃત દેહ પણ અસ્પૃશ્ય નથી. એ માન ને કરુણાને પાત્ર છે મૃત દેહને સ્પર્શ કરી કે તેલ ચોળી અથવા હજામત કરી કરાવી નાહીએ છીએ તો તે કેવળ આરોગ્યની દૃષ્ટિએ મૃત દેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી ચોળાવીને ન નહાય તે ભલે ગંદો કહેવાય તે પાતકી નથી પાપી નથી એમ તો ભલે માતા બચ્ચાનુ મેલુ ઉપાડ્યા પછી સ્નાન ન કરે અથવા હાથ પગ ન ધુએ ત્યા લગી અસ્પૃશ્ય હોય પણ બચ્ચુ ગેલ કરતુ તેને અડશે તો તે નથી અભડાવાનુ કે નથી તેનો આત્મા મલિન થવાનો પણ જે તિરસ્કારરૂપે ભંગી, ઢેડ ચમાર ઈત્યાદિ નામે ઓળખાય છે એ તો જન્મે અસ્પૃશ્ય ગણાય છે ભલે સેકડો સાબુથી વર્ષો લગી શરીર ચોળ્યુ હોય ભલે તે વૈષ્ણવનો પોશાક પહેરે, માળા કઠી રાખે. ભલે તે ગીતાપાઠ રોજ કરે ને ધંધો લેખકનો કરે તો યે અસ્પૃશ્ય છે આમ જે ધર્મ મનાય કે આચરાય તે ધર્મ નથી, અધર્મ છે ને નાશને યોગ્ય છે આપણે અસ્પૃશ્યતા નિવારણને વ્રતનુ સ્થાન આપીને એમ માનીએ છીએ કે અસ્પૃશ્યતા હિંદુ ધર્મનુ અંગ નથી એટલુ જ નહી પણ એ હિંદુધર્મમા પેસી ગયેલો સડો છે વહેમ છે, પાપ છે, ને તેનુ નિવારણ કરવુ પ્રત્યેક હિંદુનો ધર્મ છે તેનુ પરમ કર્તવ્ય છે તેથી જે તેને પાપ માને છે તે તેનુ પ્રાયશ્ચિત કરે, અને કઈ નહી તો પ્રાયશ્ચિત્તરૂપે પણ ધર્મ સમજીને સમજદાર હિંદુ પ્રત્યેક અસ્પૃશ્ય ગણાતા ભાઈબહેનને અપનાવે તેનો હેતે સેવાભાવે સ્પર્શ કરે, સ્પર્શ કરી પોતાને પાવન થયેલ માને 'અસ્પૃશ્ય'ના દુ ખો દૂર કરે વર્ષો થયા તેમને કચડી નાખવામા આવેલ છે તેથી તેમનામા જે અજ્ઞાનાદિ દોષો પેસી ગયા છે તે ધીરજપૂર્વક દૂર કરવામા તેમને મદદ કરે અને આ બીજા હિંદુને કરતા મનાવે, પ્રેરે. આ દૃષ્ટિએ અસ્પૃશ્યતાને નિહાળતા તેને દૂર કરવામા જે ઐહિક કે રાજનૈતિક પરિણામો રહ્યા છે તેમને વ્રતધારી તુચ્છ ગણશે તે કે તેવુ પરિણામ આવો અથવા ન આવો છતા અસ્પૃશ્યતાનિવારણને વ્રતરૂપે આચરનાર ધર્મ સમજી અસ્પૃશ્ય ગણાતાને અપનાવશે સત્યાદિ આચરતા આપણે ઐહિક પરિણામનો વિચાર ન કરીએ સત્યાચરણ તે વ્રતધારીને સારુ એક યુક્તિ નથી એ તો તેના દેહની સાથે જડાયેલી વસ્તુ છે, તેનો સ્વભાવ છે, તેમ અસ્પૃશ્યનિવારણ તે વ્રતધારીને છે આ અસ્પૃશ્યતાનુ મહત્ત્વ સમજ્યા પછી આપણને માલૂમ પડશે કે એ સડો કેવળ ઢેડભંગી ગણાતા વિષે જ દાખલ થઈ ગયો છે એમ નથી સડાનો સ્વભાવ છે કે પ્રથમ રાઈના દાણા જેટલો લાગે છે પછી પહાડનુ સ્વરૂપ પકડે છે, ને છેવટે જેમા પ્રવેશ કરે છે તેનો નાશ કરતો રહે છે, તેમ અસ્પૃશ્યતાનુ છે આ આભડછેટ વિધર્મી પ્રત્યે આવી છે, અન્ય સંપ્રદાયો પ્રત્યે આવી છે, એક જ સંપ્રદાયની વચ્ચે પણ પેસી ગઈ છે તે એટલે સુધી કે કેટલાક તો અસ્પૃશ્યતાને પાળતા પાળતા પૃથ્વી ઉપર ભારરૂપ થઈ પડ્યા છે. પોતાનુ જ સંભાળતા, પોતાને પંપાળતા નહાતાધોતા ખાતાપીતા નવરા જ થતા નથી. ઈશ્વરને નામે, ઈશ્વરને ભૂલી પોતાને પૂજતા થઈ ગયા છે એટલે અસ્પૃશ્યતાનિવારણ કરનાર ઢેડભંગીને અપનાવીને સંતોષ નહી માને તે જીવમાત્રને પોતામા નહી જુએ ને પોતાને જીવમાત્રમા નહી હોમી દે ત્યા લગી શાંત થશે જ નહી અસ્પૃશ્યતા નિવારવી એટલે જગતમાત્રની સાથે મૈત્રી રાખવી તેના સેવક થવુ આમ જોતા અસ્પૃશ્યતાનિવારણ અહિંસાની જોડી બની જાય છે ને વસ્તુત છે જ અહિંસા એટલે જીવમાત્ર પ્રત્યે પૂર્ણ પ્રેમ અસ્પૃશ્યતાનિવારણનો પણ એ જ અર્થ છે, જીવમાત્રની સાથેનો ભેદ મટાડવો તે અસ્પૃશ્યતાનિવારણ આમ અસ્પૃશ્યતાને જોતા તે દોષ થોડેઘણે અંશે જગત મા વ્યાપક છે ખરો અહી આપણે તેને હિંદુધર્મના

સડારૂપે વિચાર્યો છે, કેમકે તેણે હિંદુધર્મમાં ધર્મનું સ્થાન ઝડપ્યું છે, ને ધર્મને બહાને લાખો કે કરોડોની સ્થિતિ ગુલામ જેવી કરી મૂકી છે.

## ૧૧. સર્વધર્મસમભાવ

આપણાં વ્રતોમાં જે વ્રતને સહિષ્ણુતાને નામે ઓળખીએ છીએ તેને આ નવું નામ આપ્યું છે. સહિષ્ણુતા અંગ્રેજી શબ્દ 'ટૉલરેશન'નો અનુવાદ છે, એ મને ગમ્યો ન હતો, પણ બીજું નામ સૂઝતું ન હતું. કાકાસાહેબને પણ એ નહોતું ગમ્યું તેમણે સર્વધર્મઆદર શબ્દ સૂચવ્યો. મને એ પણ ન ગમ્યો. બીજા ધર્મોને સહન કરવામાં તેની ઊણપ માની લેવામાં આવે છે. આદરમાં મહેરબાનીનો ભાવ આવે છે, અહિંસા આપણને બીજા ધર્મો પ્રત્યે સમભાવ શીખવે છે. આદર અને સહિષ્ણુતા અહિંસાદૃષ્ટિએ પૂરતાં નથી. બીજા ધર્મો પ્રત્યે સમભાવ રાખવાના મૂળમાં પોતાના ધર્મની અપૂર્ણતાનો સ્વીકાર આવી જ જાય છે, અને સત્યની આરાધના, અહિંસાની કસોટી એ જ શીખવે. સંપૂર્ણ સત્ય જો આપણે જોયું હોત તો પછી સત્યનો આગ્રહ શો! તો તો આપણે પરમેશ્વર થયા. કેમકે સત્ય એ જ પરમેશ્વર છે એવી આપણી ભાવના છે. આપણે પૂર્ણ સત્યને ઓળખતા નથી તેથી તેનો આગ્રહ રાખીએ છીએ, તેથી જ પુરુષાર્થને અવકાશ છે. આમાં આપણી અપૂર્ણતાનો સ્વીકાર આવ્યો. જો આપણે અપૂર્ણ તો આપણો કલ્પેલો ધર્મ પણ અપૂર્ણ. સ્વતંત્ર ધર્મ સંપૂર્ણ છે. તે આપણે જોયો નથી, જેમ ઈશ્વરને જોયો નથી. આપણે માનેલો ધર્મ અપૂર્ણ છે ને તેમાં નિત્ય ફેરફારો થયા કરે છે, થયા કરવાના. આમ થાય તો જ આપણે ઉત્તરોત્તર ચઢી શકીએ, સત્ય પ્રતિ, ઈશ્વર પ્રતિ, રોજ ને રોજ આગળ જતા જઈએ. અને જો મનુષ્યકલ્પિત બધા ધર્મ અપૂર્ણ માનીએ તો પછી કોઈને ઊંચનીચ માનવાપણું રહેતું નથી. બધા સાચા છે, પણ બધા અપૂર્ણ છે, તેથી દોષને પાત્ર છે. સમભાવ હોવા છતાં આપણે તેમાં દોષ જોઈ શકતા હોઈએ. પોતાનામાં પણ દોષ જોઈએ. એ દોષને લીધે તેનો ત્યાગ ન કરીએ પણ દોષ ટાળીએ. આમ સમભાવ રાખીએ એટલે બીજા ધર્મોમાં જે કાંઈ ગ્રાહ્ય લાગે તેને પોતાના ધર્મમાં સ્થાન આપતાં સંકોચ ન થાય એટલું જ નહીં પણ એમ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય.

બધા ધર્મો ઈશ્વરદત્ત છે, પણ તે મનુષ્યકલ્પિત હોવાથી, મનુષ્ય તેનો પ્રચાર કરતો હોવાથી તે અપૂર્ણ છે. ઈશ્વરદત્ત ધર્મ અગમ્ય છે. તેને ભાષામાં મનુષ્ય મૂકે છે, તેનો અર્થ પણ મનુષ્ય કરે છે. કોનો અર્થ સાચો? સહુ પોતપોતાની દૃષ્ટિએ, જ્યાં લગી એ દૃષ્ટિ વર્તે ત્યાં લગી, સાચા. પણ સહુ ખોટા પણ હોવાનો અસંભવ નથી. તેથી જ આપણે બધા ધર્મ પ્રત્યે સમભાવ રાખીએ. આમાં પોતાના ધર્મ પ્રત્યે ઉદાસીનતા નથી આવતી, પણ પોતાના ધર્મ પ્રત્યેનો પ્રેમ આંધળો મટી જ્ઞાનમય થાય છે, તેથી વધારે સાત્ત્વિક નિર્મળ બને છે. બધા ધર્મ પ્રત્યે સમભાવ આવે તો જ આપણાં દિવ્યચક્ષુ ખૂલે. ધર્માન્ધતા ને દિવ્ય દર્શન વચ્ચે ઉત્તર દક્ષિણ જેટલું અંતર છે. ધર્મજ્ઞાન થતાં અંતરાયો તૂટી જાય છે અને સમભાવ પેદા થાય છે, આ સમભાવ કેળવતાં આપણે આપણા ધર્મને વધારે ઓળખવાના.

અહીં ધર્મ અધર્મનો ભેદ નથી ટળતો. અહીં જે અંકાયેલા ધર્મો તરીકે આપણે જાણીએ છીએ તેમની વાત છે. આ બધા ધર્મોમાં મૂળ સિદ્ધાંતો એક જ છે. તે બધામાં સંત સ્ત્રીપુરુષો થઈ ગયાં છે, આજે પણ મોજૂદ છે. એટલે ધર્મો પ્રત્યેના સમભાવમાં ને ધર્મીઓ — મનુષ્યો — પ્રત્યેના સમભાવમાં કંઈક ભેદ છે. મનુષ્ય માત્ર — દુષ્ટ અને શ્રેષ્ઠ પ્રત્યે ધર્મી અને અધર્મી પ્રત્યે — સમભાવની અપેક્ષા છે, પણ અધર્મ પ્રત્યે કદી નહીં.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે ઘણા ધર્મો શાને સારુ જોઈએ? ઘણા ધર્મો છે એ આપણે જાણીએ છીએ. આત્મા એક છે, પણ મનુષ્ય દેહ અસંખ્ય છે. દેહની અસંખ્યતા ટાળી નહીં ટળે. છતાં આત્માના ઐક્યને આપણે ઓળખી શકીએ છીએ. ધર્મનું મૂળ એક છે, જેમ વૃક્ષનું; પણ તેને પાતરાં અસંખ્ય છે.

આ વિષય એવો અગત્યનો છે કે એને જરા અહીં લંબાવું છું. મારો કેટલોક અનુભવ આપું તો સમભાવનો અર્થ કદાચ વધારે સ્પષ્ટ થશે. જેમ અહીં તેમ ફિનિક્સમાં પણ પ્રાર્થના રોજ થતી. તેમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી હતા. સદ્ગત રુસ્તમજી શેઠ અથવા તેમના ફરજંદ ઘણીવાર હાજર હોય જ. રુસ્તમજી શેઠને 'મને વહાલું વહાલું દાદા રામજીનું નામ' બહુ ગમતું. મને સ્મરણ છે તે પ્રમાણે એક વેળા મગનલાલ કે કાશી એ અમને બધાને ગવરાવતાં હતાં. રુસ્તમજી શેઠ ઉલ્લાસમાં

બોલી ઊઠ્યા: "'દાદા રામજી'ને બદલે 'દાદા હોરમઝદ' ગાઓની." ગવરાવનારે ને ગાનારે આ વિચાર સાવ સ્વાભાવિક હોય તેમ ઝીલી લીધો. ને ત્યાર પછી રુસ્તમજી શેઠ હાજર હોય ત્યારે તો અચૂક અને તે ન હોય ત્યારે કોઈ કોઈ વાર અમે એ ભજન 'દાદા હોરમઝદ'ને નામે ગાતા. સદ્‌ગત દાઉદ શેઠનો છોકરો સદ્‌ગત હુસેન તો આશ્રમમાં ઘણી વાર રહેતો. તે પ્રાર્થનામાં ઉત્સાહપૂર્વક ભળતો. તે પોને બહુ મીઠા સ્વરમાં 'ઑર્ગન' સાથે 'યે બહારે બાગ દુનિયા ચંદ રોજ' ગાતો, અને તે ભજન અમને બધાંને એણે શીખવી દીધું હતું ને પ્રાર્થનામાં ઘણી વાર ગવાતું. આપણી અહીંની પ્રાર્થનામાળામાં તેને સ્થાન છે તે સત્યપ્રિય હુસેનનું સ્મરણ છે. એના કરતાં વધારે ચુસ્તપણે સત્ય આચરનારા નવજુવાન મેં જોયા નથી. જોસફ રૉયપેન આશ્રમમાં ઘણીવાર આવે જાય. તે ખ્રિસ્તી; તેમને 'વૈષ્ણવજન' બહુ ગમતું, તે સંગીત સરસ જાણે. તેમણે 'વૈષ્ણવજન'ને ઠેકાણે 'ક્રિશ્ચિયનજન તો તેને કહીએ' એમ લલકાર્યું. બધાએ વગર ઝીલ્યું. જોસફના હર્ષનો પાર ન રહ્યો એમ મેં જોયું.

આત્મસંતોષને સારુ જ્યારે હું જુદાં જુદાં ધર્મ-પુસ્તકો ઉથલાવી રહ્યો હતો ત્યારે ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ, જરથુસ્તી, યહૂદી અને હિંદુ એટલાનાં પુસ્તકોનો મારા સંતોષ પૂરતો પરિચય કર્યો. તેમ કરતાં મને આ બધા ધર્મો પ્રત્યે સમભાવ હતો એમ કહી શકું છું. તે વખતે મને એ જ્ઞાન હતું એમ નથી કહેતો. સમભાવ શબ્દનો પણ પૂરો પરિચય એ વેળા નહીં હોય. પણ એ વખતનાં મારાં સ્મરણ તાજાં કરું છું તો મને તે તે ધર્મોની ટીકા કરવાની ઇચ્છા સરખી યે થઈ યાદ નથી. પણ એમનાં પુસ્તકો સમજી આદરપૂર્વક વાંચતો અને બધામાં મૂળ નૈતિક સિદ્ધાંતો એક સરખા જોતો. કેટલીક વસ્તુઓ હું ન સમજી શકતો. તેમ જ હિંદુ ધર્મપુસ્તકોનું હતું. આજ પણ કેટલું યે નથી સમજતો પણ અનુભવે જોઉં છું કે જે આપણે ન સમજી શકીએ તે ખોટું જ છે એમ માનવાની ઉતાવળ કરવી એ ભૂલ છે, જે કેટલુંક પૂર્વે ન સમજાતું તે આજે દીવા જેવું લાગે છે. સમભાવ કેળવવાથી અનેક ગૂંચો પોતાની મેળે ઊકલી જાય છે; અને જ્યાં આપણને દોષ જ જોવામાં આવે ત્યાં તે દર્શાવવામાં પણ જે નમ્રતા અને વિવેક હોય છે તેથી કોઈને દુઃખ નથી થતું.

એક મૂંઝવણ કદાચ રહે છે. ગયે વખતે મેં જણાવ્યું કે ધર્મ અધર્મનો ભેદ રહે છે, અને અધર્મ પ્રત્યે સમભાવ કેળવવાનો અહીં ઉદ્દેશ નથી. આમ જ હોય તો ધર્માધર્મનો નિર્ણય કરવામાં જ સમભાવની સાંકળ તૂટી નથી જતી? આવો પ્રશ્ન થાય અને એવો નિર્ણય કરનાર ભૂલ કરે એમ પણ સંભવે. પણ આપણામાં ખરી અહિંસા વર્તતી હોય તો આપણે વૈરભાવમાંથી બચી જઈએ છીએ. કેમકે અધર્મ જોતાં છતાં તે અધર્મ આચરનાર પ્રત્યે તો પ્રેમભાવ જ હશે. અને તેથી કાં તો તે આપણી દૃષ્ટિનો સ્વીકાર કરશે, અથવા આપણી ભૂલ આપણને બતાવશે અથવા બંને એકબીજાના મતભેદને સહન કરશે. છેવટે સામેનો અહિંસક નહીં હોય તો એ કઠોરતા વાપરશે; તો યે આપણે જો અહિંસાના ખરા પૂજારી હોઈશું તો આપણી મૃદુતા તેની કઠોરતાને નિવારશે જ એમાં શંકા નથી. પારકાની ભૂલને સારુ પણ અપણે તેમને પીડવા નથી, આપણે પીડાવું છે એ સુવર્ણ નિયમને પાળે છે તે બધાં સંકટોમાંથી ઊગરી જાય છે.

## ૧૨ નમ્રતા

આને વ્રતોમાં નોખું સ્થાન નથી અને ન હોઈ શકે. અહિંસાનો એ એક અર્થ છે, અથવા કહો કે એના પેટમાં છે પણ નમ્રતા કેળવવાથી આવતી નથી. તે સ્વભાવમાં આવી જવી જોઈએ. જ્યારે નિયમાવલિ પહેલી ઘડાઈ ત્યારે મિત્રવર્ગમાં તેનો મુસદ્દો મોકલ્યો હતો. સર ગુરુદાસ બૅનરજીએ નમ્રતાને વ્રતોમાં સ્થાન આપવાની સૂચના કરી હતી. ત્યારે પણ એ દાખલ ન કરવાનું એ જ કારણ બતાવ્યું હતું જે અહીં લખું છું. પણ જો કે તેને વ્રતમાં સ્થાન નથી છતાં તે વ્રતોના કરતાં કદાચ વધારે આવશ્યક છે; આવશ્યક તો છે જ. પણ નમ્રતા કોઈને અભ્યાસથી આવી જાણી નથી. સત્ય કેળવાય, દયા કેળવાય, નમ્રતા કેળવવી એટલે દંભ કેળવવો એમ કહેવાય. અહીં નમ્રતા એ વસ્તુ નથી કે જે મોટા માણસોમાં એકબીજાને માનાર્થે શીખવવા કેળવવામાં આવે છે, કોઈ બીજાને સાષ્ટાંગ નમસ્કાર કરતો હોય છતાં મનમાં તો તેને વિષે તિરસ્કાર ભર્યો હોય; આ નમ્રતા નથી, લુચ્ચાઈ છે. કોઈ રામનામ જપ્યા કરે, માળા ફેરવે; મુનિ જેવો થઈ સમાજમાં બેસે, પણ માંહે સ્વાર્થ ભર્યો હોય તો તે નમ્ર નથી પણ પાખંડી છે. નમ્ર મનુષ્ય પોતે જાણતો નથી કે ક્યારે તે નમ્ર છે. સત્યાદિનું માપ આપણે પોતાની પાસે રાખી શકીએ, પણ

નમ્રતાનું માપ નથી હોતું. સ્વાભાવિક નમ્રતા છાની નથી રહેતી છતાં નમ્ર મનુષ્ય પોતે તે દેખી શકતો નથી. વસિષ્ઠ વિશ્વામિત્રનો દાખલો તો આપણે ઘણી વાર આશ્રમમાં સમજી ગયા છીએ. આપણી નમ્રતા શૂન્યતા લગી જવી જોઈએ. આપણે કંઈક છીએ એમ મનમાં ભૂત ભરાયું એટલે નમ્રતા છૂટી ગઈ ને આપણાં બધાં વ્રતો રોળાઈ ગયાં. વ્રતપાલન કરનાર જો મનમાં પોતાના પાલનનો ગર્વ રાખે તો વ્રતોની કિંમત ખોઈ બેસે ને સમાજમાં વિષરૂપ થઈ પડે. તેનાં વ્રતની કિંમત ન સમાજ કરે, ન પોતે તેનું ફળ ભોગવી શકે. નમ્રતા એટલે હુંપણાનો આત્યંતિક ક્ષય. વિચાર કરતાં માલૂમ પડી જાય એવું છે કે આ જગતમાં જીવમાત્ર એક રજકણ કરતાં પણ કંઈ નથી. શરીરરૂપે ક્ષણજીવી છીએ. કાળના અનંત ચક્રમાં સો વર્ષનું પ્રમાણ કાઢી જ ન શકાય. પણ જો એ ચકરાવામાંથી નીકળી જઈએ એટલે કંઈ નથી થઈ જઈએ તો બધું થઈ જઈએ. કંઈ થવું એટલે ઈશ્વરથી — પરમાત્માથી, સત્યથી — વિખૂટા થવું. કંઈ ટળી જવું એટલે પરમાત્મામાં ભળી જવું. સમુદ્રમાં રહેલું બિંદુ સમુદ્રની મહત્તા ભોગવે છે. પણ તેનું તેને જ્ઞાન નથી. સમુદ્રથી વેગળું થયું ને પોતાપણાનો દાવો કરવા બેઠું એટલે તે તે જ ક્ષણે સુકાયું. આ જીવનને પાણીના પરપોટાની ઉપમા આપી છે એમાં હું સહેજે અતિશયોક્તિ નથી જોતો. આવી નમ્રતા — શૂન્યતા — કેળવવાથી કેમ આવી શકે? પણ વ્રતોને ખરી રીતે સમજવાથી નમ્રતા પોતાની મેળે આવતી જાય છે. સત્યનું પાલન કરવા ઇચ્છનાર અહંકારી કેમ થઈ શકે? બીજાને સારુ પ્રાણ પાથરનાર પોતાની જગા ક્યાં રોકવા જાય? તેણે તો પ્રાણ પાથરવાનો નિશ્ચય કર્યો ત્યારે જ પોતાના દેહને ફેંકી દીધો. આ નમ્રતા એટલે પુરુષાર્થરહિતતા ન હોય? એવો અર્થ હિંદુધર્મમાં કરી નખાયો છે ખરો. અને તેથી આળસને, પાખંડને ઘણી જગ્યાએ સ્થાન મળી ગયું છે. ખરું જોતાં નમ્રતા એટલે તીવ્રતમ પુરુષાર્થ. પણ તે બધો પરમાર્થને કારણે હોય. ઈશ્વર પોતે ચોવીસે કલાક એકશ્વાસે કામ કર્યાં કરે છે, આળસ મરડવા સરખી યે ફુરસદ લેતો નથી. તેના આપણે થઈ જઈએ, તેનામાં ભળી જઈએ, એટલે આપણો ઉદ્યમ તેના જેવો અતંદ્રિત થયો — થવો જોઈએ. સમુદ્રથી છૂટેલા બિન્દુને સારુ આરામની કલ્પના આપણે કરી શકીએ છીએ; પણ સમુદ્રમાં રહેલા બિંદુને આરામ ક્યાંથી? સમુદ્રને એક ક્ષણનો પણ આરામ છે જ ક્યાં? બરાબર એ જ પ્રમાણે આપણું છે. ઈશ્વરરૂપી સમુદ્રમાં આપણે મળી જઈએ એટલે આપણો આરામ ગયો, આરામની જરૂર પણ ગઈ. એ જ ખરો આરામ; એ મહા અશાંતિમાં શાંતિ. તેથી ખરી નમ્રતા આપણી પાસે જીવમાત્રની સેવા અર્થે સર્વાર્પણની આશા રાખે છે. બધું પરવાર્યા પછી આપણી પાસે નથી રહેતો રવિવાર, કે શુક્રવાર કે સોમવાર. આ સ્થિતિનું વર્ણન આપવું મુશ્કેલ છે, પણ એ અનુભવગમ્ય છે. જેણે સર્વાર્પણ કર્યું છે તેણે તે અનુભવી છે. આપણે બધાં અનુભવી શકીએ છીએ. એ અનુભવવાના ઇરાદાથી આશ્રમમાં ભેળાં થયાં છીએ. બધાં વ્રતો બધી પ્રવૃત્તિ તે અનુભવવા સારુ છે. બીજું ત્રીજું કરતાં એ કોઈક દિવસ આપણે હાથ આવી જશે, એને જ શોધવા જતાં એ પ્રાપ્ય નથી.

### ૧૩. વ્રતની આવશ્યકતા

વ્રતના મહત્ત્વ વિષે હું છૂટુંછવાયું આ લેખમાળામાં લખી ગયો હોઈશ. પણ વ્રતો જીવન બાંધવાને સારુ કેટલાં આવશ્યક છે એ વિચારવું યોગ્ય લાગે છે. વ્રતો વિષે લખી ગયો એટલે હવે તે વ્રતોની આવશ્યકતા વિચારીએ.

એવો એક સંપ્રદાય અને તે પ્રબળ છે, જે કહે છે: 'અમુક નિયમોનું પાલન કરવું ઉચિત છે, પણ તે વિષે વ્રત લેવાની આવશ્યકતા નથી એટલું જ નહીં પણ તે મનની નબળાઈ સૂચવે છે અને હાનિકારક પણ હોય. વળી વ્રત લીધા પછી એવો નિયમ અગવડરૂપ લાગે, અથવા પાપરૂપ લાગે તો યે તેને વળગી રહેવું પડે એ તો અસહ્ય છે.' તેઓ કહે છે: 'દાખલા તરીકે, દારૂ ન પીવો સારું છે તેથી ન પીવો. પણ કોઈ વાર પિવાયો તો શું થયું? દવા તરીકે તે પીવો જ જોઈએ. એટલે તે ન પીવાનું વ્રત એ તો ગળે હાંસડી ઘાલ્યા જેવું થાય. અને જેમ દારૂનું તેમ બીજી બાબતમાં. અસત્ય પણ ભલાને સારુ કાં ન કહીએ?' મને આ દલીલોમાં વજૂદ લાગતું નથી. વ્રત એટલે અડગ નિશ્ચય. અગવડોને ઓળંગી જવા સારુ તો વ્રતોની આવશ્યકતા છે. અગવડ સહન કરે છતાં તૂટે નહીં તે જ અડગ નિશ્ચય ગણાય. એવા નિશ્ચય વિના માણસ ઉત્તરોત્તર ચડી જ ન શકે એમ આખા જગતનો અનુભવ સાક્ષી પૂરે છે. જે પાપરૂપ હોય તેનો નિશ્ચય એ વ્રત ન કહેવાય. એ રાક્ષસી વૃત્તિ છે. અને અમુક નિશ્ચય જે

પુણ્યરૂપે જણાયો હોય તે આખરે પાપરૂપ સિદ્ધ થાય તો તે છોડવાનો ધર્મ અવશ્ય પ્રાપ્ત થાય છે. પણ એવી વસ્તુને વિષે વ્રત કોઈ લેતું નથી, લેવું જોઈએ નહીં. જે સર્વમાન્ય ધર્મ ગણાયો છે પણ જે આચરવાની આપણને ટેવ નથી પડી તેને વિષે વ્રત હોય. ઉપરના દૃષ્ટાંતમાં તો પાપનો આભાસ માત્ર હોય. સત્ય કહેતાં કોઈને હાનિ થઈ જશે તો? એવો વિચાર સત્યવાદી કરવા ન બેસે. સત્યથી આ જગતમાં કોઈને હાનિ થતી નથી ને થવાની નથી, એવો પોતે વિશ્વાસ રાખે. તેમ જ મદ્યપાનને વિષે. કાં તો એ વ્રતમાં દવા તરીકે અપવાદ મૂક્યો હોય, અથવા ન મૂક્યો હોય તો શરીરનું જોખમ વહોરવાનો વ્રતની પાછળ નિશ્ચય હોય. દવા તરીકે પણ દારૂ ન પીવાથી દેહ જાય તો યે શું? દારૂ લેવાથી દેહ રહેશે જ એવો પટો કોણ લખાવી શકે છે? અને તે ક્ષણે દેહ નભ્યો ને બીજી જ ક્ષણે કોઈ બીજા કારણસર જાય તેનું જોખમ કોને માથે? અને એથી ઊલટું, દેહ જતા પણ દારૂ ન પેવાના દૃષ્ટાન્તની ચમત્કારિક અસર દારૂની બદીમાં ફસાયેલાં મનુષ્યો ઉપર થાય એ જગતને કેટલો બધો લાભ છે! દેહ જાઓ અથવા રહો, મારે તો ધર્મ પાળવો જ છે એ ભવ્ય નિશ્ચય કરનારા જ ઈશ્વરની ઝાંખી કોઈ કાળે કરી શકે છે. વ્રત લેવું એ નબળાઈસૂચક નથી પણ બળસૂચક છે. અમુક વસ્તુ કરવી ઉચિત છે તો પછી કરવી જ એનું નામ વ્રત. અને એમાં બળ છે. પછી આને વ્રત ન કહેતાં બીજે નામે ઓળખો તેની હરકત નથી. પણ 'બનશે ત્યાં લગી કરીશ' એમ કહેનારા પોતાની નબળાઈનું અથવા અભિમાનનું દર્શન કરાવે છે; ભલે તેને પોતે નમ્રતાને નામે ઓળખાવે એમાં નમ્રતાની ગંધ સરખી યે નથી. 'બને ત્યાં સુધી' વચન શુભ નિશ્ચયોમાં ઝેર સમાન છે એમ મેં તો મારા પોતાના જીવનમાં ને ઘણાંઓના જીવનમાં જોયું છે. 'બને ત્યાં સુધી' કરવું એટલે પહેલી અગવડે પડી જવું. 'સત્ય બને ત્યાં સુધી પાળીશ' એ વાક્યનો અર્થ જ નથી. વેપારમાં કોઈ બને ત્યાં સુધી અમુક તારીખે અમુક રકમ ભરવાની ચિઠ્ઠીનો ક્યાંયે ચેક કે હૂંડી રૂપે સ્વીકાર નહીં થાય. તેમ જ બને ત્યાં લગી સત્ય પાળનારની હૂંડી ઈશ્વરની દુકાને વટાવી નહીં શકાય.

ઈશ્વર પોતે નિશ્ચયની, વ્રતની સંપૂર્ણ મૂર્તિ છે. એના કાયદામાંથી એક અણુ પણ ફરે તો એ ઈશ્વર મટે. સૂર્ય મહાવ્રતધારી છે, તેથી જગતનો કાળ નિર્માણ થાય છે ને શુદ્ધ પંચાંગો રચી શકાય છે, તેણે એવી શાખ પાડી છે કે તે હમેશાં ઊગ્યો છે ને હમેશાં ઊગ્યાં કરશે, ને તેથી જ આપણે આપણને સુરક્ષિત માનીએ છીએ. વેપારમાત્રનો આધાર એક-ટેક ઉપર રહ્યો છે. વેપારીઓ એકબીજા પ્રત્યે બંધાય નહીં તો વેપાર ચાલે જ નહીં. આમ વ્રત સર્વવ્યાપક વસ્તુ જોવામાં આવે છે, તો પછી જ્યારે આપણું પોતાનું જીવન બાંધવાનો પ્રશ્ન ઊઠે, ઈશ્વરદર્શન કરવાનો પ્રશ્ન રહ્યો છે, ત્યાં વ્રત વિના કેમ ચાલી શકે? તેથી વ્રતની આવશ્યકતા વિષે આપણા મનમાં કદી શંકા ન જ ઊઠે.

☆

### એકાદશ વ્રત

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અસંગ્રહ;
શરીરશ્રમ, અસ્વાદ, સર્વત્ર ભયવર્જન;
સર્વધર્મે સમાનત્વ, સ્વદેશી, સ્પર્શભાવના;
આ એકાદશ સેવીએ, નમ્રત્વે વ્રતનિશ્ચયે.

(પૂ. વિનોબારચિત સત્યાગ્રહકારિકા)

☆

એક ભક્તને એક જ પુત્ર હતો. તે બહુ સુંદર, સુશીલ અને સદાચારી હતો. એક દિવસ અકસ્માત્ મરણ પામ્યો. ભક્તને આથી કશો ખેદ થયો નહીં, તેણે તો ભગવાનનો ઉપકાર માન્યો. લોકોએ તેના આ વિચિત્ર વ્યવહારથી આશ્ચર્ય પામતા ભક્તને પૂછ્યું: 'પાગલ' તારો એકનો એક દીકરો મરી ગયો છે અને તું હસી કેમ રહ્યો છે?' ભક્તે વિનયથી જવાબ આપ્યો: 'ભાઈ, માલિકના બગીચામાં ખીલેલું સુંદર પુષ્પ માળી પોતાના માલિકને આપીને પ્રસન્ન થાય છે કે રડે છે? મારું તો કાંઈ છે જ નહીં. સર્વ કંઈ પ્રભુનું જ છે. થોડા સમયને માટે તેની એક વસ્તુ મારી સંભાળમાં હતી તેથી હું તેનું જીવરજાનથી રક્ષણ કરું એ મારું કર્તવ્ય હતું. હવે સમય પૂરો થઈ જવાથી પ્રભુએ તેની વસ્તુ પાછી લઈ લીધી. અને મારી રક્ષણ કરવાની જવાબદારી પૂરી થઈ ગઈ તેથી મને આનંદ થાય છે. અને હું તેનો ઉપકાર એટલા માટે માનું છું કે મેં તેની વસ્તુને ભૂલથી કેટલાય વખતથી મારી માની લીધી હતી. પરંતુ પ્રભુએ મારી તરફ ધ્યાન ન આપતા મને માફી આપી. આટલી મોટી કૃપાને માટે હું તેનો ઉપકાર માનું છું. આમાં આશ્ચર્યની શી વાત છે?'

એક હલકી વર્ણનો ગરીબ માણસ શિકાર કરીને પોતાના કુટુંબનું ભરણપોષણ કરતો હતો. એક વાર તે આખોય દિવસ શિકારની શોધમાં ભટક્યો પણ એના હાથમાં કાંઈ જ ન આવ્યું. રાત પડવા આવી તોપણ તે શિકારની આશામાં જંગલમાં જ ફર્યા કરતો હતો. એકલો, થાક્યો પાક્યો, ભૂખ્યો, શિકાર ન મળતાં નિરાશ બની ગયેલો. એને થયું કે લાવ, કોઈ ઝાડ પરથી પંખીનો માળો મળી આવે તો પ્રયત્ન કરું. અને એમ તે એક બિલીના ઝાડ ઉપર ચડયો. શિવના ભક્તો આ બિલીવૃક્ષનાં ત્રણ ત્રણની જોડવાળાં પાંદડાં પોતાના દેવને ચડાવતા હોય છે. એ માણસ બિલીના ઝાડ ઉપર ચડયો તો ખરો પણ તેને કાંઈ જ ન જડ્યું. એને એની રાહ જોઈને ઘેર બેઠેલાં પોતાનાં નાનાં નાનાં બાળકો અને સ્ત્રી યાદ આવ્યાં. બાપા આવશે અને કંઈ ખાવાનું લાવશે. અને એ યાદ આવતાં તે રડી પડયો.

વાર્તા કહે છે કે આવાં જે દયાનાં આંસુ હોય છે તે ઘણાં જ ભારે હોય છે. આપણે આપણા પોતાને ખાતર આંસુ પાડતા હોઈએ છીએ તેના કરતાં આ આંસુનું મૂલ્ય ઘણું વધારે હોય છે.

એ શિકારીના આંસુ બિલીનાં પાંદડાં ઉપર પડયાં અને ત્યાંથી પછી એ ઝાડની નીચે શિવનું લિંગ હતું તેના પર જઈને પડયાં. એ જ ઘડીએ એક સાપ આવીને શિકારીને કરડયો અને તે મરી ગયો. અને તરત જ દેવદૂતો આવીને તેને ઉપાડીને દેવલોકમાં લઈ ગયા અને શિવની સામે તેને હાજર કરી દીધો.

એને જોતાં આજુબાજુ બેઠેલા દેવો બોલી ઊઠયા, 'અરે, આવા માણસને સ્વર્ગમાં શા માટે લઈ આવ્યા? આ તો હલકી જાતનો માણસ છે. એનામાં કશી સાધુતા નથી, એ તો પાપ કરીને પેટ ભરે છે, દેવતાઓને તે રોજ કશો દેવભાગ પણ આપતો નથી.'

પરંતુ એ સાંભળીને શિવ બોલ્યા :

'એણે મને બિલીનાં થોડાં પાંદડાં તો અર્પણ કર્યાં જ છે, અને વળી સાચા હૃદયનાં આંસુ પણ અર્પણ કર્યાં છે. સાચા હૃદયના માણસ માટે કોઈ હલકી જાત રહેતી નથી.' અને એમ કહી તેને સ્વર્ગમાં રાખી લીધો.

'બાલદક્ષિણા'—માતાજી

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૩૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

અનુક્રમણિકા ... ૧૨, જાન્યુઆરી ૧૯૬૧



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧-૨ ૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી-ગુરુ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ . | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ . | (છપાય છે) |
| મીરાંનાં ભજનો . | " |



ગેબ મહીં ગોળા ફરે,
(એવા) મેમા માધવરાય;
(તો) ટચલીએ તેં તોળિયો,
(એમાં) થડકો શેનો થાય?

મીરાં ને સુકરાત,
દયાનંદ દાના જતિ;
વખડાં પી રળિયાત,
(એવા) વિરલાંની વાતું રહી.

નારદ તંબૂરે નહિ,
નરસીં નહિ કરતાળ;
મીરાં ઘૂઘરીએ નહિ,
(છ) ઠાકર ઘરનાં બાળ.

તાવડીકટ્ટી રોટલો,
દઈએ માગણુસુખ;
(જો) કાથરોટે કળ નો પડે,
(તો) કોઠલે કીં સુખદુઃખ?

મીલ, માલ ને મોટરું,
મસીદ ને મીનાર;
શ્રાવક પીળે ચાંદલે,
(છ) અંદાવાદ બજાર.

હાટે આકઝમાળ ને,
ઘાટી પાટીવાળ;
વીજળગાડી વેરણ્યું,
(ધ) મૂમઈ શેર બજાર.

તનસુખ ભટ્ટ

## 'પ્યારા બાપુ'ના ગ્રાહક બંધુઓને

આ અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે.

આ અંક આપના હાથમા આવે કે બનતી ત્વરાએ મની ઓર્ડરથી લવાજમ મોકલી આપશો એવી આશા છે.

લવાજમ મોકલવાની સૌથી સરળ ને ઓછી ખર્ચાળ પદ્ધતિ મની આર્ડરની છે

આમ છતાં જે ભાઈઓ વી. પી.થી અંક મગાવવા ઇચ્છતા હોય તેઓ અમને તરત લખી જણાવે મગાવેલ વી પી કોઈ કારણસર પાછું ન ફરવું જોઇએ એટલું ગ્રાહક બંધુઓ લક્ષમાં રાખે

જે ભાઈઓએ મની ઓર્ડરથી લવાજમ મોકલ્યું નહીં હોય, વી પી.થી મોકલવાની સૂચના કરી ન હોય એવા ગ્રાહકો પર ન છૂટકે અમે આવતો અંક વી. પી થી રવાના કરીશું. તે સ્વીકારી લેવાની અમે વિનંતી કરીએ છીએ

કોઈ કારણસર ગ્રાહક તરીકે રહેવા ન માગતા હોય તેઓ અમને લખી જણાવે.

'પ્યારા બાપુ'ના ગ્રાહક થઈ આપે અમને સહકાર આપ્યો છે તે માટે અમે આપના આભારી છીએ. તે જ પ્રમાણે નવા વર્ષે સહકાર ચાલુ રાખશો એવો અમારો આગ્રહ છે

વાર્ષિક લવાજમ દેશમા રૂા ૬, પરદેશમા બાર શિલિંગ

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન જૂનાગઢ

# બાપુના પત્રો



[શ્રી છગનલાલભાઈ કામદારે આ પત્રો મોકલ્યા છે. પત્રોમાં ગાંધીજીએ જે જોડણી રાખી છે તે જ રાખી છે.]

જોહાનીસબર્ગ, ૩–૭–૧૯૦૩

રા. રા. ભાઈ મોહનલાલ,

તમારો કાગળ મળ્યો. માજીસ્ટ્રેટની મહેરબાનીથી તમને લાઈસેન્સ મળે તો જ જવાય. હકથી નહિં મળે. મારી સલાહ તમને વેપારમાં નહિ પડવાની છે. તમારાથી બને તો તમે જમીન તથા ઘર ખરીદો. તેમા સારો નફો થશે. વેપારમાં કમાણી થવી મુશ્કેલ છે. અને અપ્રમાણીકપણું વાપરવાની તેમા વિશેષ લાલચ રહેલી છે. તમારે મુક્ત થવાની અરજી કરવાની કશી જરૂર નથી. ચિ ગવરીશંકરે નથી કરી એમ મને કહેલું. જો તેણે અરજી કરી હોય તો તે ભૂલ છે. તેથી માત્ર ગામમાં રહેવાનો હક મળે છે. તેની કશી કિંમત નથી. છતાં વળી ડીસેમ્બર મહિના સુધી ધારા અમલમાં આવનાર નથી. એટલે કોઈ રિતે અરજી કરવા જેવું નથી.

મો. ક. ગાંધીના યથાયોગ્ય

મી. અબ્દુલાના છોકરાની પરમીટ આવતે અઠવાડીયે મલશે એવો તાર આવ્યો છે

(આ પત્ર શીસાપેનથી લખેલ છે)

*

તા. [illegible]

રા. રા. ભાઈ મોહનલાલ,

તમારો કાગળ મળ્યો. તમને વેપાર કરવાની હોંશ હોય તો હું ભાગી નાખવા નથી માંગતો. રીટેલ વેપારમાં અપ્રમાણિકપણું ખહુ ચાલે છે એવો મારો અનુભવ છે. છતાં જેને હિંમત હોય તે બેશક નભાવી શકે છે.

તમારે અરજી તો માજીસ્ટ્રેટને જ કરવી પડશે. પણ કેળવાયલાને ગામમાં લાઈસન્સ મળે એવો કાયદો નથી. એટલે તમને મળવી એ મુશ્કેલ માનું છું. કોલોનીઅલ સેક્રેટરીને હું ઓળખું છું, પણ કાયદાની બહાર કંઈ માગણી કરી શકાય એમ નથી. તમે લૉર્ડ મીલનરને મોકલેલી અરજીમાં જોયું હશે કે તે બાબતની માંગણી છે. લૉર્ડ મીલનરે ભરૂસો આપ્યો છે. જો તે પ્રમાણે ફેરફાર કાયદામાં થશે તો હરકત નહીં આવે એમ માનું છું. પણ જો તમારાથી માજીસ્ટ્રેટને મળી કંઈ થઈ શકે તો કરજો.

મો. ક. ગાંધીના યથાયોગ્ય

*

જોહાનીસબર્ગ, ૮–૯–૧૯૦૩

રા. રા. ભાઈ મોહનલાલ,

તમારો કાગળ મળ્યો.

તમારો લાંબી મુદત રોકાવાનો વિચાર હોય તો તમારા ખટલાને તેડાવો તેમાં હું કશું ખોટું નથી જોતો. પણ તેવો વિચાર રાખો તો તમારે ઠીક હાલનમાં રહેવાનો નિશ્ચય કરવો.

ચિ. હરિલાલ વિ. ને મેં ત્રણ વર્ષ સબુરી કરવા લખ્યું છે. જો રોકાઈ જવાનું કબૂલ કરે તો જ મારાથી તેટલી મુદતમાં છુટા થવાય છતાં હું વચન આપીને આવ્યો છું તેથી લખ્યું છે કે જો તેટલી સબુરી ન પકડાય તો અકટોબર

માસમાં મુંબઈથી રવાના થાવું. એટલે જો આવશે તો નવેમ્બરમાં આવવાનો સંભવ છે. જવાબ નથી ફરી વળ્યો.

×

જરા ઢીલ થશે. તેઓના માણસો આવશે ત્યારે કહાડી આપશે.

મો. ક. ગાંધીના યથાયોગ્ય

× અહીં એક લીંટીનું લખાણ બેસતું નથી.

*

જોહાનીસબર્ગ, ૧૪-૫-૧૯૦૪

રા. રા. ભાઈ મોહનલાલ,

ચિ. ઉમીયાશંકર પહોચ્યા છે.

નવા કે જૂના ગમે તે ઇન્ડીઅનને ગમે તે ઠેકાણે હવે લાઈસેન્સ મળી શકે છે. પણ નવો કાયદો જરૂર થશે. ઘણા માણસો નકામી દોડ ન કરે તો સારૂં. જરૂર હોય તેણે જ લાઈસેન્સ કઢાવવી.

જે માણસ પૈસા ન આપે તેને છોડી દેવાના. હવે પછી ઉધાર કામ ન કરવું એ શિખામણ લેવાની.

મો. ક. ગાંધીના યથાયોગ્ય

*

જોહાનીસબર્ગ, તા ૯-૭-૧૯૦૪

રા. રા. ભાઈ મોહનલાલ,

તમારો કાગળ મળ્યો.

તમારાથી હાલ ન બને તો રહીને મારા પૈસા મોકલજો. પણ બનતી ઉતાવળ કરજો કેમકે ઘણા પૈસા મારે પ્રેસમાં આપવા પડે છે.

-મો. ક. ગાંધીના યથાયોગ્ય

*

તા. ૧૪ જાન્યુઆરી ૦૬, રવીવાર

ભાઈશ્રી મોહનલાલ,

તમારો કાગળ તથા તમારી ઉપરની નોટીસ મળ્યા. તમે મી. ગ્રેબનબર્ગની નોટીસ મોકલી છે. કાગળમાં સમન્સની વાત લખો છો પણ સમન્સની નકલ મોકલી નથી. અહીંથી હું શું લખી શકું તે કહી શકતો નથી. બચાવ ત્યાં જ કરવો જોશે. હું માનું છું કે એ કેસમાં તમારે છૂતવું જ જોઈએ. સમન્સ મોકલ્યો હત તો હું વધારે કહી શકત. તમે ગુજરાતીમાંથી અંગ્રેજી કર્યું તે બરાબર હોય તો તે માણસ કાંઈ નહિ કરી શકે

૧૯મી તા કેસ ન ચાલે તેમ હોય તો કાગળીઆ લઈને તમારે આહીં આવી જાવું એ વધારે સારૂં છે.

કેટલાક મુસલમાનોએ ખટપટ ઉઠાવી છે તે તે બાબત મેં પણ સાંભળ્યું છે પણ તેથી ગભરાવાનુ નથી. ધીરજ રાખવાની જરૂર છે અને જો બીજી પક્ષ તરફથી જરાએ ગુસ્સો કરવામા નહિ આવે તો એ બધું તેની મેળે જ સમી જાશે તમારો કાગળ આજે એટલે રવીવારે જ મળ્યો છે. એ જ

લી મો. ક. ગાંધીના યથાયોગ્ય.

(આ પત્ર છગનલાલ ગાંધીના હસ્તાક્ષરોમાં છે, મહાત્માજીએ ફક્ત સહી જ કરી છે)

*

જોહાનીસબર્ગ, ૧૬-૨-૧૯૦૬

ભાઈશ્રી ૫ મોહનલાલ,

સમન મળ્યો. તે ઉપરથી લાગે છે કે તમારી ઉપર કંઈ થવું ન જોઈએ. એ કામની અંદર મને દાખલ કરવો એ ઠીક નથી જોતો છતાં તમને ધાસ્તિ જેવું હશે તો હું આવીશ.

ઘરમેળે પતી શકે તો કરવામાં કશી અડચણ નથી અને ઘરમેળે નિકાલ થઈ જાય તો બહુ સારૂં છે.

ક્યાં સુધી કેસ મુલત્વી રહે છે તે જણાવજો અને શું પરિણામ આવે છે તે પણ લખજો.



મારા આદર્શો દેશને પસંદ હોય તો સ્વીકારે, જો દેશ ન સ્વીકારે તો મારે તેને ગજવામાં રાખવા રહ્યા. —ગાંધીજી

# આરોગ્ય

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૩ [ ૧૨ – ફેબ્રુઆરી – ૧૯૬૧ ] અંક ૧૨ મો

જે બીજાને દબાવવાની કોશિશ
કરે છે તે આખરે પોતે જ દબાય
છે જે ખાડો ખોદે છે તે જ પડે છે
જગતનો એ કાનૂન છે
ગાંધીજી



[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

# બાપુના પત્રો



[શ્રી છોટાલાલભાઈ કામદારે આ પત્રો મોકલ્યા છે. પત્રોમાં ગાંધીજીએ જે જોડણી રાખી છે તે જ રાખી છે.]

જોહાનીસબર્ગ, ૩-૭-૧૯૦૩

રા. રા. ભાઈ મોહનલાલ,

તમારો કાગળ મળ્યો. માજી સ્ટેટની મહેરબાનીથી તમને લાઈસેન્સ મળે તો જ જવાય. હકથી નહિં મળે. મારી સલાહ તમને વેપારમાં નહિ પડવાની છે. તમારાથી બને તો તમે જમીન તથા ઘર ખરીદો. તેમા સારો નફો થશે. વેપારમાં કમાણી થવી મુશ્કેલ છે. અને અપ્રમાણીકપણું વાપરવાની તેમા વિશેષ લાલચ રહેલી છે. તમારે મુક્ત થવાની અરજી કરવાની કશી જરૂર નથી. ચિ ગવરીશંકરે નથી કરી એમ મને કહેલું. જો તેણે અરજી કરી હોય તો તે ભુલ છે. તેથી માત્ર ગામમાં રહેવાનો હક મળે છે. તેની કશી કિંમત નથી. છતાં વળી ડીસમ્બર મહિના સુધી ધારા અમલમાં આવનાર નથી. એટલે કોઈ રિતે અરજી કરવા જેવું નથી.

મો. ક. ગાંધીના યથાયોગ્ય

મી. અબ્દુલ્લાના છોકરાની પરમીટ આવતે અઠવાડીયે મલશે એવો તાર આવ્યો છે

(આ પત્ર પેન્સીલથી લખેલ છે)

*

તા ૯-૧૦-૦૩

રા. રા. ભાઈ મોહનલાલ.

તમારો કાગળ મળ્યો. તમને વેપાર કરવાની હોંશ હોય તો હું ભાગી નાખવા નથી માંગતો. રીટેલ વેપારમા અપ્રમાણિકપણું બહુ ચાલે છે એવો મારો અનુભવ છે. છતાં જેને હિંમત હોય તે બેશક ઝાળવી શકે છે.

તમારે અરજી તો માજીસ્ટ્રેટને જ કરવી પડશે. પણ કેળવાયલાને ગામમાં લાઈસન્સ મળે એવો કાયદો નથી. એટલે તમને મળવી એ મુશ્કેલ માનું છું. કોલોનીઅલ સેક્રેટરીને હું ઓળખું છું, પણ કાયદાની બહાર કંઈ માગણી કરી શકાય એમ નથી. તમે લોર્ડ મીલનરને મોકલેલી અરજીમાં જોયું હશે કે તે બાબતની માગણી છે લોર્ડ મીલનરે ભરૂસો આપ્યો છે. જો તે પ્રમાણે ફેરફાર કાયદામાં થશે તો હરકત નહીં આવે એમ માનું છું. પણ જો તમારાથી માજી સ્ટ્રેટને મળી કંઈ થઈ શકે તો કરજો.

મો. ક. ગાંધીના યથાયોગ્ય

*

જોહાનીસબર્ગ, ૮-૯-૧૯૦૩

રા. રા. ભાઈ મોહનલાલ,

તમારો કાગળ મળ્યો.

તમારો લાંબી મુદત રોકાવાનો વિચાર હોય તો તમારા ખટલાને તેડાવો તેમાં હું કશું ખોટું નથી જોતો. પણ તેવો વિચાર રાખો તો તમારે ઠીક હાલતમાં રહેવાનો નિશ્ચય કરવો.

ચિ. હરિલાલ વિ. ને મેં ત્રણ વર્ષ ચાકરી કરવા લખ્યું છે. જો રોકાઈ જવાનું કબુલ કરે તો જ મારાથી તેટલી મુદતમાં છુટા થવાય છતાં હું વચન આપીને આવ્યો છું તેથી લખ્યું છે કે જો તેટલી ચાકરી ન પકડાય તો અકટોબર -

માસમા મુબઈથી રવાના થાવુ એટલે જો આવશે તો નવેમ્બરમા આવવાનો સભવ છે જવાબ નથી ફરી વળ્યો.

×

જરા ઢીલ થશે તેઓના માણસો આવશે ત્યારે કઢાડી આપશે

મો૦ ક ગાધીન વવ૫ વ

× અહી એક લી ટીનુ લખ ણુ બેસતુ નથી.

*

જોહાનીસબર્ગ ૧૪-૫-૧૯૦૪

રા રા ભાઈ મોહનલાલ

ચિ ઉમીયાશકર પહોચ્યા છે

નવ કે જૂના ગમે તે ઇન્ડીઅનને ગમે તે ઠેકાણે હવે લાઈસેન્સ મળી શકે છે પણ નવો કાયદો જરૂર થશે ઘણા માણુનો નકામી દોડ ન કરે તો સારૂ જરૂર હોય તેણે જ લઈસેન્સ કઢાવવી.

જે માણસ પૈસા ન આપે તેને છોડી દેવાના હવે પછી ઉધાર કામ ન કરવુ એ શિખામણ લેવાની

મો ક ગાધી ૧ વવ ૧ વ

*

જો ાનીસબર્ગ ત ૯-૭ ૧૯૦૪

રા રા ભાઈ મોહનલાલ

તમારો કાગળ મળ્યો

તમારાથી હાલ ન બને તો રહીને મારા પૈસા મોકલજો પણ અનતી ઉતાવળ કરજો કેમકે ઘણા પૈસા મારે પ્રેસમા આપવા પડે છે

મો ક ગાધીના વ૦ વે ચ

*

તા ૧૪ જાન્યુઆરી ૦૬ રવીવાર

ભાઈશ્રી મોહનલાલ

તમારો કાગળ તથા તમારી ઉપરની નોટીસ મળ્યા તમે મી ગ્લેબનબર્ગની નોટીસ મોકલી છે કાગળમા સમન્સની વાત લખો છો પણ સમન્સની નકલ મોકલી નથી અહીથી હુ શુ લખી શકુ તે કહી શકતો નથી બચાવ ત્યા જ કરવો જોશે હુ માનુ છુ કે એ કેસમા તમારે જીતવુ જ જોઈએ સમન્સ મોકલ્યો હત તો હુ વધારે કહી શકત તમે ગુજરાતીમાથી અગ્રેજી કર્યું તે બરાબર હોય તો તે માણસ કાઈ નહિ કરી શકે

૧૯મી તા કેસ ન ચાલે તેમ હોય તો કાગળીઆ લઈને તમારે અહી આવી જાવુ એ વધારે સારૂ છે

કેટલાક મુસલમાનોએ ખટપટ ઉઠાવી છે તે તે બાબત મે પણ સાભળ્યુ છે પણ તેથી ગભરાવાનુ નથી ધીરજ રાખવાની જરૂર છે અને જો બીજી પક્ષ તરફથી જરાએ ગુસ્સો કરવામા નહિ આવે તો એ બધુ તેની મેળે જ સમી જાશે તમારો કાગળ આજે એટલે રવીવારે જ મળ્યો છે એ જ

લી મો૦ ક ગાધીના વવ ૫ વ.

(આ પત્ર છગનલાલ ગાધીના હસ્તાક્ષરમા છે માત્ર મ ગાએ ફક્ત સહી જ કરી છે)

*

જોહાનીસબર્ગ ૧૬-૧-૧૯૦૬

ભાઇશ્રી ૫ મોહનલાલ

સમન મળ્યો તે ઉપરથી લાગે છે કે તમારી ઉપર કઇ થવું ન જોઇએ એ કામની અદર મને દાખલ કરવો એ ઠીક નથી જોતો છતા તમને ખાસ્તિ જેવુ હશે તો હુ આવીશ

ઘરમેળે પતી શકે તો કરવામા કશી અડચણ નથી અને ઘરમેળે નિકાલ થઈ જાય તો બહુ સારૂ છે

ક્યા સૂધી કેસ મુલત્વી રહે છે તે જણાવજો અને શુ પરિણામ આવે છે તે પણ લખજો

ચિ. છગનલાલને બની શકશે તો મોકલીશ. હાલ તો અહિં ઉઘરાણી કરે છે.

મો. ક. ગાંધીના યથાયોગ્ય

*

જોહાનીસબર્ગ, ૧૮-૧-૧૯૦૬

ભાઈ મોહનલાલ,

તમારો કાગળ મળ્યો. મને આગ્રહ કરશો તો હું આવીશ. પણ મારી સલાહ એવી છે કે મને ન બોલાવો, જે કજીયાયે ધર્મરૂપ જગાએ પકડ્યું હોય તેમાથી મને હાલ મુક્ત રાખવા જેવું છે. મને બોલાવશો તો પણ જો મારે ગુજરાતિ ચોપડાઓ ઉપર જુબાની દેવી પડશે મારાથી તમારે સારૂ ઉભુ નહિં રહેવાય. એટલે મને લાગે છે કે તમારે ત્યા વકીલને રાખવો. ચોપડા ગુજરાતી તથા ઈંગ્રેજી મારી તપાસ સારૂ તથા જુબાની સારૂ અહિં મોકલવાનુ કમીશન જો વકીલ માગશે તો હુ જુબાની અહિં બેઠા આપી શકીશ. તમારે ગુજરાતિ ચોપડા ઉપરથી નામું ઉતારવું પડતું હતું એવું તમે સાબેત કરશો તો અને ગુજરાતી ઉપરથી તમે બરોબર ઉતાર્યું છે એમ સાબેત કરશો તો બસ થશે. તમારી ભૂલ થઈ હોય તો પણ તેથી નુકશાન થયું છે એમ તેણે સાબેત કરવું પડશે અને સાબેત કરે ત્યારે જ હામેજીઅ મળે. આ બધું બહુ મુશ્કેલ છે એટલે ત્યાંનો વકીલ જરા પણ સારો હશે તો તમને જરાએ હરકત નહિં આવે. તમે ત્યાં વકીલને મળો તે શું કહે છે તે જુઓ. પછી અહિં આવી જાઓ અને જરૂર જણાય તો પછી મારા આવવાનો વિચાર કરિએ. છતાં તમારા ઉપર બધું રાખું છું

મો. ક. ગાંધીના યથાયોગ્ય

*

નડીઆદ અષાડ વદ ૮

ભાઈશ્રી ૫ મોહનલાલ,

ખેડા જીલ્લા બાબત તમારો કાગળ મળ્યો. પૈસા હજુ નથી મળ્યા. તેનો ઉપયોગ ખેડા જીલ્લામાં કેટલુંક કામ લડાઈ ને અંગે કરવાનું છે તેમાં કરીશ.

ભાઈ સોરાબજીની યાદિ રહે એવું કંઈક પણ કાર્ય કરો એવું ઈચ્છું છું. તેના જેવો કામદાર મળવો મુશ્કેલ છે મને લાગે છે કે એક સ્કોલર શીપ કહાડી કોઈને વિલાયત મોકલીયે એ સરસમા સરસ છે.

તમારૂં બહુ સરસ ચાલી રહ્યું છે એમ ભાઈ ઉમીયાશંકરે જણાવ્યું. હું રાજી થયો.

મોહનદાસ ગાંધીના વંદેમાતરમ્

*

સેગાંવ વર્ધા, તા. ૬-૨-૩૯

ચી. મોહનલાલ,

દીવાળીના ખબર મને મોડા કેમ મોકલ્યા? તમે સ્વસ્થ હશો. દીવાળી તો દીવાળી જ હતી. તેના પિયરના બધા ગુણ દીવાળીમાં હતા. તમે અને તમારાં બાળકો—બધાં—તેના ગુણોનું અનુકરણ કરજો ને સ્મરણ કાયમ રાખજો.

બાપુના આશીર્વાદ

(શ્રી મોહનલાલ ઝવેરિયાનાં પત્ની દીવાળીબેન તા. ૩૧-૧-૩૯ના રોજ વાંકાનેર અવસાન થતાં ગાંધીજીએ લખેલ દિલાસાનો પત્ર)

☆

ઈજા બુજુઝ કિ જાં બસપારંદ આરામનેસ્ત

[અહીં પ્રાણાર્પણ કર્યા વિના બીજી કશી ય વાત જ કરવાની નથી.]

—રામતીર્થ

# વિચાર બિંદુઓ — યોગેશ્વર

## વિરક્તિ

ભૂખ્યા માણસને ઘણે વખતે ભોજન મળ્યું તેથી તે પ્રસન્ન થયો. પણ ભાગ્યની ગતિ જુદી જ હતી જમવાની શરૂઆત કરે તે પહેલા જ તેની આગળ એક કંગાળ માણસ ઉપસ્થિત થયો, ને ભોજનની ભિક્ષા માગવા માંડ્યો.

ભૂખ્યો માણસ ઉદાર હતો મળેલુ ભોજન તેણે ભિક્ષુકને અર્પણ કરી દીધુ. તે દિવસે તે ભૂખે પેટે જ સૂઈ રહ્યો.

વહેલી સવારે તેણે સ્નાન કર્યું, ને મંદિરના દેવતાને માટે ફૂલ લેવા એક આશ્રમના ઉદ્યાનમા પ્રવેશ કર્યો. ફૂલ લેવાની શરૂઆત કરતાં જ આશ્રમના સાધુએ અવાજ કર્યો, 'એ મુસાફર, જોજે ફૂલ તોડતો. આ કાંઈ સાર્વજનિક બગીચો નથી.'

સાધુના શબ્દો સાંભળીને, તેનો રોષ જોઈને તે બહાર નીકળ્યો. આશ્રમની બહાર આવીને તેણે ઉપર જોયું તો દરવાજા પર મોટા અક્ષરોમા લખેલુ હતું: 'વિરક્ત આશ્રમ:' આશ્રમમાં કેવળ વિરક્ત ને આત્મનિષ્ઠ સંતો જ સંચાલકની રજાથી રહી શકે છે'

*

## કેરીનો સ્વાદ

જંગલના આશ્રમમાં બે સાધુપુરુષ જમવા બેઠા હતા. તેમની સામે બે કેરી પડી હતી

મોટા સાધુને થયું, હું લીલી કેરી લઉં કેમકે બીજી પીળી કેરી વધારે પાકી છે તે મીઠી હશે. મીઠી કેરી ભલે નાનો સાધુ ખાય

ને તેણે લીલી કેરી લઈ લીધી.

નાના સાધુને થયું, બહુ સારું થયું. મારે ભાગે મીઠી કેરી આવી. હું તો નાનો છું એટલે મને સારી વસ્તુ જ મળવી જોઈએ મોટા સાધુએ આજસુધી કેટલીય કેરી ખાધી છે એને ક્યાં કેરીની નવાઈ છે!

બંને સાધુ કેરી ચૂસવા માંડ્યા નાના સાધુએ કહ્યું: 'અરે, મારી કેરી તો ખાટી છે, ખૂબ ખાટી છે!'

મોટાએ કહ્યું: 'અરેરે, બહુ ખરાબ થયું. પણ પ્રભુની મરજી. મારી કેરી અમૃત જેવી મીઠી છે!'

કેરીના એ અજબ સ્વાદનું કારણ કોઈની સમજમા આવ્યું નહિ.

*

## મોટા ને નાના

સાગરે ઝરણને કહ્યું: 'મારી વિશાળતાનો તને ખ્યાલ નથી. તારા જેવાં કરોડો ઝરણા ભેગાં થાય તોપણ મારી બરાબરી ના કરી શકે. મારી શક્તિ ને સાહ્યબીનો તને ખ્યાલ નથી. મારી અંદર કેટકેટલાં મોતી ભર્યાં છે તેની તને કલ્પના પણ ક્યા છે? ને આ વરસાદી વાદળની કાયા પણ મારામાથી જ તૈયાર થઇ છે. હું ના હોત તો માનવજીવનમાં મહત્ત્વનું મનાતુ મીઠુ પણ ક્યાથી મળી શકત?'

ઝરણે શાંતિથી સ્મિત કરતાં કહ્યું: 'ભાઈ સાગર, તું ઘણો વિશાળ છે તેની મને ખબર છે પણ જે મહાન છે તે પોતાની શક્તિનો ગર્વ કરે છે ખરા? બાકી ખરી હકીકત તો એ છે કે તું ખારો છે. તરસ્યાની તરસ તારાથી નહિ પણ મારા જ પાણીથી મટી શકે છે. જીવનથી એટલી સેવા થાય છે તેનો પણ મને સંતોષ છે. ગર્વને ગાળી નાખવા માટે જ કુદરતે તને ખારો બનાવ્યો છે, ને અમને દીનતા ને નિરાશાથી દૂર રાખવા મધુરતાનું દાન કર્યું છે, એમ મને લાગે છે.'

એ સાંભળીને સાગર શાંત થઈ ગયો. કહે છે કે તેની શાંતિ હજી મટી નથી. તોપણ પુરાણા સંસ્કારની પ્રબળતાને લીધે કોઈ કોઈવાર તે મદમા આવીને તોફાને ચઢી જાય છે ખરો.

# જિજ્ઞાસુપણાનો મહિમા

દેસાઈ વાલજી ગોવિન્દજી

એક હતો જિજ્ઞાસુ મુસલમાન; તે એવો કે કોક ઠેકાણે ખુદાનો બન્દો (ઈશ્વરનો ભક્ત) રહે છે એમ સાંભળે એટલે તરત ત્યાં એને મળવા પહોંચી જાય. આમ એ રખડી રખડીને થાક્યો પણ કાંઈ પામ્યો નહિ એટલે નિરાશ થઈને જંગલ વચ્ચે જઈ ને પડ્યો. એના મનમાં એમ કે હવે ખાવુ નથી, પીવું નથી, મરવું જ છે;

બૈઠે હૈ તેરે દર (દ્વાર) પે તો કુછ કરકે ઉઠેંગે।
યા વસ્લ (મેળાપ) હી હો જાયગી, યા મરકે ઉઠેંગે॥'

તે સમયમાં હઝરત જુનૈદ નામે એક જ્ઞાની હતા, તે તે દિવસે તીબ્રિસ નદીએ ઘોડાને પાણી પાવા જતા હતા, પણ ઘોડો નદી કોર ચાલે નહિ. એટલે જુનૈદને થયું કે આનું કાંઇક કારણ હશે, એણે તો ઘોડાને નદી કોર ચલાવવાનો પ્રયત્ન છોડી દીધો અને કહ્યું, 'હે ઘોડા, તું તારે જ્યાં જાવું હોય ત્યાં જા. ચારે દિશાએ ખુદાનો જ મુલક છે ને દેશમાત્ર મારા સ્વદેશ જ છ.'

આમ ઘોડાને છુટ્ટો મૂક્યો એવો તે અપાટાબંધ ત્યાં જઈ પહોંચ્યો, જ્યાં જિજ્ઞાસુ 'કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ' કરીને પડ્યો હતો. જુનૈદ ઘોડા ઉપરથી ઉતર્યા, ને જિજ્ઞાસુ સાથે જ્ઞાનગોષ્ઠી કરી, એટલે જિજ્ઞાસુ તો સિદ્ધ પુરુષ જેવો થઈ ગયો. પછી જુનૈદ ગયા ને જિજ્ઞાસુને કહેતા ગયા, કે 'વળી તમને વ્યાકુળતા થઈ જાય તો બગદાદ આવજો. મારું નામ જુનૈદ છે; હું ક્યાં રહું છું તે ગમે તેને પૂછી લેજો.' એટલે જિજ્ઞાસુ બોલ્યો, 'વાહ. આ ઘડીએ પણ હું ક્યાં હજૂર પાસે આવ્યો હતો? હવે તેં મને ધર્મતત્ત્વનું જ્ઞાન થઈ ગયું છે, એટલે ક્યાંય જાવા કરવાનું નામ જ લેવું નથી. છતાં પણ કોકનું મારે કામ પડશે તો વળી પાછા આપ પોતે આવી ચડશો અથવા બીજો કોઇ ભગવાનનો લાલે તણાતો આવશે.'

અસર હૈ ન જઝ્બે-ઉલ્ફતમેં,
તો ખિંચકર આ હી જાયેંગે।
હમેં પરવા નહિ હમસે,
અગર વહ તનકે બૈઠે હૈં॥

(પ્રેમમાં આકર્ષણશક્તિ હશે તો આપ તણાઇને આવશો. આપ ભલે ને અક્કડ થઈને બેઠા હશો તો યે કાંઇ ચિન્તા નહિ.)

'હે ભક્ત, તું ભગવાનનાં દર્શન કરવા સારુ થઈને આમ તેમ ધમાધમ શું કામ કરે છે? તું તારે એક ઠેકાણે આસન બાંધીને બેસી જા. પછી એ ભગવાન હશે તો પોતે તારી આગળ આવશે. મિથાના અંતરમા પહેલા પ્રેમ પ્રગટે છે. દીવો જ્યાં લગી પોતે બળે નહિ ત્યાં લગી પતંગ એના ઉપર મુગ્ધ ક્યાંથી થાય, ને એની આગળ આવે ક્યાંથી? ભય ગની, તું તારી પોતાની પ્રદક્ષિણા કર; દેવાલયોની પ્રદક્ષિણા તું ક્યાં લગી કરતો રહીશ? આ માર્ગ ઉપર આત્મા (પોતા) વિના બીજો કોઇ સોમિયો છે નહિ.'

(સ્વામી રામતીર્થના ભાષણ ઉપરથી : મધુકર, ૪, ૨૩-૨૪)

જિન અર્પન હોને ચાહ મસી, ખર ઠુકનકી ધિક્કાર ઉસે
જિન ખાય કે અમૃત બાછા રહી, લિદ પશુઅનકી ધિક્કાર ઉસે
જિન પાય કે રાજકો આશ રહી, ચક્કી ચાટનકી ધિક્કાર ઉસે
જિન પાય કે જ્ઞાનકો આશ રહી, જગ વિષયનકી ધિક્કાર ઉસે

[પિયાનો મળ્યા પછી ગધેડાના મૂંઠણને ચાહે તેને ધિક્કાર છે; અમૃત મળ્યા પછી ઢોરની લાદ ચાહે તેને ધિક્કાર છે; રાજ મળ્યા પછી ઘંટી ચાટણ ચાહે તેને ધિક્કાર છે; જ્ઞાન મળ્યા પછી સંસાર વિષયોને ચાહે તેને ધિક્કાર છે.]

—રામતીર્થ

વિશ્વામિત્ર નામના એક મહા બળવાન અને ઘણા સમૃદ્ધ રાજા હતા. એમને થયું કે મારે જગતનું મોટામાં શ્રેષ્ઠ સ્થાન મેળવવું જોઈએ. ક્ષત્રિય મટીને મારે બ્રાહ્મણ થવું જોઈએ, બ્રાહ્મણોમાયે શ્રેષ્ઠ એવા બ્રહ્મર્ષિ થવું જોઈએ, અને એ માટે તે તપ કરવા નીકળી પડયા.

બ્રહ્મર્ષિ બનવા માટે તેમને જે જે રીતનું તપ કરવા જેવું લાગ્યું તે તમામ તપ તે તપ્યા. તેઓ બહારની દૃષ્ટિથી જોતાં ખૂબ જ કઠોર લાગે તેવું જીવન ગાળવા લાગ્યા અને સૌ કોઈ કહેવા લાગ્યું: 'ખરેખર, આ તો મહાન બ્રહ્મર્ષિ છે.'

પણ બ્રહ્મર્ષિ વસિષ્ઠને આ વાત સાચી લાગતી નહોતી એ જાણતા હતા કે વિશ્વામિત્ર આ બધું મિથ્યાભિમાનથી પ્રેરાઈને કરી રહ્યા હતા. એમનો ત્યાગ સાચો ન હતો. એટલે એમણે તો કહી દીધું, 'ના, હું વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ કહી શકતો નથી.'

અને આથી તો વિશ્વામિત્રને મહા ક્રોધ ચડી આવ્યો. તેમણે વસિષ્ઠના સો પુત્રનો વધ કરી નાખ્યો. પરંતુ આટલી ભારે કરુણ ઘટના બની ગઈ છતાં વસિષ્ઠ તો ના જ કહેતા રહ્યા, 'ના, ના, વિશ્વામિત્ર બ્રહ્મર્ષિ નથી. એમને બ્રહ્મર્ષિ કહેવા એ અસત્ય છે.'

એટલે છેવટે વિશ્વામિત્રે નિશ્ચય કર્યો કે બસ હવે આ વસિષ્ઠને જ મારી નાખું. અને એક રાત્રે એ ઘોર કર્મ કરવા માટે તે વસિષ્ઠના આશ્રમમાં ગયા.

વસિષ્ઠની ઝૂંપડીના બારણા પાસે આવતાં તેમને વસિષ્ઠનો અવાજ સંભળાયો. વસિષ્ઠ પોતાની પત્ની સાથે વાતો કરતા હતા અને એમાં વિશ્વામિત્રનું નામ આવતું હતું, એટલે વિશ્વામિત્ર એ વાતચીત સાંભળવા થંભી ગયા. અને તેમણે સાંભળ્યું કે વસિષ્ઠના મુખમાંથી તો પોતાને માટે ખૂબ ઔદાર્ય ભરેલા ક્ષમાપૂર્ણ શાંત અને પવિત્ર શબ્દો નીકળી રહ્યા હતા. એ સાંભળતાં વિશ્વામિત્રનું હૃદય પીગળી ગયું. તેમનામાં પશ્ચાત્તાપ જાગ્યો, પોતાના હાથમાંનું હથિયાર તેમણે ફેંકી દીધું અને વસિષ્ઠની ઝૂંપડીમાં દાખલ થઈ વસિષ્ઠના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કરી દીધા.

વસિષ્ઠે જોયું કે વિશ્વામિત્રના હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગી રહ્યો છે અને તેમાં તેમનો બધો દ્વેષ ઓગળી રહ્યો છે અને તેમણે ખૂબ સ્નેહભર્યા અવાજે કહ્યું, 'આવો, બ્રહ્મર્ષિ!'

એટલે પછી વિશ્વામિત્રે ઘણા નમ્ર ભાવે પ્રશ્ન કર્યો, 'તો આપ પહેલેથી જ મારી તપસ્યાની કદર કરી મને બ્રહ્મર્ષિ તરીકે શા માટે ગણતા ન હતા?'

'કારણ કે,' વસિષ્ઠે જવાબ આપ્યો, 'તમે તમારી સત્તાના મદમાંથી બ્રહ્મર્ષિપદ લેવા નીકળ્યા હતા. પરંતુ હવે તમારા હૃદયમાં પશ્ચાત્તાપ જન્મ્યો છે અને તમે સાચા બ્રહ્મર્ષિ બન્યા છો.'

લેશ પણ ભય વિના સત્ય કેવી રીતે બોલવું તે વસિષ્ઠ જાણતા હતા. અને દ્વેષ વિના પણ સત્ય કેવી રીતે બોલવું તે પણ તે જાણતા હતા.

*

અને સત્ય બોલવામાં જોખમ રહેલું હોય તોપણ સત્ય જ બોલવું એ શું વધારે સારી વસ્તુ નથી?

જે લોકો આ જોખમ ખેડતા હોય છે તેમને માટે ઘણી વાર તો એવું પણ બને છે કે પહેલાં વસ્તુઓ જેવી લાગતી હોય છે તેના કરતા છેવટે તે ઘણી સારી નીવડે છે. અસત્યને મળતી સફળતા થોડા સમય પૂરતી જ હોય છે. અને આથી ઊલટું સત્યનું આચરણ કરવું એ જ હંમેશાં સરળ માર્ગ હોય છે.

દિલ્હીના શહેનશાહ એક સવારે દરબાર

ભરીને બેઠા હતા અને પોતાના રાજ્યમાંથી એમને જે.જે સારા માણસો લાગતા હતા તેમને માન અકરામની વહેંચણી કરતા હતા. આ વિધિ લગભગ પૂરો થવા આવ્યો ત્યારે શહેનશાહને યાદ આવ્યું કે એમણે આમંત્રણ આપેલા માણસો-માંથી સૈયદ અહમદ નામનો એક જુવાન હજી આવ્યો નથી.

પછી તો શહેનશાહ સિંહાસન પરથી ઉઠીને પાલખીમાં બેસી મહેલમાં જવાને નીકળ્યા એટલામાં જ પેલો જુવાન આણસ દોડતો દોડતો આવી પહોચ્યો.

'તમારો દીકરો મોડો પડ્યો છે.' શહેનશાહે સૈયદના પિતાને કહ્યું. સૈયદના પિતા બાદશાહ-ના મિત્ર હતા.

એટલે સૈયદના પિતાએ સૈયદ તરફ કડક નજર નાખીને પૂછ્યું, 'કેમ, મોડું કેમ થયું?'

અને સૈયદે નિખાલસ ભાવથી કહી દીધું: 'પિતાજી, મને આજે જરા વધારે પડતી ઊંઘ આવી ગઈ હતી.'

અને દરબારના બધા માણસો આ જુવાન માણસ સામે મોં ફાડીને જોઈ રહ્યા. અરે, શહેનશાહની આગળ આવી રીતની વાત તે કરાય, મોડા આવવાનું શું આના કરતાં કોઈ વધારે સારું બહાનું તેને ના મળ્યું? અને આવી રીતે વાત કરવી એ તો કેવી ગાલિશતા કહેવાય!

પણ શહેનશાહે એની વાત પર ઘડીક વિચાર કરી લીધો, એ જુવાને સાચી વાત કરી હતી તેથી તેના પ્રત્યે તેમને માન થયું અને તેમણે તેને મોતીની એક માળા ભેટ આપી અને પોતાના ભાવના પ્રતીક જેવું તેને એક રત્ન આપ્યું અને કહ્યું કે આને તારા માથા ઉપર પહેરજે.

આ રીતે સૈયદ અહમદને તેની સત્યપ્રિયતા માટે ઈનામ મળ્યું. સત્ય માટે એને પ્રેમ હતો અને હરકોઈ સમક્ષ એ સત્ય બોલતો હતો, પછી તે રાજા હો કે રંક. (બાલ દક્ષિણા)

☆

અગરચે કુત્બ જગહ સે ટલે તો ટલ જાયે;
હિમાલા બાદકી ઠોકરસે ગો ફિસલ જાયે;
અગરચે બહર ભી જુગનૂ કી દુમસે જલ જાયે;
ઔર આફતાબ ભી ટબલે અરૂજ ઢલ જાયે;
કભી ન સાહબે હિંમત કા હૌસલા ટૂટે;
કભી ન ભૂલે સે અપની જબીં પે બલ આયે.

[ધ્રુવ ચળે, પવનના આઘાતથી હિમાલય પણ ઢળી પડે, પતંગિયાની પૂંછડીથી આખો સમુદ્ર શોષાઈ જાય અને સૂર્ય ક્ષિતિજ ઉપર આવતાં તૂટી પડે; પરંતુ તેજસ્વી મનુષ્યનું સામર્થ્ય ઓછું થતું નથી અને તેનો ચહેરા ઉપર ચિંતાની છાયા પણ પડતી નથી.]

વહ કૌનસા ઉકદા હૈ, જો વા હો નહીં સકતા?
હિંમત કરે ઈનસાન તો, ક્યા હો નહીં સકતા?
કીડા જરા સા ઔર વહ, પથ્થરમાં ઘર કરે;
ઈનસાન કયોં ન વહ દિલે દિલબર મેં ઘર કરે?

[એવો કયો કોયડો છે જે છૂટી ન શકે? મનુષ્ય હિંમત કરે તો શું થઈ નથી શકતું? નાનો સરખો કીડો પણ પથ્થરમાં કોતરીને ઘર કરે છે તો પ્રેમસ્વરૂપ ઈશ્વરના મનમાં મનુષ્ય કેમ વાસ ન કરી શકે?] —રામતીર્થ

દીપક જ્યોત પ્રકટતા જ તેની આસપાસ પતગિયાનુ જૂથ ફરી વળે છે, જ્યા પાણીનુ ઝરણુ વહે છે ત્યા મનુષ્ય સ્વય પોતાની તૃષા છિપાવવાને સ્વાભાવિક રીતે જ દોડી જાય છે, જ્યા પુષ્પો ખીલી નીકળે છે ત્યા આપોઆપ જ ભમરાઓ ખેચાઈ જાય છે તે જ પ્રમાણે જે દેશમા ધર્મ અને ઇશ્વરનો મહિમા પ્રકાશિત થાય છે ત્યા સૃષ્ટિના ઉત્તમ પદાર્થો અને રિદ્ધિસિદ્ધિ આપો આપ જ ઘસડાઈ આવે છે કુદરતનો એ જ કાનૂન છે પ્રકૃતિનો એ જ નિયમ છે

* * *

ઉધારધર્મ અધશ્રદ્ધાનો છે અને નગદધર્મ દૃઢ વિશ્વાસનો છે ઉધારધર્મ માત્ર લોકોને કહેવાનો અને ઉપર ઉપરથી માની લેવાનો હોય છે જ્યારે નગદધર્મ આચરવાનો—અમલમા મૂકવાનો હોય છે

* * *

ધર્મમા જેટલો રોકડ ભાગ છે તેને માટે સર્વ ધર્મોનો એક જ મત છે ખરૂ બોલવુ, શાસ્ત્રોનુ અધ્યયન કરવુ, અને તે પ્રમાણે ચાલવુ, અહકાર અને સ્વાર્થી વૃત્તિથી દૂર રહેવુ, પરધન અને પરદારા જોઈને મનમા મલિન વાસના ઉત્પન્ન થવા ન દેવી, જગતની લાલચો અને ધમકીઓના જાદૂમા ફસાઈને આપણા મૂળ સત્યસ્વરૂપને વીસરી ન જવુ, મનને દૃઢ અને વૃત્તિને સ્વતત્ર રાખવી—એ ધર્મના નગદ ભાગો વિષે કોઈ ભિન્ન મત ધરાવતુ નથી

* * *

ધર્મોના ઉધાર ભાગની બાબતો કલહપ્રિય લોકોને સોંપી દઈ, જેઓ નગદધર્મથી ચાલે છે, તેમની જ ઉન્નતિ અને ઉત્કર્ષ થાય છે —એ વ્યાવહારિક સત્યનો પરદેશમા ગયા પછી 'રામ' ને ઘણો અનુભવ થયો

* * *

તમારો હાથ મજબૂત છે અને તેમાનુ લોહી પણ તદ્દન શુદ્ધ છે, પરતુ જો કાડા પર તાણીને પાટો બાધો તો હાથનુ લોહી હાથમા જ રહેશે, શરીરના બીજા ભાગોમા તે ફરી શકશે નહિ, અને તેથી તે જલદી બગડી જઇને તમારો હાથ સુકાઈ જશે તેવી જ રીતે જે દેશના લોકો 'અમે જ મોટા છીએ, અમે જ સારા છીએ, અમે જ કુલીન છીએ, અમારે મ્લેચ્છ અને કાફરોની સાથે સબધ રાખવાની શી જરૂર છે?' એમ કહીને બીજાઓ અને પોતાની વચ્ચે જુદાઇનો પાટો બાધી લે છે તેઓ પોતે અને તેવાઓના દેશ પણ એથી સૂકાઇ જ જાય છે. 'વહેતા પાણી નિર્મલા, બાધ્યા ગદા હોય '

* * *

હુ કહુ છુ કે તમે મરણ પર્યંત શીખો અમેરિકનોએ ઘણી મહેનતે બીજાઓ પાસેથી વિદ્યા સપાદન કરી છે અને તેને ખિલવી છે અમેરિકનો ડાલરના દાસ કહેવાય છે તે ખરૂ નથી ઉલટા ડાલર તેમના દાસ છે કારણ કે ડોલર તો વિદ્યાની પાછળ આપોઆપ જ ઘસડાઇ આવે છે

* * *

અમેરિકામા હેનરી થોરો નામનો એક બ્રહ્મનિષ્ઠ થઇ ગયો છે તે નિર્જન વનમા પૂર્ણ બ્રહ્મચર્ય સહિત સન્યસ્તવૃત્તિથી પોતાનુ જીવન ગાળતો હતો અલબત્ત તે ભગવા સાધુ ન હતો અમેરિકાનો સૌથી મહાન તત્વજ્ઞાની એમર્સન થોરોના સબધમા આમ લખે છે કે "મધમાખીઓ તેના ખાટલા પર બેસતી, પરતુ તે નીડર પ્રેમમૂર્તિને તે કદી ડખતી' નહોતી, જગલમાના સાપ તેને હાથે પગે વીટાતા પરતુ હાથમા કડા અથવા પગના સાકળાની પેઠે તે તેમની કાઈ પણ દરકાર કરતો નહિ કેવો પ્રેમી મનુષ્ય!" એક વાર રસ્તે ચાલતા ચાલતા એમર્સને પૂછ્યુ કે "આ ડીના મૂગા રહેવાસીઓના તીર કયા મળ

# આવા હતા બાપુ

'ઇન્દુ'

દક્ષિણ આફ્રિકાનો આ બનાવ છે. ગાંધીજી કોઈ પણ બિમાર પડે એટલે ઘરગથ્થુ જ ઉપાય કરતા ભલેને તે બિમારી ગંભીર હોય. તેમાં ય નજીકના પરિવાર કે પોતા પર તો આગ્રહપૂર્વક દાક્તરોની મદદ લેવાનું ટાળતા.

આવા કેટલાક પ્રસંગો અવાર-નવાર બનતા તેમાંનો આ એક પ્રસંગ જોઈએ.

કસ્તૂરબાને માથે ત્રણ ત્રણ વખત મોટી ઘાતો ગઈ અને ત્રણેય પ્રસંગે ઘરગથ્થુ ઉપચારોથી તેઓ બચી ગયાં. એકવાર લોહીવા દરદે ગંભીર સ્વરૂપ પકડ્યું. ગાંધીજીના એક દાક્તર મિત્રે શસ્ત્રક્રિયા કરવાની સલાહ આપી. પણ કસ્તૂરબાની કે ગાંધીજીની ઇચ્છા નહતી. દાક્તરની ખૂબ સમજાવટથી ગાંધીજીએ અને કસ્તૂરબાએ શસ્ત્રક્રિયા કરવાની ન છૂટકે હા પાડી.

શસ્ત્રક્રિયા કલોરોફોર્મ સુંઘાડ્યા વગર જ કરી. આ વખતે કસ્તૂરબાએ જે સહનશક્તિ બતાવી તે અદ્‌ભુત હતી.

શસ્ત્રક્રિયાના બે ત્રણ દિવસ પછી ગાંધીજીને લડતને અંગે જરૂરી કામે જોહાનિસબર્ગ જવાનું થયું. આ દરમિયાન કસ્તૂરબાની તબિયત લથડી. દાક્તરે ગાંધીજીને ફોન કર્યો : 'તરત આવો, જો ન આવી શકાય તો મને કસ્તૂરબાને માંસનો સેરવો આપવાની રજા આપો.' ગાંધીજીએ કહ્યું : 'મારાથી એ રજા નહીં અપાય દરદી હા પાડે તો આપો.'

દાક્તર : 'દરદીને આવી બાબત આ સ્થિતિમાં ન પૂછાય. જો તમે હા ન પાડી શકો તો દરદીની જોખમદારી લેવા હું તૈયાર નથી.'

ગાંધીજીએ તરત ડરબનની ટ્રેન પકડી. અને પહોંચ્યા. અને શું જોયું : કે દાક્તરે તો સેરવો પાઈને ફોન કર્યો હતો.

ગાંધીજી ખૂબ અકળાયા અને બોલ્યા : 'દાક્તર, આને હું દગો માનું છું.'

દાક્તરે ઠંડે કલેજે કહ્યું : 'આને હું દગો માનતો નથી. અમારો ધર્મ તો દરદીને બચાવવાનો જ હોય છે.'

અને ખૂબ ગરમાગરમ ચર્ચા ચાલી. દાક્તર પણ ગાંધીજીના મિત્ર હતા. તો પણ તેમની આ વર્તણૂક ગાંધીજી સહન કરવા તૈયાર નહતા.

એટલે ગાંધીજી બોલ્યા : 'દાક્તર, હવે ચોખવટ કરો. તમે શું કરવા માગો છો? હું મારી પત્નીની ઇચ્છા વિના માંસ દેવા નહીં દઉં. તે વગર તેનું મૃત્યુ હું સહન કરવા તૈયાર છું.'

દાક્તર : 'તમારી આ ફિલસૂફી મારા દવાખાનામાં નહીં ચાલે મારા દવાખાનામાં તમારી પત્નીને રહેવા દેશો ત્યાં લગી હું તેને જરૂર માંસ અથવા મને જે કંઈ મને આપવું યોગ્ય લાગશે તે આપીશ. આ જો તમને મંજૂર ન હોય તો તમે તમારી પત્નીને લઈ જાઓ. મારા જ દવાખાનામાં હાથે કરીને તેનું મરણ હું થવા નહીં દઉં.'

ગાંધીજી : 'ત્યારે તમે એમ કહો છો કે મારે મારી પત્નીને હમણાં જ લઈ જવી!'

દાક્તર : 'હું ક્યાં કહું છું લઈ જાઓ! હું તો ઇચ્છું છું કે મારા પર બધું છોડી દો. હું ને મારી પત્ની એની થઈ શકે એટલી પ્રેમથી સેવા કરશું. તમે નિરાંતે તમારું કામ કરો. જો આ ન સમજાય તો લાચારીથી કહું છું કે તમે તમારી પત્નીને લઈ જાઓ.'

ગાંધીજી સાથે તે વખતે તેમના એક પુત્ર પણ સાથે હતા. તેને પૂછ્યું તો તેણે પણ કહ્યું કે માંસ તો ન જ અપાય.

આખરે ગાંધીજી કસ્તૂરબા પાસે ગયા. તે બહુ અશક્ત હતાં. તેમની પૂછવા જેવી પરિસ્થિતિ પણ નહતી એટલા એ નબળા હતાં. પણ ધર્મ માનીને ટૂંકમાં ગાંધીજીએ બધું કહ્યું.

સાંભળતાં જ કસ્તૂરબાએ દઢતાપૂર્વક કહ્યું : 'મારે માંસનો સેરવો નથી લેવો. મનખાદેહ વારે વારે નથી આવતો. ભલે તમારા ખોળામાં મરી જાઉં, પણ મારાથી આ દેહ વટલાવાશે નહીં.'

ગાંધીજીએ ઘણું ઘણું સમજાવ્યું. અને છેવટે કસ્તૂરબાએ ચોખ્ખું કહી દીધું : 'મને અહીંથી લઈ જાઓ.'

ગાંધીજી રાજી થયા પણ આ સ્થિતિમાં કસ્તૂરબાને ખસેડવા એ જોખમ હતું. પણ નિશ્ચય એટલે નિશ્ચય. દાક્તરને પોતાનો નિશ્ચય સંભળાવ્યો.

દાક્તર ગુસ્સે થઈ બોલ્યા : 'તમે ઘાતકી પતિ છો. હું તમને સાચે જ કહું છું કે તમારી પત્નીને ખસેડી શકાય એવી સ્થિતિ નથી. તેનો પ્રાણ રસ્તામાં જ નીકળી જાય તો મને આશ્ચર્ય નહીં થાય '

અને ગાંધીજી ઝરમર ઝરમર વરસાદમાં ઈશ્વર પર બધું છોડીને કસ્તૂરબાને લઈને ફિનિક્સ આશ્રમ તરફ ચાલી નીકળ્યા.

છે?" થોરોએ હમેશાની રીત પ્રમાણે જવાબ આપ્યો: "જ્યાં જોઇએ ત્યાં." અને તરત જ જરાક પાછું ફરીને તેણે માગેલુ તીર કાઢી આપ્યું.

* * *

મહાત્મા થોરો પોતાના 'વોલ્ડન'માં લખે છે કે:—

હું રોજ પ્રાતઃકાળે મારી બુદ્ધિ અને અંતઃકરણને ભગવદ્‌ગીતાના પવિત્ર જળમાં સ્નાન કરાવું છું. ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે એ ગ્રંથ લખનાર દેવને અગણિત વર્ષો થઈ ગયાં, છતાં તેના જેવો બીજો ગ્રંથ હજુ લખાયો નથી. ગીતાની સાથે સરખાવતાં જગતનું આધુનિક સર્વ જ્ઞાન તુચ્છ જણાય છે. વિચાર કરતાં કરતાં એ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે કોઇ કોઇ વખતે આ તત્ત્વજ્ઞાન ઘણુંખરું કોઇ જુદાજ યુગમાં લખાયું હોવું જોઇએ એવો વિચાર મારા મનમાં આવે છે. બીજે એક પ્રસંગે મિસર દેશના ભવ્ય પિરામિડો વિષે ઉલ્લેખ કરતાં થોરો લખે છે કે: "પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ બીજી કોઈ વસ્તુ નથી."

* * *

ખરો ધર્મ તો ઈસ્લામી હિંદુ અને ખ્રિસ્તી ધર્મના કેવળ આત્મારૂપ જ છે. જાતિ-વર્ણ-પંથ વગેરેના ભેદો, સર્વ હુરાગ્રહી મતમતાંતરો અને ઝગડાઓ, દેહ અને મન, દેશ-કાળ-કાર્ય-કારણ-ભાવ, અને તેમાં વ્યાપી રહેલું સર્વ વિશ્વ એ સર્વે ભૂંસાઈ જઈને જ્યાં મન-વાણી પહોંચી શકતાં નથી, એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર થવો એ જ ખરો ધર્મ છે.

* * *

સામાન્ય માન્યતા એવી છે કે પુસ્તકો શિક્ષકો વગેરે બાહ્ય સાધનો દ્વારા મેળવેલી માહિતીનો સંગ્રહ એટલે જ્ઞાન. જે મનુષ્ય એક કાળે ઉત્તમ મનાતા ગ્રંથો પોતાના મગજમાં ભરે છે તે મોટો વિદ્વાન ગણાય છે. એ વાત ખરી છે, કે પૂર્વજોએ મેળવેલું જ્ઞાન ફેંકી દેવાનું નથી. તેનો સંભાળપૂર્વક ઉત્તમ અભ્યાસ કરવો જોઇએ. પરંતુ જ્યારે કોઈ મનુષ્ય બાહ્ય સાધનોનો ત્યાગ કરીને અંદરના અન્તરતત્ત્વ તરફ વળે છે અને જ્યારે જાતે જ ખરા જ્ઞાનનું મૂળ અને સર્વોત્તમ વિચારોનો મહાન ઝરો બને છે ત્યારે જ ખરું શિક્ષણ શરુ થયું સમજવું. ન્યૂટન અને બીજા સત્યશોધક મહાત્માઓ ઉપયોગી શોધો કરી ગયા છે અને હજી પણ મહાન શોધો કરે છે તેમને એ શિક્ષણ કોણે આપ્યું હતું? આગળ થઈ ગયેલી બધી શોધોને ખોટી પાડનારું એ જ્ઞાન તેમણે ક્યાં પુસ્તકોમાંથી મેળવ્યું? જ્યાં અશ્રુત વાતો સાંભળી શકાય છે, અજ્ઞાત બાબતો જાણી શકાય છે, અને અકલ્પિત બાબતોની કલ્પના થાય છે, એવા આત્માનો અપરોક્ષ અનુભવ કરવો એ જ જગતના ખરા કલ્યાણને માટે અવતરેલ વિભૂતિઓનું શિક્ષણ છે.

* * *

કવિ એક વખત તે અતીન્દ્રિય ઉચ્ચ સ્થિતિએ પહોંચે કે પછી તેનામાંથી દિવ્ય કલ્પનાઓ અને ઉદાત્ત વિચારો બહાર આવવા જ જોઇએ. ગણિતવેત્તા અથવા તત્ત્વવેત્તા ફક્ત પોતાનો અહંકાર કાઢી નાખે કે ગમે તેવા કઠિન વિષયોનું રહસ્ય પણ તે જોતજોતામાં સમજી જશે. ખરેખરી રીતે જ્યાં સુધી એ હુંપણું હોય છે ત્યાં સુધી કોઈ પણ શોધ થઈ શકતી નથી. જ્યારે અહંભાવનો ત્યાગ થાય અને ઉપર કહ્યા પ્રમાણે ધર્મનો સાક્ષાત્કાર થાય ત્યારે જ જ્ઞાન અને યશની પ્રાપ્તિ થાય છે.

* * *

# અદ્ભૂત ત્યાગ



પેગંબર સાહેબના દેહાંત પછી થોડાં જ વરસમાં અરબ અને રૂમીઓની વચ્ચે જંગી લડાઈ થઈ. તેમાં બંને બાજુના યોદ્ધાઓના ખૂન મરણ થયા, ઘણા જખમી પણ થયા. સાંજ પડે એટલે સામાન્ય રીતે લડાઈ પણ બંધ થાય. એક દિવસ આ પ્રમાણે જ્યારે લડાઈ બંધ થઈ ત્યારે અરબોના લશ્કરમાં એક અરબ પોતાના કાકાના દીકરાને ગોતવા નીકળ્યો તેની લાશ મળે તો દફનાવે અને જીવતો જોવામાં આવે તો સારવાર કરે. કદાચ પાણીની ઝંખના કરતો હશે એમ સમજી આ ભાઈએ પોતાની સાથે લોટો ભરીને પાણી રાખ્યું

તરફડિયાં મારતા જખમી સિપાઈઓની વચ્ચે ફાનસ લઈને તે જોતો જાય છે તો પોતાનો ભાઈ હાથ આવ્યો, અને તે સાથે જ પાણીની ઝંખના કરતો હતો. જખમોમાંથી લોહી વહ્યા કરતું હતું. તેના જીવવાની આશા થોડી જ હતી આણે તેની પાસે પાણી ધર્યું એટલામાં કોઈ ઘાયલ થયેલાનો "પાણી, પાણી" એવો અવાજ આવ્યો. એટલે આ દયાળુ સિપાઈએ પોતાના ભાઈને કહ્યું: 'પેલાને પાણી આપી આવ અને પછી મને પાજે.' જે દિશામાંથી અવાજ આવતો હતો તે દિશાના ઉતાવળે પગે આ ભાઈ પહોંચ્યો.

આ જખમી એક મહાન સરદાર હતો પેલો પાણી આપવા જાય છે અને સરદાર લેવા જાય છે, તેવામાં ત્રીજી દિશાએથી પાણીની રાડ આવી આ સરદાર પણ પેલાના જેટલો જ પરગજુ, એટલે તેણે માંડમાંડ કંઈક બોલીને અને કંઈક ઈશારાથી સમજાવ્યું કે પહેલા જ્યાંથી રાડ આવી છે ત્યાં પાણી પાઈ આવો નિસાસા નાખતો નાખતો આ ભાઈ પવનવેગે જ્યાંથી આર્તનાદ આવતો હતો ત્યાં પહોંચ્યો એટલામાં તો આ જખમી સિપાઈએ છેલ્લો શ્વાસ લીધો અને આંખ મીંચી તે પાણી ન પામ્યો. એટલે ઝટ જ્યાં પેલો જખમી સરદાર પડ્યો હતો ત્યાં આ ભાઈ પહોંચ્યો. જુએ છે તો તેની આંખ પણ મીંચાયેલી દુખી હૃદયે, ખુદાની બંદગી કરતો કરતો તે પોતાના ભાઈની પાસે પહોંચ્યો તો તેની નાડી પણ બંધ જોઈ અને તેનો જીવ ચાલ્યો ગયો હતો.

આમ ત્રણમાંથી કોઈ પાણી ન પામ્યો. પણ પહેલા બે પોતાનું નામ અમર કરીને ચાલ્યા ગયા. ઇતિહાસના પાનામાં આવા નિર્મળ ત્યાગના દાખલાઓ તો ઘણા જોવામાં આવે છે. તેના વર્ણન કસાયેલી કલમે લખાયાં હોય તો આપણે બે ટીપાં આંસુ પણ સારીએ છીએ પણ ઉપરનું અદ્ભૂત દૃષ્ટાંત આપવાનો હેતુ તો એ છે કે પેલા વીર પુરુષોના જેવો ત્યાગ આપણામાં આવો, અને આપણી કસોટીનો વખત આવે ત્યારે આપણે બીજાને પાણી આપીને પીએ, બીજાને જિવાડીને જીવીએ, અને બીજાને જિવાડતા પોતે મરીએ તો હસતે મુખે ચાલ્યા જઈએ.

મને લાગે છે કે પાણીની પરીક્ષા કરતા એક કઠણ પરીક્ષા માત્ર હવાની છે. હવા વિના તો માણસ એક ક્ષણ પણ નભી શકતો નથી. એટલે આખું જગત હવાથી છવાયેલું લાગે છે છતાં કોઈ કોઈ વાર એવો પણ સમય આવે છે કે જ્યારે કમાડ જેવી કોઈ કોટડીની અંદર ઘણા માણસો પુરાયા હોય; એક જ છિદ્રમાંથી થોડી હવા આવતી હોય; તે જે લઈ શકે તે જ જીવે અને બીજા ગૂંગળાઈને મરણ પામે. આપણે ઈશ્વર પાસે માગીએ કે આવો સમય આવે તો આપણે એ હવાને જતી કરીએ

હવાથી બીજે નંબરે તરસ છે. પાણીના પ્યાલાને સારુ માણસો એકબીજાની સાથે લડતા સાંભળવામાં આવ્યા છે. આપણે ઇચ્છીએ કે એવે સમયે પેલા બહાદુર આરબોનો ત્યાગ આપણામાં આવો પણ આવી અગ્નિ પરીક્ષા તો કોઈકની જ થાય છે. સામાન્ય પરીક્ષા આપણી બધાની રોજ થાય છે. આપણે સૌ પોતપોતાને પૂછતા થઈ જઈએ જ્યારે જ્યારે વખત આવે છે ત્યારે ત્યારે આપણે રોજ આપણા સાથીઓ, પાડોશીઓને આગળ કરી આપણે પાછળ રહીએ છીએ? ન રહેતા હોઈએ તો આપણે નપાસ થયા. આપણને અહિંસાનો પહેલો પાઠ નથી આવડતો.

યાનિ મિથ્યાભિભૂતાનાં પતન્ત્યશ્રૂણિ રોદતામ્।
તાનિ સંતાપકાન્ ઘ્નન્તિ સપુત્રપશુબાન્ધવાન્॥

ખોટી રીતે સતાવેલા લોકો આંખમાંથી સારે છે તે અશ્રુબિંદુ એને સંતાપનારાને છોકરાંછૈયાંસગાંસબંધી સહિત મારી નાખે છે.

પરોપકૃતિકૈવલ્યે તોલયિત્વા જનાર્દનઃ।
ગુર્વીમ્ ઉપકૃતિં મત્વા હ્યવતારાન્ દશાગ્રહીત્॥

એક છાબડામાં પરોપકાર ને બીજામાં કૈવલ્ય (મુક્તિ) મૂકીને ભગવાને તોલ કરી જોયો, તો ઉપકાર નો ભાર કૈવલ્ય કરતાં વધી ગયો; એટલે એણે દસ અવતાર લીધા.

જનયન્તિ હિ પ્રકાશં દીપશિખાઃ સ્વાંગદાહેન।

દીવાની વાટ પોતાનું શરીર બાળીને અજવાળું કરે છે.

સત્યં તપો જ્ઞાનમહિંસતા ચ
વિદ્વત્પ્રણામઃ ચ સુશીલતા ચ।
એતાનિ યો ધારયતે સ વિદ્વાન્
ન કેવલં યઃ પઠતે સ વિદ્વાન્॥

સત્ય, તપ, જ્ઞાન, અહિંસા, વિદ્વાનોનો આદર-સત્કાર, શુભ ચારિત્ર—આટલી વસ્તુઓનો જે ગ્રાહક હોય તે જ વિદ્વાન્ કહેવાય; શાસ્ત્રનો નકરો પાઠ જ કરે તે નહિ.

શાસ્ત્રાણ્યધીત્યાપિ ભવન્તિ મૂર્ખાઃ।
યસ્તુ ક્રિયાવાન્ પુરુષઃ સ વિદ્વાન્।
સુચિન્તિતં ચૌષધમાતુરાણામ્
ન નામમાત્રેણ કરોત્યરોગમ્॥

માણસો શાસ્ત્ર ભણ્યા હોય છતાં મૂર્ખ હોય છે. એટલે જે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે આચરણ કરે તે જ વિદ્વાન્ લેખાય. બહુ વિચાર કરીને ઠરાવ્યું હોય કે રોગીએ અમુક ઓસડ લેવું; પણ રોગી ઓસડના નામના કોટિ કોટિ જપ કરે ને ઓસડ ખાય નહિ તો તે નરવો કેમ કરીને થાય?

'આપણે બે કાન અને એક જ મોઢું છે તેનું કારણ આ, કે આપણે સાંભળિયે વધારે ને બોલિયે ઓછું.'—ઝેનો

'તું ઈશ્વરનો અંશ છો. તારા ભૂંડા ભોગ છે, કે તું ઈશ્વરને તારા ભેગા લઈ ને ફરે છે પણ તેનું તને ભાન નથી.'—એપિક્તેતસ ૨–૮–૧૦

તારા પોતાના સ્વાર્થનો લેશમાત્ર વિચાર ન કરવો, અને હાથપગમાં બુદ્ધિ હોય, શરીરની રચના સમજીને શરીર સમસ્તને હિતકારી ન હોય એવો વિચાર જ એ ન કરતા હોય એત એ જેમ વર્તે એમ તારે પણ વર્તવું. —તત્ર ૨–૧૦–૩

માણસ પોતા ઉપર પડે તે ઉપાડે નહિ, બીજા સાથેનો પોતાનો સંબંધ તોડી નાખે અને કોઈ સમાજ-વિરોધી કૃત્ય કરે તો તેણે પોતાનો હાથ કે પગ કાપ્યો સમજ. —માર્કસ ઓરેલિઅસ ૮–૩૪

જેમાં ભારતનું તથા વિશ્વનું હિત છે તેમાં જ મારું પણ હિત છે...જેમાં મધપૂડાનું હિત નથી તેમાં મધમાખીનું હિત પણ નથી. —તત્ર ૬–૪૪, ૫૪

'જેમ મૂર્તિ ઘડનારો સલાટ કરે છે તેમ તું ફાલતુ હોય તે બધું કાપી નાખ, વાંકું હોય તે સીધું કર, અંધકારમય હોય તે ચોખ્ખું તથા ઉજળું કર, અને તે ચકચકિત થાય ત્યાં લગી તેના ઉપર કામ કર. તેમાં તને સુજનતાની દિવ્ય શોભા ઝળાય નહિ ત્યાં લગી તું તારા મનની મૂર્તિ ઉપર કામ કર્યાં કર.

'પોતાને જેના દર્શન કરવાં હોય તે વસ્તુના જેવો જોનારે પોતે પોતાને બનાવવો જોઈએ. જો આંખ સૂર્ય જેવી ન બની હોત તો તે કદાપિ સૂર્યદર્શન ન કરી શકી હોત, તેમ જ આપણો જીવ જ્યાં લગી પોતે સુન્દર ન બને ત્યાં લગી તે સુન્દરતાનાં દર્શન ન કરી શકે.

'માણસને દેવદર્શન કરવાં હોય તો તે પોતે પહેલાં પ્રથમ દેવ જેવો બને.'—પ્લોટિનસ, ૧ એનિઅડ ૬–૯

'તમારો શત્રુ એક દિવસ તમારો મિત્ર બનવાનો ન હોય એવી રીતે તમે એના પ્રત્યે વર્તો.'

---

સુધારો

૧૦મા અંકને ચોત્રીસમે પાને બીજા શ્લોકમાં 'જ્ઞાનુનઃ' વાંચવા વિનંતિ છે.

મુંબઇથી જેટલી વાર યાત્રાએ ઉપડયો છુ તેટલી વાર જોયું છે જહાજ ઉપડવામા વાર થઈ નથી. કલકત્તાના જહાજ માટે તો આગલી રાતે જઇને રહેવુ પડે છે એ નથી સારું લાગતું. કેમકે મનમા એ જ ખ્યાલ રહ્યા કરે કે કયારે ઉપડશે મન જ્યારે પ્રયાણ ભણી હોય ત્યારે તેને રોકવામા બીજી એક શક્તિ સાથે યુદ્ધ મચે છે માણસ જ્યારે ઘરમા જામી પડયો હોય ત્યારે એને વિદાયની તૈયારી એટલી કઠણ્ગી લાગે છે શાથી કે આવનજાવનની સંધિસ્થાન એ મનને માટે મુશ્કેલીભર્યું છે ત્યા તેને બે બાજુ સંભાળવાની હોય છે એમા એને કુસ્તી કરવી પડે છે

ઘરના માણસો બધા જહાજે ચડાવીને પાછા ફર્યો. મિત્રો ફૂલની માળાઓ ગળામા પહેરાવી વિદાય થઈ ગયા પણ જહાજ ઉપડયુ નહિ જેઓ રહેનારા, તેઓ ગયા જેઓ જનારા તેઓ સ્થિર થઈને રહ્યા 'ઘર મડયું ચાલવા ત્યારે માવડી રહી ઊભી' એના જેવા ઘાટ.

વિદાય માત્રમા એક વ્યથા છે એ વ્યથાનુ પ્રધાન કારણ એ છે, જીવનમા જે કાંઈ સૌથી વધારે પામ્યા હોઇએ છીએ તેને આખ આગળથી દૂર કરવાનુ સમર્પણ કરવુ પડે છે અને બદલામા કશું ન મેળવવાની શૂન્યતાનો મનમા ભાસ રહ્યાં કરે છે. આ જ ક્ષણિકના દૃશ્ય અદૃશ્યના ભંડારિયામા લઈ જાય છે. અપરિચયમ થી ધીમે ધીમે પરિચયના કોઠામા લઇ જાય છે એટલા માટે યાત્રાનું દુઃખ પ્રસ્થાનના ઔષધથી મટે છે

અથવ જહાજની કેબિનની ગોઘારી દશાથી સોબાહ. જહાજ ચાલે ત્યારે કેબિનની સંકડાશ ક્ષમા કરાય. પણ જ્યારે ઊભુ હોય છે ત્યારે મૃત્યુના હાકણની બેવડમા હોઇએ એમ લાગે છે

ડેક ઉપર જ સુવાની વ્યવસ્થા કરવામા આવી આ પહેલા ઘણીવાર જહાજ ઉપર ચડયો છું. અનેક કપ્તાનોની સાથે પ્રસંગ પડ્યા છે. અમારા આ જાપાની કપ્તાનમા કઈક વિશેષતા હતી મન ફાવે એમ વર્તવા દે. પણ કર્તવ્યપાલનની ભાવના એની જોરદાર હતી એમાં નિયમની વાતમાં લેશમાત્ર ચલાવી લે તેમ નહોતો. અમારા સહયાત્રી અંગ્રેજબંધુએ પ્રયત્ન કર્યો નાસ્તો લેવા અમારી સાથે અમારા ટેબલ પર. પરન્તુ કર્તવ્યશીલ કપ્તાને કહ્યું: અત્યારે તો જે વ્યવસ્થા થઈ ગઈ છે, તે જ રહેશે. ભોજન વખતે જોઈ લઇશું. અમારી પાસેની ખુરશી ખાલી પડી રહી પણ નિયમનું પાલન એ પાલન જ એમાં જરા ય ઢીલાશ ચાલે નહિ.

રાત્રે સૂતા તો ખરા પણ કેવા? જરા ય અવકાશ મળે નહિ એવી જગાએ. જેમ ભીષ્મપિતામહ શરશય્યાએ મૃત્યુની અપેક્ષામાં પોઢેલા એમ

એક કાવ્ય સૂઝી આવ્યું. જાણે કે અંધારી રાતની સભાનો હું કવિ છું અને એમ થાય છે કે દિવસનો હું મૃત્યુલોકવાળો, રાત્રે દેવલોકોનો છું માણસ ભય પામે માણસ કર્મો કરે. માણસ એના પગ પાસેનો પથ સ્પષ્ટપણે જોઈ શકે માટે તો આટલો બધો પ્રકાશ ઝગમગે છે. દેવને ભય નહિ. એટલા માટે અસીમ અંધકાર એ દેવસભાનુ આસ્તરણ છે દેવો રાત્રે આવીને આપણી જાગીમા દેખા દે છે

*

જહાજ ઉપડયું. મધુર પવનમાં રંગોની પૂરવણી પૂરાવા લાગી રંગ કેવળ જહાજના ચાલવા પૂરતો ન હતો, પણ એમા જે એક વિશેષ દૃષ્ટિ હતી, એ દૃષ્ટિમા કોઈક રસિકતા હતી.

આજની સવારે ગેરૂઆ રંગની ને લીલા રંગની કિનારીવાળી સાડી પહેરીને પ્રકૃતિ સામે આવીને ખડી થએલી મેં જોઈ હું એક દષ્ટ..

મને પોતાને એમાંથી કંઈ કંઈ પ્રકાશ મળ્યો. એ જ હતું સાહિત્ય. એ જ હતી કલા.

ઉપનિષદમાં લખ્યું છે કે, એક ડાળે બે પક્ષી છે એમાં એક પક્ષી ઉપભોગ કરે છે. બીજું પક્ષી તેનો દ્રષ્ટા બને છે. દ્રષ્ટા બનેલા પક્ષીને એનો મહાઆનંદ છે. કેમકે, તેનો જે આનંદ છે તે શુદ્ધ આનંદ છે. માનવીને પણ બે પક્ષી છે. એમાં એક પક્ષીને પ્રયોજન છે બીજાને પ્રયોજન નથી. એક પક્ષી ભોગ ભોગવે છે. બીજું તે જુએ છે માત્ર. જે પક્ષી ભોગ ભોગવે છે, તેમાં તેનું નિર્માણ છે. બીજુ દ્રષ્ટા છે, તે સૃષ્ટિ ઊભી કરે છે. નિર્માણ કરવું, એનો અર્થ જોઈએ તો તૈયાર કરવું. એટલે કે, જેમા તૈયારી કરવાની છે તેમાં પોતાની પ્રયોજનના માપની અથવા બીજાના પ્રયોજનની માપપટ્ટી રહે છે. અને સૃષ્ટિ કરનારને કોઈના ય ગરજની જરૂર રહેતી નથી. અપેક્ષા રહેતી નથી.

પૃથ્વીમાં સૌથી મોટું રહસ્ય જ એ છે કે દૃશ્ય જેવી વસ્તુ નથી અને જે દૃશ્ય છે તે જ માણસ છે. અર્થાત્ દૃષ્ટ વસ્તુ નથી. દૃષ્ટા પોતે જ એ એનું લક્ષ છે.

બૃહસ્પતિવારની સાંજે અમારો પાયલોટ ઉતરી ગયો. સમુદ્રનો રંગરૂપ જોતાં એમ થાય છે કાંઠો દૂર જવા છતાં એની માટીનાં રંગ ઓછો થતો નથી. પૃથ્વી કરતાં આકાશ સાથેની આત્મિયતા કંઈક વધારે સારી એમ તો નથી જણાતું, પણ પાણીના રંગોમાં એક દિગન્તરની માળા બદલો થયો દેખાય છે

અમારા જહાજના સેકન્ડ ક્લાસમાં ડેકના અનેક પેસેન્જર હતા. એમાં મોટે ભાગે મદ્રાસીઓ છે, જેઓ રંગૂન જનારા હતા. તેઓનો વ્યવહાર, જહાજના અન્ય લોકોની સાથે છેક ખરાબ—દૃષ્ટર—તો નહિ પણ સ્વચ્છંદી ખરા. જહાજના ભંડારમાંથી એક એક કરીને દરેકને ચિનરોલા કાગળના પંખાઓ મળ્યા છે. એનાથી તેઓ ઘણા

ખુશ છે. એમાંથી અનેક હિન્દુ હોઈ બીજી દખલગીરી તો નહતી પણ આખો દિવસ કંઈને કંઈ ધમાલ કર્યા જ કરે. એક સારી વસ્તુ જોતાં તેના પર નિજ હક્ક જમાવવાની હોંસાતુંસી કરે. ધીંગા મસ્તી કરતાં અચકાતા નહિ વગેરે. સૌથી મોટી તકલીફ તો મને એ જ નડતી કે તેઓ જ્યાં ને ત્યાં થૂંકતાં જરા ય વિચાર કરતા નહિ. આચરણમાં જો સખત રહેવાય તો વિચારમાં ઢીલાશ નડતી નથી. માણસે પોતાની જાતે જ સારા નરસા આચારવિચારને ઘડવાના હોય છે.

એમાં કેટલાક તો મુસલમાન હતા. સુટેવો સંબંધમાં તેઓ વિશેષ જાગૃત છે એમ નહિ પણ તેના ખ્યાલો તેમને બહુ સારા છે. સારાં વસ્ત્રોમાં હંમેશા સજ્જ રહે અને જરા સરખો પરિચય થતાં પ્રસન્નમુખે સલામ કરવાનું તે ચૂકે જ નહિ. સમજાય છે બહારનો સંસાર તેઓ જાણથી જાણે છે. આમ તો તેઓ બંધનમુક્ત છે. પણ જાતિરક્ષા એ એમનું મોટું બંધન છે. છતાં વ્યવહારમાં છૂટછાટ છે. એટલા માટે આદાબ કાયદો મુસલમાનનો આદાબ કાયદો એ સમસ્ત મનુષ્યની સાથેના સર્વ સાધારણ નિયમ. મનુમાં જોવા મળે છે મા, માસી, ફોઈ વગેરે સાથે કેમ વ્યવહાર રાખવો. ગુરુજન સાથેના વ્યવહારની માત્રા કેટલી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર સાથેના વ્યવહારમાં કેટલું ઉચિત અનુચિત તેનું પ્રમાણ હોય છે. એટલા માટે સંપર્ક વિચાર અને જાતિ વિચારથી પે આગળ મનુષ્ય સાથેની ભદ્રતા કેમ જળવાય તે પશ્ચિમ ભારત અને મુસલમાનો પાસેથી સલામ શિક્ષણ શીખવા મળે છે. કેમકે, પ્રણામ, નમસ્કાર એ વ્યવહાર પોતાનાં સરખેસરખામાં હોય છે. પણ તે સિવાય બહારના સંસારમાં એના વગર ચલાવતાં હતાં તે સભ્યતા મુસલમાનો પાસેથી, અંગ્રેજો પાસેથી શીખ્યા છીએ.

ક્રમશઃ

—અનુ૦ નિર્મળા પરેખ

*

* બધું કરનાર ઈશ્વર છે; અને તે જે કરે છે તે સારાને માટે જ કરે છે, એમ સમજીને આનંદમાં રહેજે.

* રોવું અને હસવું બંને દિલમાંથી નીકળે છે. (માણસ) જેને દુઃખ માનીને રુએ છે તેને જ સુખ માનીને હસે છે આથી જ રામનામનો આધાર જોઈએ. બધું એને અર્પણ કરવું એ તો આનંદ જ આનંદ છે.

* ઈશ્વરનાં નામ તો અનેક છે; પણ એક જ નામ ખોળીએ તો તે છે સત્-સત્ય. તેથી સત્ય જ ઈશ્વર છે.

* સત્યનાં દર્શન અહિંસા વગર થઈ જ ન શકે તેથી જ કહ્યું છે કે અહિંસા પરમો ધર્મ.

* સત્યની શોધ અને અહિંસાનું પાલન, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ, અભય, સર્વધર્મ-સમાનત્વ, અસ્પૃશ્યતાનિવારણ ઇત્યાદિ વગર થઈ ન શકે.

* બ્રહ્મચર્યનો અર્થ અહીં મન, વચન કર્મથી ઇન્દ્રિયનિગ્રહ છે. સ્રીગમન ન કરવા છતાં મનથી જે વિકારમય રહે છે તે ખરો બ્રહ્મચારી ન મનાય.

* અસ્તેયનો અર્થ ચોરી ન કરવી એટલો જ નથી. જે વસ્તુની આપણને જરૂર નથી તે રાખવી, લેવી, તે પણ ચોરી છે, ચોરીમા હિંસા તો ભરેલી જ છે.

* અપરિગ્રહનો અર્થ એ છે કે આપણને જેની આજે જરૂર નથી તેવી કોઈ ચીજનો આપણે સંગ્રહ ન કરીએ.

* અભયમાં બધા પ્રકારના ડરનો અભાવ હોવો જોઈએ. મોતનો ડર, મારપીટનો ડર, ભૂખનો ડર, અપમાનનો ડર, લોકલાજનો ડર, ભૂતપ્રેતનો ડર, કોઈના ક્રોધનો ડર-આ બધા અને એવા ડરથી મુક્તિ તે અભય.

* જેમ આપણે આપણા ધર્મને માન આપીએ છીએ, તેમ જ બીજા ધર્મને પણ આપીએ-માત્ર સહિષ્ણુતા પૂરતી નથી.

* અસ્પૃશ્યતાનિવારણનો અર્થ હરિજનોને અડવું એટલો જ નથી, પણ તેમને આપણાં સગાસંબંધીઓ જેવા સમજવાઃ અર્થાત આપણાં ભાઈબહેનો સાથે વર્તીએ છીએ તેવી રીતે વર્તવું. નથી કોઈ ઊંચ કે નથી કોઈ નીચ.

* યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ એ પાતંજલ યોગ-દર્શનનું પહેલું સૂત્ર છે. યોગ ચિત્તવૃત્તિનો નિરોધ છે. એટલે કે આપણા મનમાં ઊઠતા તરંગો પર અંકુશ રાખવો-તેમને દાબી દેવા, તે યોગ થયો.

* જેના ચિત્તમાં તરંગો ઊઠ્યા જ કરે છે, તે સત્યનાં દર્શન કેમ કરી શકે? ચિત્તમાં તરંગો ઊઠવા એ સમુદ્રના તોફાન જેવું છે. તોફાનમાં જે સુકાની સુકાન પર કાબૂ રાખી શકે છે, તે સહીસલામત છે, રહે છે. તેવી જ રીતે ચિત્તની અશાંતિમાં જે રામનામનો આશ્રય લે છે તે જીતી જાય છે.

* વૃક્ષન કી મત લે ભજન મનન કરવા યોગ્ય છે. પોતે તપે છે ને આપણને શીતળતા આપે છે. આપણે શું કરીએ છીએ?

* મિથ્યાજ્ઞાનથી આપણે હમેશાં ડરતા રહેવું, જે જ્ઞાન આપણને સત્યથી દૂર રાખે છે અથવા દૂર લઈ જાય છે તે મિથ્યાજ્ઞાન છે.

* સત્યના દર્શનને માટે સંતોનું ચરિત્ર વાંચવું અને તેનું મનન કરવું આવશ્યક છે.

* ભગવાન નિજ મુખે કહે છે કે પોતે સર્વ પ્રાણીઓમાં વિહાર કરે છે; ત્યારે આપણે કોની સાથે વેર રાખીશું?

* મીરાંબાઈના જીવનમાંથી મહત્ત્વની વાત આપણે એ શીખીએ છીએ કે તેણે ભગવાનને

માટે પોતાનું સર્વસ્વ છોડયું – પતિ પણ.

* શ્રદ્ધાથી માણસ શું નથી કરી શકતો? બધું જ કરી શકે છે.

* શ્રદ્ધાથી માણસ પહાડો ઓળંગી જાય છે.

* જે માણસ કોઈ વસ્તુ ઉપર એકનિષ્ઠાથી કામ કરે છે તે અંતે બધી જ વસ્તુઓ કરવાની શક્તિ મેળવશે.

* સાચું સુખ બહારથી નથી મળતું, અંતર માંથી જ મળે છ

* જેણે પોતાપણું ખોયું તેણે બધું જ ખોયુ.

* સીધો રસ્તો જેવો સરળ છે, તેવો જ કઠણ છે. એમ ન હોત તો સૌ સીધો રસ્તો જ લેત.

* 'દયા ધર્મકા મૂલ હૈ' એમ તુલસીદાસજીએ કહ્યું છે; અને કહે છે; 'તુલસી દયા ન છાડિયે જબ લગ ઘટ મેં પ્રાન.' આપણે સૌ દયાના ભિક્ષુઓ કેવી રીતે દયા કરીએ,ને કોના પર કરીએ?

* એક બહેને કહ્યું: 'હું પ્રાર્થના કરતી હતી, હવે છોડી દીધી છે.' મે પૂછ્યું. કેમ તેણે જવાબ આપ્યો: 'કારણ કે હું મારા અંતરને છેતરતી હતી.' ઉત્તર બરાબર છે, 'પણ છેતરવાનું છોડે, પ્રાર્થના શા માટે છોડે?'

* કાલનું ભજન બહુ મીઠું ને મનનીય હતું: 'તેનો સાર આ છે. ભગવાન નથી મંદિરમાં કે નથી મસીદમા, નથી અંદર કે નથી બહાર; ક્યાંય હોય તો દીનજનોની ભૂખ તરસમા છે. ચાલો આપણે તેમની ભૂખ તરસ મટાડવા માટે રોજ કાંતીએ અથવા તેમને નિમિત્ત રામનામ લઈને એવી જાતમહેનત કરીએ.'

* એ તે કેવી વાત કે આપણે સામાન્ય રીતે પણ જૂઠથી દૂર નથી રહેતા! ભલે એ શરમ કે ડરને કારણે કેમ ન હોય. તેના કરતાં આપણે મૌન જ ધારણ કરીએ અથવા અંદર અંદર નીડર થઈને આપણા મનમાં હોય તેવું જ કહીએ તો સારું નહી?

* થોડું સરખું જૂઠ પણ માણસનો નાશ કરે છે, જેમ ઝેરનું એક ટીપું પણ દૂધનો નાશ કરે છે

* ખરી વસ્તુ પાછળ વખત આપવાનું આપણને ખૂંચે છે; નકામી વસ્તુ પાછળ ખુવાર થઈએ છીએ ને ખુશ થઈએ છીએ!

* માણસને ખુદા ન કહો, માણસ ખુદા નથી; પણ ખુદાના નૂરથી માણસ જુદો નથી.

* સંતોની વાણી સાંભળો, શાસ્ત્ર પઢો, વિદ્વાન થઈ જાઓ; પણ જો ઈશ્વરને હૃદયમાં સ્થાન ન આપ્યું તો કાંઈ ન કર્યું.

* મુક્તિ તો આપણે સૌ ઇચ્છીએ છીએ, પણ કદાચ તેનો અર્થ બરાબર નથી જાણતા. તેનો એક અર્થ તો એ છે કે જન્મમરણથી છુટકારો મેળવવો.

* ભક્તકવિ નરસૈંયો કહે છે: 'હરિના જન તો મુક્તિ ન માગે, માગે જનમોજનમ અવતાર રે.' આ દૃષ્ટિએ તો મુક્તિ કંઈક બીજું સ્વરૂપ ધારણ કરે છે.

* ગીતા અનુસાર અનાસક્તિની પરાકાષ્ઠા તે મુક્તિ. આ જ અર્થ આપણને ઈશોપનિષદના પહેલા મંત્રમા મળે છ.

* અનાસક્તિ કેમ વધે? સુખ અને દુઃખ, મિત્ર અને શત્રુ, પોતાનું અને પારકું, બધું સમાન સમજવાથી અનાસક્તિ વધે છે. તેથી અનાસક્તિનું બીજું નામ સમભાવ છે.

* બિંદુઓનો સમૂહ મળીને જેમ સમુદ્ર બને છે તેમ આપણે મૈત્રી કરીને મૈત્રીના સાગર બની શકીએ છીએ, અને જગતમાં સૌ એક બીજા સાથે મિત્રભાવે રહે તો જગતનું રૂપ બદલાઈ જાય.

* આજ નાતાલનો તહેવાર છે આપણે જેઓ સર્વધર્મસમભાવમા માનીએ છીએ તેમને માટે ઇસામસીહનો જન્મદિન રામકૃષ્ણાદિના જન્મદિન જેટલો જ આદરપાત્ર છે.

*

# 'સિત્તેર નહિ, પણ સાત'

ડૉ. ઉપેન્દ્ર ર. ભટ્ટ

એક હતો રાજા. જુવાન જોધ. એનું નામ જોરાવરસિંહ. જુવાનીનું જોર તો એનામાં માય નહિ. એને ગમે તે એ કરે અને ફાવે ત્યાં ફરે.

એક દિવસ જોરાવરસિંહ પોતાને ઘોડે બેસી ગામ બહાર ફરવા નીકળી પડ્યો છે. ઘણે દૂર ગયા પછી એણે જોયું તો ઘડપણથી ખૂબ વાંકો વળી ગયેલો એક ખેડૂત ખેતરમા કામ કરતો હતો. જોરાવરસિંહને તો એ ખેડૂતની ઉમ્મર જાણવાની તીવ્ર ઈચ્છા થઈ આવી. એણે તો ઘોડાને ધીમો પાડ્યો અને ખેડૂત પાસે ગયો.

ઘરડા ખેડૂને પોતાના જુવાન રાજાને એકદમ ઓળખી કાઢ્યો. એ રાજા પાસે ગયો અને એની ચરણરજ લીધી પછી નમસ્કાર કરી ઊભો રહ્યો અને બોલ્યો, 'શો હુકમ છે? બાપુ!'

જોરાવરસિંહે અધીરા બની પૂછ્યું, 'ડોસા, મારા બાપુને તો તેં જોયા હશે, પણ મારા દાદાને જોયેલા ખરા?'

વૃદ્ધ ખેડૂતે જવાબ આપ્યો, 'હા, જી. આપના પિતાજીનાં અને દાદાજીનાં પણ મેં બહુ વાર દર્શન કરેલાં.'

'તો . તો તને સિત્તેરેક વરસ થયાં હશે, કેમ?'

ડોસાએ ઉત્તર આપ્યો, 'ના, જી. મને તો સિત્તેર નહિ પણ સાત જ વરસ થયાં છે.'

'સમજ્યો! એમ કહે ને કે તને હજુ પણ મરવું ગમતું નથી!'

'એવું તે કંઈ હોય, બાપુ? મરણ તો સૌને આવવાનું છે.'

'તો પછી તારી ખરી ઉમ્મર કહી દે ને.'

'બાપુ, મારાં ત્રેસઠ વરસ મેં એશઆરામ અને સ્વાર્થમાં કાઢ્યાં. એ તે કંઈ જીવ્યું ગણાય? આ સાતેક વરસથી દરરોજ કોઈનું કંઈ ને કંઈ મારાથી ભલું થાય એવું કરું છું. એટલે મારી ઉમ્મર મેં સાત વરસની કહી.'

ઉમ્મર ગણવાના આ નવા સૂત્ર વિશે ઊંડો વિચાર કરતા જોરાવરસિંહે ઘોડો બહું ધીમે પગલે ગામ તરફ પાછો વાળ્યો.

નાખુને ખાર આકે ખુદ, ઉદકા તેરા કર દેમા વાઃ
પહિલે પાયે શૌકમેં ફેલા કોઈ છાલા તો હો.

[પ્રથમ પગમાં ફોલ્લો તો થવા દો, કાંટો એની મેળે આવીને તેને ફોડી નાખશે.]

ભાગતી ફિરતીથી દુનિયા, જબ તલબ કરતે થે હમ;
અબજો નફરત હમને કી, વહ બેકરાર આને કો હૈ.

[જ્યારે હું ઇચ્છા કરતો ત્યારે આખું જગત મારાથી દૂર નાસતું હતું. અત્યારે મને સર્વનો કંટાળો આવ્યો છે ત્યારે તે એની મેળે જ મારી પાછળ દોડતું આવે છે]

મૌં આપ ગરજ હોવે તો, ધો ધો પીવે કદમ;
ક્યોં ચર્ખો મેહેરો માહ પે, મચલ હુવા હૈ તુ?

[આકાશ, સૂર્ય અને ચંદ્ર ઉપર તું આટલો બધો શાથી મોહી પડ્યો છે? તેમને જો વખત ગરજ હશે તો તારા પગ ધોઈ ધોઈને પીશે ]

મહેરામણ તીર થકી નીસર્યા રે લોલ, પોઢયા જમુના કેરે નીર જો,
સંતોના પાય અમે પુજીએ રે લોલ.

ધન રે ધન તાત એ કરમચંદ લોલ, ધન રે ધન પુતળીબાઈ માત જો, સંતો૦
ભણતાં યે ચોરી જેને ના'વડી રે લોલ, વિલાતે નહિ નારીનો નેહ જો, સંતો૦
નેના લીધી તે હબસાણ દેશ લોલ, નમાવ્યો છે ગોરો સરદાર જો, સંતો૦
ચંપારણે તે રાખી ચોંપ છે રે લોલ, ગોરાનાં ભાંગ્યાં અભેમાન જો, સંતો૦
ખેડાની ભોમ ખૂદી ખાંતથી રે લોલ, ડુંગળી ચોરાવી ચોડેધાડ જો, સંતો૦
દેશે દહામાં દીધાં જંગનાં રે લોલ, ચોરાચોરાની થઈ છીક જો, સંતો૦
સાઠે વરસે તે બાપુ ચાલિયા રે લોલ, ઊભા દાંડી કેરે નીર જો, સંતો૦
લૂણ મારા દેશ કેરૂં લૂંટવું રે લોલ, લૂણ કેરી થઈ છે લૂંટાલૂંટ જો, સંતો૦
કેંક મર્યા કેંક શીષ ભાગિયાં રે લોલ, બાંધી છે ધરમની ધજાય જો, સંતો૦
સૂબો તેડાવે એને શીમળે રે લોલ, મોલુમાં ઢોલ ને કરાર જો, સંતો૦
હાકલ દીધી છે એણે દેશને રે લોલ, રંગ રાખો, ઝૂંટવો સ્વરાજ જો, સંતો૦
હાકલ બીજી છે ગોરાસાબને રે લોલ, વહેતા થાજો ને વિલાત્ય જો, સંતો૦
તેડાં ત્યાં ત્રિકમના આવિયાં રે લોલ, કસ્તુરબા દેવને દુવાર જો, સંતો૦
બીજા ગિયા તે મહાદેવજી રે લોલ, તૂટ્યા સંસારના સબંધ જો, સંતો૦
નવખળીમાં નિરદોષ રોળિયાં રે લોલ, આડવાણા આગુ ઘુપા જાય જો, સંતો૦
કોણ હિંદુ કોણ મુસલમીન છે રે લોલ, કોણ રે પરાયું કોણ આપ જો, સંતો૦
ડાબે આંસુ તે લુયાં હિંદુનાં રે લોલ, જમણે લુયાં છે મુસલમાન જો, સંતો૦
પોષ વદી પાંચમ ને સાંજના રે લોલ, દીકરી એ દોરંતી જાય જો, સંતો૦
ઊભો છે કાળ બાપુ પાયમાં રે લોલ, લળી લળી કરે છે પ્રણામ જો, સંતો૦
આપી આશીષ એને અંતરેથી લોલ, ગોળિયુંની આપી એણે શીખ જો, સંતો૦
છઠની સાંજે તે બાપુ ચાલિયા રે લોલ, જમનાને તીર છે વિસામ જો, સંતો૦
અગરચંદણની તે ચે બળે રે લોલ, ઘી ને કપૂર છાકમછોળ જો, સંતો૦
હૈયાં ફાટે તે ભરી હીબકાં રે લોલ, દેશી જન રોવે લખ સાથ જો, સંતો૦
આથમણી દશે સુરજ આથમે રે લોલ, સોનલાવરણી ઊડી ઝાળ જો, સંતો૦
રૂપલાવરણી રાત આવતી રે લોલ, હીરલાવરણી રહી રાખ જો, સંતો૦

## ગાંધીજીના નામે

સુહાસિની મહેતા

એક વિધવાના પતિની મિલકત અંગે અદાલતમાં કેસ દાખલ થયો. એક બાજુ વિધવા હતી ને બીજી બાજુ તેની પુત્રી અને જમાઈ હતાં. એ ઝઘડાનું સમાધાન ચિત્તનાની જિલ્લા અદાલતમા નાટકીય રીતે ૧૯૪૮ના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે થઈ ગયુ. એ દિવસે ન્યાયાધીશે બને પક્ષને અદાલતમા હાજર રહેવા ફરમાવ્યું હતુ. બંને વચ્ચે સમજૂતી કરાવવાની એમને આશા હતી.

જ્યારે તેઓ અદાલતમા આવ્યા ત્યારે ન્યાયાધીશે એમને સમજાવવા કોશિશ કરી, 'આ રીતે અદાલતમા ઝઘડીને પૈસા બરબાદ કરવા એ નરી મૂર્ખાઈ છે' એમ જણાવી ઝઘડો શાંતિથી પતાવવાની અપીલ કરી, પણ એનું કંઈ ફળ આવ્યું નહિ.

ન્યાયાધીશે બંને પક્ષને સોગન લેવાનું કહી, 'મહાત્મા ગાંધીનું નામ ક્યારે ય સાંભળ્યુ છે કે નહિ' એમ પૂછ્યુ'

ન્યાયાધીશના મસ્તક પર લટકતી તસવીર તરફ જોઈને એમણે જવાબ આપ્યો.

'હા સાહેબ'

અને પછી આમ બન્યું

ન્યાયાધીશ 'તમે જાણો છો કે મહાત્માજી ગરીબ, અભણ અને દુખીઓ માટે જીવ્યા અને મર્યા?'

જવાબ 'હા, સાહેબ'

ન્યાયાધીશ: 'એમને માટે આખી દુનિયા શોક શા માટે કરે છે?'

જવાબ: 'કારણ કે તેઓ સૌને ચાહતા હતા અને મહાન આત્મા હતા'

ન્યાયાધીશ: 'તમે એમને નથી ચાહતા?'

જવાબ: હાજી સાહેબ, અમે બધા જ એમને ચાહીએ છીએ.

ન્યાયાધીશ 'મહાત્માજીનો અંતરઆત્મા તમારા આવા મુર્ખાઈ ભર્યા ઝઘડા પર રડશે એ તમે જાણો છો?'

જવાબ: 'અમે હવે ઝઘડીશું નહિ, અમે અમારો ઝઘડો શાંતિથી પતાવી દેશું.'

આમ જવાબ આપ્યા પછી પુત્રી અને જમાઈએ વિધવાને પ્રણામ કર્યા. વિધવાએ પણ એમને છાતીસરસા ચાંપી આશીર્વાદ આપ્યા. સમાધાનની વાટાઘાટ ચાલી તેટલો સમય એ લોકો રડતાં રહ્યાં ને એકબીજાની માફી માગતાં રહ્યાં. છેવટે એમ નક્કી થયુ કે મા જીવે ત્યાં સુધી પતિની મિલકતમાંથી મળતો લાભ મેળવે અને માના અવસાન પછી પુત્રીને એ લાભ મળે.

[જીવન માધુરી]

કૈસે મિલે રફીબ કે, ક્યા તઅન અકરબાઃ
તેગ સી દિલ ન ચાહે, તો બાતેં હજાર હૈ.

[પ્રતિસ્પર્ધી અથવા પાડોશીની નિંદા કરે છે એવું શા માટે કહે છે? તારા હૃદયમાં મારી ચાહના જ નથી એટલે પછી બતાવવા માટેનાં બહાના તો હજારો છે]

ગુજરતા ખ્વાબો આયન્દા ખ્યાલસ્ત
ગનીમત દાં હમી હમારા કિ હાલસ્ત.

[ભૂતકાળ સ્વપ્નવત છે અને ભવિષ્યકાળ તો કેવળ અનુમાન છે; વર્તમાનકાળ જ આપણી પાસેનું ખરું ધન છે એમ સમજ.]

—શર્મનીથ

# ગુજરાત વિષે કેટલુંક

[ગુજરાત વિષેના જાણવા જેવા કેટલાક આંકડા અહીં આપ્યા છે. તે ઉપયોગી તથા રસપ્રદ થઈ પડશે.]

મુંબઈ નગરમાં વસતા ગુજરાતીઓની સંખ્યા ૫,૬૫,૭૦૯ છે. ત્યારે ગુજરાતના પાટનગર અમદાવાદમાં ૫૬૨,૯૭૪ ગુજરાતી વસે છે।

ગુજરાતની ૧,૬૨,૬૨,૧૩૫ જેટલી વસ્તીમાં ૮૫ ટકા લોકો વેપારી અને ઉદ્યોગપતિઓના આશ્રિત નથી.

૩૬ લાખ લોકો આદિવાસી છે, અને વન પર્વતમાં રહે છે. ગુજરાતના ૧૭ જિલ્લાઓમાંથી ૭ જિલ્લા વનપર્વતથી ભરેલા છે.

ગુજરાતની વસ્તીના ૫૭ ટકા લોકો ખેતી કરે છે. છતાં અહીં કેવળ પાંચ ટકા જમીન સીંચાઈની સગવડ વાળી છે.

૨૫ લાખ ગુજરાતી ભારતનાં અન્ય રાજ્યો, પાકિસ્તાન, મધ્યપૂર્વ આફ્રિકા, દૂરપૂર્વ અને યુરોપમાં ફેલાયા છે.

પૂર્વ અને મધ્ય આફ્રિકાના હિંદીઓમાં ૯૦ ટકા ગુજરાતી છે.

ગુજરાતમાં પરદેશથી કમાઈને દર વર્ષે દોઢ અબજ રૂપિયા આવે છે.

ગુજરાતમાં નહેરો અને પાકી સડકો નહીંવત્ છે.

ગુજરાતમાં સાડાત્રણ હજાર યાંત્રિક કારખાનાં છે. તેમાં સવા ત્રણ લાખ લોકોને રોજી મળે છે.

મોટી મોટી નદીઓ છતાં અહીં ઔદ્યોગિક શક્તિના ઉત્પાદન માટે બિલકુલ વ્યવસ્થા થઈ નથી. ગુજરાતનાં હજારો કારખાના માટે બહારથી રેલવે દ્વારા મોંઘો કોલસો જ આવે છે. દૂરથી આવતો હોવાને કારણે તે કોલસો ત્રણ ગણો મોંઘો પડે છે.

ગુજરાતનાં કારખાનામાં મજૂરી કરવા ગુજરાતના જ મજૂરો પૂરતા નહીં મળતા હોવાથી તેમાં ઉત્તર પ્રદેશ, મધ્યપ્રદેશ, રાજસ્થાન અને મહારાષ્ટ્રના મજૂરો લેવાય છે. તે બહારના લોકોમાં મુખ્યત્વે ગુજરાતના સામ્યવાદીઓ પોતાનો પ્રચાર વધારી રહ્યા છે. અમદાવાદમાં કુલ બે લાખ મજૂરો છે.

ગુજરાતમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ (૧૯૫૧ની ગણતરી અનુસાર) ૨૫.૮ ટકા છે.—કેરલ છોડીને આખા ભારતમાં ગુજરાતનો બીજો નંબર છે, બંગાળમાં ૨૪.૬ ટકા અને મહારાષ્ટ્રમાં ૨૧ ટકા છે. ગુજરાતમાં ૧૫ ટકા સ્ત્રીઓ ભણેલી છે.

ગુજરાતમાં અનાજ ઓછું વવાય છે. આખા ભારતની કપાસની ખેતીના ૧૦ ટકા દક્ષિણ ગુજરાતમાં જ વવાય છે.

ગુજરાતમાં ૧૧૨ મિલો છે (ભારતમાં કુલ ૫૧૧ છે). તેઓ દેશના વસ્ત્ર-ઉત્પાદનના ત્રીજા ભાગ જેટલું કાપડ પેદા કરે છે.

સૌરાષ્ટ્રમાં ભારતની મગફળીના કુલ પાકનો એ-તૃતીયાંશ ભાગ પેદા થાય છે. બીજાં તેલીબિયાં તો ગુજરાતના લગભગ બધા હિસ્સાઓમાં વવાય છે. તેલ કાઢવાની ૩૧૦ મિલો ગુજરાતમાં છે, અને વનસ્પતિ-ઘી બનાવવાનાં ચાર કારખાના છે.

મધ્ય ગુજરાતમાં વરસે ૨૫ હજાર ટન તમાકુ ઉત્પન્ન થાય છે.

ગુજરાતના નાનાં મોટાં બાવન બંદરો છે.

એક લાખથી વધુ વસ્તીવાળા છ શહેર છેઃ અમદાવાદ,સુરત,વડોદરા,ભાવનગર,રાજકોટ,જામનગર.

ગુજરાતનું ક્ષેત્રફળ ૭૨,૧૩૮ ચોરસ માઈલ છે. (તેમાં સૌરાષ્ટ્ર—૨૩,૪૪૫ ચોરસ માઈલ છે અને કચ્છ ૧૬,૭૭૯ ચોરસ માઈલ છે.) ગુજરાત રાજ્ય ક્ષેત્રફળને હિસાબે બિહાર, ઓરિસા, મદ્રાસ, પંજાબ અને બંગાળથી મોટું છે. વસ્તીને હિસાબે તે પંજાબ, રાજસ્થાન, ઓરિસા, આસામ અને કેરલથી મોટું છે.

ગુજરાતમાં ૧૮,૭૨૯ ગામડાં છે, તથા ૨૪૩ કસ્બા તથા શહેર છે. ૧૭ જિલ્લા છે.

દક્ષિણ ગુજરાતમાં વરસાદ ૬૦ થી ૮૦ ઈંચ, મધ્ય ગુજરાતમાં ૩૫ થી ૬૦ ઈંચ, ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ૨૦ થી ૩૦ ઈંચ, તથા કચ્છમાં ૧૦ થી ૨૦ ઈંચ થાય છે.

ઉષ્ણતામાન ૫૦ અંશ શિયાળામાં અને ઉનાળામાં ૧૦૫ અંશ ફેરન૦ થાય છે.

ભારતના કુલ ૩૫૩૫ માઈલ દરિયાકિનારાનો ચોથો ભાગ (૯૭૫ માઈલ) ગુજરાતમાં છે.

ગુજરાતમાં રેલવે લાઈન ૩૩૦૭ માઈલ છે. (૫૪૩ માઈલ મોટી, ૨૦૩૯ માઈલ મધ્યમ અને બાકીની નાની.)

ગુજરાતમાં ત્રણ યુનિવર્સિટીઓ અને ૯૦ કોલેજો છે.

['વિશાલ ભારત' માર્ચ '૬૦]

# હે ભાગ્યશિલ્પી

યોન નોગુચી

'ભાગ્યશિલ્પી! જીવંત જીવનનો ચંદ્ર પોતાનાં રશ્મિના પ્રકાશમાં અહીં આવી રહ્યો છે, તે સમયે આપ મારું ભાગ્યશિલ્પ ઘડવા આવ્યા છો. હું પૂછું છું: આપ મારી ભાગ્યલિપિ ન લખો તો? ભાગ્યલેખ વિના જ હું આ દુનિયામાં વિહારવા માગું છું. સઘળું શું છે, તે નિહાળવા ઈચ્છું છું.

'સુખ ખરેખર વરદાન છે અને દુ:ખ સાચે જ અભિશાપ છે કે આ ભેદાભેદની રેખાઓ આપે કપટથી આંકી છે?

'સાચા અર્થમાં જન્મ સર્જન છે, મૃત્યુ વિનાશ છે કે જન્મ અને મરણ આપના દ્વિઅર્થી વ્યંગ છે, એ મારે જાણવું છે. મનુષ્યને મારે તેના અસલ રૂપમાં જોવો છે. તેઓ મોમાંથી કેટલા શયતાન છે અને કેટલા દેવ છે? કે રમતગમતની અજાયબીઓના ભૂખ્યા એવા આપ જ વારાફરતી તેનામા પ્રવેશ મેળવીને જૂદાં જૂદાં રૂપ ધારણ કરીને તેને કીર્તિઅપકીર્તિ અર્પો છો?

'મારા ભાગ્યમાર્ગને નિશ્ચલતાના રંગથી રંગિત ન બનાવશો. જિંદગીની જે પૂર્ણિમાએ હું નિર્વાણ પામીશ, તે પૂર્ણિમા સુધી સાતત્ય ધરાવતી તિથિઓ આપ નિશ્ચિંત ન કરો. મને મારો જ પથદર્શક બનવા દો, સ્વપ્રયત્ને મને ડગ ભરવા દો.

'મારી વાત શું આપને નથી ગમતી?

'આપની રમત–રથના ચક્રો સાથે મને વિવશ જકડીને એ રથને બેફામ હંકારવામાં આપને શો આનંદ આવશે?

'આપનાં આશંકા તથા સંશયને હું સમજી શકું છું.

'મારી ભાગ્યરેખા આપ નક્કી ન કરો તો હું આપનું સ્તવન નહિ કરું? અપાર સદ્‌ગુણો અને મહામૂર્તિઓનું પ્રતીક આપને કલ્પીને આપની આરાધના નહિ કરું? જગત નિયંતા તરીકે શું હું આપનો અસ્વીકાર કરીશ?

'મને એક વાત સમજાય છે. આપને એમ છે–મારો આપને ભય છે–કે હું જ સ્રષ્ટા બની બેસીશ, આપનું અસ્તિત્વ ભુંસાવી દઈશ અને સમગ્ર જગતનો ભાગ્યદેવ હું બની જઈશ?

'હું વચન આપું છું કે મારા મનમાં એવી કોઈ મહદ્ આંકાક્ષા નથી. છળપ્રપંચનો એવો કોઈ ચોર મારા અંતસ્તલમાં પ્રવેશ્યો નથી. મહત્તાની મને ભૂખ નથી. સ્વેચ્છા મુજબ લાકડાનાં પૂતળાંની જેમ બીજાઓને નચાવવાં એ મારે માટે સંતાપરૂપ છે. અસ્તિત્વનઃ ખીલા સાથે પશુને બાંધી, એને સંયમથી દોડાવવું, ખીલાની આસપાસની વર્તુળાકારની એની દોડને ઝડપી ગતિ કહેવી, જીવન કહેવું....રામ! રામ! નિર્મમ કપટ નહિ તો બીજું શું? કારણ રહિત એવા આ આડંબરના સૂત્રધાર બનવાની ઈચ્છા તે કોને થાય?

'ભાગ્યવિધાતા! આપના સર્વ ભય અર્થ વગરના છે. મારી તો એ જ ઈચ્છા છે કે ભાગ્ય-રેખાના નિર્દેશથી વિમુક્ત બનીને આ સંસારમાં થોડાક સમય માટે વિહાર કરું. સત્યાસત્યની પિછાન કરું. માનવીની આંખોને ઢાંકી દેનારી આપની ભાગ્યપટ્ટી મારી આંખો પર બાંધવાની મારી લેશમાત્ર ઈચ્છા નથી.'

આજથી સિત્તેર સાલ પહેલાની આ ઘટના છે. મારી માતાના ગર્ભગૃહમાંથી બહાર નીકળીને માનવજીવન વીતાવવા માટે હું તૈયાર હતો. અખિલ બ્રહ્માંડના ભાગ્યશિલ્પી એ સમયે મારી પાસે આવ્યા– મારી ભાગ્યલિપિ લખવા; અને મેં તેમને ઉપર પ્રમાણેની અરજ ગુજારી.

તે મારી પ્રાર્થના સાંભળીને ભાગ્યશિલ્પી મર્માળુ હસ્યા. પછી ભાગ્યલિપિ આંકતાં આંકતા બોલ્યા, 'બુદ્ધિશાળી માનવ! સાંભળ આજથી સહસ્રલક્ષ વર્ષો પૂર્વે, આવા જ એક પ્રતાપી

બ્રહ્મા એક માનવીના ભાગ્યલેખ લખવાને ગયેલા. ત્યારે તેં કરી તે જ પ્રકારની પ્રાર્થના એ માણસે કરેલી. હવે, પેલા બ્રહ્માને એ માનવ પર અનુકંપા ઉપજી એટલે એનું ભાગ્ય લખવું એમણે બંધ રાખ્યું ને એ માનવ કેટલોક સમય અતિ નિઃસ્પૃહભાવથી ધરતી પર વિચરણ કરતો રહ્યો, પણ એકાએક એક દિવસ બ્રહ્મલોકમાં જઈને એણે બ્રહ્માને બંદીવાન બનાવી દીધા ને એમના બ્રહ્માસને બેસીને પોતાની કલ્પના પ્રમાણે સૃષ્ટિ બનાવવા લાગ્યો. પોતાના સ્રષ્ટા સાથે હરિફાઈ આદરવી એ માનવ સ્વભાવની અંતર્ગત છે. સર્જન–પ્રેરણાઓ જ્યારે માનવીના અંગઉપાંગો દ્વારા મૂર્ત થવા તોફાન આદરે છે ત્યારે માનવી બ્રહ્માની સર્જનહથોડીને નિરર્થક સાબિત કરવા તત્પર બની જાય છે. પણ એ જાણતો નથી કે સીમિત આયુષબળની સાથે એને ધર્મ અર્થ કામ અને મોક્ષના ચક્રવ્યુહો ભેદવા પડે છે, ને તું તો જાણે છે કે આ સઘળાં ભાગ્યલેખનાં જ છળકપટ છે. બ્રહ્માની સમગ્ર શક્તિનું રહસ્ય સમજી જઈને પેલો માનવ જાતે જ બ્રહ્મા બની બેઠો. આજપર્યંત અસલી બ્રહ્મા કારાવાસમાં પૂરાઈ રહ્યા છે. ભલા, એ માનવ કોણ છે, તે તું જાણે છે? લે, તારી આગળ પાધરી વાત કરી લઉં કે હું જ તે માનવ છું.

'હવે તું–હું શા માટે તારી પ્રાર્થના સ્વીકારતો નથી–એ સમજી ગયો હોઈશ. હું તારી જ કોટિનું સર્જન છું; ને એટલે તારી મનોગતિના વિચરણથી હું સુપરિચિત છું.'

આશ્ચર્યથી સ્તબ્ધ બનીને હું જોઈ રહ્યો. હું આગળ કંઈ પણ બોલુ એ પહેલાં જ મર્મ-અટ્ટહાસ્યથી મારી ભાગ્યલિપિ લખીને બ્રહ્મા અદૃશ્ય થઈ ગયા.*

(*યોન નોગૂચીના એક ખંડકાવ્ય પરથી અનુવાદિત)

—અનુ૦ કમલવદન દેવરૂપ

ફોટો–બ્લૉક 'કુમાર'ના સૌજન્યથી.


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, કૃપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો કૃપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ... ... ... ... ... ૧૨, ફેબ્રુઆરી ૧૯૬૧



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • કૃપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

[ ધ રજીસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ના નિયમ ૮ મુજબ ફૉર્મ ૪મા રજુ કરવાની માહિતી ]

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશન સ્થળ | રૂપાયતન જૂનાગઢ |
| ૨ | ક્યારે ક્યારે પ્રસિદ્ધ થાય છે | દર માસની બારમી તારીખે માસિક તરીકે |
| ૩ | મુદ્રકનું નામ | ધીરેન ગાંધી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ |
| ૪ | પ્રકાશકનું નામ | ધીરેન ગાંધી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | રૂપાયતન જૂનાગઢ |
| ૫ | તંત્રીનું નામ | નવીન ગાંધી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | રૂપાયતન જૂનાગઢ (સૌરાષ્ટ્ર) |
| ૬ | માલિકનું નામ | રૂપાયતન જૂનાગઢ (સૌરાષ્ટ્ર) |

હું ધીરેન ગાંધી આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ સમજ મુજબ ખરી છે

તા. ૧૨-૨-૬૧

ધીરેન ગાંધી
પ્રકાશક



મામો માશી મારિયા, મેલ્યા મા ને બાપ;
સાજણ રોતાં છંડિયા, (કાના') કોણ જીરવે તાપ?

પાખ પાંદડું પાપણ્યું, પ લ કા રો, પ ગ લાં ય;
અંતરજામી ઓળખે, (એને) મત ગણીએ ગગલાંય.

મન મારુત ને માકડું, અથર્યાં કુદે અધીર;
કવિ, કાજગરા, કોવિદા, સથર્યા, શાત, સધીર.

ચણતર ને ભણતર વંધાં જણતર ત્રીજું જોય;
(હવે) ગુરુજી ગાંધી હોય, (જે) જમનામાં જંપી ગિયા

બાળોતિયા મ બોળિએ, ત ર વે ણી ને તી ર;
રાગ દ્વેષને રાજિયે, મત અભડાવ્યે નીર.

કડુ ને કરિયાતું મણ્યે, તાતો તગડે તાવ;
(પણ) કડવાણી ઓસડ કર્યાં, (ઇ) ટાબરિયાંની રાવ.

તનસુખ ભટ્ટ